૧૫૩૬–૧૫૭૨) કરતાં આ કાળમાં અશાંતિ ઓછી હતી. વળી. હવે અકબરની દીર્ઘદર્શી રાજ્યનીતિએ રજપુતોને પણ સાધવા માંડયા હતા. ગુજરાતની સંપૂર્ણ છત મુખ્યત્વે તેના રજપુત માંડલિકો રાજા ભગવાનદાસ અને રાજા માનસિંહ જેવાનીજ બહાદુરી ને કુનેહને આભારી હતી. * આથી રાજદરબારમાં તેમજ સમસ્ત આલમમાં હીંદુમુસલમાનો વચ્ચે ભાઇચારો કેટલોક વધ્યો. નવો મંગળકારી યુગ મંડાયાનું આ એક ચિન્હ; અને બીજું તે છેક સુલતાન બહાદુરશાહ (સં. ૧૫૮૨–૧૫૯૨: ઇ. સ. ૧૫૨૬–૧૫૩૬)ના સમયથી, ચાલતા આવેલા જમીનમહેસુલના જુલમી કાયદાને બદલે, જમીનની નવેસરથી આંકણી કરાવીને રાજા ટોડરમલે શાહેનશાહના હુકમથી નવી ન્યાયસરની જમાબંદીની યોજના કરી (સં. ૧૬૩૧: ઇ. સ. ૧૫૭૫).

'આવી રીતે જામવા માંડેલી સ્થિરતાને પ્રતાપે અખા ને પ્રેમાનંદ, શામળ અને વલ્લભ: એ સર્વનાં આવતા યુગમાં (સં. ૧૬૪૯–૧૭૧૯: ઇ. સ ૧૫૯૩–૧૬૬૩) થનાર કે આરંભનાર કાર્ય માટે ભૂમિકા તૈયાર થવા માંડી; પણ પ્રસ્તુત યુગમાં તો, નાકર (સં ૧૫૫૨–૧૬૪૦: ઇ. સ. ૧૪૯૬–૧૫૮૪) ની કારકીર્દીનાં છેલ્લાં અગીઆર વર્ષના અપવાદ સીવાય સાહિત્યપ્રવૃત્તિ મોળી–મોળી એટલે છેક મંદ નહીં, પણ સામાન્ય કક્ષાની–દેખાય છે. આ સમયમાં કે તેની આસપાસ એત્રણ નોંધવાજોગ ઉપકવિઓ થયા 'માધુચરિત્ર,' 'શુકદેવાખ્યાન' અને 'સુભદ્રાહરણ'નો રચનાર વસ્તો (સં. ૧૬૨૪: ઇ. સ ૧૫૬૮); 'વલ્લભાખ્યાન' વાળો ગોપાળ (સં. ૧૬૨૮: ઇ. સ. ૧૫૭૨); અને 'રસમંજરી'કાર વછરાજ (સં. ૧૬૩૫: ઇ. સ. ૧૫૭૯). ત્રણમાંથી એકેકનું કાર્ય કવિતા તરીકે બહુ ઉજ્જ્વલ કે ગૌરવશાળી નથી, જો કે ભાષાવિકાસની દૃષ્ટિએ તે કેટલાક મહત્ત્વવાળું છે. પણ એમની વધારે ગણવાજોગ વિશેષતા તો પ્રેમાનંદ યુગના પુરોગામીઓ લેખે આપણે સમજવાની છે. નાકરે આખ્યાનોની જે પ્રથા લોકજનને પરિચિત કરવા માંડેલી તેમાં નિષ્પત્તિ સાધનાર ભટ્ટ પ્રેમાનંદ પ્રગટતાં સુધી આ યુગના ગોપાળ અને વસ્તાએ તે પ્રથાને યથાશક્તિમતિ ટકાવી રાખી. અને વછરાજે તો એ બંનેથી આગળ જઇને પોતાની મનોહર વાર્તામાં શામળભટનાં લાક્ષણિક વસ્તુગુંફન અને સ્ત્રીપાત્રોની સ્પષ્ટ ઝાંખી કરાવી. આમ, રાજકીય સ્વસ્થના બરાબર જામી રહી ત્યાર પહેલાંજ આ નમ્ર છતાં ઉત્સાહી કવિત્રયે આગામી યુગની સિદ્ધિઓ કાજે આશાવંત સંવિધાનો રચવા માંડયાં હતાં.

---

* જુઓ હેવેલકૃત 'આર્યન રૂલ ઈન ઇંડીઆ' પૃ. ૪૮૧–૮૨.

# પ્રકરણ ૨ જું



## શાંતિયુગ: સાહિત્યનાં નવીન પ્રેરક બળો

(સં. ૧૬૪૯-૧૭૧૯ ઈ સ. ૧૫૯૩-૧૬૬૩)

મધ્યકાલીન ગુજરાતના ઇતિહાસમા આ સૌથી વધારે આબાદીનો સમય છે. અકબરની સમુજ્જ્વલ કારકીર્દીના છેલ્લા બાર વર્ષ આ જમાનામાજ સમાય છે; અને તેની ડહાપણભરી, કામેલ ને દયાળુ રાજ્યનીતિનો પ્રતિશબ્દ મીરઝા અઝીઝ, કોકા, શાહજહાન તથા દારાશીકોહની સુખસંચારક સુબાગીરીમા પડેલો આપણે જોઇએ છીએ વળી, આઝમખાને કોળીકાઠીઓને મહાત કરીને પ્રજાને રાહત આપી (સ. ૧૬૯૬. ઈ સ. ૧૬૪૦) તે પણ આ અરસામાજ. ઉપરાત સલામતી અને સ્વસ્થતાના વાતાવરણમા ઉચી કારીગીરીના કેટલાક સુંદર જાહેર બાંધકામો પણ થઇ શકયા, તેમાના મુખ્ય ત્રણ હતા: શાહીબાગ (સં ૧૬૮૮: ઇ. સ. ૧૬૩૨), અઝમલખાનનો મહેલ (સ. ૧૬૯૩: ઇ. સ. ૧૬૩૭), અને રાણપુરનો પ્રખ્યાત ઐતિહાસિક કીલ્લો તથા મહેલ (સં. ૧૬૯૬: ઈ. સ. ૧૬૪૦). ઇ. સ. ૧૬૪૨મા બાગવટાઇ પદ્ધતિ પ્રચારમા આવી એ નવી પરિસ્થિતિની એક વધારે નીશાની.

આ ઉજળા ને આકર્ષક ચિત્રના ઘેરા રંગો પણ છે. મલીક અંબરની સુરત ની લુટ (સ. ૧૬૬૫: ઇ. સ. ૧૬૦૯), તથા ઔરંગઝેબની બે વર્ષની (સ. ૧૭૦૦-૧૭૦૨: ઇ. સ. ૧૬૪૪-૧૬૪૬) સુબાગીરી દરમીઆન થએલા ઝગડા ને સરસપુર જૈન દેવાલયનુ ભ્રષ્ટીકરણુ (સં. ૧૭૦૦: ઇ. સ. ૧૬૪૪): આ બનાવો એવા રંગે રંગાએલા છે. પણ સામાન્યપણે અધાધુધી કહી શકાય તેવુ કૈં દેશમા નહોતુ. તેમજ અહીં નોંધેલા બે આગળ પડી આવતા બનાવો સીવાય છુટાછવાયા તોફાન કે બખેડા થતા તેની અસર પણ એટલી છીવટેણુ ન બનતી કે તે સમાજના જીવનને ગંભીરપણે ડામાડોળ કરી શકે. દેશનુ એકંદર વાતાવરણ ઉધમાતીઉં કે ભયપ્રેરક જરાએ નહોતુ. અને સત્તરમી સદીના ઉત્તરાર્ધ ને અઢારમીના પૂર્વાર્ધમાં જે કાળો કેર મરેઠા હુમલાખોરોએ વરતાવ્યો તેને મુકાબલે તો આ યુગ અદ્વિતીય શાંતિસામ્રાજ્યનો હતો.

એવા શાંતિયુગમા સાહિત્યના નવીન પ્રેરક બળો ઉદ્ભવ્યા અને ગુજરાતનો કાવ્યભંડાર પ્રકાશમાન, બહુપ્રભ, બહુરૂપ રત્નોથી સમૃદ્ધ બન્યો

આ યુગના ચાર મહાન કવિઓએ સંક્રાંતિકાળની મોળપનો ખંગ વાળી દીધો અખા ભક્ત અને પ્રેમાનંદની કેટલીક કૃતિઓ આ યુગમાં રચાઇ. રાજકીય શાંતિને લીધે એ બેની કલાનો જેમ પરિપાક થયો, તેમ આજ સમયમા યૌવન ભોગવતા શામળભટ ને વલ્લભની પ્રતિભા પણ નચીંતાઇના વાતાવરણમાં પોષાઇ

તથા આગળ ઉપર અશાંત સ્થિતિમાં પણ વિકાસ પામવાનું બળ મેળવી શકી એ કવિઓના કાર્યમાં યુગનું પ્રતિબિંબ ને તેની અસરો ક્યાં રૂપમાં વરતાય છે તેમણે ઝીલેલા સમાજના વિધવિધ આંદોલનો તેમની કવિતામાં કેવે પ્રકારે મૂર્ત થાય છે, તેનું ટૂંકું નિરૂપણ હવે તેમના મનોવ્યાપારના નિરૂપણ તથા કૃતિઓના ઉલ્લેખ દ્વારા કરીએ

સુખસંપત્તિને લીધે એશઆરામ વિલાસ ને સ્વચ્છંદ આ યુગના પૂર્વાર્ધમાં સારી રીતે વધ્યા હોવા જોઈએ પ્રજા પર મોગલ શાહજાદાઓ અને તે સત્તાના બીજા અમીરી પ્રતિનિધિઓની વિલાસપ્રિય રહેણી રણીનો પ્રભાવ પણ એ પ્રત્યક્ષ દૃષ્ટાંતોથી પડ્યો હોય એ સમયનું સામાજિક જીવન જાણવાના તો ખાસ સાધનો નથી પણ શુદ્ધ સાહિત્યમાં તેના પ્રમાણો શોધતાં આ અનુમાન સ્વાભાવિક ઠરે છે કે પ્રજા રંગીલી ને બહુધા ઈશ્વરવિમુખ‡ ન થઈ હોત તો અખા ભક્તે તેની પર વર્ષાવી છે તેવી અસ્ખલિત ઉન્મૂલ કટાક્ષધારાની જરૂર પડત નહીં, કે ન જરૂર પડત પતિત પ્રજાના ઉદ્ધાર માટે જન્મનાર પ્રેરિતજન જેવાજ તેના સીધા ચોટબંધ ને અચૂક ઉપદેશોની એવો ઉપદેશ તેણે વિશેષ કરીને લોકપ્રિય થઈ શકે તેવા છપ્પાઓ માં સરલતાથી આપ્યો છે એ હકીકત અર્થસૂચક છે તેની પોતાની વેદાન્તલક્ષી મેધા તો 'અખેગીતા' ને 'અનુભવબિંદુ' જેવા દુર્બોધ ગ્રંથમણિઓમાંજ ખરા આવિર્ભાવ પામી શકી પણ ઐહિક સુખના ઉપાસી અધર્મી સમકાલીનોને તારવા માટે પદેપદે દાખલાદૃષ્ટાંત ટાંકતી ત્રણ ત્રણ પંક્તિની સુગમ અસરકારક રચનાઓ કર્યા વિના તેને ચાલ્યું નહીં

વળી આ પણ વિચારવા જેવું છે કે અખાના કવનકાળ (સં ૧૭૦૫ ઇ સ ૧૬૪૯ પછી) દરમીઆન વલ્લભમત ગુજરાતમાં અતિ પ્રબળ હતો, તેણે ઉછેરેલા કેટલી ગુરુઓ ને તેવાજ અજ્ઞજનોના આચરણ જોઈને પણ અખાએ ગુરુઓ વીરો વારંવાર પ્રહારો કર્યા હોય અને જે એક અદ્વિતીય સાચા ગુરુમાં§ પોતાનું મન ઠર્યું, તેનું શરણું સર્વકાળ માટે પોતે લીધું હોય અને બીજાને લેવાનો બોધ આતુરતાપૂર્વક આપ્યો હોય

---

‡ હરિ જાણ્યા વિના ભૂલા ભમે
અખા પાર ન પામે ક્યમે
—આભડછેટ અંગ

§ જે નરને આતમા ગુરુ થશે,
ક્યું અખાનું તે પીછશે
—પ્રપંચ અંગ

# પ્રકરણ ૩ જુ

-૯૯૯૯૯૯-

## શાંતિયુગ (ચાલુ) પ્રેમાનંદ અને શામળ

જે યુગબળ ચોક્કસ બીજ [illegible] આખ્યાને પડ્યાં અને જે નવે અવતારે ઘડવા તત્પર [illegible] ગયાં એ યુગબળ પ્રેમાનંદમાં જુદી રીતે વ્યક્ત થાય છે એક જ્યાં ધર્મબોધકના અંતરથી અણમાતા ઉમળકાથી દેશને સુધારી નાખવા જબરી અને જરૂરી કોશિશ કરી [illegible] બીજાના રસપૂજક સુકુમાર આત્માએ ધર્મને [illegible] અંગત અભિપ્રાયોને આગળ પડવા દીધા વિના અનુકૂળ દેશકાલનો લાભ લઈને કળાના ઉચ્ચતર લક્ષ્યો સાધવામાં મન પરોવ્યું

પ્રેમાનંદનો સમય સં ૧૬૮૭ થી ૧૭૮૦ ગણે [illegible] કવનકાળ આશરે સં ૧૭૧૦ થી ૧૭૫૦ બીજી બાજુ જેનું વિવેચન ચાલુ છે તે શાંતિયુગ સં ૧૬૪૮ થી માંડીને ૧૭૧૮ સુધી લંબાયો આ પરથી જોઈ શકાશે કે પ્રેમાનંદ જે જમાનામાં ઉછર્યા ને લખતા થયા તે શાંતિના વર્ષોમાં જ ગણેલું ચોથા ભાગ જેટલું [illegible] વધુ કાર્ય પણ એજ વર્ષોમાં થયું તેમના માનસ તથા પ્રતિભાને ઘાટ આપનારા ઘણાખરા સંસ્કાર-અભ્યાસ અનુભવ ને વાતાવરણને લગતા સંસ્કાર પણ એજ સમાવધિમાં એમની પર પડેલા પરિણામે એમના કવનકાળના ત્રીસ (સં ૧૭૨૦ થી ૧૭૫૦ ઇ સ ૧૬૬૪ થી ૧૬૯૪ સુધીના) વર્ષ મરાઠી અવ્યવસ્થા દરમીઆન વીત્યાં છતાં એમનું કાવ્યજીવન તો નિશ્ચિંતતાના કાળમાંજ—કે જેવી નિશ્ચિંતતા ગુજરાતે પહેલાં કદી જાણી નહોતી ને અંગ્રેજ યુગ સુધી જાણવાનું નહોતું તેવીના કાળમાંજ—બંધાયેલું

આ શુષ્ક ગણત્રીઓ આપણને એક મહત્ત્વના લક્ષ્યબિંદુ તરફ દોરે છે—પ્રેમાનંદનાં આખ્યાનોમાં જે ઉત્તમ રસિકતા સર્વાંગમયતા ને કલાવૈભવ વીલસે છે તે સમકાલીન દેશસ્થિતિને લીધેજ શક્ય નીવડયાં એમ માનવા આપણને પ્રેરે છે તેનું નળાખ્યાન તેનો દશમ સ્કંધ તેણે ગાએલી ભક્ત નરસિંહની જીવનલીલા રણયજ્ઞ દ્રૌપદીસ્વયંવર અને સુદામાચરિત્ર તેણે અમર વાણીથી અંકિત કરેલાં ઓખા ને સુભદ્રાનાં હરણો આ અને આવી મધ્યકાલીન યુગની કલગીરૂપ કૃતિઓ ન હોય અરાજક સુલતાનીઅતનાં ફળ કે ન હોય ધાડપાડુ મરાઠાઓના રાજ્યની ઉપપત્તિઓ એ તો મોગલ આધિપત્યના રસભરપુર ને નિરુપદ્રવ વાતાવરણમાંજ સમૃદ્ધ થએલા સંસ્કારોમય હૃદયનો પરિપાક, એમ પ્રત્યેક રસજ્ઞ કવિનો આત્મા સાક્ષી પુર્યા વિના રહેશે નહીં *

* સં ૧૬૮૭ ૧૬૮૮ માં ગુજરાતમાં ભારે દુકાળ પડયો હતો તેની અસર પ્રેમાનંદની હુંડી વામનકથા ને ઋષ્યશૃંગાખ્યાન પર છે એ નોંધવાની જરૂર છે

પોતે કે પ્રેમાનંદની જેમ વેદપુરાણ કે રસાલંકાર ભણ્યો નથી એવો ટકોરમય એકરાર શામળ (જન્મ: આશરે સ. ૧૬૫૦: ઇ. સ. ૧૬૦૪) એક ઠેકાણે કરે છે. એ કથન સર્વાંશે સાચું નથી પણ એટલું તો ખરું કે તેની પ્રેરણાનું પ્રભવસ્થાન વેદપુરાણાદિ પ્રાચીન સંસ્કૃતિના અવશેષો કરતાં એકાદ અંશેજ ઉતરતા એવા હીંદી ને વ્રજ ભાષાના સાહિત્યભંડારમાં હતું. એના સમય પહેલા એ પરભાષાઓનો પ્રભાવ ગુજરાતી પર નહોતોજ પડ્યો એમ નહીં. છપ્પાની વિશિષ્ટપણે હીંદી એવી રચના સંવત ૧૫૧૯ માં જૈન સાધુએ કરેલી મળી આવે છે. અને એ કાવ્યરૂપ ઘણો વખત ગુજરાતી ભાટચારણોમાં પણ પ્રચલિત હતું, તે પરથી એ અસરની પુરોગામિતા સિદ્ધ થાય છે. પણ હવે શામળે એ પરપ્રાંતી અસરનો વધારે મોટા અને વિસ્તૃત પ્રમાણમાં લાભ લીધો એમ કહી શકાય, કારણ કે તેની આલમમશહુર વાર્તાઓ છેક સ્વતઃકલ્પિત નહીં, પણ હીંદી ભાષાની વાર્તાઓને આધારે યોજાએલી માલુમ પડી છે. અલબત્ત એટલું ખરું કે ગુજરાતી કવિએ હીંદી વસ્તુને પોતાની કલાનો ઓપ આપી તેજસ્વી અને લોકગમ્ય કરી. પણ તેમ કરવાની સ્વસ્થતા ને અવકાશ અત્યાર પહેલાં કોઈને લાધ્યાં નહોતાં એ હકીકતજ બતાવે છે કે શામળે પોતાની કિશોરવય અને ફુટતી જુવાની દરમીઆન પ્રવર્તતાં શાતપ્રદ પ્રેરકબળોનો પુરતો લાભ હીંદીના અભ્યાસ, કલ્પનાવિહારો તથા કાવ્યસર્જનને અનુરુપ ભાવનાદર્શનોથી લીધો હશે. પ્રેરણાસ્રોતનો એ રીતે પ્રવાહ ઝીલનાર કવિએ 'રખીઆલ રુડા રાજવી'ની છાયમાં જીવન નિર્ગમના 'મદનમોહના' અને તેના નમુનાની અનેકાનેક અદ્‌ભુતરમિક વાર્તાઓ રચી; આપણો પરિચિત પ્રયોગ છે તેમ, "વાર્તારસમાં જ્ઞાનગોળી પાઇ;' સંપ્રદાયોની તાત્ત્વિક એકતા 'પાનની વાર્તા' જેવી વાર્તામાં પ્રબોધી; લગભગ દરેક વાર્તામાં, ચાલુ જમાનામાં ફેલાઇ હશે તે, રાજકીય ખટપટોના પરિણામરૂપ અનીતિ પ્રત્યક્ષ ઉપદેશદ્વારા કે દ્દષ્ટાંતોથી રોકવા પ્રયાસ કર્યો; નારીનરની ઉભય પ્રકારની નારી-ભાવના તટસ્થતાથી આલેખીને, તે યુગમાં શકય એટલી કલાવૃત્તિની પીછાન કરાવી, અને 'પદ્માવતી' મા સ્ત્રીશિક્ષણની તરફદારી તથા જ્ઞાતિના જુલમનો વિરોધ કરીને, અશાંતિના બીજા જમાનાઓને અલભ્ય એવું નવીન સમાજસુધારણાનું દર્શન પ્રજાને હીંમતભેર કરાવ્યુ.

આમ, સં. ૧૬૪૯ થી ૧૭૧૯ સુધી જે મોગલ સરક્ષકના ગુજરાતમાં વ્યાપી તેના નેજા નીચે તથા મોગલ જાહોજલાલીના કલાપોષક સ્ફુલિંગો વિસ્તર્યા તેની ઉષ્મા અનુભવતાં, એ કાળના ત્રણે કવિવરોએ સાહિત્યમાં વૈવિધ્ય ને સંસ્કારિતા અપૂર્વ શક્તિથી પુર્યાં.

---

* શામળમાં અનીતિમય સ્રીઓની છત છે પણ એક સ્થળે તેનો આ ખરો અભિપ્રાય વરતાઇ આવે છે: "છે નીચ કોઇજ નારીઓ, સ્વભાવે સહુ નહીં સરખી."

# પ્રકરણ ૪ થું



## અવ્યવસ્થાની અવધિ

(સં. ૧૭૨૦-૧૮૧૩: ઇ. સ. ૧૬૬૪-૧૭૫૭)

લગભગ એક સૈકા જેવડો આ યુગ ગુજરાતી ઇતિહાસમાં સૌથી વધારે ઘોર અને દારુણ અવ્યવસ્થાનો છે. તે એક છેડે સુરતની પહેલી પ્રખ્યાત લુંટથી શરુ થાય છે અને બીજે છેડે પ્લાસીના ક્રાંતિકારક યુદ્ધ સાથે ખતમ થાય છે. એ ત્રાણું વર્ષની ચાલુ અશાંતિનું વિભાજક વર્ષ સ. ૧૭૬૩ (ઇ. સ. ૧૭૦૭) બને છે. તેની આગળનાં વર્ષોમાં મરાઠાઓએ ગુજરાતમાં પગપેસારો કરવો આદરેલો, તે સં. ૧૭૬૩ માં સફળ થતાં એમણે પ્રાંતમાં રીતસર પ્રવેશ કર્યો. પછીનો અધસૈકો તે સત્તા જમાવવાના એમના જીવતોડ પ્રયાસનો કાળ.

એ દરેક વિભાગની રાજકીય ને સાહિત્યની સ્થિતિને હવે વીચારીએ.

સં. ૧૭૨૦-૧૭૬૩: આ સમયમાં મરાઠાઓની ધાડો પડી અને ખંડણીઓ લેવાઇ. સુરત પર તો નાનામોટા મળીને છ હલ્લા થયા: સં. ૧૭૨૦ માં, પછી પાંચ વર્ષ રહીને સં. ૧૭૨૫ માં, પછી દર વર્ષે એકેકો સં. ૧૭૨૬ ને સં. ૧૭૨૭ માં, ને છેવટ સં. ૧૭૩૦ માં અને સં. ૧૭૩૧ માં. આમાંની પહેલી ધાડ વખતે તો શિવાજીને રુપીઆ એક કરોડનો માલ મળ્યો એમ 'ગુજરાત સર્વસંગ્રહ' નોંધે છે. વળી ઉપરાઉપરી દુકાળો પણ કેટલા બધા પડયા—સં. ૧૭૨૯, સં. ૧૭૩૭, સં. ૧૭૪૦ અને સં. ૧૭૫૪ માં. એવામાં અનાજપાણીની તાણ કે અતિ મોંઘવારીને લીધે અમદાવાદમાં હરવખતે હુલ્લડો થતાં ને લુંટફાટ થતી. આમ, પરદેશી હુમલા અને દુકાળને પરિણામે ગયા યુગની બધી આબાદી નીચોવાઇ ગઇ. ઉપરાંત, બીજી કોઇ રીતે પણ રાજકીય સ્વસ્થતા ફરી હતી નહીં. સં. ૧૭૩૨ માં કાંકરેજના અને સં. ૧૭૫૯ માં પાટણની પડોશના કોળીઓએ તોફાન મચાવ્યાં, સ. ૧૭૩૫ માં ઇડરના રાજાએ બંડ કર્યું ને હાર ખાધી; એજ સાલમાં ઉદેપુરના રાણાના નાના કુંવર ભીમસિંહે ગુજરાત પર હુમલો કરીને વડનગર અને વીસનગર લુંટયાં; બીનમુસલીમો પર જજીઆવેરો નખાયો ને તેને અંગે અસંતોષ ફેલાયો તે પણ સં. ૧૭૩૫ માંજ; સં. ૧૭૪૭ માં ઇસલામી સાંપ્રદાયિકો મતીઆ તથા મોમણાનાં ધાર્મિક કારણે બંડ થયાં; અને સં. ૧૭૬૩ (ઈ. સ. ૧૭૦૭) માં ઔરંગઝેબ ગુજરી ગયો. આ છેલ્લા બનાવે ધાડપાડુ મરાઠાઓને બે-લગામ બની મહાલવાની પુષ્કળ સગવડ કરી આપી.

આવી સાર્વત્રિક અરાજકતાના દિવસોમાં સાહિત્યના નવા એક પણ બળનો સંચાર થઇ શકયો નહીં એ કુદરતી છે. બન્યું તે એટલુંજ કે પ્રેમાનંદ અને શામળે

ગયા જમાનામાં યુવાવસ્થા દરમીઆન જે સમૃદ્ધિ ને સંભારો આત્મામાં ભરીલીધેલા તેને તેમણે હવે ઉત્તરકાળની કૃતિઓમાં ઉતાર્યા કર્યા; અને બીજું એ કે પ્રેમાનંદસુત વલ્લભના આંતરજીવનનું ઘડતર આ યુગમાં વિશિષ્ટ રીતે થતું હતું–જેને વીશે વધારે નીચે લખીશું. બાકી, યુગનું એકંદરે અવલોકન કરતાં તો ભાસે છે કે અરાજકતા ન હોત તો, પ્રેમાનંદે તરતમાંજ અર્પેલી પ્રેરણાને બળે, તેના શિષ્યમંડળે તેમજ બીજા સાહિત્યવંશજોએ, કૈંક ઉંચી પંક્તિનું કાર્ય કરી બતાવ્યું હોત. પણ હકીકત તરીકે તો આ યુગમાં 'શીલવતીનો રાસ' એ સુજ્ઞાત કાવ્યના કર્તા નેમિવિજય (સં. ૧૭૫૬) સીવાય એક પણ નોંધવાજોગ નામ છે નહીં.

સ. ૧૭૬૩–૧૮૧૩ (ઇ. સ. ૧૭૦૭–૧૭૫૭): સર્વે ઇતિહાસકારો આને 'અવ્યવસ્થાનાં પચાસ વર્ષ' એવા સુચક નામથી ઓળખે છે. અને અવ્યવસ્થા હતી પણ મુંઝવનારી, અસાધારણ, નાશકારક. તેમાં મુખ્ય તો, મોગલ સુબાઓ અને મરાઠાઓ વચ્ચે ગુજરાતમાં સર્વોપરી થવાની સખ્ખત રસાકસી થઇ એ બાબત હતી. સં. ૧૭૮૬ (ઈ. સ. ૧૭૩૦)માં મરાઠા ફાવ્યા. બીજા નાના અમીરોનાં બંડ ને એવું તો ચાલ્યાંજ કરતું. અને કાઠીઆવાડમાં પણ મરાઠા દોર ચાલુ થયો ને જામવા લાગ્યો.

પણ એજ ઉષ્ણ ને ત્રાસક વાતાવરણે વલ્લભ (કવનકાળ સં. ૧૭૬૦–૧૮૧૦) ની પ્રતિભાને પોષીને વેગ આપ્યો હોય, 'અને' જુદાજુદા' પરાક્રમના તેમજ 'દુઃશાસનરુધિરપાન' જેવા બીભત્સરસિક વિષયો તેની પાસે પસંદ કરાવ્યા હોય તથા તેની શૈલીમાં તીખાશ, જોમ ને સચોટતા ભરીને 'ફાંકડો' ને 'જોસીલો' એવાં વિશેષણોનો તેને અધિકારી ઠરાવ્યો હોય, એમ પણ સંભવે છે. એ ગુણો તેના સ્વકીય અને સર્વ રીતે વિશિષ્ટ છે. એવી રાજકીય દશા ત્યાર પહેલાં કે પછી નથી પ્રવર્તી, તેમ 'યક્ષપ્રશ્નોત્તર' કે 'કુંતીપ્રસન્નાખ્યાન' જેવી કવિતા પણ નથીજ લખાઇ. બીજી બાજુ, અવ્યવસ્થાના અનિવાર્ય પરિણામરૂપ જે પુષ્કળ સામાજિક સડો પ્રજામાં પેઠો હશે તે વલ્લભ મેવાડા (સં. ૧૭૫૬–૧૭૯૨) ના, હવે પછીના યુગવાળા ગોવિંદરામ (સં. ૧૮૩૭–૧૮૭૦) તથા કૃષ્ણારામનાં કળીકાળનાં વર્ણનો કે ગરબામાં પ્રતિબિંબિત થતો લાગે છે. આ બાબત પણ આપણા સમગ્ર પ્રાચીન સાહિત્યમાં લાક્ષણિક છે, કેમ કે ખસુસ કરીને કળીકાળનેજ કોઇ કવિએ આ યુગની પહેલાં કે પછી અલગ વિષય તરીકે સ્વીકાર્યો નથી, તેમ વિસ્તારપૂર્વક તેને આવીજ તાદૃશતાથી કાવ્યમાં નિરુપ્યો કે વર્ણવ્યો પણ નથી. એટલે, ઉક્ત કવિઓનાં અનુપમ કળીકાળવર્ણનો એ સમયના દેશકાળનેજ આભારી હોવાં જોઇએ એવું અનુમાન અવાસ્તવિક નથી.

બે વધુ અનુમાનો પણ પ્રસ્તુત પ્રકરણ સમેટતાં કરવા જેવાં છે, પરંતુ તેને પ્રશ્નાકારે રજુ કરવાનુંજ હાલ તો ઉચિત લાગે છેઃ ધીરાભક્ત (સં. ૧૮૦૯–૧૮૮૯) નો વૈરાગ્ય જેની આપણે અતિપરિચયથી અવજ્ઞા કરતાં શીખ્યા છીએ, પણ જેની

ફુરતા જન્મેલી છે તો બળતા હૃદયના ભડકામાંથીજ, તે પણ એ દિવસોના અપાર નિર્વેદ અને નિ સહાયતાનુજ પરિણામ ન હોઇ શકે? અને, કાઠિયાનાડમા એજ વાતાવરણની આવતા યુગ પર પથરાએલી એનીજ અસરોએ ભોજા ભક્ત (સ ૧૮૪૧–૧૯૦૮) ની નીડર ને ચાબખામય સબળ કવિતામા જડાએલ જુગુપ્સોત્પાદક વૈરાગ્યને તો કદાચ નહી પ્રેર્યો હોય?

---

# પ્રકરણ ૫ મુ.

—(૦)—

## શાંતિનો પુનર્જન્મ: સહજાનદ સ્વામી તથા દયારામ

(સ ૧૮૧૩–૧૯૧૩ ઇ સ ૧૭૫૭–૧૮૫૭)

રાજકીય ઇતિહાસની નજરે, આ સૈકો પણ આગલાની જેમ બે કટકે વહેંચાઇ જાય છે (૧) સ ૧૮૧૩ થી ૧૮૭૪ (ઇ સ. ૧૭૫૭–૧૮૧૮,) અને (૨) સ. ૧૮૭૪ થી ૧૯૧૩ (ઇ સ. ૧૮૧૮–૧૮૫૭) પહેલા વિભાગના પરિવર્તનોની અસર સાહિત્ય પર કોઇ વિશિષ્ટ રૂપે થઇ નથી, પણ એ વર્ષોમા સ્થપાવા માડેલી શાતિ સ્થિર થતી ગઇ તેમ તેમ સ ૧૮૭૪ પછી સાહિત્યનો સારો ફાલ ઉતર્યો પરિણામે, રાજકીય પ્રદેશમા આ બેમાનો પહેલો અને સાહિત્યમા બીજો યુગ મહત્ત્વનો છે પ્રત્યેકનુ આગલી ભૂમિકા સાથે દિગ્દર્શન કરી લઇએ

સ ૧૮૧૩–૧૮૭૪ આ સમયવિભાગમા મુસલમાની સત્તા ઉખડી ગઈ ભાગી મરાઠાઓ ને પેશ્વાનો અમલ અમુક વર્ષ લગી ચાલ્યો, પણ સ. ૧૮૧૭ (ઇ સ ૧૭૬૧) મા અહમદશાહ અબદલીને હાથે પાણીપતના સગ્રામમા પડેલા મારમાથી મરાઠાઓ કદાપિ સાજા થઇજ શક્યા નહી અને પેશ્વાઇનો પણ સ ૧૮૭૪ મા અત આવ્યો ગાયકવાડી સત્તા પણ આ અરસામા ગુજરાતમા વધુ વધુ જામતા માડી બીજી બાજુ અગ્રેજોનુ પરિબળ વધતુજ જતુ હતુ એમણે સ. ૧૮૫૫ મા સુરતનો, સ ૧૮૨૮ મા ભરુચનો અને સ ૧૮૭૩ મા અમદાવાદનો કબજો લીધો સુરતનો છેલ્લો નવાબ સ. ૧૮૫૫ મા મરી ગયો એ જુનો યુગ અસ્ત થયાનુ સીમાચિન્હ, અને શ્રીરામપોરમા પહેલી પાદરીઓની શાળા નીકળી (સ ૧૮૫૫), બ્રીટીશ સત્તાધીશોએ દેશી રાજો સાથે તહનામા કર્યા (સ ૧૮૬૫–૧૮૬૮), તથા કન્યાને દૂધપીતી કરવાની કરુણતા બધી કરવામા આવી (સ ૧૮૭૪) આગલા નવીન યુગ પ્રવર્તાવ્યાના સીમાચિન્હો છે સમગ્ર

દૃષ્ટિએ અવલોકતાં, આ છ દસકાને સંધિકાળ કહી શકાય. પાછળથી લગભગ પ્રતિમારૂપે પુજાએલી મશહુર 'શાંતિ અને સુવ્યવસ્થા'નો પાયો એ દિવસોમાંજ નંખાએલો.

પરંતુ એ સાઠ–એકસઠ વર્ષમાં સાહિત્ય તો લગભગ હતું ત્યાંજ રહ્યું–ધીરાના (સં. ૧૮૦૯–૧૮૮૧) અપવાદ સિવાય. આમ, પ્રગટ રીતે નવી કે નોંધવાલાયક કાવ્યપ્રવૃત્તિ કશી થઇ નહીં,' પણ યુગબળ જુદી રીતે છતું થવા લાગ્યું. આવતા જમાના (સં. ૧૮૭૪–૧૯૧૩) ના ઘણાખરા મુખ્ય કવિઓનાં શૈશવ કે યૌવન આ યુગમાંજ પસાર થએલાં. વર્ષો સહિત એમનાં નામ વિચારતાં આ વાત તુરત સ્પષ્ટ થાય તેમ છેઃ દયારામ (સં. ૧૮૩૩–૧૯૦૮); ભોજો (સં. ૧૮૪૧–૧૯૦૮); રણછોડજી દીવાન (સં. ૧૮૨૪–૧૮૯૭), ગીરધર (સં. ૧૮૪૩–૧૯૦૮); પ્રેમાનંદ સ્વામી (સં. ૧૮૩૫–૧૯૦૧); નિષ્કુળાનંદ (સં. ૧૮૨૭), બ્રહ્માનંદ (સં. ૧૮૨૬); મનોહર સ્વામી (સં. ૧૮૪૪–૧૯૦૧); નીરાંત ભક્ત (સં. ૧૮૨૬–૧૯૦૨); અને બાપુસાહેબ ગાયકવાડ (સં. ૧૮૩૫–૧૮૯૯)—આ દસેની રસવૃત્તિ ને બુદ્ધિશક્તિનો વિકાસ થતો હતો અને કેટલાકે આરંભનું કાર્ય પણ કર્યું હતું. આ સ્થિતિને પ્રચલિત શાંતિનુંજ પરિણામ માની શકાય.

એ કવિવૃંદમાંના સહજાનંદી સાધુઓનું કામ જરા વિસ્તારથી તપાસવાની જરૂર છે. બાકી દયારામ કે ગીરધરની કાવ્યકલા તથા તેનાં મુખ્ય તત્ત્વો તો એટલાં સુપરિચિત છે કે તેના લાંબા વિવેચનની જરુરજ ન પડે. એટલુંજ નોંધીશું કે, દયારામે ભારતવર્ષમાં વારંવાર પ્રવાસો કર્યા, અનેક ભાષાઓ પર પ્રભુતા મેળવી અને રસભરપુર તેમજ તત્ત્વચિંતનયુક્ત ગ્રંથો રચ્યા તથા ગીરધરે એકાગ્રતાથી આખું રામાયણ લોકપ્રિય થાય તેવી શૈલીમાં આપણને ગુજરાતી સ્વરૂપે આપ્યું અને 'રાજસૂય યજ્ઞ' જેવું સુવાચ્ય કાવ્ય પણ રચ્યું—આ બધુંજ આગલા શતકમાં અશક્યજ હતું એ નિર્વિવાદ છે.

આજ યુગના આભૂષણરૂપ સ્વામીનારાયણ પંથના સાધુકવિઓ ઉપલા બને કરતાં કૈંક જુદી ભાત પાડે છે તે હવે જોઇ જઇએ. એ સંપ્રદાય સં. ૧૮૫૬ ની આસપાસ ગુજરાતમાં આવ્યો. વલ્લભી મતનો મધ્યાન્હ તે વખતે તપી ચુક્યો હતો એટલે આ નવા સાંસ્કારિક બળને પ્રસરવાનો લાભ સારો મળ્યો. તેણે જુના મતનો વિરોધ પણ કેટલીક બાબતોમાં આદર્યો. અલબત્ત, કૃષ્ણભક્તિ તો ચાલુજ રહી અને બ્રહ્માનંદ જેવા રસિક કવિએ શૃંગાર પણ ગાયો. પણ સ્વામીનારાયણી કવિતાનાં એકબે લક્ષણ ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. એ પંથના પ્રવર્તકે સુખભોગ સામે સખત પ્રતિબંધો મુકયા હતા એ જાણીતું છે. પણ બન્યું એવું કે પંથના મુખ્ય શિષ્યોને ઉભરાતા કવિત્વની કુદરતીજ બક્ષીસ હતી; એટલે એમની ઉત્કટ ભોગવૃત્તિએ તેજસ્વી ભક્તિના અને શૃંગારનાં પદેરૂપેજ કાવ્યમાં આવિર્ભાવ શોધ્યો. અને આ પરિસ્થિતિ એટલી પ્રબળ બની, એ વૃત્તિનો વિકાસ એટલો દુર્દમ નીવડયો

કે સહજાનંદી કવિઓના વૈરાગ્યના પદોમાં પણ ઉંચું કવિત્વ અને હૃદય ભીંજવતા રસાલકારો વીલસવા લાગ્યા અશાંતિ અને નિર્વેદનું વાતાવરણ હવે હળવું થવા લાગેલું એટલે 'પ્રેમસખી' તથા બ્રહ્માનંદ સરખાના ભાવોન્મત્ત અંતરમાંથી પ્રગટેલો વૈરાગ્ય શુષ્ક નહીં પણ રસભીનો બની રહ્યો આખા મધ્યકાલીન સાહિત્યમાં આ ઘટનાની જોડી નથી એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી

સં ૧૮૭૪-૧૯૧૩ અંગ્રેજી સત્તા સ્થિરતા પકડતી જતી હતી શાંતિમાં ખલેલ હવે નજીવીજ હતી એટલે આ કાળમાં દયારામપ્રભૃતિ ઉપના સર્વ કવિઓ ને ઉપકવિઓનું કાર્ય સારી રીતે ખીલ્યું અને પ્રમર્યું અને સં ૧૯૦૮ માં દયારામના મૃત્યુ સાથે જુના સાહિત્યનો યશસ્વી યુગ પૂર્ણાહુતિ પામ્યો

———o———

# વિભાગ ૩ જો



# સંસ્કૃત સાહિત્યનાં આંદોલનો



## પ્રકરણ ૧ લું



### ગુજરાતી સાહિત્યનું મુળ

પૂર્વજ સાહિત્યની અમુક અસર તો પાછળના સાહિત્ય ઉપર પડેજ છે. માનવ આત્મા પોતાના પૂર્વજો પાસેથી ભાષા શીખે છે અને વિચારો ગ્રહણ કરે છે, એટલે સ્વાભાવિક રીતેજ ભુતકાળથી તદ્દન છુટું સાહિત્ય સંભવિત નથી. પણ પૂર્વજ સાહિત્યની અસરનુ બરાબર માપ આવે તો નવીન સાહિત્યમાં કેટલું ચૈતન્ય છે એ જાણી શકાય.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય ઉપર, સંસ્કૃત સાહિત્ય, વ્રજ ભાષા, જુના વખતનું અપભ્રંશ સાહિત્ય, ફારસી સાહિત્ય, લોકવાર્તા અને લોકગીત એ સર્વાની કેંક કેંક અસર દેખાય છે. મરાઠીની કે આ દેશની બીજી કોઇ પ્રાંતિક ભાષાની ક્યાંક અસર થઇ હશે, પણ તે ગણવા જેવી નહીં. બ્રાહ્મણ અને જૈન સાહિત્યના પ્રવાહો જુદા જુદા, પાસે પાસે અને પરસ્પર અસર કરતા ચાલતા આવ્યા છે એ વાત તો જુદીજ છે.

અને ગુજરાતમાં એક પછી એક સૈકામા અનેક વિદ્વાન વૈદ્યોએ વૈદક ધંધો કરેલો હોવા છતા ગુજરાતીમા કોઇએ આયુર્વેદને ઉતાર્યો નથી (જૈનોએ લખેલા વૈદક ગ્રંથોની સખ્યા પણ અતિ અલ્પ છે ) સસ્કૃત દર્શનસાહિત્યમાથી માત્ર વેદાંતની અસર ગુજરાતી સાહિત્ય ઉપર થએલી જોવામા આવે છે. ટુકામા મધ્યકાલીન ગુજરાતી ઉપર સસ્કૃત સાહિત્યના ક્યા ક્યા અગોની અસર થઇ છે એ વિગતવાર તપાસના સ્પષ્ટ દેખાય છે કે સસ્કૃત સાહિત્યના અતિશય અલ્પ અશની ગુજરાતી ઉપર અસર થઇ છે.

સાહિત્ય પ્રજાજીવનનુ પ્રતિબિંબ છે એમ માનીએ તો તે કાળની ગુજરાતી પ્રજાનુ જીવન અતિશય સકુચિત થઇ ગયુ હતુ એમ કબુલ કરવુ પડશે પણ આ સકુચિતતા સમગ્ર પ્રજાજીવનની નહીં પણ પ્રજાના અક્ષરજીવનના વાલીઓ –બ્રાહ્મણોના જીવનની યથાર્થ સ્થિતિ દર્શાવે છે. આ દેશમા બધી જાતના પ્રવૃત્તિઓ ચાલ્યાંજ કરતી હતી, પણ એ પ્રવૃત્તિઓનુ સાક્ષર દૃષ્ટિથી અવલોકન કરી એનુ સાહિત્ય ઉત્પન્ન કરવાની શક્તિ બ્રાહ્મણોએ ગુમાવી હતી અને બીજા વર્ણોને તો અક્ષરજ્ઞાનજ ન હતુ અલબત્ત વાણીઆ, ખેડુતો, સુતારો, વૈદ્યો, કડીઆઓ વગેરે ધધાદારીઓ પોતપોતાનો ધધો બહુ સારી રીતે કરતા હતા પણ આ ધધાઓનુ શિક્ષણ પરપરાથી વારસામા મળતુ હતુ. આ વિલક્ષણ સ્થિતિ એકલા ગુજરાતમા હતી એવુ કે નથી પણ એ સ્થિતિને પરિણામે સાહિત્યનુ ક્ષેત્ર અત્યત સકુચિત થઇ ગયુ અને આ રીતે સસ્કૃત સાહિત્યનો અમુક અલ્પ અંશજ ઉપયુક્ત રહેવાથી બધાએ કવિઓએ એ ને એ સાધનોનો ફરી ફરી ઉપયોગ કર્યો દેખાય છે. વધારે શું ? વિષય સબધમા મધ્યકાલીન ગુજરાતી સાહિત્યની દરિદ્રતા તો અતિશય ખુચે છે.

સસ્કૃત વાઙ્મયમાથી મહાભારત, રામાયણ અને પુરાણોની અસર ગુજરાતી સાહિત્ય ઉપર સૌથી વધારે દેખાય છે. પુરાણોમા પણ શ્રીમદ્ભાગવત અને તેમા પણ દશમસ્કધ તો વ્યાપક દેખાય છે. છેક ગુપ્ત સમયથી ભારત, રામાયણ અને પુરાણોએ આપણા લોકસમૂહ ઉપર પોતાનુ સામ્રાજ્ય જમાવવા માડ્યુ હતુ. પુરાણોની તો ઉત્પત્તિજ આજે જેને આપણે આમ વર્ગ કહીએ છીએ તે વર્ગમા અક્ષરજ્ઞાન વગર ધર્મ અને રસના સસ્કારોની કેળવણીનો પ્રચાર કરવા માટે થઇ છે મહાભારતને ઉદ્દેશીને સ્પષ્ટ વચન છે કેઃ

श्रावयेच्चतुरो वर्णान्कृत्वा ब्राह्मणमग्रत. ।

અર્થાત્ શ્રૌત સાહિત્યનો કેવળ દ્વિજ ગણાતા ત્રણ વર્ણોજ ઉપયોગ કરી શકે એવી મર્યાદા રુઢ થયા પછી વિશાળ હીંદુ સમાજમા સમાવેલા ચોથા વર્ણની કેળવણીનો પ્રશ્ન વિકટ થઇ પડ્યો અને ચોથા વર્ણને દ્વિજ વર્ણો સાથે સુગઠિત રાખવા માટે પણ એને કોઇક જાતના સસ્કારો આપવાની આવશ્યકતા અનિવાર્ય હતી.

વળી, બૌદ્ધ અને જૈન ધર્મો અસંસ્કૃત વાણીનો ઉપયોગ કરીને આ વર્ણોમાં પોતપોતાના ધર્મનો ખુબ પ્રચાર કરતા હતા, એટલે બ્રાહ્મણ ધર્મને પણ પોતાના કુંડાળામાં લોકસમૂહને રાખવા માટે ટેક કરવાની જરૂર હતી. આ મુશ્કેલીનો ભારત–રામાયણે અંત આણ્યો. જેને શ્રુતિના મંત્રો ન સંભળાવી શકાય તેને પણ બ્રાહ્મણ મારફત મહાભારત કે રામાયણનાં વચનોથી શ્રુતિના સારરૂપ આત્યંતિક કલ્યાણ-સાધક જ્ઞાન પણ આપી શકાય એમ સ્મૃતિકારોએ ઠરાવ્યું. (જુઓ બ્રહ્મસૂત્ર ઉપરનું શાંકરભાષ્ય–અ. ૧, પા. ૩, સૂ. ૩૮.)

ઘણુ કરી ગુપ્ત સમયમાં નીકળેલો આ તોડ એવો દ્રઢમૂલ થઇ ગયો કે છેક આધુનિક સમયના આરંભ સુધી ચાલ્યો. પાછળથી તો દ્વિજમાંથીએ બ્રાહ્મણ સીવાયના વર્ણોમાં ઉપનયન સંસ્કાર અને તે સાથે અક્ષરજ્ઞાનનો પણ લોપ થઇ ગયો. એટલે બ્રાહ્મણ મારફત પુરાણશ્રવણની પ્રથા એ એકજ આમ વર્ગ માટે સંસ્કાર મેળવવાનું દ્વાર રહ્યું.

આ સ્થિતિમાં પુરાણોની સંખ્યા સ્વાભાવિક રીતે વધતી ગઇ. પણ જ્યાં સુધી બ્રાહ્મણોમાં સંસ્કૃત જ્ઞાનનો સારો પ્રચાર રહ્યો ત્યાં સુધી સંસ્કૃત સાહિત્યમાં પૌરાણિક સાહિત્ય સીવાયના વિષયો પણ ખેડાતા ગયા. અલબત્ત ધીમે ધીમે નવીનતા ઓછી થતી જતી હતી. અને એક ને એક વાત ચમત્કારિક રીતે કહેવાની વૃત્તિ વધતી જતી હતી. પ્રત્યક્ષ વિશ્વ અને તેના પદાર્થોમાંથી પ્રેરણા મેળવવાને બદલે પ્રાચીન ગ્રંથોમાંથી પ્રેરણા મેળવવાની વૃત્તિ સ્વભાવરૂપ થતી જતી હતી. જુના ગ્રંથોમાંથી ઉતારા કરીને સંગ્રહો બહાર પાડવાના, જુના ગ્રંથો ઉપર ટીકા અને ટીપ્પણીઓ લખવાના તથા બહુ બહુ તો જુની કથાને બીજા શબ્દોમાં વર્ણવવાના અથવા જુના વિચારોને જુદા શબ્દોમાં કહેવાના સાહિત્યકાર્યમાં સંસ્કૃત પંડિતો એકબીજાની હરીફાઇ કરતા મધ્યકાળમાં જોવામાં આવે છે. પછી તો એ હરીફાઇ પણ વિરલ થઇ ગઇ. સંસ્કૃત પંડિતોની સંખ્યા અતિશય ઘટી ગઇ. એક પ્રાંતમાં સારા સંસ્કૃતજ્ઞ પંડિતો આંગળીને વેઢે ગણાય એટલા હોય એ પણ અહોભાગ્ય મનાવા લાગ્યું.

આ સ્થિતિમાં શ્રીમદ્ભાગવતની કથા, માત્ર સંસ્કૃત જાણનારજ સંભળાવી શકે એ સ્થિતિ ઘણાને ખુંચવા લાગી હશે. કદાચ જૈનો પોતાનું ધાર્મિક સાહિત્ય લોકોને સમજાય એવી ભાષામાં રચીને લોકોનાં મન ઉપર ખુબ કાબુ મેળવતા જતા હતા, એ સ્થિતિએ પણ બ્રાહ્મણ પંડિતોના મન ઉપર અસર કરી હોય. કદાચ સંસ્કૃત ન જાણનાર પણ બુદ્ધિશાળી બ્રાહ્મણોને ઓછી બુદ્ધિવાળા પણ સંસ્કૃતજ્ઞ બ્રાહ્મણોનો પ્રભાવ અકારો લાગતો હોય, અને એવાઓમાં પોતાની માતૃભાષા ખેડવાની ઉત્કંઠા સ્વાભાવિક રીતે જાગી હોય. બીજા વર્ણના બુદ્ધિશાળી માણસોને તો માતૃભાષાના આશ્રય વગર અક્ષરજ્ઞાનનો સંભવજ નહીં એટલે એ વર્ગે પણ માતૃભાષાને ખેડવામાં મોટો ફાળો આપ્યો હોય. સર્વથી વિશેષ તો .

૧૫મા-૧૬મા શતકમાં આત્માના કોઇ ઉંડાણમાંથી ઉછળેલું એક મહાજાગૃતિનું મોજું સારા ભારતવર્ષ ઉપર ફરી વળ્યું હતું; અને એ મહાજાગૃતિના મોજા ઉપરજ વૈષ્ણવ ભક્તિનો ચારે તરફ પ્રચાર કરતા ચૈતન્ય પ્રભુ અને શ્રીવલ્લભાચાર્ય દેખાય છે. એ મોજા ઉપરજ વાલ્મીકિના રામાયણની પણ સ્પર્ધા કરે એવા અને જગતના મહાન ધર્મગ્રંથોમાં સ્થાન પામે એવા રામમાનસચરિતની રચના કરતા તુલસીદાસજી જોવામાં આવે છે. અને આ મહાતરંગની અસર નીચે આ દેશની બીજી પ્રાંતિક ભાષાઓમાં જેમ નવીન ચૈતન્ય આવ્યું તેમ ગુજરાતીમાં પણ આવ્યું અને ગુજરાતને નરસિંહ મહેતો, ભાલણ વગેરે સંતો અને કવિઓનાં દર્શન થયાં.

---

## પ્રકરણ ૨ જું

### ગુજરાતી સાહિત્યની સ્વતંત્રતા

ગુજરાતી ભાષામાં અક્ષરસેવા કરવાની વૃત્તિ ગમે તે રીતે જાગી હોય પણ એણે ૧૫ મા-૧૬ મા સૈકામાં ઘણો પ્રભાવ દેખાડવા માંડયો હતો એમાં શંકા નથી. અને એ જાગૃતિનાં મૂળ સંસ્કૃત સાહિત્યરુપી ભૂમિમાંજ ઉગ્યાં હતાં એ પણ નિઃસંશય. એ વખતના તથા એ પહેલાંના સમયના સંસ્કૃત સાહિત્યસેવકોના ગુણો, દોષો, મર્યાદાઓ, રુઢીઓ, બધાંનો આ મધ્યકાલીન ગુજરાતી સેવકોને વારસો મળ્યો હતો. ભાષાંતર, અનુવાદ કે સારરૂપ ન હોય ત્યારે પણ સંસ્કૃત સાહિત્યના આત્માના ભારથી ગુજરાતીની પાંખો દબાઇ જતી દેખાય છે. એ પ્રાચીન વારસાના વર્તુલની બહાર જવાનું મધ્યકાલીન ગુજરાતીમાં સામર્થ્ય નથી. આ અશક્તિ પ્રજાજીવનની અશક્તિનુંજ પ્રતિબિંબ છે. આ બેડીઓ, આ દાસ્યભાવની દીવાલ એટલી મોટી હતી કે મુસલમાનોનો અતિ નિકટ પરિચય હોવા છતાં પણ એના સાહિત્યનાં કિરણો આ દીવાલને ભેદી ન શક્યાં. આ બાબતમાં ખેદ સાથે કબુલ કરવું પડે છે કે હીંદી ભાષા ઉપર મુસલમાની સાહિત્યની જે અસર થઇ છે તે અસર ગુજરાતી ઉપર નથી થઇ.

આ સ્થિતિનાં કારણો પણ ઐતિહાસિક છે. સંયુક્ત પ્રાંતના હીંદુઓને—ખાસ કરીને બ્રાહ્મણોને ફારસી અને અરબ્બીનો અભ્યાસ સારી રીતે જીવનનિર્વાહ કરવા માટે જેટલો આવશ્યક એ કાળે લાગ્યો હતો તેટલો ગુજરાતને નથી લાગ્યો. ગુજરાતની મુસલમાની સલ્તનત પણ આ દેશમાં એટલે અંશે ગુજરાતી થઇ ગએલી; અને વેપારી પ્રજાને ભાષાના ખાસ અભ્યાસની શી જરુર? કબીર, નાનક જેવા હીંદુમુસલમાનની એકતાનો ઉપદેશ કરનારા સંતો પણ આ તરફ નથી પાક્યા. આ ઐતિહાસિક સમાધાન બરાબર છે પણ એ માટે સમાજની—મુખ્યત્વે અક્ષરજીવી બ્રાહ્મણોની જડતાની ના પડાય એમ નથી. ક્રીસ્તાની

અંદર બહારની હવાને પણ ન આવવા દેવા જેટલી સાવચેતી ઘાતક હતી એમ કહેવામાં ખોટું નથી. ગુજરાતી સાહિત્યજીવનની પ્રફુલ્લતાને આ દીવાલોએ ઘણી અટકાવી છે.

આ રીતે દીવાલની અંદર રહીને કામ કરવાની પદ્ધતિ ગુજરાતી સાહિત્યકારોએ નવી શરુ કરી નથી પણ એના પૂર્વજ સંસ્કૃત સાહિત્યકારોએ શરુ કરેલી. ખુલ્લા આકાશ નીચે ખુલ્લી હવામાં મેદાનમાં સાહિત્યનું ક્ષેત્ર ખેડવાની ભાવના એક કાળે સંસ્કૃત સાહિત્યકારોમાં હતી પણ ગુજરાતીના ઉદય પહેલાં આઠસો હજાર વર્ષથી દીવાલો બંધાવા માંડેલી અને સૈકાઓ પહેલાં પુરી થઇ ગએલી. પહેલા ગુજરાતી સાહિત્યકારોને તો આ કીલ્લામાં પુરાએલા અક્ષરજીવનનોજ વારસો મળ્યો. આ વિષમ સ્થિતિમાં એ કાળના ગુજરાતી સાહિત્યકારો જે આટલું બધું કરી શકયા છે તેના કારણરૂપ એમની સહજ પ્રતિભાને તથા એમના વારસાને–સંસ્કૃત પૌરાણિક સાહિત્યના જીવંતપણાને ધન્ય છે. આ દેશના આમ વર્ગના જીવનના સજીવ અંશોને પુરાણો એવી સચોટ રીતે સ્પર્શ કરતાં હતાં તથા લોકચિત્તમાં વધારે ઉંચા સરકારો એવી કોમળ અને સરસ રીતે જગાડતાં હતાં કે કોઇ પણ જાતની ધાંધલ વગર અનેક જીવો સામાન્ય સાંસારિક જીવન કરતાં ઉચ્ચતર જીવનમાં પ્રવેશ કરી શકતા હતા. અને આ તત્ત્વના જોરથી પુરાણોની લોકપ્રિયતા એક પછી એક સૈકામાં એવી ને એવી રહ્યા કરી.

પુરાણોની આમ વર્ગના જીવનના સજીવ અંશને સ્પર્શ કરવાની આ શક્તિએ આપણા જુના કવિઓને આકર્ષ્યા છે. અને જોકે આ કવિઓ સમાજને છેલ્લાં પાંચસો વર્ષમાં પણ બહુ નવુ નથી આપી શકયા, પણ જુના સંસ્કારોને જાળવી રાખવા સાથે આમ વર્ગમાં સાહિત્યરસને જીવતો રાખી શકયા તથા ગુજરાતી ભાષાને સારી રીતે ખેડી શકયા એ તેમની ગુજરાતી ભાષાની સેવા કંઇ ઓછી નથી. પૌરાણિક સાહિત્યને જુદી જુદી રીતે ગુજરાતીમાં ઉતારવાના જે અસંખ્ય પ્રયોગો મધ્યકાલીન ગુજરાતી સાહિત્યસેવકોએ કર્યા તે અનેક રીતે જોવા જેવા છે. આ યુગમાં પણ આપણને પરભાષાની સહાય વગર ચાલતું નથી. અને પાશ્ચાત્ય સંસર્ગથી આપણામાં નવુ બળ આવ્યું છે છતાં પરભાષાના સાહિત્યના સારા અનુવાદો હજી અપવાદરૂપ છે; અને સામાન્ય જનસમૂહના ચિત્તનું આકર્ષણ કરી શકે એવા તો શોધવા પડે છે. પણ મધ્યકાલીન ગુજરાતી કવિઓએ સંસ્કૃતમાંથી કથાઓ અને આખ્યાનો ગુજરાતીમાં ઉતારવાની બાબતમાં તો એક અપૂર્વ શક્તિ ખીલવી હતી. વળી તેઓએજ આપણી ભાષાને ભાગવત તો શું પણ કાદમ્બરી જેવા ગ્રંથનોએ ભાવ ઝીલી શકે એટલી ખીલવી.

સંસ્કૃત ગ્રંથોના અને કથાઓના આ ગુજરાતી ઉતારા બનાવટી અને નિર્જીવ નથી લાગતા પણ સ્વાભાવિક તથા સજીવ લાગે છે. અને આ સજીવતાથી એ વખતનાં

સ્ત્રીપુરુષોનાં હૃદયો ખેંચાતાં તથા તે તે હૃદયની યોગ્યતા પ્રમાણે સત્કાર પામતાં.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યની આ મહત્વતાથી માપીને એ કાળના લેખકોને સ્વતંત્ર સાહિત્યકાર માનવા જોઇએ એટલે સંસ્કૃત કે બીજા જે બળોની અસર દેખાય તેને મધ્યકાલીન સાહિત્યનું આ મહત્ત્વ ન માનતાં બાહ્ય બળજ માનવું પડશે. આવો પ્રશ્ન વ્રજ ભાષા કે ફારસી માટે ઉઠતો નથી. પણ સંસ્કૃત સાહિત્યમાંથી તો ગ્રંથોના સમગ્ર અને એક દેશના અનુવાદો કરવામાં આવ્યા છે તથા સંસ્કૃતમાંથી વસ્તુ લઇને આખ્યાનો રચાયાં છે અને જે સ્વતંત્ર રચના છે તેમાં પણ વિચારો અને ભાવો સંસ્કૃતમાંથી ઉતારેલા છે.

મધ્યકાલીન ગુજરાતના એક પછી એક લેખકોએ એ ને એ સંસ્કૃત ગ્રંથોના ફરીફરી અનુવાદો કર્યા છે. અને એ ને એ આખ્યાનો ફરીફરી લખ્યાં છે ભક્ત કવિઓએ પણ એજ કૃષ્ણલીલા ફરીફરી ગાઇ છે. વસ્તુસ્થિતિમાં સંસ્કૃતની આટલી અસર હોવા છતાં પણ મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય સ્વતંત્ર છે. એનો આત્મા સંસ્કૃતથી ભિન્ન-ગુજરાતીજ છે. અર્થાત્ સંસ્કૃતના અનુવાદ કે સાર તરીકે નહીં પણ સ્વતંત્ર ગુજરાતી સાહિત્ય ઉપર સંસ્કૃતની કેટલી અને કેવી અસર થઇ છે એનોજ અહીં ટુંકામાં વિચાર કર્યો છે. આ મધ્યકાલીન સાહિત્ય ઉપર સંસ્કૃતની છાપ એટલી ભારે છે કે અન્યથા ભ્રાંતિ થવાનો સંભવ માનીને આટલું સ્પષ્ટીકરણ કર્યું છે.

મધ્યકાલીન ગુજરાતી લેખકોના ચિત્તમાં અક્ષરસેવા કરવાની પહેલી સ્ફુરણા થઇ ત્યારે પહેલી દૃષ્ટિ સંસ્કૃત ઉપર પડી અને સંસ્કૃતમાંથી 'જનમનરંજન' કરે એવા ગ્રંથોના અનુવાદો કરવા એ માર્ગ સ્વાભાવિક રીતેજ મહેલો લાગ્યો.

---

## પ્રકરણ ૩ જું

### સંસ્કૃતના ગુજરાતીમાં અનુવાદો

આ યુગમાં જેને આપણે અનુવાદ કહીએ છીએ એવા શબ્દશઃ અનુવાદો તો મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં છેજ નહીં. મૂળનું વક્તવ્ય શબ્દશઃ અનુવાદમાંજ સંગાબર ઉતરી શકે એ સિદ્ધાંત આ જમાનામાંજ આપણે શીખ્યા છીએ. જુના કાળમાં એ શબ્દશઃ અનુવાદનો પ્રકાર જોવામાં આવતો નથી. મધ્યકાલીન ગુજરાતનો લેખક ભાષાંતર કરે ત્યારે પણ જેને આપણે ભાવવાહી ભાષાંતર કહીએ છીએ તેને મળતુ, પણ આજની આપણી દૃષ્ટિએ ઘણી વધારે છુટ લેનાર એ કંઇક હોય છે. ખરી રીતે તો મુળની કથા, મુળનો પ્રસંગ કે મુળનો વિચાર પોતાના સમયની ગુજરાતીમાં, ગુજરાતી મનને ગમે એવા વેશમાં, એટલા વિસ્તારથી કહેવો એટલુંજ મધ્યકાલીન ગુજરાતી ભાષાંતરકર્તા પોતાનું લક્ષ્ય માને છે.

✓ભાલણ પોતાની કાદંબરીને બાણની કાદંબરીનો અનુવાદ ગણે છે, પણ આજની દૃષ્ટિએ ભાલણે એટલું બધું છોડી દીધું છે અને એટલું બધું નવું ઉમેર્યું છે કે એને અનુવાદ કહેવાયજ શી રીતે? છતાં બાણની કાદંબરી જેમ સંસ્કૃત પંડિતોને આકર્ષતી તેમ ભાલણની કાદંબરી ગુજરાતી પંડિતોને આકર્ષતી હશે એટલે બાણની કાદંબરીનો આત્મા ભાલણે પોતાના સમયની ગુજરાતી ભાષાના શરીરમાં જેટલો સમાઈ શકે તેટલો ઉતાર્યો છે એમ કહેવું પડશે ✓એક દાખલો લઈએ —

"અચ્છોદનામિ સરવર મૂઢ એટલિ દીઠ અત્યાનન્દ
ઉપરિ તરુવર તાન તમાલ છાહ્યા છત્રાકાર રસાળ

મણિગલશિલા દલીગજદંત પીતરેણુ દીસિ તટ માંત,
પાષાણભેદ તણી મંજરી ઠામિ ઠામિ જાણી કેતકિ

હંસ કારંડવ ચક્રી બહુ આનંદિ ક્રીડિ પંખી સહૂ
સ્ફટિક મણિ તણા સોપાન રચના અતિઘણા તેણિ સ્થાનિ

ત્રઇલોક્ય લક્ષ્મીનિ ધામ વસવા કીધું છિ અભિરામ
● જાણી શું શિવજીનું હાસ્ય સરોવરરૂપિ પરકાશિ

અતિશિ નિર્મલતા શા ભણું ? જાણી મન મહામુનતણું,
જાણી દર્પણ મલિ જોડિ મિહિ ભણ અધિક અતિ કોડિ

અતિ ઉત્તમ અમૃત નીસર્યું જાણી શૂં એ તેણિ ભર્યું,
રક્તનીલ અનિ શ્વેત નિપીન દીસિ અંબુજ મધુકરગીતિ

કૂજિ કોકિલ મધુરઈ સાદિ પાછ દિ ઉપજિ આલ્હાદ,
દર્શન મુનિ જનનો મન હરિ કામીનિ કામાતુર કરિ

પવન વેગિ વાધિ તરંગ, જાણે ઉદધિ સ્પર્ધા અંગિ,
જે એ ગહેરી શ્યામ શરીર શયન કરિછિ ઉદધિનીરિ

ચતુરાનન કાંઇ નહિ મુરારિ જે નિ સેવિ આહણું ઠાર
જાણી ઈશ પૂરવિ સતી એણી વેળા મગટ્યું નહીં
તહિ સકલ ભુવન જલ થયું તેહપ્રપીનિ સર નિરમિયૂ

---

* એ પુસ્તક ઠારે રા અંબરીઆ લખે છે

✓"ભાલણે કાદંબરીની કથા ગુજરાતી કવિતામાં કહી છે ભાલણની કાદંબરી એ કંઈ સંસ્કૃતનું ભાષાંતરજ નથી પરંતુ સંસ્કૃતના વર્ણનો અને શબ્દાદિ અલંકારો બને તેટલા જાળવી રાખી ગુર્જર ભાષામાં એક સુવાચ્ય સુંદર કાવ્ય તરીકે સ્વીકારાય તેવી કૃતિ છે કથારચના તો મૂળને અનુસરતીજ રાખી છે અને ઘણે ભાગે સંસ્કૃતનું અનુકરણ કરવા ચોકસાઈ રાખી છે પરંતુ કાદંબરી જેવા ગદ્યકાવ્યનું અન્ય ભાષામાં તાદૃશ ભાષાંતર કરવું એ તો કદાચ બીજે બાણ પણ ન કરી શકે તેવું કાર્ય છે છતાં ભાલણે જે કાદંબરી લખી છે તે મૂળના સારા અનુવાદ તરીકે ઉત્તમ હોવા સાથે ખરેખર એક સુંદર ગ્રંથ છે"✓

—સાહિત્યપ્રવેશિકા પા ૧૪–૧૫.

અચ્છોદ સરોવરનું ઉપરના શબ્દોમાં ભાલણે બરાબર બાણની ઢબે વર્ણન કર્યું છે. ઉપમાઓ અને ઉત્પ્રેક્ષાઓ પણ બાણનીજ છે. પણ બાણના પોતાના અચ્છોદ સરોવરના વર્ણનને કેટલું મળતું આવે છે ?

સંસ્કૃત કાદંબરીના પૂર્વ ભાગના प्रविश्य च तस्य तरुखण्डस्य मध्यभागे ત્યાંથી આરંભી अच्छोद नाम सरो दृष्टवान् ત્યાં સુધીના કટકાનો આ સાર છે. જો કે તે પછીના मन्ये च यत्सृष्टेरर्वाक् सलिलमय ब्रह्माण्डरूपमादौ भुवनमभूत्तदिद पिण्डीभूय सरोव्यपदेशेनावस्थितम् ત્યા સુધીના કટકાનો સાર પણ ભાલણે ખેંચી લીધો છે. *

વિસ્તારભયથી બાણનો આખો કટકો ઉતાર્યો નથી પણ મુળનાં નાનાં નાનાં વાક્યો બહુ સુંદર રીતે અચ્છોદ સરોવરનું વર્ણન કરે છે.—

मणिदर्पणमिव त्रैलोक्यलक्ष्म्या', स्फटिकभूमिगृहमिव वसुधरादेव्याः, जलनिर्गमनमार्गमिव सागराणा........कैलासमिव द्रवतामापन्नम्, વગેરે વાક્યો રત્નકણિકાઓ જેવાં છે. ભાલણે આમાંનો મોટો ભાગ છોડી દીધો છે. સંસ્કૃતના શ્લેષ ગુજરાતીમાં ઉતારવાની મુસ્કેલીથી આ ભાગ છોડી દેવો પડયો નથી પણ એ વચનોમાં રહેલી રમણીયતા ગુજરાતી વાંચનારાઓના ચિત્તને સ્પર્શ નહીં કરે એવી વૃત્તિથી છોડી દેવાએલો લાગે છે. એટલે બાણ અને ભાલણના ગ્રાહકોની રસવૃત્તિનો ભેદ આ ભાગત્યાગમાં સ્પષ્ટ દેખાય છે. વળી "ઉપરિ તરૂવર તાલ તમાલ". ....એ પંક્તિ બાણના उपकूलतमालवनप्रतिबिम्बान्धकारिताभ्यन्तरैर्दृश्यमानरसातलद्वारैः એ વચનમાંથી માત્ર उपकूलतमाल એટલાજ શબ્દોનો અનુવાદ છે અને 'તાલ' તો 'તમાલ'ની સાથે ઘુસી ગયો છે. "મણુશલશિલા દલીગજદંત......"તથા "પાષાણભેદ તણી મંજરી......" એ બે પંક્તિઓના મુળનો તો પત્તો લાગતો નથી. મુળમાં "ત્રૈલોક્ય લક્ષ્મીનો મણિનો અરીસો જાણે ન હોય એવુ તથા વસુંધરા દેવીનુ સ્ફાટિકનું ભૂમિગૃહ જાણે ન હોય એવું" એ રીતે વર્ણન છે. તેને સ્થાને ભાલણે

"સ્ફાટિક મણિ તણા સોપાન, રચના અતિશિ તેણિ સ્થાનિ,
ત્રઇલોકય લક્ષ્મીનિ ધામ વસવા કીધુ છિ અભિરામ"

એ રીતે પક્તિઓ લખી છે.

"જાણી શું શિવજીનું હાસ્ય સરોવરરૂપિ પરકાશિ"

એ શબ્દોમાં તો ભાલણે બાણના हराट्टहासमिव जलीभूतम् એ શબ્દોનો ઠીક ભાવ ઉતાર્યો છે.

"અતિશિ નિર્મલતા શી ભણુ જાણી મન મહામુનિ તણું"

* જુઓ નિર્ણયસાગરની કાશીનાથ પાંડુરંગ પરબ વાળી બીજી આવૃત્તિ —પા. ૨૪૪ થી ૨૫૦

એ શબ્દો मुनिमनोभिरिव એ શબ્દોનો અનુવાદ છે. અને મુળમાં स्वच्छतया શબ્દ આગલા વાકયમાં છે તે ભાલણે અહીં ખેંચી લીધો છે. મુનિઓનાં મન સાથેજ બાણે આપેલી સજ્જનોના ગુણો, હરિણીનાં લોચનોની પ્રભા, મોતીની ઉર્જ્વળતા, વગેરે ઉત્પ્રેક્ષાઓ ભાલણે છોડી દીધી છે. અને "આ સરોવરનું પાણી ઉત્પન્ન કર્યા પછી બ્રહ્માએ અમૃત ઉત્પન્ન કરવામાં પોતાની સૃષ્ટિની પુનરુક્તિ કરી છે, કારણ આ જળ પણ અમૃત પેઠે બધી ઈંદ્રિયોને આલ્હાદ આપવા સમર્થ છે......" વગેરે બાણના શબ્દોનું ટુંકું તાત્પર્ય ભાલણે "જાણી દેવદૈત્ય મંત્રિ જોડી......" વગેરે બે પંક્તિઓમાં ઉતાર્યું જણાય છે. બાણના न खलु सांप्रतमाचरति जलशयनदोहदं देवो रथागपाणिर्यदिदममृतरसमुरभिसलिलमपहाय लवणरसरहस्यसि उदन्वति स्वपति એ શબ્દોનો

"જે એ મહેલી શ્યામ શરીર શયન કરી છિ ઉદધિનારિ,
ચતુરપણું કાંઈ નહિ મુરારિ જે નહિ સેવિ આહાવું સર."

આ પંક્તિઓમાં ઠીક ભાવ ઉતાર્યો છે. नूनं चेदं न प्रथममासीत्सरो એ શબ્દોનો

"જાણીઈ એ પૂરવિ સહી, અણી વેલા પ્રગટયું નહીં"

એ પંક્તિમાં અનુવાદ કર્યો છે, પણ મુળનો येन प्रलयवरःहघोणाभिघातभीता भूतधात्री......વગેરે લાંબાં વાકયમાં રહેલો સંબંધ તદ્દન છોડી દીધો છે. અને ચંદ્રાપીડના મનમાં સરોવર જોઇને ઉઠેલા આ વિચારોમાંથી છેલ્લા मन्ये च यत्सृष्टेर्लोक् सलिलमयं ब्रह्माण्डरूपमादौ मुक्तमभूत् तदिदं पिण्डीभूय सरोव्यपदेशेनावस्थितम् એ વિચારનો

"નહિ સકલ ભુવન જલ થયું તેહપલિનિ સર નિરમિયૂં"

એ પંક્તિથી અનુવાદ કરી અચ્છોદનું વર્ણન ભાલણે પુરું કર્યું છે.

ભાલણનો કાદંબરીનો અનુવાદ જુની અનુવાદ શૈલીનો આદર્શ નમુનો હોવાથી એનું જરા વિસ્તારથી અવલોકન કર્યું છે.

---

## પ્રકરણ ૪ થું



### ભાલણ-અનુવાદક

હવે રા. હીંમતલાલ ગણેશજી અંજારીઆ જેને 'મુળને બહુજ ચીવટાઈથી અનુસરીને' કરેલું ભાષાંતર ગણે છે તે નળાખ્યાન જોઇએ.

પાટણના રહેનારી અને ભાલણના મારા અભ્યાસી સંશોધક રા. રામલાલ ચુનીલાલ મોદીએ ભાલણના નળાખ્યાનની જે આવૃત્તિ વિ. સં. ૧૯૮૦ માં પ્રગટ કરી છે તેમાં બે નળાખ્યાન છપાયાં છે; પણ બીજું ભાલણની કૃતિ હવા વીશે સંશોધકને શંકા છે. ને ગમે તેમ હો પણ ભાલણનું એક નળાખ્યાન 'ચીવટાઈથી

કરેલુ' ભાષાતર તો નથીજ ભાવણે રા રામલાલ મોદીના કહેવા પ્રમાણે "નૈષધનો થોડોક આધાર લીધો છે" (નળાખ્યાન પા ૧૩ )

જો કે ભાલણના નળાખ્યાનના આરભમા, મહાભારતમાથી પોતે નળરાજાની કથા કહે છે એમ સ્પષ્ટ શબ્દો છે

આર્ણ્ય્ક પર્વ સકળ રસ બોળો, દર્ષાતે એ માડી
ધર્મરાજાને ધીરજ દેવા દેખાડી રામ દાડી
સક્ષેપે તે સકલ ગ્રથનુ લઇ કેટલુ હેત
કહીશ કથા હુ નળરાજાની થોડા માહે, સ કેત '

—ભાલણકૃત પ્રથમ નળાખ્યાનનુ કડવુ ૧, કડી ૮–૯

અને બીજા કડવાના આરભમા "વૈશપાયન એમ ઓચરે, જનમેજય શ્રવણે ધરે" એ રીતે મહાભાગતની કથાને અનુસરવાની પ્રતિજ્ઞા કરી છે છતા ભાલણને નૈષધકાવ્ય નલચપૂ વગેરેની માહીતી હતી એ પોતેજ કહે છે

'નૈષધ, ચ પૂ, મહાભારતમા કવિ કીર્તિ અતિ લીધી
કાલાને મીછવવા ભાલણે ભાષાએ એ કીધી "

—પ્રથમ નળાખ્યાન, કડવુ ૧ કડી ૨

અને આ બધામાથી પણ મુખ્ય ભાગે નૈષધના ક્રમને અનુસરીને ભાલણે ગુજરાતીમા નળરાજાના ગુણો ગાયા છેઃ

"ગુર્જર ભાષાએ નળરાના ગુણ મનોહર ગાઉં '

—એજન કડી ૧

આ રીતે ભાલણનુ નળાખ્યાન મહાભારત તથા નૈષધ વગેરે ઉપરથી ગુજરાતીમા પદ્યબધમા રચેલી સ્વતત્ર છાયા કથા છે એમ સ્પષ્ટ દેખાય છે, છતા નૈષધના કેટલાક શ્લોકોનુ અર્થાંશ ભાષાતર પણ વણે સ્થળે મળે છે દાખલા તરીકે જુઓ –

विभज्य मेरुर्न यदर्थिसात्कृतो
न सिन्धुरुत्सर्गजलव्ययैर्मर ।
अमानि तत्तेन निजायशोयुग
द्विफालबद्धाश्चिकुरा शिर स्थितम ॥

—નૈષધ ૧–૧૬

નૈષધના આ શ્લોકનો ભાલણે નીચેની ત્રણ કડીમા જરા છુટો પણ સરસ અનુવાદ કર્યો છે

"નળશિરે બે અબોડા બાધ્યા કરતા તા મલસ્નાન,
શ્યામ કેશ કરહ્યા શિર બે, એમ જાણ્યુ રાએ નિદાન ૭
વહેચી મેર મહાગિરિ નાખ્યો પાનતણે તા પાણ
તો શુ દાન કર્યું મે મહીમા? મન મોડી એ કાણ ૮
બ્રાહ્મણની તા મરણી કરતા સિંધુ ન થ્યો મરૂ આરે,
તો શું પુણ્ય કર્યું મે મનશુ ચિતા પામો હાડે ' ૯

—પ્રથમ નળાખ્યાન, કડવુ ૪

આમા પણ ફક્ત પ્રાસ માટે 'મન મોટી એ કાણુ,' 'મનશુ ચિંતા પામ્યો હાડે' જેવા આખા કટકાઓ ઉમેરવા પડયા છે અને એક શ્લોકની ત્રણ કડી કર્યા છતા उत्सर्गजलव्ययैः જેવા આવશ્યક શબ્દો છોડી દેવા પડયા છે. વળી નીચેના શ્લોકનો પણ લગભગ શબ્દશઃ અનુવાદ કર્યો છે:

भुवनत्रय सुभ्रुवामसौ
दमयन्ती कमनीयतामदम् ।
उदियाय यतस्तनुश्रिया
दमयन्तीति ततोभिधां दधौ ॥

—નૈષધ ૨–૧૮

"પુત્રીના સરખુ નહિ રે ચૌદ લોક માંહાં રૂપ ૨
નારી સર્વને દમે કામિની સુંદરતાં અભિરામ
તેહેવું જોઈ તેણ્યાં પાડયું દમયંતી તાં નામ. ૩

—એજન કડવું ૫

કેટલીક વાર મહાભારતના શ્લોકોનો પણ ભાલણે અનુવાદ કર્યો છે. જુઓ·

त्व चापि रत्नं नारीणा नरेषु च नलो वर ।
विशिष्टाया विशिष्टेषु संगमो गुणवान्भवेत् ॥

—મહાભારત વનપર્વ ૫૩–૩૦

આ શ્લોકનો નીચેની કડીમાં અનુવાદ જુઓ·

"નારી માંહે એમ એક તું છાં પુરૂષ માહે તેહ
વિધાતાએ અમૂલક એ રત્ન ઘડીઆં બેહ" ૧૨

—એજન કડવું ૭

નૈષધના તો ઘણા શ્લોકોનો અર્થ ભાલણે ઉતાર્યો છે (એના દાખલાઓ માટે જુઓ રા. રામલાલ ચુનીલાલ મોદીની આવૃત્તિમાંની ટીકા) જે શ્લોકોનો અર્થ ઉતાર્યો છે તેમાંએ પુષ્કળ છુટ લીધી છે. કેટલાક શ્લોકોનો અર્થ પોતાની વધઘટથી વિશેષ દીપાવ્યો છે (જુઓ કડવું ૮, કડી ૧૨ તથા એ ઉપરની ટીકા) જ્યારે કેટલીક વાર અતિ સંક્ષેપ કરવા જતાં નૈષધના શ્લોકનો અર્થ ઉતર્યોજ નથી (જુઓ કડવું ૧૧, શ્લોક ૯૨; નૈષધ ૧૭–૧૬૭).

ભાલણનું કહેવાતું બીજું નળાખ્યાન, તેનું હો કે ન હો, પણ એના રચનારે રા. રામલાલ મોદી કહે છે તેમ મહાભારતનો અનુવાદ કર્યો છે; નૈષધ જોયુંજ ન હોય તેમ તેની ક્યાંએ છાયા દેખાતી નથી.

ભાલણના એ ગ્રંથોમાં અનુવાદનો જે પ્રકાર જોયો તેથી જુદો પ્રકાર એના ચંડી આખ્યાનમાં જોવામાં આવે છે. ભાલણ પોતેજ માર્કંડેય પુરાણમાંથી ચંડી

આખ્યાન લીધાનું કહે છે અને ખરેખર માર્કંડેય પુરાણને ચીવટથી અનુસરે છે સાધારણ રીતે મધ્યકાલીન કવિઓના આખ્યાનો મૂળ સંસ્કૃત કથાઓના અતિશય છૂટા ગુજરાતી અનુકરણો હોય છે પણ અહીં ભાલણે ભાષાંતર ન કર્યા છતા લગભગ ભાષાંતર કર્યું છે

ભાલણના ચંડી આખ્યાનનું સપ્તશતી નામથી ઓળખાતુ મૂળ વસ્તુ માર્કંડેય પુરાણમા (સાવર્ણિક મન્વંતરમા) ૮૧ થી ૯૩ સુધીના દેવી ભગવતી માહાત્મ્ય નાગના ૧૩ અધ્યાયોમા છે, અને ભાલણે એનો સીધો અનુવાદ કર્યો છે કાદબરી અને નળાખ્યાન સાથે આ અનુવાદ સરખાવવા જેવો છે ભાલણના ચડી આખ્યાન ના પહેલા કડવાથીજ મૂળનુ ભાષાંતર શરૂ થાય છે

मार्कंडेय उवाच

सावर्णिः सूर्यतनयो मनुः कथ्यतेऽष्टमः ।
निशामय तदुत्पत्तिं विस्तराद्गदतो मम ॥ १ ॥

"અષ્ટમો મનુ સૂર્યસુત જે, સાવર્ણિ કહેવાય,
વિસ્તારીને ઉત્પત્તિ તેની મુને કહો રૂખિરાય " ૩
માર્કંડેય મહાઋષિ બોલિયા, સાભળ જૈમિની કહુ,
ઉત્પત્ય કારણ મનુતણી વિસ્તારી જેવી લહુ ' ૪
—ચડી આખ્યાન, કા દો ભા ૫ પાનું ૭૨

महामायानुभावेन यथा मन्वन्तराधिप ।
स बभूव महाभाग सावर्णिस्तनयो रवेः ॥ २ ॥
" પ્રભાવ મ માયા તણો, મન્વતરાધિપ જે થયો,
સાવર્ણિ રવિસુત મહાભાગ તે શોક પૂર્વનો ગયો ' ૫

स्वारोचिषेऽन्तरे पूर्वं चैत्रवंशसमुद्भव ।
सुरथो नाम राजाभूत समस्ते क्षितिमण्डले ॥ ३ ॥
तस्य पालयत सम्यक् प्रजा पुत्रानिवौरसान् ।
बभूवु शत्रवो भूपा कोलाविध्वंसिनस्तदा ॥ ४ ॥
"સ્વરોચિષ મન્વતર પૂર્વ ચૈત્ર વંશ વિશાળ
સમસ્ત ક્ષિતિમંડળ હુઓ એક સુરથ નામે ભૂપાળ ૬
પ્રજા પુત્રની પેર પાળે સમ્યક સહુ કીધા સુખી
તેણે સમે મ્લેચ્છ શત્રુએ રાયને કીયો બહુ દુખી ' ૭

तस्य तैरभवद् युद्धमतिप्रबलदण्डिन ।
न्यूनैरपि सतैर्युद्धे कोलाविध्वंसिभिर्जित ॥ ८ ॥
"તે મ્લેચ્છ સામે યુદ્ધ માડયુ ભૂપતિ અતિ બલિષ્ઠ
ન્યૂન થકા તે માન કીધા, રાય યુદ્ધે પજ્યા પાપીષ્ઠ ' ૮
—એજન પા. ૭૨

આરંભમાં શૈલસુતાની સ્તુતિ કરીને પહેલી બે કડીમાં માર્કંડેય પુરાણના આગલા ભાગ ઉપરથી જૈમિની માર્કંડેયને પ્રશ્ન પુછે છે એટલો સંબંધ જોડી ત્રીજી કડીથી સપ્તશતીના શ્લોકોનું લગભગ શબ્દશઃ ભાષાંતર, ભાલણે બરાબર મુળના ક્રમને અનુસરી કર્યું છે. મુળના ૧૩ અધ્યાયોનાં ૨૪ કડવાં ભાલણે કર્યાં છે પણ ૧૩ અધ્યાયોના લગભગ ૫૮૦ શ્લોકો (જુદી જુદી પ્રતોમાં શ્લોકોની સંખ્યા હેરફેર છે.) ની ભાલણે લગભગ ૩૭૦ કડીઓ કરી છે. અને ચંડીપાઠમાં વપરાતા શરુઆતના કવચ, કીલક, સ્તુતિ, જપ, ન્યાસ વગેરે ભાગો તથા પાછળના રહસ્યના ત્રણ અધ્યાયો ભાલણે છોડી દીધા છે. અર્થાત્ સ્ત્રીશૂદ્રાદિ જેને પુરાણનો પણ અધિકાર નથી એને માટે પોતે ગુજરાતી આખ્યાન રચ્યું છે અને તે નવરાત્રમાં તથા આઠમ ચૌદસે ગાવા સાંભળવા માટે છે એમ ભાલણ પોતે કહે છેઃ—

"માર્કંડેય પુરાણમાંની કથા, મહિમા જગદંબાય;
એક મને જે સાંભળે તેને જન્મ મર્ણું ભય જાય. ૪
જેને પુરાણનો અધિકાર નહીં, સ્ત્રી શૂદ્ર કેરે કામ;
ભાષાએ કરી બાંધીયું અંબિકા કેરૂં આખ્યાન." ૫
... ... ... ... ... ... ... ... ..
"નવરાત્રીમાં ઉત્સવ કરી આખ્યાન ગાયે જેહ;
સંસારસુખ પામે ઘણું, દુઃખ ન દેખે દેહ ૭
આઠમ ચોદસ ગાન કરે પામે પુત્ર કલત્ર પરિવાર;
ધન ધાન્ય સુખ પામે ઘણું જે સાંભળે નરનાર" ૮

—કાવ્યદોહન ભા. ૫, પાનું ૧૦૫.

જેમ આરંભની ૧૫ કડી શૈલસુતાની સ્તુતિ વગેરે પ્રસ્તાવનાની છે તેમ છેવટનું ૧૩ કડીનું ૧૪ મું કડવું ઉપસંહારનું છે. આ સીવાયનો ચંડી આખ્યાનનો બધો ભાગ માર્કંડેય પુરાણના ઉપર કહેલા ૧૩ અધ્યાયોનું, ઉપર દાખલા ખાતર પાંચ શ્લોકોનું ભાષાંતર ઉતાર્યું છે તેવું, ભાષાંતર છે. આ ભાષાંતર કેટલે અંશે મુળને અનુસરે છે એ જોવા વચમાંથી એક દાખલો જોઇએ. જુઓ પાંચમો અધ્યાયઃ—

ऋषिरुवाचः—

पुरा शुंभनिशुंभाभ्यामसुराभ्यां शचीपतेः।
त्रैलोक्यं यज्ञभागाश्च हृता मदबलाश्रयात् ॥१॥

"પૂર્વે શુંભ નિશુંભ બે બળીઆ, અસુર ઘોર સ્વરૂપ;
પુષ્કર જઈને તપ આરંભ્યું સેવ્યો બ્રહ્મા ભૂપ. ૧
અયુત વર્ષ દેવનાં તપ કીધું, ત્યાં રહી નિર્ધાર;
બ્રહ્મા તેણે પ્રસન્ન થયા, ને વર આપ્યો તેણી વાર. ૨

પુરૂષમાત્રથી મર્ણ નહીં મનુષ્ય, યક્ષ ને દેવ,
વર પામી ઇંદ્રાસન લીધું, પ્રાક્રમ કરીને એવ ૩
યજ્ઞભાગ સર્વ ભોગવે તે દિક્પતિનો અધિકાર"
—કાવ્યદોહન ભા ૫, પા. ૮૭, કડવુ ૧

આમાં બીજીથી પાચ પંક્તિઓ ભાલણે પુરાણની કથાને અનુસરી ઘરની ઉમેરી છે. તો સાટે "દિક્પતિનો અધિકાર" એટલા શબ્દોમા મુળના ત્રીજા અને ચોથા શ્લોકોનો અથ કહી દીધો છે અને પછી આગળ ચાલે છે:—

हताधिकारास्त्रिदशास्ताभ्या सर्वे निराकृता: ।
महासुराभ्या ता देवीं संस्मरन्त्यपराजिताम् ॥ ४॥
तयास्माक वरो दत्तो यथापत्सु स्मृताखिला: ।
भवता नाशयिष्यामि तत्क्षणात्परमापद: ॥५॥
इति कृत्वा मतिं देवा हिमवत नगेश्वर ।
जग्मुस्तत्र ततो देवीं विष्णुमाया प्रतुष्टुवु: ॥ ६॥

"અમર સર્વે ભ્રષ્ટ થયા તે કરે મન વિચાર ૪
આપણને આગે દેવીએ, વર આપ્યો છે જેહ;
સ્મરણ માત્રથી પ્રકટ થઇને, આપદા ટાળશે તેહ ૫
તેનું ચિંતન કરીએ, દુ:ખ ટાળશે માય,
એવી મતિ વિચારી ચાલ્યા, સુર હિમાચળ જ્યાંય ૬
શૈલ રાજએ વિષ્ણુમાયાનુ આરંભ્યું સ્તવન."
એજન પા ૮૭

આ પછી नमो देव्यै महादेव्यै—વગેરે શબ્દોથી શરુ થતી સ્તુતિના પાંચ શ્લોકોનું, લગભગ એજ શબ્દોમા, "નમો દેવી, મહાદેવી"થી શરુ કરી, ફક્ત આઠા ત્રણ કડીમા ભાલણે ભાષાંતર કર્યુ છે. અને આવો વધારો ઘટાડો કર્યા છતા મુળના ૧૧ શ્લોકના ભાલણે ક્રમ કર્યા છે. આગળ ચાલતાં

या देवी सर्वभूतेषु विष्णुमायेति शब्दिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनम: ॥१२॥
या देवी सर्वभूतेषु चेतनेत्यभिधीयते ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनम: ॥१३॥
या देवी सर्वभूतेषु बुद्धिरूपेण संस्थिता ।
नमस्तस्यै०................. ......... ॥१४॥

આ શ્લોકોનું ભાલણે નીચે પ્રમાણે સુદર ભાષાતર કર્યુ છે—

"જે દેવી સર્વ ભૂતે વસી વિષ્ણુમાયા કહેવાય,
તે દેવીને નમોનમો આધ નમોનમો મંમાય ૩

उग्रसेनसुतः

रश्मीन्द्रियाना ભૂતે વસી ચેતનારૂપ બોલાય;
પુરામાં રહેતો નમો આઈ નમોનમો મંમાય ૪
'વા માટે રથ ભૂતે વસી બુદ્ધિરૂપે વાસ;
તે૧, સેકડો મોનમો આઈ નમોનમો મમાય" ૫
કિવા બેઠા —કાવ્યદોહન ભા. ૫, પા ૮૮, કડવું ૨

આ ગીતના મુળનાણીતે ૩૫ સુધીના ૨૧ શ્લોકોનુ બરાબર ૨૧ શ્લોકોમાં ભાષાંતર કર્યું છે. પછીના ' વાણુના પાંચ શ્લોકોનું મુળ મારી પાસેની સપ્તશતીની પ્રતમાં નથી પણ બીજી કો માં હોવાનો સંભવ છે. આ પછીની આ કડવાંની છેલ્લી કડી

"ઇંદ્રિય સકલ તણી અધિષ્ઠાત્રી સવ ભૂતમા કામ,
ચિત્ત રૂપે રહી ત્યાં વ્યાપી, તેને કરૂં પ્રણામ" ૨૯
—એજન પા. ૮૯.

મુળના નીચેના બે શ્લોકોનુ ભાષાંતર છેઃ

इन्द्रियाणामधिष्ठात्री भूताना चाखिलेषु या ।
भूतेषु सततं तस्यै व्याप्त्यै देव्यै नमोनम. ॥३३॥
चितिरूपेण या कृत्स्नमेतत व्याप्य स्थिता जगत् ।
नमःस्तस्यै० ... ... ... .. ... ... ... ॥३४॥

---

## પ્રકરણ ૫ મું

## પ્રેમાનંદ–અનુવાદક

उग्रसेनसुतः कंसः स्वसुःप्रियचिकीर्षया ।
रश्मीन्हयाना जग्राह रौक्मैः रथशतैर्वृतः ॥

અર્થ—"મથુરામાં રહેતો વસુદેવ નામનો એક યાદવ પરણીને પોતાની સ્ત્રી દેવકી સાથે ઘેર જવા માટે રથમાં બેઠો; આ વખતે ઉગ્રસેનનો પુત્ર કંસ પોતાની બેનને સારું લગાડવા, સેંકડો સોનાના રથોથી વીંટાઇને દેવકીના રથના ઘોડાની લગામ ઝાલીને રથ હાંકવા બેઠો."

ભાગવતમાં આ રીતે બે શ્લોકોમાં આ પ્રસંગ કહ્યો છે. પણ પ્રેમાનંદે મથુરાનું તથા કંસોત્પત્તિનું વર્ણન દશમસ્કંધ કરતાં લંબાણથી કર્યા પછી આખા એક કડવામાં (કડવું ૩ જું) દેવકીને વરાવવાની ઉગ્રસેનની ચિંતાનું વર્ણન કર્યું છે, જેનો ઇશારો સરખો ભાગવતમાં દેખાતો નથી. અને ચોથા કડવામાં વસુદેવના લગ્નનું વર્ણન, કંસે કરેલી પહેરામણીનું વર્ણન, કંસ રથ હાંકવા બેઠો તેથી મથુરાના લોકોને થએલા આશ્ચર્ય સાથે આનંદનું વર્ણન આ બધું (ચોથા કડવાંની ઘણી વાત) ભાગવતમાં નથી. અને આગળ પણ આ પ્રમાણે ઘણો ફેર છે. વળી જો કે પ્રેમાનંદે ઘણું મુળમાંથી છોડી દીધું છે એ ખરું, પણ પ્રેમાનંદના ૫૭ અધ્યાય પછી બાકીનો દશમ સ્કંધ પુરો કરનાર સુંદરે તો અધ્યાયોનો સાર સાર આપ્યો છે; અને પ્રેમાનંદ જેટલો નવો ઉમેરો નથી કર્યો. બાકી શ્લોકેશ્લોકનો અર્થ ગુજરાતીમાં વાંચવાની આશા તો ખોટીજ છે. આ બધા મધ્યકાલીન કવિઓએ ગુજરાતી વાંચનાર સાંભળનારને રસ આવે એવું, સંસ્કૃત ગ્રંથનું વસ્તુ લઇને, પોતાની કલ્પનાથી વર્ણન કર્યું છે. આ બધા કવિઓની બરાબર વૃત્તિ બતાવતાં પ્રેમાનંદે ખરુંજ કહ્યું છે કેઃ—

"સકળ શાસ્ત્ર નિગમનું તત્ત્વ સર્વશિરોમણિ શ્રી ભાગવત;
તે મધ્યે સાર છે દશમસ્કંધ, જોડું હું પ્રાકૃત પદબંધ.
કથા પ્રસંગ એકો નવ પડે ચાલ્યો જાઉં સીધે સેરડે;
આ પાસા વ્યાસ વાચે સંસ્કૃત આ પાસા મ્હારૂં પ્રાકૃત.
આ પાસા અધ્યા શ્લોક સંબંધ આ પાસા કડવાં ચોપાઇબંધ;
બાંધું ગ્રંથ જોડ સમાન, કહેશે લોક કીધું અભિમાન.
નથી વાદ કીધો પરકાશ આણવા શ્રોતાને વિશ્વાસ,
વ્યાસ વાણી જાણી જયા, તેહેવી પ્રાકૃત જોડી કથા,
રામચરણ કમળ મકરંદ લેવા ઇચ્છે પ્રેમાનંદ."

ઉપરના શબ્દોમાં પ્રેમાનંદે મધ્યકાલીન કવિઓની સંસ્કૃત ગ્રંથોને ગુજરાતીમાં ઉતારનારી મનોવૃત્તિ આબાદ આલેખી છે. કોઇમાં કળા વધારે હશે, કોઇમાં કલ્પનાશક્તિ વધારે હશે અને કોઇમાં સંસ્કૃત જ્ઞાન વધારે હશે; પણ સૌએ પોતપોતાની શક્તિને અનુસરતા વધારાઘટાડા કરીને, પરંતુ પ્રેમાનંદે કહી છે તેજ મનોવૃત્તિથી, સંસ્કૃત પૌરાણિક સાહિત્યને ગુજરાતીમાં ઉતાર્યું છે. આ રીતે રામાયણ,

મહાભારત, ભાગવત અને બીજા પુરાણો આખા અથવા એના અમુક ભાગો જુદાજુદા કવિઓને હાથે ગુજરાતીમા ઉતર્યા છે. શ્રીમદ્ ભાગવત જેવો અતિ લોકપ્રિય ગ્રંથ તો જુદા જુદા કવિઓને હાથે અનેક વાર ગુજરાતીમા ઉતર્યો છે આ રીતે ગુજરાતીમા ઉતરેલા સસ્કૃત ગ્રંથોની આખી યાદી આપવી શક્ય નથી તેમ તેની જરુર પણ નથી. વળી જુદા જુદા લેખકે આ પ્રયત્નમા કેવે અંશે સફળ થયા છે, અથવા કયા લેખકમા સસ્કૃત જ્ઞાન વધારે છે કોનામા ચોક્સાઇ વધારે છે, અને કોની કલ્પનાશક્તિ બળવાન છે એ વિવેચન પ્રત્યેક લેખકના ઇતિહાસ પ્રસગમાં આવવા યોગ્ય હોઇને અહીં અસ્થાને છે.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું

### બીજા અનુવાદો

ભાલણ (વિ સ. ૧૪૯૦ થી ૧૫૭૦) ના ત્રણ ગ્રંથો વીશે ઉપર કહ્યું જ છે. આ ઉપરાત તેણે ભાગવતનો દશમસ્કધ પણ લખ્યો છે અને એના પુત્ર ઉદ્ધવ તથા વિષ્ણુદાસે મળીને (લકાકાડ સુધી + ઉત્તર કાડ) આખુ રામાયણ ગુજરાતીમા ઉતાર્યું છે. એજ સમયના કવિ કેશવરામે દશમસ્કધ રચ્યો છે (વિ સ.૧૫૨૯ મા), અને ભીમે (વિ સ ૧૫૪૦ મા) હરિલીલાષોડશકળા, હરિવશ અને પ્રબોધચદ્રોદય નાટક એ ત્રણ ભાષાતરના ગ્રંથો લખ્યા કહેવાય છે પ્રબોધચદ્રોદય નાટક અપ્રકટ છે એટલે સસ્કૃત નાટકને ગુજરાતીમા ઉતારવાનો આ પ્રથમ પ્રયાસ કેવો છે એ જાણી શકાતુ નથી હરિલીલાષોડશકળા છપાએલ છે (જુઓ કાવ્યદોહન ગ્રથ ૪, પા. ૩૫ થી) શ્રીમદ્ભાગવતની સવિસ્તર અનુક્રમણિકા જેવા બોપદેવના સંસ્કૃત હરિલીલા ષોડશ કળાનો આ છુટો અનુવાદ છે પણ વચ્ચે વચ્ચે ભાગવતના કોઇ કોઇ શ્લોકોનો તેણે લગભગ શબ્દશઃ અનુવાદ કર્યો છે, જુઓ—

वासुदेवकथाप्रश्नः पुरुषांस्त्रीन्पुनाति हि ।
वक्तारं पृच्छकं श्रोतॄंस्तत्पादसलिलं यथा ॥

—મા દશમ અ ૧, શ્લો ૧૬.

*"અતિ ઉત્તમ ભગવતી કથા સદા પવિત્ર જાહ્નવી યથા,
ત્રણ્ય પુરુષ થાયે પાવન પાઠક, પૂછક, શ્રોતાજન."

—હરિલીલાષોડશકળા પા ૪૭

---

* કવિ પ્રેમાનદે આ શ્લોકનો નીચે પ્રમાણે અનુવાદ કર્યો છે —

"શુકજી કહે સાભળીયે રાય દશમસ્કધ પ્રથમો અધ્યાય,
શ્રોતા વકતા પૂછકજન એ કથા ત્રણને કરે પાવન"

આ એક કડીમા પ્રેમાનદે દશમસ્કધના પહેલા સોળ શ્લોકોનો સાર કહી દીધો છે; અને ત્યાંપીજ આગળ ચાલે છે

પછી સં. ૧૬૭૭માં નરહરદાસે ભગવદ્ગીતા રચી છે. પણ આ પ્રકારના અનુવાદોમાં સૌથી વધારે પ્રયાસ કવિ પ્રેમાનંદે તથા એના મંડળે કર્યો છે. પ્રેમાનંદે ભાલણ વગેરે પૂર્વજો કરતાં વધારે છૂટ લીધી છે, પણ રસની જમાવટ—એ વખતના શ્રોતાજનોના હૃદયને અસર કરે એવી રસની જમાવટ—પણ વધારે કરી છે. એટલે એના અનુવાદોમાં સ્વતંત્ર તત્ત્વ ઘણું છે. પ્રેમાનંદના દીર્ઘ આયુષ (વિ. સં. ૧૬૯૨ થી ૧૭૯૦ની આસપાસ) દરમ્યાન તેણે સંસ્કૃત પૌરાણિક સાહિત્યમાંથી ઘણો ભાગ ગુજરાતીમાં ઉતારી દીધો અને જે એના પોતાનાથી ન બન્યું તે એના શિષ્યોએ કર્યું.

પ્રેમાનંદનો દશમસ્કંધ, કૃષ્ણ કથાની લોકપ્રિયતાને લીધે અતિ લોકપ્રિય થયો છે. પણ પ્રેમાનંદે તથા એના શિષ્યોએ શ્રીમદ્ભાગવત આખાનું ભાષાંતર કર્યું છે. પ્રેમાનંદનો સપ્તમસ્કંધ પ્રસિદ્ધ થયો છે (કાવ્યદોહન ગ્રંથ ૪) તેમાં પ્રેમાનંદ કહે છે કે "ષષ્ટમસ્કંધ પૂરણ થવો, હવે કહું સપ્તમસ્કંધ" આ સપ્તમસ્કંધના ભાષાંતરમાં પણ ઘણી છૂટ લીધી છે-દાખલા તરીકે મૂળના પહેલા અને બીજા અધ્યાયોનો સાર પ્રેમાનંદે બીજા અધ્યાયમાં મૂક્યો છે, અને ભાગવતનો દિતિશોકાપનયન નામનો બીજો અધ્યાય તો તદ્દન છોડી દીધો છે. પ્રેમાનંદનો દશમસ્કંધ અધૂરો રહ્યો છે એ જોતાં પછીના સ્કંધો એણે રચ્યા હોવાનો સંભવ જ નથી. પણ એના શિષ્ય રત્નેશ્વરે (વિ. સં. ૧૭૩૪ થી ૧૭૫૦) ભાગવત આખું રચ્યું છે અને શ્રીમદ્ ભગવદ્ગીતા પણ લખી છે. વળી પ્રેમાનંદનું માર્કંડેય પુરાણ (સપ્તશતી સિવાય) કાવ્યદોહનના સાતમા ગ્રંથમાં પ્રસિદ્ધ થયું છે અને સપ્તશતીનો અનુવાદ દેવીચરિત્ર નામથી પાંચમા ગ્રંથમાં પ્રસિદ્ધ થયેલ છે. આ બંનેમાં કવિત્વશક્તિ ઓછી દેખાય છે, પણ પ્રેમાનંદના બીજા ગ્રંથો કરતાં મૂળનું અનુસરણ વધારે છે. અલબત્ત ભાલણની સપ્તશતી સાથે આ પ્રેમાનંદની સરખામણી તો પ્રેમાનંદ ઘણી છૂટ લે છે એમ દેખાય છે. પણ કેટલાક વિદ્વાનોના મતે નળાખ્યાન વગેરેનો રચનાર અને આ માર્કંડેય પુરાણનો રચનાર પ્રેમાનંદ એક નથી. વળી પ્રેમાનંદના મહાભારતનું ભાષાંતર કટકે કટકે

'સકલ પુરાણ તણુ એ મુગટમણિ શ્રી ભાગવત સ્વરૂપ
શ્રી કૃષ્ણમૂર્તિ કલિયુગમા પ્રત્યક્ષ પરમ અનૂપ
દશમસ્કધ તે મધ્ધે ઉત્તમ શરીર મધ્યે જેમ શીષ
માહે ભક્તિ જ્ઞાન વિરાગ વિશારદ, અચ્યુત ચરિત્ર અમીશ
તે દશમસ્કધ ને હરિવશ વળી અનેક ગ્રથ પવિત્ર
એ સર્વ તણા સમત કીધુ પાવન કૃષ્ણચરિત્ર"

—કાવ્યદોહન, ગ્રથ ૪, પા ૪૪૩

આ કૃષ્ણચરિત્ર ભાગવત, હરિવશ વગેરે ઉપરથી કીધુ છે છતા એ પ્રેમાનદના દશમસ્કધ કરતા મુળને વધારે ચાનગ્તુ નથી વળી આ કવિ વલ્લભ મતાનુયાયી હતો એટલે એના ઉપર એ સપ્રદાયની અસર હોવાનો સભવ ખરો અને વસ્તુત એ અસર છેજ પણ આ કવિને સસ્કૃત જ્ઞાન સારુ છે અને ઘણી વાર ભાગવતના શ્લોકોનુ ભાષાતર સારુ કરે છે જુઓ ભાગવતના નીચેના શ્લોકનુ ભાષાતર.—

निगम कल्पतरोर्गलित फल शुकमुखादमृतद्रवसयुतम् ।
पिबत भागवतरसमालय मुहुरहो रसिका भुवि भावुका ॥

—भागवत प्र स्कध अ १, श्लो २.

'નિગમ કલ્પતરૂ ફલ શ્રી ભાગવત શુકમુખથી રસરૂપ,
અમૃત મધુર બ્રહ્મરસમાહક, શ્રી કૃષ્ણચરિત્ર અનૂપ ૭
ભકત શિરોમણિ રાય પરીક્ષિત શ્રવણે કરે અમૃતપાન"

—એજન પા ૪૪૩

मूक करोति वाचाल पड्गु लघयते गिरिम्।
यत्कृपा तमह वन्दे परमानन्दमाधवम् ॥

એ ભગવદ્ગીતાના આરભમા મુકાના કૃષ્ણસ્તુતિના પ્રસિદ્ધ શ્લોકનુ નીચેનુ રૂપાતર પણુ જોવા જેવુ છે —

"પગુ ઉલ્લઘે ગિરિ મોટા, મુગો બોલે વાણુ
જો પરમાનદ કૃપા કરે તો, મુરખ થાય સુજાણુ'

—એજન પા ૪૪૨

ગિરધર કવિએ પોતાના સસ્કૃત જ્ઞાનના બળથી તથા વલ્લભ સપ્રદાયના સસ્કારોના જોરથી જે ભાગો પ્રેમાનદ વગેરેએ છોડી દીધા છે કે ટુકાવ્યા છે ત્યા વિસ્તાર કર્યો છે ખરો, બધો વિસ્તાર મુળને અનુસરતો કે યોગ્ય છે એમ પણુ નથી કહેવાતુ અને શ્રોતાઓને એ વિસ્તાર ભારે પડતો હશે એમ તો એની ઓછી લોકપ્રિયતા ઉપરથી લાગે છે

આ ગિરધર કવિનુ રામાયણુ એના કૃષ્ણચરિત્ર કરતા વધારે લોકપ્રિય થયુ છે પ્રેમાનદે પોતે વાલ્મીકિના આધારે રણુયજ્ઞ લખ્યો છે, એના શિષ્ય

રત્નેશ્વરે મુળને વધારે નજીક રહીને લંકા કાંડ લખ્યો છે. અને આ કવિ ગિરધરે આખું રામાયણ લખ્યું છે; અલબત્ત વાલ્મીકિના રામાયણના અનુવાદ કરતાં એ સાર જેવું વધારે છે; તેમ તુલસીદાસ પેઠે એમાં ઉંચી સ્વતંત્ર કવિતા પણ નથી.

છેવટ આ પ્રસંગમાં રણછોડજી દીવાન (વિ. સં. ૧૮૯૭)નુ પણ નામ યાદ કરવું જોઇએ. જુનાગઢના નવાબના દીવાન એ સમર્થ મુત્સદ્દી અને લડવૈયાએ ચંડીપાઠ નામથી સપ્તશતીનો ટુંકો સાર લખ્યો છે. આ રીતે સંસ્કૃત ગ્રંથોને ગુજરાતીમાં ઉતારવાના પ્રયત્નોની ટુંકી રૂપરેખા અહીં દોરી છે. એથી વધારે વિસ્તૃત વિવેચન તે તે કવિના પ્રસંગમાંજ યોગ્ય ગણાય. વળી શ્રી વલ્લભ મતના અનુયાયી લેખકોએ એ સંપ્રદાયના ગ્રંથોને તથા સ્વામીનારાયણ સંપ્રદાયના અનુયાયી લેખકોએ શ્રીમદ્ ભાગવતના સમગ્ર કે કોઇ અંશના અથવા પોતાના સંપ્રદાયના ગ્રંથોના ઉતારા કર્યાં હશે તો એનું વિવેચન તે તે સંપ્રદાયની અસર અવલોકતી વખતે થશે. વળી જૈન કવિઓએ અનેક સંસ્કૃત ગ્રંથોને ગુજરાતીમાં ઉતાર્યાં છે–દાખલા તરીકે માત્ર નળાખ્યાનને વિ. સં. ૧૫૧૨માં ઋષિવર્ધને (હજી ગ્રંથ મળ્યો નથી), સ. ૧૬૬૪માં વાચક મેઘરાજે, સ. ૧૬૬૫માં નયસુંદરે અને સમયસુંદરે ગુજરાતી રાસામાં ઉતારેલ છે.



## પ્રકરણ ૭ મું

### આખ્યાનો-કથાઓ વગેરે

મધ્યકાલીન ગુજરાતી લેખકોએ સંસ્કૃત ગ્રંથોના સમગ્ર કે એક દેશના, ઉપર દર્શાવ્યું તે રીતના ગુજરાતી અનુવાદો કર્યા છે, પણ આ કાર્યમાં તેઓને જોઇએ તેવી સફળતા મળી નથી. વળી મૂળનું જોર કે સ્વારસ્ય પણ તેઓ ગુજરાતીમાં ઉતારી શકયા નથી. આ આત્મતેજના અભાવના કારણથી કે મુળના વાતાવરણના અભાવે, અનુવાદરૂપ મોટા ગ્રંથો શ્રોતાઓને નીરસ લાગવાથી, અથવા લેખકોને પોતાને અનુવાદનું કાર્ય વધારે શ્રમવાળું છતાં ઓછા ફળવાળુ લાગવાથી, ગમે તે કારણથી પણ આ પ્રકારના અનુવાદો કરતાં મહાભારત, રામાયણ, અને પુરાણોમાંથી નાના નાના કથાપ્રસંગો વીણીને એનાં આખ્યાનો રચવાની પ્રવૃત્તિ, મધ્યકાલીન લેખકોએ ઘણી વધારે કરી છે. આખ્યાનોમાં મુળ કથા ટુંકી હોવાથી અને મહાભારતાદિ મોટા ગ્રંથોમાં એ કથાઓનું સ્થાન ગૌણ હોઇને સંસ્કૃત લેખકોએ એનો વિસ્તાર કરેલો નહીં; એટલે કથાવસ્તુ અસરકારક હોય ત્યાં આ ગુજરાતી લેખકોને પોતાની કલ્પનાશક્તિ વડે મુળ વસ્તુને યથેચ્છ બદલાવીને, સમકાલીન શ્રોતાઓના ચિત્તનું આકર્ષણ કરે એવાં આખ્યાનો રચવા માટે ઘણો અવકાશ રહે એ સ્વાભાવિક છે. વળી લેખકો અને શ્રોતાઓ, આખ્યાનોના વિષયમાં સમાન ભૂમિકા ઉપર હોવાથી આખ્યાનો

લોકપ્રિય પણ બહુ થયા અને જેમજેમ એની લોકપ્રિયતા દેખાતી ગઇ તેમતેમ આ જાતનો પ્રયત્ન વધતો ગયો

આ પ્રદેશમા જે લેખ મા કલ્પનાશક્તિ ઉંચી અને બળવાન ગુજરાતી ભાષા ઉપર પ્રભુત્વ વધારે અને પોતાના દેશ કાળના લોકોની રુચિ ઓળખવાની શક્તિ વધારે તે લેખક વધારે ફાવે વળી જેમ જેમ મુળના અનુવાદ નો આગ્રહ ઓછો થતો ગયો અને આખ્યાન શૈલી એક પઢી એ લેખકોને હાથે ઘડાઇને પાછળના લખનારનો હાથ વધારે વધારે બેસતો ગયો તેમ તેમ સ્વતત્ર સાહિત્ય પ્રધાનતરી ગણાય એવા આખ્યાનો વધારે વધારે પ્રગટ થવા લાગ્યા પ્રેમાનન્દના કેટલાક આખ્યાનો આ પ્રકાર ના સાહિત્યમા શિરોમણિરૂપ છે અને મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાથી આ બધા આખ્યાનો લઇ લઇએ તો એની આકર્ષકતા તદ્દન ઘટી જાય છે એકલા અનુવાદો એને જીવન આપી શકે એમ નથી મધ્યકાલીન ગુજરાતી સાહિત્યની સાહિત્ય તરીકે કીંમત આકવા માટે આખ્યાનો જોયા વગર ન જ ચાલે

સાહિત્યના એક પ્રકાર તરીકે આખ્યાન એટલે શુ એ કહેવુ પણ મુશ્કેલ છે ભાલણનુ ચડી આખ્યાન સપ્તશતીનો લગભગ અનુવાદ જ છે સુદામાચરિત મુળ ભાગવતના નાના પ્રસગ ઉપરથી ઉપજાવેલ આજે જેને ખડકાવ્ય કહીએ છીએ તેનો એક પ્રકાર છે નળાખ્યાન મુળ કથાને યથેચ્છ વધારી ઘડેલી સ્વતત્ર મોટી કથા છે અને મામેરુ હુડી વગેરે વગેરે માત્ર કલ્પનાથી ચિતરેલા ભક્ત જનો ના જીવનના ચમત્કારચિત્રો છે

આ રીતે ભક્તજનોને વિપત્તિને પ્રસગે મળેલી દૈવી-ચમત્કારિક સહાયોની કથાઓ દ્વારા સ્ત્રીપુરુષોના હૃદયને ભક્તિ તરફ આકર્ષવાનો પ્રકાર પુરાણોએ જ શરુ કરેલો શ્રીમદ્ ભાગવતમા અને બીજા પુરાણોમા પ્રહ્લાદાખ્યાન અજામિલઆખ્યાન, અબરીષ આખ્યાન સુદામાચરિત ધ્રુવાખ્યાન વગેરે આખ્યાનો જોવામા આવે છે ભક્તમાળ આવા ચરિત્રોનો સગ્રહ છે વૈષ્ણવો આવા ભક્ત ચરિત્રોની ભગવદ્વાર્તા વડે ભગવદ્ભક્તિનુ પોષણ કરે છે મધ્યકાલીન કવિઓએ ભાગવતાદિના સુદામાચરિત વગેરેને ગુજરાતીમા ઉતારવા ઉપરાત ખાસ કોઇ પણ સપ્રદાયનુ અનુસરણ કર્યા વગર માત્ર જનમનરજન થાય અને સાથે સાથે ઇશ્વર ઉપર શ્રદ્ધા જાગે એ ઉદ્દેશથી નરસિંહ મહેતા વગેરે સતોના જીવનમાથી પ્રસગો લઇને હુડી મામેરુ શ્રાદ્ધ વગેરે લખ્યા છે એટલે આ પ્રકારમા સસ્કૃત સાહિત્યની અમુક નમુનો પુરો પાડીને એ દિશામા પ્રેરણા કરવા પુરતી છે બાકી બધુ એ કવિઓની કલ્પના શક્તિનુ ફળ છે એ કાળમા બીજી નાતોમા પણ સતભક્તોની આવી ચમત્કારિક કથાઓનો ખુબ પ્રચાર ચાલતો હતો એટલે આ પ્રકારના સાહિત્ય ઉપર એ વાતા વરણની ઘણી અસર છે પણ આ પ્રકારના આખ્યાનો કરતા સસ્કૃત સાહિત્યમાથી કથાવસ્તુ કે પ્રસગ લઇને ઘણા વધારે આખ્યાનો રચાયા છે

આ કાર્ય માટે મધ્યકાલીન લેખકોએ પૌરાણિક સાહિત્યના ઘણા મોટા ભાગનો ઉપયોગ કર્યો છે. દાખલા તરીકે ભાલણ કવિએ, રામાયણ ઉપરથી રામવિવાહ અને રામબાલચરિત્ર, મહાભારત ઉપરથી નળાખ્યાન અને દુર્વાસાખ્યાન, માર્કંડેય પુરાણ ઉપરથી સપ્તશતી, શિવપુરાણ ઉપરથી મૃગીઆખ્યાન, પદ્મપુરાણ ઉપરથી જાલંધર આખ્યાન, અને ભાગવત ઉપરથી ધ્રુવાખ્યાન લખ્યાં છે. (જુઓ રા. રામલાલ ચુનીલાલ મોદીએ પ્રકટ કરેલાં બે નળાખ્યાનમાં 'કવિ અને કાવ્ય' પાનું ૫, ફુટનોટ ૧.) આ રીતે મહાભારત, રામાયણ, પુરાણો વગેરેમાંથી વસ્તુ લઇને, તે ઉપર કાવ્ય રચવાની પ્રેરણા પણ સંસ્કૃત સાહિત્યનાં મહાકાવ્યો અને નાટકોમાંથી મળે છે. ભાલણ પોતેજ આ વાત કબુલ કરતાં કહે છે કેઃ—

"અનેક કવિએ વર્ણવ્યુ, નાટક કરી પ્રબંધ,
કહે ભાલણ ભાષાએ, શું રે પદનો કરીને પ્રબંધ." (ભાલણ-રામવિવાહ)
—એજન, ફુટનોટ ૧૯.

હુંડી કે મામેરા કરતાં ઓછી પણ આખા ગ્રંથના અનુવાદ કરતાં આ જાતનાં આખ્યાનોમાં કલ્પનાશક્તિને ઘણી વધારે છુટ રહે છે. દાખલા તરીકે સુદામાચરિત્ર કે ઓખાહરણ જુઓ. શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધના ૮૦ અને ૮૧ મા અધ્યાયો ઉપરથી સુદામાચરિત્ર નરસિંહ મહેતાએ, પ્રેમાનંદે તથા બીજાઓએ લખ્યું છે. પણ ખંડકાવ્ય તરીકે નરસિંહ મહેતાના સુદામાચરિત્રમાં ભાગવતના સુદામાચરિત્રથી જુદાજ ગુણદોષો છે. અને પ્રેમાનંદે વળી પોતાના સુદામાચરિત્રમાં જુદીજ જાતનો રસ મુકયો છે. ભાગવતમાં સુદામાચરિત્ર ભગવાન શ્રીકૃષ્ણની બ્રહ્મણ્યતા અને ભક્તવત્સલતા સુચવનો એક નાનો—અતિ નાનો પ્રસંગ છે. જ્યારે ગુજરાતી સુદામાચરિત્ર બીજી અપેક્ષા વગરનું એક સ્વતંત્ર અને સંપૂર્ણ કાવ્ય છે. અલબત્ત ગુજરાતી કવિઓ આવાં આખ્યાનોમાં મુળમાંથી વિચારો અને ઘણી વાર આખાંઅધુરાં વાકયો લે છે; જુઓ

ननु ब्रह्मन् भगवतः सखा साक्षाच्छ्रियः पतिः।
ब्रह्मण्यश्च शरण्यश्च भगवान्सात्वतर्षभः॥
—ભાગવત-દશમ. અ. ૮૦, શ્લો ૧

અને નરસિંહ મહેતાનું

"જદુપતિનાથ તે મિત્ર છે તમ તણા."

એ લગભગ અનુવાદ જેવું વચન. —કાવ્યદોહન ગ્રંથ ૧, પા ૨૧.

પ્રેમાનંદ તો દશમસ્કંધના એંશીમા અધ્યાયમાંથી આ સુદામાચરિત્ર કહેવાની પ્રતિજ્ઞા કરે છે.* પણ પછી પોતાની કલ્પનાથી સુદામાની દરિદ્રતાનું, એની

* શુક સ્વામી કહે સાંભળ રાજા પરીક્ષિત પુણ્ય પવિત્ર,
દશમસ્કંધ અધ્યા એંશીમે કહું સુદામાચરિત્ર."
—કાવ્યદોહન ગ્રંથ ૧, પા. ૨૧૩

દીનહીન દશાનું એની ઉપહાસપાત્રતા વગેરેનું આખુએ ભાગવતકારે અકલ્પિત ચિત્ર દોરી એક નાટક જેવી સપૂર્ણતા આણી છે આ રીતે નરસિંહ મહેતા કરતા પ્રેમાનન્દનું સુદામાચરિત મુળથી વધારે દૂર છે અને એ જમાનાના માણસો માટે વધારે મનરંજન કરનાર હોવા છતા ઓછુ સયમી અને સસ્કારની દૃષ્ટિએ ઉતરતી ભૂમિકા ઉપર છે

પણ જેમ જેમ આખ્યાન રચવાની શક્તિ ખીલતી ગઇ તેમ તેમ એ રચનાઓ મુળથી વધારે ને વધારે દૂર જતી ગઇ એનો વિસ્તાર વધતો ગયો અને એની લોકપ્રિયતા પણ વધતી ગઇ આ પ્રકારની રચનામા બીજા બધા કરતા પ્રેમાનન્દે વધારે સફળતા મેળવી છે અને એના પોતાના રચેલા પણ અનેક આખ્યાનોમા નળાખ્યાન શ્રેષ્ઠ છે કદાચ મધ્યકાલીન ગુજરાતીના આખ્યાન કાવ્યોમા નળાખ્યાન એક શ્રેષ્ઠ કાવ્ય હોય અલબત્ત નળાખ્યાનની મુળ કથાજ અતિશય હૃદયદ્રાવક અને આકર્ષક છે અનેક સસ્કૃત કવિઓ પણ એ વસ્તુની રમણીયતાથી આકર્ષાઇને એ ઉપર કાવ્યો રચવા પ્રેરાયા છે અનેક ગુજરાતી કવિઓએ પોતાની કવિત્વશક્તિ આ કથા ઉપર અજમાવી છે પણ પ્રેમાનન્દના નળાખ્યાનની સફળતા કેવળ મુળ કથાની આકર્ષકતાનુ પરિણામ નથી પ્રેમાનન્દની કલ્પનાશક્તિએ મુળ કથાને નવોજ દેહ આપ્યો છે અને એ દેહ પણ સુન્દર અને આકર્ષક છે

આખ્યાન પ્રકારમા લેખકને એટલી બધી છુટ રહતી કે મુળ કથાનુ સંપૂર્ણ ભાષાંતર મુળ ગ્રંથના આખા ભાષાતર વખતે પોતેજ કર્યું હોય તો પણ એક લેખકને આવુ આખ્યાન રચવાનો અવકાશ રહેતો દાખલા તરીકે ઓખાહરણની મુળ કથા ભાગવત દશમસ્કધના ૬૨ અને ૬૩ અધ્યાયોમા છે પ્રેમાનન્દે દશમસ્કધનુ ભાષાતર કર્યુ ત્યારે ઓખાહરણ અંદર આવીજ ગયુ (જો કે કોઇક કારણથી ૫૩ પછીના—ઓખાહરણવાળા અધ્યાયો પ્રેમાનન્દે નથી લખ્યા પણ એના શિષ્ય સુન્દરે લખ્યા છે) છતા પ્રેમાનન્દે ઓખાહરણનુ આખ્યાન જુદુંજ લખ્યુ છે અને ખરેખર પ્રેમાનન્દનુ ઓખાહરણ ભાગવતના ઓખાહરણથી ઘણાજ વધારે વિસ્તારવાળુ અને તદ્દન જુદુંજ કાવ્ય છે દશમસ્કધના ભાષાંતરમા ઓખાહરણના બે અધ્યાયો બે કડવામા સમાવી દીધા છે અને ઓખાહરણ આખ્યાનમા ૫૩ કડવા છે (જુઓ કાવ્યદોહન ગ્રંથ ૧ ઓખાહરણની જુદી જુદી હાથ પ્રતોમા વધારે ઓછા કડવા મળે છે) અને એમ છતા પ્રેમાનદ એને ભાગવત કથાજ કહે છે —

> ' રસિક કથા ભાગવત તણી, તે મધ્યે દશમસ્કધ,
> શુકદેવ કહે પરીક્ષિતને સુણ બાસઠમા અધ્યાય "
>
> —ઓખાહરણ કડવુ ૨ જુ

# પ્રકરણ ૮ મું

## આખ્યાનો—(ચાલુ)

આ જાતનાં આખ્યાનો એટલાં લોકપ્રિય થઇ પડ્યાં કે મધ્યકાલીન ગુજરાતી લેખકોએ મહાભારત, રામાયણ, પુરાણો વગેરે પૌરાણિક સંસ્કૃત સાહિત્યના ખુણે-ખુણા શોધી એમાંથી સુંદર વસ્તુઓ ઉપાડી લઇ એ ઉપર આખ્યાનો રચવામાં પોતાની કાવ્યશક્તિને યથેચ્છ વિહરવા દીધી છે. કેટલીક વાર તો એકને એક વસ્તુ ઉપર અનેક કવિઓએ પોતાની શક્તિ અજમાવી છે. (નળાખ્યાન વગેરે દાખલાઓ પ્રસિદ્ધ છે.)

આ રીતે પૌરાણિક સાહિત્યમાંથી, આખ્યાનો માટે ઉપાડેલ વસ્તુઓના થોડા દાખલા જોઇએ, તો મધ્યકાલીન લેખકોનો આ બાબતમાં પરિશ્રમ તથા સંસ્કૃત પૌરાણિક સાહિત્યનું એમના ઉપરનું ઋણ એ બંનેનું કૈંક માપ આવે.

મધ્યકાલીન ગુજરાતના આદ્યકવિ નરસિંહ મહેતાએજ (વિ. સં. ૧૪૭૦ થી ૧૫૩૬ આશરે) ભાગવત ઉપરથી સુદામાચરિત્ર લખીને આખ્યાન પ્રકારની શરુઆત કરી. પછી ભાલણ (વિ. સં. ૧૪૯૦ થી ૧૫૭૦) અને તેના પુત્રો વીશે ઉપર કહ્યુંજ છે. પછી કર્મણ મંત્રીએ સીતાહરણ રામાયણ ઉપરથી લખ્યું. પછી મીરાંબાઇનું (ઘણુ કરી વિ. સ. ૧૫૬૦ થી ૧૬૩૦) સત્યભામાનું રુસણું પણ ભાગવત ઉપરથી લીધેલું એક પ્રકારનું આખ્યાનજ છે. પણ મીરાંબાઇ પહેલાં નાકરે (સં. ૧૫૫૦ થી ૧૬૩૦) મહાભારત ઉપરથી હરિશ્ચંદ્રાખ્યાન લખ્યું છે. એજ કવિએ ઓખાહરણ, નળાખ્યાન, ધ્રુવાખ્યાન, શિવવિવાહ વગેરે આખ્યાનો રચ્યાં છે; પછી તુલસીએ (સં. ૧૬૧૪) ભાગવત ઉપરથી ધ્રુવાખ્યાન રચ્યું છે, વસ્તાએ (સં. ૧૬૨૪ થી ૧૬૫૨ સુધીમાં) મહાભારત ઉપરથી શુકદેવાખ્યાન તથા સુભદ્રાહરણ લખ્યાં છે. અને પુષ્ટિસંપ્રદાયી ગોપાલદાસે (સં. ૧૬૨૫-૩૦ માં) વલ્લભાખ્યાન રચ્યું છે. આ સૈકામાંજ દેવીદાસે (સં. ૧૬૬૦ માં) ભાગવત ઉપરથી રુકિમણીહરણ, શિવદાસે (સં. ૧૬૬૪ માં) મહાભારત ઉપરથી દ્રૌપદી સ્વયંવર, કવિ સુરારીએ (સં. ૧૬૭૫ માં) શિવપુરાણ ઉપરથી ઇશ્વરવિવાહ (જો કે એ પોતે કશું સ્પષ્ટ કહેતો નથી), શ્રીધરે એની આસપાસમાં ગૌરીચરિત્ર, વિશ્વનાથ જાનીએ (સં. ૧૭૦૮ પહેલાં) મોસાળું, હારમાળા વગેરે અને રતનજીએ (સં. ૧૭૧૩ માં) મહાભારત ઉપરથી વિભ્રંશી આખ્યાન રચ્યું છે.

પણ આખ્યાનકાવ્યની લોકપ્રિયતાનો ખ્યાલ તો પ્રેમાનંદનું પરાક્રમ જોવાથીજ સમજાય છે. એ મહાકવિએ (સં. ૧૭૨૬ માં) મહાભારત ઉપરથી અશ્વત્થાખ્યાન (વનપર્વ), (૧૭૨૭ માં) દ્રોણપર્વ ઉપરથી અભિમન્યુઆખ્યાન, અશ્વમેધ પર્વ ઉપરથી ચંદ્રહાસાખ્યાન, માર્કંડેય પુરાણ ઉપરથી મદાલસાખ્યાન,

(૧૭૨૮ મા) ભાગવત અષ્ટમ સ્કધ ઉપરથી વામનચરિત્ર, (૧૭૨૯ મા) મહાભારત વનપર્વ ઉપરથી ઋષ્યશૃગાખ્યાન અને દ્રૌપદીહરણ, (૧૭૩૨ મા) ભાગવત દશમ સ્કધ ઉપરથી ઓખાહરણ અને લક્ષ્મણાહરણ, (સ ૧૭૩૬ મા) આદિપર્વ ઉપરથી દ્રૌપદી સ્વયવર, (સ ૧૭૩૭ મા) વનપર્વમાથી માધાતાખ્યાન, (સ. ૧૭૩૮ મા) ભાગવત દશમ સ્કધ ઉપરથી સુદામાચરિત્ર, (સ ૧૭૩૯ મા) મામેરુ, (સ ૧૭૪૨ મા) મહાભારત ઉપરથી આખ્યાનશ્રેષ્ઠ નળાખ્યાન પછી સુધન્વાખ્યાન અને હરિશ્ચદ્રાખ્યાન (સ ૧૭૫૦), માર્કડેય પુરાણ ઉપરથી દેવીચરિત્ર (સ ૧૭૫૨), અને રામાયણ ઉપરથી રણયજ્ઞ વગેરે ગણતા પાર ન આવે એટલા આખ્યાનો રચ્યા છે વળી આ મહાકવિએ મહાભારતનુ સળગ ભાષાન્તર કરેલુ હોવા છતાં એ મહાગ્રથના જુદાજુદા પર્વોમાથી વસ્તુ લઈને કેટલા આખ્યાનો લખ્યા છે એ જોવાનુ છે. અલબત્ત આ જાતના કેટલાક આખ્યાનોમા બીજા પુરાણોમાથી અનુકુળ પ્રસગો લીધા હશે ખરા

પ્રેમાનદ કવિએ પુરાણોમાથી એટલા ફૂલો વીણી લીધા કે પાછળનાઓ માટે ઝાઝી આશા રહી નહીં, છતા એના પુત્રો અને શિષ્યોએ તથા બીજાઓએ એ પ્રકાર ચાલુ રાખ્યો છે દાખલા તરીકે વૃક્ષભે દુ શાસનરુધિરપાન, યુધિષ્ઠિર-વૃકોદરસવાદ, કુન્તીપ્રસન્નાખ્યાન, યક્ષપ્રશ્નોત્તર વગેરે મહાભારત ઉપરથી લખ્યા છે. આ પછી આખ્યાનરચનાનો પ્રવાહ મોળો પડયો જણાય છે, છતા કાલિદાસે વિક્રમની ૧૯ મી સદીની શરુઆતમા ધ્રુવાખ્યાન અને પ્રલ્હાદાખ્યાન (સ ૧૮૦૭) ભાગવત ઉપરથી રચ્યા છે આ પછી ભોજાના 'ચાબખા'થી પ્રખ્યાત થએલા ભોજા ભક્તે (વિ સ. ૧૮૪૧ થી ૧૯૦૮) તથા એક બીજા ભોજાએ સેલૈયાખ્યાન તથા ચદ્રહાસાખ્યાન અનુક્રમે લખ્યા છે, અને આપણા મધ્યકાલીન ગુજરાતના છેલ્લા મહાકવિ દયારામે (સ ૧૮૩૩ થી ૧૯૦૯) શ્રીમદ્ભાગવત ઉપરથીજ રુક્મિણી વિવાહ, સત્યભામાવિવાહ, અજામિલાખ્યાન, ઓખાહરણ તથા વૃત્રાસુરાખ્યાન લખ્યા છે અને પદ્મપુરાણ ઉપરથી ભગવદ્ગીતામાહાત્મ્ય રચ્યુ છે

આખ્યાનોની ઉપર આપેલી ટીપ ઘણી અધુરી છે, સપૂર્ણ કરવાનો ઉદ્દેશજ નથી પણ આટલી નોધ ઉપરથી આખ્યાન કાવ્યમાહિત્યનો ખ્યાલ આવશે ખરો આખ્યાનો માટે મહાભારત, રામાયણ અને ભાગવતનોજ આ કવિઓ શા કારણથી આધાર લે છે એ મહાકવિ પ્રેમાનદેજ વાલ્મીકિને આધારે રણયજ્ઞ લખવાનો આરભ કરતા સ્પષ્ટ શબ્દોમા દર્શાવ્યુ છેઃ—

"વર્ણવું લીલા રઘુપતિની વિમળ વાલ્મીકિ વાણી
× × ×
અઢાર પુરાણે અનત કથા છે કવિવાણીનો વિસ્તાર
શ્રી ભાગવત ને રામકથા એ બે સર્વનુ સાર
સાર શાસ્ત્રપુરાણનુ શ્રી ભાગવત રામચરિત્ર રે."

—કાવ્યદોહન, ભાગ ૩, પા ૧૦૦

# પ્રકરણ ૯ મું



## કૃષ્ણભક્તિ

સંસ્કૃત પૌરાણિક સાહિત્યમાંથી આખ્યાન રસથી જુદુ ભક્તિનું તત્ત્વ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં ઉતરી આવ્યું છે. અને આ જાતની ભક્તિની પ્રેરણાથી ભક્ત કવિઓએ જે કથન કર્યુ છે તે અનુવાદ અને આખ્યાન કરતાં વધારે સ્વતંત્ર છે. જુદાજુદા દેવોની ભક્તિનો વિકાસ તો સંસ્કૃત સાહિત્યેજ સાધ્યો છે; પણ એ ભક્તિના રંગથી રંગાઈને એ પુરાણાં સાહિત્યે ઉભાં કરેલ દેવસ્વરુપની ભક્તિની જે કવિતા આ ભક્ત કવિઓએ રચી છે તેમાં એમના હૃદયની ઉછળતી ઊર્મિઓ ભરી છે.

આ પ્રકારની કવિતામાં વલ્લભ મેવાડા વગેરે માતાના ભક્તોએ માતાના ગરબા રચ્યા છે; શિવાનંદ વગેરેએ શિવસ્તુતિઓ રચી છે; પણ સૌથી વધારે તો ગુજરાતમાં ઘેર ઘેર ભક્તિરસ અને કૃષ્ણકથામાં પ્રીતિ જગાડવાનું કાર્ય કૃષ્ણભક્તોએ થોકબંધ ગ્રંથો લખીને કર્યું છે. નરસિંહ, મીરાંબાઇ અને દયારામ એ અગ્રગણ્ય કવિત્રિપુટીએ કૃષ્ણભક્તિનાં ઉચ્ચી કવિતાથી ભરેલાં કવનોથી મધ્યકાલીન ગુજરાતી સાહિત્યને ભરી દીધું છે.

આ વૈષ્ણવ કવિઓમાં કવિ દયારામ તો પુષ્ટિ સંપ્રદાયના અનુયાયી હતા; એટલે એમનું સ્થાન ગુજરાતી સાહિત્યમાં સંપ્રદાયોની અસરના પ્રસંગમાંજ આવે. પણ નરસિંહ અને મીરાં ઉપર સંપ્રદાયની ખાસ અસર નથી. એ બને ભક્તોએ અને દયારામે પણ શ્રીમદ્‌ભાગવતમાંથી કૃષ્ણભક્તિની ભાવના પીધી છે. અને ભાગવત દશમસ્કંધના પૂર્વાર્ધમાં ટુંકામાં ગાયેલી ગોપીઓ સાથેની કૃષ્ણલીલાને પોતાની કલ્પનાથી ખુબ વીસ્તારીને ગાઇ છે. આ વિષયમાં પ્રેરણા બ્રહ્મવૈવર્તમાંથી મળી, જયદેવના ગીતગોવિંદમાંથી મળી કે નરસિંહ મહેતા જેવાના કૃષ્ણપ્રેમથી ભીંજાએલા હૃદયમાંથી સ્ફુરી આવી એ કહેવું મુશ્કેલ છે. પણ નરસિંહ મહેતા પોતે જયદેવનું ઋણ સ્વીકારે છેઃ—

> "એક જાણ્યો છો વ્રજની ગોપી કે રસ જયદેવે પીધો રે
> ઉગતો રસ અવનો હળતો નરસૈયે તાણીને લીધો રે."
>
> —નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ, પા ૨૬૬.

અને ચાતુરી ષોડશી વગેરેમાં 'ગીતગોવિંદ'ને મળતી સ્પષ્ટ કલ્પના છે ખરી રીતે તો એ સમયમાં વ્રજમાં, બંગાળામાં અને ગુજરાતમાં કૃષ્ણલીલામાં ઘેલાં થઇ ગએલાં અનેક ભક્તજનો જોવામાં આવે છે. નરસિંહ અને મીરાં એમાંનાંજ છે. ચૈતન્યે તથા વલ્લભાચાર્યે આ વાતાવરણમાંથીજ પોતપોતાના સંપ્રદાયોનું તત્ત્વ લીધું છે. ટુંકામાં સુરતસંગ્રામ, દાણલીલા, રાસસહસ્રપદી, શૃંગારમાળા, ચાતુરી-

છત્રીશી, ચાતુરી ષોડશી વગેરે નરસિંહ મહેતાનાં કાવ્યો તથા મીરાંબાઇનાં કૃષ્ણ-કીર્તનનાં પદો દશમસ્કંધોક્ત રાસલીલા વગેરેમાંથી પ્રેરણા મેળવીને ગવાયાં છે. અલબત્ત, કોઇ કોઇ પ્રસંગ ભાગવતકારે બહુ ટુંકામાં કહ્યો છે; અને આ ભક્ત-કવિઓએ એનો અતિ વિસ્તાર કર્યો છે. દાખલા તરીકે કૃષ્ણ અક્રૂર સાથે ગોકુળથી મથુરાં જાય છે એ પ્રસંગે ગોપીઓ બહુ દુઃખી થઇને, કૃષ્ણને રોકી રાખવા આડી ઉભી રહે છે, અને निवारयाम: समुपेत्य माधवम् (भा. द. अ ३९) એવો નિશ્ચય કરે છે. પણ એમાં નિષ્ફલ જઇને કૃષ્ણનો રથ જતો જોવાને ઝાડ ઉપર ચઢીને દૂર દૂર નજર નાખ્યા કરે છે; આટલી વાત ભાગવતમાં છે. એ ઉપરથી નરસિંહ મહેતાએ પોતાની કલ્પનાથી ખુબ વિસ્તારવાળુ આખ્યાન જેવુ 'ગોવિંદગમન' નામનું મોટું કાવ્ય રચ્યું છે.

આ રીતે ભાગવતાદિમાંથી પ્રસંગો કે સુચનો લઇને અથવા પોતાની કલ્પનાથી નવા નવા ગોપીઓના ઉત્કટ પ્રેમના, ગોપીઓના વિરહદુઃખના અથવા ગોપીઓ સાથેની શૃંગારક્રીડાના પ્રસગો કલ્પીને આ ભક્તકવિઓએ વિસ્તૃત રચનાઓ કરી છે. કૃષ્ણ પ્રતિ ગોપીઓના ઉત્કટ પ્રેમને—પ્રેમલક્ષણા ભક્તિને—આ ભકતોએ અને ઉપર કહેલા બે સંપ્રદાયોએ આદર્શ ભક્તિ માનેલ છે. એટલે એ પ્રેમનું, એ પ્રેમથી ઉદ્ભવેલા સંભોગ અને વિરહ શૃંગારનું વર્ણન એ ભક્તિને ઉદ્દીપ્ત કરવાનું મુખ્ય સાધન છે એમ આ સંપ્રદાયોની માન્યતા છે. ભાગવત કરતાં આ કવિઓનાં કૃષ્ણ કીર્તનોમાં વધારે ઉઘાડો શૃંગાર છે. જોકે શૃંગારનો આ રીતે વિકાસ કરવાની પ્રેરણા આ કવિઓને સંસ્કૃત કવિઓ પાસેથીજ મળી છે; છતાં એટલું કહેવું જોઇએ કે અનુવાદ અને આખ્યાન કરતાં, આ ભક્ત કવિઓની કવિતા વધારે સ્વતંત્ર છે.

ગુજરાતના લોકવર્ગમા પ્રચલિત વાર્તાઓ જેવી વાર્તાઓ લખી છે શામળનુ સસ્કૃત જ્ઞાન પણ માધારણ હતુ જુઓ —

' જોઇ સસ્કૃત માહે જયા કહી પુરાણ પરમાર્થ કથા
માઘ પડિતે રોપ્યા મુળ કાળીદાસ પામ્યો ફળફુલ
ભોજરાજને મન ભાવ્યુ આવ અનત ચાખ્યુ આવીયુ
ભોજપ્રબધ ગ્રથ ભારે ઘણો તોન ઘણો ત્યા વિક્રમતણો '

—કાવ્યદોહન, ગ્રથ ૩ પા ૩૮

છતા એણે સસ્કૃત વાર્તાસાહિત્યનો ઉપયોગ કર્યો છે વૈતાલપચ્ચીશી તો કથાસરિત્સાગરમાથી ઉતારી છે અને રેવાખડ (સ્કદ પુરાણ) શિવપુરાણ વગેરે ગ્રથો સસ્કૃત પુરાણો પરથી અને રાવણમદોદરી સવાદ, અગદવિષ્ટિ વગેરે રામાયણ ઉપરથી રચ્યા છે બત્રીસ પુતળીની વાર્તા અને સુડાબહોતેરી (સિહાસન દ્વાત્રિશિકા અને શુકસપ્તતિ) પણ શામળ પહેલાથી સસ્કૃતમા મળે છે

આ ઉપરાત ભજનો, જુદા જુદા દેવદેવીઓના સ્તવનો કીર્તનો સસાર વૈરાગ્યના અને નીતિધર્મબોધના પદો વગેરે જુદા જુદા લેખકોની છુટક રચના ઘણી મળે છે આ પ્રકારમાએ ભક્તિ, વૈરાગ્ય, નીતિ ધર્મ ભિન્નભિન્ન દેવતાનુ સ્વરૂપ વગેરે તત્ત્વોની ભાવના સસ્કૃતમાથી ગુજરાતીમા ઉતરી છે એજ રીતે કવિતામા શૃગાર વગેરે રસોની જમાવટ રચનાની પરિપાટી ગુજરાતી કવિઓ સસ્કૃત કવિઓ પાસેથી શીખ્યા છે કવિતા દેવીને ઉપમા વગેરે અલકારો પણ સસ્કૃત કાવ્યપરપરાને અનુસરીને સજાવ્યા છે અનવસ્ત, રિગતો અને વર્ણનો ગુજરાતી કવિઓના પોતાના છે ટુકામા સસ્કૃત સાહિત્યના આદોલનો મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમા છેક આત્મા સુધી ઉંડા અને લગભગ વ્યાપક રીતે ઉતરી આવ્યા છે

મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય ઉપર સસ્કૃતની આટલી ઉંડી અસર હોવા છતા એ સાહિત્યનુ વાતાવરણ એના ઉંચા સસ્કારો એની પ્રતિભા ગુજરાતીમા ઉતર્યા નથી વધારે શુ શ્રીમદ્ ભાગવત ઉપર આટલા બધા પ્રયત્નો થએલા હોવા છતા ભાગવતનુ ઉંચુ વાતાવરણ ગુજરાતીમા ઉતર્યુ નથી સસ્કૃત ભાગવત વાચતા સુશિક્ષિત, ઉચ્ચ સસ્કારવાળા બુદ્ધિશાળી માણસો માટે એ લખાયુ હોય એમ લાગે છે, એ શિષ્ટ ગ્રથના ગુજરાતી અનુવાદો અશિક્ષિત કે અર્ધશિક્ષિત, અલ્પ સસ્કારી અને થોડી બુદ્ધિવાળા માણસો માટે લખાએલા લાગે છે શામળની વાર્તાઓ અર્થીએ ઉતરતી કોટિની છે નરસિહ મહેતા જેવા ઉત્તમ કવિની રચના પણ, કાવ્ય તરીકે જયદેવ જેવા સસ્કૃત સાહિત્યના બીજી પક્તિના કવિની રચનાને પહોચતી નથી, અને ભાગવત તો ઘણુ ઉચુ લાગે છે મહાકવિ કાલિદાસની પ્રતિભાનો તો સભવજ નથી અને વ્યાસ વાલ્મીકિની અપૂર્વ સર્જકતા તો પાછળના સસ્કૃત કવિઓમાએ નથી, તો એના વારસો—ગુજરાતી લેખકો—મા ક્યાથી હોય ?

# વિભાગ ૪ થો



# જૈનો અને તેમનુ સાહિત્ય

—૭૭૭૭૭૭૭—

## પ્રકરણ ૧ લુ



### જૈન ધર્મનો ઉદય અને તેનુ સ્થાન

ભારતના આર્ય ધર્મની ત્રણ શાખાઓ વૈદિક, જૈન અને બૌદ્ધ ત્રણે મળીને હીંદના પ્રાચીન ધર્મનું પૂર્ણ સ્વરૂપ બધાય છે પ્રાચીન આર્યાવર્ત્તમા એવા અદ્ભુત મહાત્માઓ થયા છે કે જેમણે પોતાના મન વાણી અને કાયા તદ્દન જીતી લીધા હતા તેઓને માનની દૃષ્ટિથી 'જિન' (જિ ધાતુ જીતવુ એ પરથી જીતનાર) નામ આપવામા આવે છે, અને એમના ધર્મને ખાસ અનુસરનારા તે જૈન કહેવાય છે એ મહાત્માઓએ પોતાના જીવનથી અને ઉપદેશથી અસખ્ય જીવોને આ સસારમાથી તરાવી દીધા છે અને તેથી તેઓ 'તીર્થંકર' નામે પણ ઓળખાય છે

જૈનો દરેક યુગ-મહાયુગમા ૨૪ તીર્થંકરો થએલા માને છે વર્ત્તમાન યુગમા ૨૪ થએલા તેમા સૌથી પહેલા ઋષભદેવજી અને છે ના વર્દ્ધમાન-મહાવીર સ્વામી ઋષભદેવજી અત્યત પ્રાચીન કાળમા થઇ ગયા એમને બ્રાહ્મણો પણ વિષ્ણુના ૨૪ અવતારમાના એક માને છે, અને એમના અદ્ભુત વૈરાગ્યની અને પરમહસ વૃત્તિની બહુ પ્રશસા કરે છે ઋષભદેવજી પછીના બીજા વીસ તીર્થંકરો પણ ઘણા પ્રાચીન કાળમા થઇ ગયા પછી બાવીસમા નેમિનાથજી ને કૃષ્ણના પૈતૃક ભાઇ સૌરાષ્ટ્રના ગિરિનાર પર્વત પર સિદ્ધિ પામ્યા ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથ એ કાશીના અશ્વસેન રાજાના પુત્ર-તેમણે ૭૦ વર્ષ સુધી જૈન ધર્મનો ઉપદેશ કર્યો એમનો સમય વિ સ પૂર્વે ૭૬૧ થી ૬૬૧ (ઇ સ પૂર્વે ૮૧૭ થી ૭૧૭) એટલે કે શ્રી મહાવીર સ્વામી પહેલા ૨૫૦ વર્ષ છે

આ પાર્શ્વનાથજીને ઐતિહાસિક વ્યક્તિ તરીકે ડૉ જેકોબી આદિએ હાલની શોધખોળથી સ્વીકારેલ છે સર ભાડારકરે નેમિનાથજીને પણ ઐતિહાસિક

વ્યક્તિ તરીકે જણાવેલ છે, અને તેમ ગણતા ગુજરાતમા જૈનોનો સબધ નેમિનાથ પહેલાનો હતો એમ સિદ્ધ થઇ શકે કવિ શ્રી નાનાલાલ કહે છે કે – "હજારો વર્ષ ઉપર ઉત્તર ખડમાથી પ્રજા આવી ને હીંદમા વસી તે વખતે પોતાની સાથે જે રીતરીવાજ લાવી તેમા તે પછી જુદા જુદા અનેક પટ ચઢ્યા છે તે ક્યારે આવી તેનો નિર્ણય થઇ શક્યો નથી, તો પણ તેમના આવવા પછી તેના મુળ ધોરણ ઉપર ગ્રીસ, ઇસ્લામ, અને પશ્ચિમના પવનની અનુક્રમે અસર થઇ છે તે સઘળા કરતા વધારે પ્રાચીન રગ જૈન તથા બૌદ્ધ તત્ત્વનો છે આ રીતે જ્યારે બીજા સુધારાએ બહારથી આવીને અસર કરી છે, ત્યારે જૈનો અને બૌદ્ધો હીંદમાજ ઉત્પન્ન થઇ અસર કરી શકેલ છે"

શ્રી મહાવીર પહેલા ચાતુર્યામ સવરવાદ (જેનો ઉલ્લેખ બૌદ્ધ ગ્રથ સામઞ્ઞ ફ્લ સુત્તમા કરેલ છે) સ્થાપિત થયો હતો તે ચાર યામ એટલે વ્રત નામે પ્રાણઘાતમાથી નિવૃત્તિ (અહિસા), અસત્ય બોલવાથી નિવૃત્તિ (સત્ય), અદત્તાદાનમાથી (ચોરીમાથી) નિવૃત્તિ (અસ્તેય), અને પરિગ્રહમાથી નિવૃત્તિ (અપરિગ્રહ), તે ચારનો પાર્શ્વજિન ઉપદેશ કરતા હતા પરતુ અપરિગ્રહનો અર્થ કેવળ કોઇ પણ વસ્તુનો સગ્રહ કરવો નહીં એવો થવા લાગ્યો, અને કોઇ કોઇ પ્રસગે સ્ત્રીસગ કરવાને હરકત નથી એવુ કેટલાક દભી પરિવ્રાજકો પ્રતિપાદન કરવા લાગ્યા તેથી શ્રીમહાવીરે 'મૈથુનવિરતિ' એ પાચમો યામ ઉક્ત ચાર યામો સાથે જોડી પચ શિક્ષારુપે પચ વ્રતરુપે ઉપદેશ્યો (ઉત્તરાધ્યયન સૂત્ર)

શ્રી મહાવીરનો જન્મ વિ. સ પૂર્વે ૫૫૨ (ઇ સ પૂર્વે ૬૦૮) મા અને તેમનુ નિર્વાણ વિ સ પૂર્વે ૪૭૦ (ઇ. સ. પૂર્વે ૫૨૬) મા થયુ

નિર્ગ્રંથ મહાવીર અને શ્રમણ બુદ્ધ બને સમકાલીન હતા બને નિર્વાણવાદી મહાપુરુષો હતા બનેનુ લક્ષ્ય એકજ હતુ પરતુ તે લક્ષ્ય સાધવાની બનેની પ્રવૃત્તિ ભિન્ન હતી બનેના સમયમા સરખીજ સમાજની અને ધર્મની સ્થિતિ હતી, ને ધાર્મિક અને સામાજિક ચળવળનો તે સમય હતો ધર્મવિચારના પ્રખ્યાત 'દર્શનો' લગભગ આ સમયમા–ક્ષત્રિયયુગમા થયા વેદવિહિત હિસાઆદિ ક્રિયાકાડે ધર્મનુ સ્વરૂપ પકડયુ હતુ શૂદ્રોને માટે ધાર્મિક શિક્ષણ અને વ્રતક્રિયાનો નિષેધ હતો યજ્ઞોથી દેવકૃપા મનાવી મનુષ્યોને તારી આપનારા ક્રિયાકાડો રચી જ્ઞાતિભેદની પ્રચડ દીવાલો ઉભી કરી પોતાને સર્વોત્તમ–ઉચ્ચત્તમ માની મનાવી બ્રાહ્મણોએ લોભ, લાલચ, અજ્ઞાન અને અભિમાનને વશ થઇ આખા સમાજની સ્થિતિ ઉનતી કરીને બગાડી નાખી હતી.

તે વખતે શ્રી મહાવીરે જણાવ્યુ કે (૧) 'બધા જીવો આયુષ્યને અને સુખને ચાહે છે, દુખ અને વધ (મરણ) સૌને અપ્રિય છે, સર્વ કોઇ

જીવવાની પ્રીતિવાળા અને વૃત્તિવાળા છે, જીવવું બધાને વહાલુ છે" માટે જીવો અને જીવવા દો, (૨) બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર—એ ઉપનામો માત્ર ક્રિયાજન્ય છે, માટે શાસ્ત્રશ્રવણ અને આચરણનો સર્વને સમાન હક્ક છે બ્રાહ્મણ તેજ કે જે બ્રહ્મ-આત્માનું સ્વરૂપ જાણે, અને અહિંસાધર્મને વિશિષ્ટ માને, (૩) યજ્ઞ એ આત્મબલિદાન છે—હિંસાજનિત યજ્ઞ તે ખરો યજ્ઞ નથી (જુઓ વિજયઘોષ અને જયઘોષનો સંવાદ-ઉત્તરાધ્યયન સૂત્ર), (૪) લોકપ્રવાહને અનુસરશો નહીં, (૫) આત્માનો ઉદ્ધાર આત્મા પોતેજ સ્વબળથી કરી શકે છે ને તેથી પરમાત્મા બની શકે છે ને તેમ કરવા માટે જીવને લાગેલા કર્મોના આવરણ આત્મબળથી—સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રથી દૂર કરવા જોઇએ,—એ ત્રણ રત્નનો સામુદાયિક માર્ગ એજ મોક્ષ માર્ગ છે આ વડે જૈન ન હોય છતા અન્ય લિંગે કોઇ પણ સિદ્ધ થઇ શકે, (૬) સર્વ સિદ્ધાત્મા પરમાત્મા છે—ઇશ્વર છે અને એ રીતે ઇશ્વરનું અસ્તિત્વ છે, પણ જગત્કર્તા કે ફલદાતા એવા ઇશ્વરને સ્થાન નથી આત્મા પોતે પોતાના કર્મનો કર્તા અને ભોક્તા છે ટુંકમા કવિસમ્રાટ્ ટાગોરના શબ્દોમા શ્રી મહાવીરે "ડિંડિમ નાદથી એવો મોક્ષનો સંદેશ આર્યાવર્તમા વિસ્તાર્યો કે ધર્મ એ માત્ર સામાજિક રૂઢી નહીં પણ વાસ્તવિક સત્ય છે—મોક્ષ એ સાંપ્રદાયિક બાહ્ય ક્રિયાકાંડ પાળવાથી મળતો નથી, પણ સત્ય ધર્મના સ્વરૂપમા આશ્રય લેવાથી મળે છે, અને ધર્મમા મનુષ્ય અને મનુષ્ય વચ્ચેનો ભેદ સ્થાયી રહી શકતો નથી" તેમણે ઉપદેશ લોકભાષામા આપ્યો ને તેમના પ્રવચન પણ તેમા ગુંથાયા

પરમ યોગી શ્રી મહાવીર કર્મના ઉદયપ્રયોગે વિચરનારા, અત્યંત વાચયમ (મિતભાષી), ઉત્કટ અને તીવ્ર ચારિત્ર્ય પાળનારા (આપદ્ ધર્મને નામે પણ એક પણ બારી નહીં રાખનારા) હતા શરીર, વચન અને મન એ ત્રણે તેમના દાસ હતા તેમણે આંખો બને તેટલી નિર્નિમેષ રાખી, ધ્યાન સેવી, અચલેક રહી, લોકલજ્જાને જીતી ઘણા લાંબા સમય સુધી આરણ્યક બની આકરા ટાઢ, તાપ, ભુખ અને તરસ સહ્યા કર્યા હતા તેમની તપશ્ચર્યા અતિ ઉગ્ર અને તીવ્ર હતી તે તીવ્ર માર્ગના ઉપાસક હતા, જ્યારે શ્રી બુદ્ધે ઉગ્ર તપશ્ચર્યાનો ત્યાગ કરી મધ્યમ માર્ગ સ્વીકાર્યો હતો, અને તેમા લોકના વ્યાવહારિક શ્રેયને પ્રથમ સ્થાન આપ્યુ હતું શ્રી મહાવીરે લોકનો સસ્પર્શ સુદ્ધા છોડયો હતો—અનેક સાધનોથી જુદીજુદી રીતે લક્ષ્ય સાધી શકાય એવા અનેકાન્ત ઉપદેશના—સ્યાદ્વાદ તત્ત્વજ્ઞાનના પ્રચારક તેઓ હતા, તેથી તેમના માર્ગમા વિનય, સ્વાધ્યાય, ધ્યાન, નમ્રતા કે મસ્તતા, તપ, નિરાહારાદિ દરેકને સ્થાન હતુ—એટલે કે દરેક સાધનથી આત્મસ્વાસ્થ્યનુ લક્ષ સાધી શકાય—તેમા એકદેશીયતા

નહોતી. 'અહિંસા, સંયમ અને તપરૂપ ધર્મ એ ઉત્કૃષ્ટ મંગળ છે' એ તેમના અનુયાયીઓનો પ્રઘોષ હતો. તેમના પ્રરૂપેલા ભિક્ષુ અને ભિક્ષુણીના આચારો કડક અને નિરપવાદ હતા. જુઓ આચારાંગ આદિ સૂત્રો.

જૈનકથન પ્રમાણે તેમના અનુયાયીઓમાં વત્સ દેશના વૈશાલી નરેશ ચેટક, કૌશામ્બીનો રાજા શતાનિક, મગધ નરેશ શ્રેણિક (બિમ્બિસાર), તેનો પુત્ર કોણિક (અજાતશત્ર),તેનો પુત્ર,-ઉદાયી-ઉદયન, ઉજ્જયિનીનો ચંડપ્રદ્યોત, પોતનપુરનો રાજા પ્રસન્નચંદ્ર, વીતભયપટ્ટનનો ઉદાયન રાજા, વગેરે હતા. આથી તેમના ઉપદેશની અસર વધુ થઇ.

બ્રાહ્મણોના યજ્ઞયાગાદિમાં અનેક જાતની હિંસા થતી હતી તેનો નિષેધ કરવા શ્રી મહાવીર અને શ્રી બુદ્ધ બંને ક્ષત્રિય વીરોએ ઝુંડો ઉઠાવ્યો. (આ ક્ષત્રિય યુગ હતો.) આ સાથે આર્ય પ્રજામાં જાતિમત્સરને પરિણામે જડ થએલી વર્ણો તથા વર્ણસંકર જ્ઞાતિના અનેક ખડો તથા વર્ણભેદના અનિષ્ટ બંધારણનો નિષેધ કરી એકજ જાતિ-'સંઘ' ની સ્થાપના કરી. જૈન ધર્મના આ મહામંડળ-'સંઘ' ના ચાર વિભાગ છેઃ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા. પહેલા બે સંસાર તજી વૈરાગ્ય અને તપના તીવ્ર નિયમ પાળે છે અને છેલ્લા બે, સંસારમાં રહી મુનિઓના ઉપદેશ સાંભળે છે (શ્રુ-સાંભળવું, એ ધાતુ પરથી). આ સંઘમાં જે તેમના સિદ્ધાંતનો અનુયાયી થાય તે આ સંઘનો સભાસદ થઇ શકે અને તે સંઘના સર્વ માણુસ સાથે સમાન વ્યવહાર કરી શકે.

જૈન 'નિર્ગ્રંથો'.અને બૌદ્ધ 'શ્રમણો' ની સાધુતા, ઉગ્ર તપશ્ચર્યા અને નિઃસ્વાર્થ લોકહિતવૃત્તિ જોઇને પુષ્કળ લોકો તેમના તરફ આકર્ષાયા. સર્વને સમાન ગણવા અને સર્વ જીવો તરફ દયા રાખવી એ સત્ય સિદ્ધાંતોએ લોકોને વશ કર્યા-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યાદિ સંઘમાં જોડાયા. જે વિકૃત સ્વરૂપને બ્રાહ્મણધર્મ તે સમયે પામ્યો હતો, અને જે મનુષ્ય અને પશુની હિંસા ધર્મક્રિયાને નામે થતી હતી ને દુરાચાર તેમજ મદ્યપાનાદિ ચાલતાં હતાં, તેથી લોકોમાં તિરસ્કાર વધી ગયો ને જૈન તેમજ બૌદ્ધ સંઘ વધારે ને વધારે બળ પામતા ગયા. આ વિ. સં. આઠમા શતક સુધી ચાલ્યું. આથી બ્રાહ્મણોને પોતાના ધર્મ માટે ચિંતા થઇ, લોકોને ભાવતો અને તેમાં આદર ઉત્પન્ન કરે તેવો ધર્મ ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ જાગી. તેમણે ધર્મરૂપે મનાતા વિચારો અને ક્રિયાઓમાં ફેરફાર કરવાનું-સુધારવાનું સ્વીકારી ધર્મ-ગ્રંથોની રચના કરી. યજ્ઞયાગાદિકમાં થતી હિંસાનો નિષેધ થતો ગયો. રા. આનંદશંકરભાઇ કહે છે કે "ઐતરીયમાં કહેવામાં આવ્યું છે કે સૌ પ્રથમ પુરુષમેધ હતો, ત્યાર બાદ અશ્વમેધ અને અજમેધ થવા લાગ્યો. અજમાંથી પણ છેવટે ડાંગરમાં યજ્ઞની સમાપ્તિ મનાવા લાગી. આવી રીતે ધર્મો શુદ્ધ થતા ગયા."

લોકમાન્ય તિલકે જણાવ્યું છે કે "જૈનોના 'અહિંસા પરમો ધર્મ'ના ઉદાર સિદ્ધાંતે બ્રાહ્મણ ધર્મ ઉપર ચિરસ્મરણીય છાપ મારી છે. યજ્ઞયાગાદિકમાં પશુવધ થઇ યજ્ઞાર્થે હિંસા થતી હતી તે આજકાલ બંધ થઇ છે, તે જૈન ધર્મે એક મોટી છાપ બ્રાહ્મણ ધર્મ ઉપર મારી છે. પૂર્વકાળમાં યજ્ઞના બહાને અસંખ્ય પશુઓની હિંસા થતી હતી કે જેનું પ્રમાણ મેઘદૂત કાવ્ય અને બીજા અનેક ગ્રંથોથી મળી આવે છે. રંતિદેવ રાજાએ જે યજ્ઞો કર્યા હતા તેમાં તેણે એટલા પશુઓનો વધ કર્યો હતો કે તેમના લોહી વડે નદીઓનું પાણી લાલ રંગનુ બની ગયું હતુ. તે કાળથી નદીનુ નામ ચર્મવતી પ્રસિદ્ધ છે. પશુવધથી સ્વર્ગ મળવાનો પૂર્વકાળે જે ખ્યાલ હતો તેની આ કથા એક સાક્ષી છે. આ અઘોર હિંસાથી બ્રાહ્મણો આજે મુક્ત છે તેનો યશ જૈન ધર્મને છે."

વિ. સં. આઠમા શતક સુધીમાં બ્રાહ્મણ ધર્મ અને બ્રાહ્મણોની વર્ણવ્યવસ્થા—એ બંનેને આ બે પ્રબલ વીરોએ અને તેમના અનુયાયી ઉપદેશકોએ મુળમાંથી હલાવી નાંખ્યા ભદ્રબાહુથી દક્ષિણમાં જૈન ધર્મનો પેસારો થયો ને ત્યારથી તેની મહત્તા અને અસર લોકોમાં વધતી ગઇ ને અનેક જૈનો થયા પછી દક્ષિણમાં કુમારિલ ભટ્ટ અને શંકરાચાર્ય થયા—તેમણે વેદાંત ધર્મ અને મીમાંસા ધર્મ બતાવી બ્રાહ્મણ ધર્મનું રૂપાંતર કરી તેનો પુનરુદ્ધાર કર્યો. બૌદ્ધ અને જૈન ધર્મ સાથે વિરોધ કરી વાદવિવાદ કરી તેમનું જોર દક્ષિણમાં નરમ પાડયું-બનવાજોગ છે કે આ વખતે બ્રાહ્મણ પક્ષમાં કોઇ રાજસત્તા કામ કરતી હોય. પછી મુસલમાનોનાં આક્રમણ થવાં અને બૌદ્ધ મઠો તુટવા લાગ્યા અને તેમનાં શાસ્ત્રાદિનો નાશ થતો ગયો. પરિણામે ધીમે ધીમે બૌદ્ધ ધર્મ નામશેષ ભારતવર્ષમાં થયો. જૈનોએ સમયને ઓળખી પોતાના બળનું સંગોપન કરી પોતાનો ધર્મ અત્યાર સુધી જાળવી રાખ્યો. જૈન ધર્મ પછીના કાળમાં ગુજરાત આદિમાં પોતાનું જોર બહુ સારી રીતે બતાવી શક્યો.

---

## પ્રકરણ ૨ જું

### આગમકાલ—આરંભકાલ

(વિ. સં. પૂર્વે ૪૭૦ થી વિ. સં. ૩૦૦.)

શ્રી મહાવીરના સમયમાં સર્વ ધર્મ વિચાર અને તત્ સંબંધી ગ્રંથરચના સંસ્કૃત ભાષામાં ચાલતી હતી. તે વખતે ઋગ્, યજુર્ અને સામવેદાદિ હતાં. સંસ્કૃત ભાષામાં લોકો વિશેષે કરીને સમજતા ન હતા લોકભાષા પ્રાકૃત હતી, અને તે ભાષામાંજ કરેલો બોધ લોકમાં સંક્રાંત થાય, તે

માટે શ્રી મહાવીર અને શ્રી બુદ્ધ બંનેએ પ્રાકૃતનોજ ઉપદેશાર્થે સ્વીકાર કર્યો. આ પ્રાકૃત ભાષા તે તે વખતની, પૂર્વે મગધ દેશથી તે પશ્ચિમે પંજાબ અને દક્ષિણે માળવા વૈદર્ભ વગેરે પ્રદેશ સુધીની પ્રચલિત લોકભાષા મગધ દેશનું મહાન્ રાજ્ય, તે પરથી તેને 'માગધી' કહેવામાં આવતી; અને બૌદ્ધ ગ્રંથોની ભાષા પણ પ્રાકૃત છે કે જેને પશ્ચિમના વિદ્વાનો 'પાલી' નામ આપે છે. જૈનોની પ્રાકૃત ભાષાને 'અર્ધમાગધી' કહેવામાં આવે છે અને કોઇ 'મહારાષ્ટ્રી' કહે છે. તેમની ધર્મભાષા એ રીતે પ્રાકૃતજ છે. દસવૈકાલિક ટીકા તથા ધર્મબિંદુ વૃત્તિમાં કહ્યું છે કે:-

बालस्त्रीमूढमूर्खाणां नृणा चारित्रकांक्षिणा ।
अनुग्रहार्थं सर्वज्ञैः सिद्धान्त· प्राकृतः कृतः ॥

શ્રી મહાવીરના મુખ્ય ૧૧ શિષ્યો હતા. એ 'ગણધર'-મુનિઓના ગણના ધારક-ઉપરી કહેવાય છે. તે બધા બ્રાહ્મણો હતા. તેમાંના નવ શ્રી મહાવીરની હયાતીમાં નિર્વાણ પામ્યા. બાકીના બેમાં એક ગૌતમ ઇંદ્રભૂતિ અને બીજો સુધર્મા. સુધર્માએ અંગો આદિ ગુંથી શ્રી મહાવીરને ઉપદેશ જાળવી રાખ્યો.

જૈનશાસનના સૌથી પ્રાચીન ગ્રંથો 'અંગો' કહેવાય છે. તે બાર છે અને તેમાં બારમુ અંગ-નામે દૃષ્ટિવાદ, જેમાં ચૌદ 'પૂર્વો'નો સમાવેશ થાય છે તે-પછી લુપ્ત થએલુ છે અને તેમાં દર્શન સંબંધી વિવાદો, ચમત્કારી વિદ્યાઓ આદિ હતા. બાકીનાં અગીઆર અંગો નામે આચારાંગ આદિ શ્વેતાંબર જૈનો હજુ સુધી અમુક પ્રમાણમા જાળવી શકયા છે શ્રી મહાવીર પછી ત્રણ 'કેવલી' (પૂર્ણ જ્ઞાનવાન્) આચાર્યો નામે ઉક્ત ગૌતમ ઇંદ્રભૂતિ, સુધર્મા અને તેના શિષ્ય જમ્બૂસ્વામી થયા. અહીં સુધી એટલે વીરાત્ પ્રથમ શતક સુધી એ સર્વ સિદ્ધાંત તેમજ સંપૂર્ણ ત્યાગની કડકાઇ આબાદ રહ્યાં. તે સિદ્ધાંત ધીમે ધીમે કંઠસ્થ થતાં થતાં કાલાનુક્રમે ભિન્નભિન્ન દેશની ભાષાના સંસર્ગથી સ્મૃતિભ્રંશને લીધે અને ઉચ્ચારભેદથી પરિવર્તન પામતા હશે એ સ્વાભાવિક છે.

વીરાત્ બીજી સદીમાં નંદરાજાના સમયમાં-દેશમાં (મગધમાં?) એક સમયે ઉપરાઉપરી મહાભીષણ બાર વર્ષનો દુકાળ પડતા સંઘનો નિર્વાહ મુશ્કેલ થતાં કંઠસ્થ રહેલું ધર્મસાહિત્ય લુપ્ત થવાનો ભય થતાં, સુકાળ આવ્યે પાટલીપુત્ર (પટણા) માં સંઘ ભેગો થયો ને જે જે યાદ હતુ તે બધું એકત્રિત કર્યું. આનું નામ પાટલીપુત્ર પરિષદ. આચારાંગ આદિ ૧૧ અંગો સંધાયાં અને બારમૂ દૃષ્ટિવાદ નામનુ અંગ નાશ થયા જેવુ લગભગ હતુ, કારણ કે તેના અભ્યાસી માત્ર આર્ય ભદ્રબાહુજ તે વખતે હતા તે ભદ્રબાહુએ

શિષ્યસમુદાય સહિત દક્ષિણમા વિહાર કર્યો ચદ્રગુપ્ત રાજા તેમનો શિષ્ય-અનુયાયી હતો ભદ્રબાહુએ અગો પર ટીકારૂપે તેમજ પૂર્વમાથી નિર્યુક્તિઓ રચી અને જ્યોતિષ્ પર સહિતા લખી અને પૂર્વમાથી પ્રાભૃતો–વિશિષ્ટ ગ્રંથોની રચનાનો આરભ કર્યો

વીરાત્ બીજા અને ત્રીજા સૈકા વચ્ચેનો સમય બૌદ્ધધર્મને, અશોક રાજાનુ મહાબલ હોવાથી બુદ્ધના મધ્યમ માર્ગને અનુકુળતા વિશેષ મળી ચારે બાજુ બૌદ્ધમઠ સ્થપાયા બૌદ્ધ શ્રમણો લકા આદિ અનેક સ્થળોએ ધર્મપ્રચાર અર્થે નીકળી પડયા–અશોકના ધર્મશાસનો આખા હિદમા મહાસ્થભો પર કોતરી સ્થાપવામા આવ્યા તેમાનો એક હજુ પણ ગિરિનાર પાસે મોજુદ છે બૌદ્ધ શ્રમણો લોકોમા દરદીઓને ઓસડ આપતા દુખી દીનોને સહાય આપતા, પશુપક્ષીના રોગની ચિકિત્સા કરતા વિદ્યાર્થીઓને વિદ્યાદાન દેતા, આરોગ્ય સમિતિના કામમા સહાય કરવાને ચુકતા ન હતા આની અસર જૈનો પર થઇ હોય તો સભવિત છે જબૂસ્વામીના પછી 'જિનકલ્પ' (શ્રી મહાવીર જિનનો કડક આચાર) વિચ્છિન્ન થયો એવુ જૈન કથન છે (વીરાત્ ૬૪) તેનો અર્થ એ લાગે છે કે આચારમા નરમાશ આની વસતિવાસ સ્વીકારાયો, વસ્ત્ર, પાત્રો આદિ ઉપકરણો થયા–તેની ઉપયોગિતાને સમતિ અપાઇ ઉપદેશ–ગ્રથરચના–નિમિત્ત–મત્રાદિ દ્વારા નિરીહભાવે લોકોની નિર્દોષ સેવા કરવા જૈન શ્રમણો પ્રેરાયા–તેમા શુદ્ધ આશય શ્રી મહાવીરના માર્ગનો પ્રચાર કરવાનો હતો વળી અચેલક અને સચેલકવાદના તત્ત્વ શ્રી મહાવીરના સમયમા હતા તેનું બીજ રોપાયુ, અને તેનુ વિશેષ બીજ સમ્રાટ્ અશોકના પુત્ર કુણાલના પુત્ર રાજા સપ્રતિના સમયમા આર્ય મહાગિરિ અને આર્યસુહસ્તિ થયા તે પૈકી આર્ય મહાગિરિએ જિનકલ્પ સ્વીકાર્યો ને પોતે સઘથી દૂર રહ્યા ત્યારે વધુ રોપાયુ આર્ય સુહસ્તિએ સ્થવિરકલ્પમા રહી સપ્રતિને પ્રતિબોધ્યો સપ્રતિએ સવાલાખ નવાં જિનાલયો, તેર હજાર જીર્ણ મદિરોનો ઉદ્ધાર, સાતસો દાનશાળાઓ કરાવી તથા અનાર્ય દેશમા પણ ધર્મોપદેશકો મોકલી ધર્મોન્નતિ કરી સુહસ્તિ વીરાત્ ૨૯૧ (વિ સ પૂર્વે ૧૭૯) મા સ્વર્ગસ્થ થયા આ સપ્રતિ ઉજ્જયિનીમા રાજ્ય કરતો હતો અને તે ઉજ્જયિની જૈનોનુ કેદ્રસ્થાન થયુ

ત્યાર પછી તે ગાદી પર થએલા ગર્દભિલ્લ રાજાએ કાલિકાચાર્યની દીક્ષિત બહેન સરસ્વતી સાધ્વીનું અપહરણ કરતા સિંધુના છન્નુ સામત રાજાને પોતાના કરી ઘણુ સૈન્ય એકઠુ કરાવી કાલકાચાર્યે તે રાજાને નમાવ્યો અને પોતાની બહેનને મુક્ત કરાવી–વીરાત્ ૪૫૩ (વિ સ પૂર્વે ૧૭) લગભગ

તે સમયમા હાલના ગુજરાતનુ ભૃગુકચ્છ (ભરુચ) પણ જબરુ શહેર હતુ ત્યા મુનિસુવ્રત તીર્થકરનુ શકુનિકાવિહાર નામનું મહા જિનમદિર

હતું, ને જૈનો તથા બૌદ્ધોની વસ્તી હતી. વીરાત્ ૪૬૬ '(વિ. સં. પૂર્વે ૪) ભરુચમાં થએલા આર્ય ખપુટાચાર્યના વિદ્વાન શિષ્ય ભુવને ત્યાંના બૌદ્ધોને જીત્યા ને પછી બટ્ટકર નામના બૌદ્ધાચાર્ય ત્યાં આવ્યા તેને પણ જીત્યા; અને આર્ય ખપુટાચાર્યે ત્યાંની બુદ્ધની પ્રતિમાને અર્ધી નમાવી કે જે હજુ પણ વિદ્યમાન છે ને તે 'નિર્ગ્રંથ નમિત'ના નામથી ઓળખાય છે (એમ પ્રબંધકાર જણાવે છે).

વિક્રમ (શકારિ) ઉજ્જયિનીની ગાદીએ આવ્યો. તેનો સંવત વીરાત્ ૪૭૦ થી ચાલ્યો. તેના સમય લગભગ આર્યમંગુ, વૃદ્ધવાદી, સિદ્ધસેન દિવાકર અને પાદલિપ્ત સૂરિ થયા. પાદલિપ્તે તરંગલોલા (તરંગવતી) નામની અદ્દભુત સુંદર કથા પ્રાકૃતમાં રચી તેમજ જૈન શિલ્પ પર નિર્વાણકલિકા નામની સંસ્કૃતમાં પુસ્તિકા રચી. તેમના નામ પરથી હાલનું પાલિતાણા સ્થપાયું છે એમ કહેવાય છે. આ પૈકી સિદ્ધસેન દિવાકર મહાતાર્કિક અને ન્યાયના પંડિત થયા. મુળ તે બ્રાહ્મણ હતા. તેમણે સર્વ પ્રાકૃત સૂત્રોનું ભાષાંતર સંસ્કૃતમાં કરવા માટે વિચાર કર્યો. આ વિચાર સંઘને તેમજ તેમના ગુરુ વૃદ્ધવાદીને સંમત ન થયો અને લોકભાષામાંથી પંડિતોની સસ્કૃત ભાષામાં સૂત્રોને અવતારવાના વિચાર માટે તેમને 'સંઘ બહાર'ની શિક્ષા થઇ.

આ પરથી સમજાશે કે જૈનોમાં પ્રાકૃતનું—લોકભાષાનું કેટલું બધું મહત્ત્વ માનવામાં આવતું હતું. આ સિદ્ધસેને સમ્મતિતર્ક નામનો મહાન તાર્કિક ગ્રંથ રચ્યો ને જૈનના ન્યાય—તર્કનો ખરો ઉદય ત્યારથી થયો ને પરંપરાથી વિ. સં. ૧૮ મા સૈકા સુધી—યશોવિજયજી સુધી ચાલ્યો (આ માટે જુઓ સતીશચંદ્ર વિદ્યાભૂષણ કૃત The History of the Medieval School of Indian Logic). દંતકથા પ્રમાણે આ વિક્રમ રાજાએ પ્રતિબોધ પામી સિદ્ધસેનને લઇને શત્રુંજયનો સંઘ કાઢ્યો હતો તેમજ તે રાજાના સમયમાં ભાવડશા નામના જૈને પણ તે તીર્થનો સંઘ કાઢ્યો હતો; આ સમયમાં વિમલસૂરિએ પ્રાકૃતમાં પઉમચરિયમ્ (પદ્મચરિત્ર—જૈન રામાયણ) રચ્યું—વીરાત્ ૫૩૦ (વિ. સં. ૬૦). વિ. સં. ૧૦૮ માં ઉપર્યુક્ત ભાવડશાના પુત્ર જાવડશાએ શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કર્યો એમ સં. ૪૭૭ માં રચાએલુ મનાતું ધનેશ્વર સૂરિકૃત શત્રુંજય માહાત્મ્ય જણાવે છે. તેજ સમયમાં પૌષધશાળાની (હાલના ઉપાશ્રય) સ્થાપના થઇ આ સમય લગભગ વજ્રસ્વામી એક મહાપ્રભાવક જૈનાચાર્ય થયા (મરણ વીરાત્ ૫૮૪—વિ. સં. ૧૧૪).

વિ. સં. ની બીજી શતાબ્દીના બનેલા મથુરાના કંકાલી ટીલાવાળા જૈન-સ્તૂપથી તથા ત્યાંના કેટલાંક બીજાં સ્થાનોથી મળેલાં પ્રાચીન શિલાલેખો તથા

મૂર્તિઓથી સ્પષ્ટ જણાય છે કે તે સમયે પણ ત્યાં જૈન ધર્મનો સારો પ્રસાર હતો.

ઉપર જણાવેલ પાટલિપુત્ર પરિષદમાં જૈન સૂત્રો–આગમોને અને તેટલા સંકલિત કરવામાં આવ્યા હતા, છતાં ને શ્રુતની છિન્નભિન્નતા ઉત્તરોત્તર વધતી ગઇ–એટલે ત્યાર પછી લગભગ ત્રણેં ચારસેં વર્ષે–વીરાત્ પાંચમા છઠ્ઠા સૈકામાં (વિક્રમ પહેલા–બીજા સૈકામાં)–આર્યશ્રી સ્કંદિલ અને વજ્રસ્વામીની નિકટના સમયમાં ભયંકર બારદુકાળી દેશે ભોગવી તેથી સુકાળ થતાં મથુરામાં શ્રી સ્કંદિલ આચાર્ય પ્રમુખ સંઘે મોટો સમુદાય ભેગો કરી જે જે સાંભર્યું તે બધું સૂત્ર સુઘટિત કર્યું. આ બીજી મથુરા પરિષદ શૂરસેન દેશના તે પાટનગર–મથુરામાં થયેલ હોવાથી તે ઘટનાને 'માથુરી વાચના' કહેવામાં આવે છે. તે શ્રુતમાં શૌરસેની ભાષાનુ મિશ્રણ તે કારણે થયુ હોય ને તેથી પાઠાંતરો વધ્યા.

આ સમય લગભગ એટલે વીરાત્ ૫–૬ સૈકા પછી શ્વેતામ્બર મત પ્રમાણે વીરાત્ ૬૦૯ (વિ સં. ૨૩૯) માં દિગંબરો અને શ્વેતાંબરો એમ બે પક્ષ પડયા. પક્ષાપક્ષીમાં વધારો થતો ગયો. દિગંબરો અને શ્વેતામ્બરો એકજ પિતાના પુત્રો સ્વસ્વમત (નગ્નવાદ ને વસ્ત્રવાદ વગેરે) લઇ શબ્દાશબ્દીના વાદોમાં ઉતરી મુળ તાત્ત્વિક વાતના ભુલાવામાં પડી એકબીજાનું બળ તોડવા લાગ્યા. ઉત્તરમાંથી દિગંબરો મુખ્ય ભાગે દક્ષિણ દેશમાં ઉતર્યા, અને તેમનું મૌલિક સાહિત્ય પ્રધાનપણે આચાર્ય કુંદકુંદ, સમતભદ્ર વગેરેથી ત્યાંજ ઉત્પન્ન થઇ પોષાયુ–વધ્યું; અને શ્વેતામ્બરો મુખ્ય ભાગે ઉત્તરહીંદ, પશ્ચિમ દેશમાં–રાજપુતાના, ગુજરાત, અને સૌરાષ્ટ્રમાં ઉતર્યા ઉત્તર કરતાં પશ્ચિમ હીંદમાં શ્વેતામ્બર સંપ્રદાયની સત્તા વધેલી તેથીજ છેલ્લા લગભગ પંદરસો વરસનું તે સંપ્રદાયનું સાહિત્ય પ્રધાનપણે કાઠીઆવાડમાં અને ગુજરાતમાં લખાયું ને વિકસિત થયું.

વિક્રમ બીજા સૈકામાં સમંતભદ્ર નામના સમર્થ જૈનાચાર્યે આપ્તમીમાંસા નામનો મહાન ગ્રંથ રચ્યો ને પોતે વનવાસ સેવતાં 'વનવાસી' કહેવાયા પછી બૌદ્ધાચાર્યોએ અનેક રાજાઓને પ્રતિબોધી બૌદ્ધધર્મી કર્યા, સૌરાષ્ટ્ર વગેરે દેશમાં સર્વ તીર્થોને સ્વાધીન લીધાં ને બૌદ્ધ પ્રતિમાઓ બેસાડવામાં આવી. હજુ પણ તળાજા વગેરેના પર્વતોમાંની ગુફાઓ બૌદ્ધત્વની સાક્ષી પુરે છે.

'ઉપરોક્ત દિગંબર અને શ્વેતામ્બર બંને શાખાઓના શરુઆતના ગ્રંથો જોતાં એમ સ્પષ્ટ જણાય છે કે તેની નિરુપણપદ્ધતિ માત્ર સિદ્ધાંતરુપે હતી. તત્ત્વજ્ઞાન હોય કે આચાર હોય–બંનેનું નિરુપણ ઉપનિષદ્ જેવી સરળ પ્રાચીન પદ્ધતિએ થતું. વૈદિક દર્શનોમાં ન્યાયદર્શને વિશિષ્ટ સ્થાન અને વિદ્વતપ્રિયતા

મેળવ્યા પછી જૈન સાહિત્યમાં પણ નવો યુગ દાખલ થયો. ન્યાયદર્શનની તર્કપદ્ધતિનો પ્રભાવ બૌદ્ધ સાહિત્ય ઉપર પ્રથમ પડ્યો. બૌદ્ધ સાહિત્ય અને વૈદિક સાહિત્ય એમ બંનેની મિશ્રિત અસર જૈન વાઙ્મય ઉપર પણ થઇ, તેથી જૈનાચાર્યો પણ બૌદ્ધાચાર્યોની પેઠે પોતાની આગમ–સિદ્ધાંતની (પ્રાકૃત) ભાષા ઉપરાંત સંસ્કૃત ભાષામાં ગ્રંથો રચવા લાગ્યા. આ પહેલાં જૈન સાહિત્યમાં સંસ્કૃત ભાષાને સ્થાન નહોતું એમ માનવાને કોઇ ખાસ પ્રમાણ નથી, પણ એટલું ખરું કે આ સંસ્કૃત યુગ પહેલાં જૈન સાહિત્યમાં પ્રાકૃત ભાષાનું સામ્રાજ્ય હતું. જૈન સાહિત્યમાં સંસ્કૃત ભાષાને અને તર્કપદ્ધતિને પ્રથમ પ્રતિષ્ઠિત કરનાર શ્વેતાંબર આચાર્ય કે દિગંબર આચાર્ય, એ કહેવું કઠણ છે; પણ એમ કહી શકાય છે કે બંને સંપ્રદાયના આ પરિવર્તન વચ્ચે વધારે અંતર ન હોવું જોઇએ.

જૈન ન્યાયશાસ્ત્રનો પહેલો યુગ—વિક્રમ પાંચમા સૈકા સુધીનો ગણતાં તે યુગમાં દિગંબર સાહિત્યમાં તર્કપદ્ધતિની સ્પષ્ટ પ્રતિષ્ઠા આચાર્ય સમન્તભદ્રે અને શ્વેતાંબર સાહિત્યમાં તર્કપદ્ધતિની બલવતી પ્રતિષ્ઠા આચાર્ય સિદ્ધસેન દિવાકરે કરી. આ બંનેના સમયની ઉત્તરસીમા ઇ. સ પાંચમા સૈકાથી આગળ લંબાવી શકાય તેમ નથી અને પૂર્વસીમા લગભગ ઇ સ ના આરંભ પહેલાં નિર્દિષ્ટ કરી શકાય તેમ નથી એમ કહેવાય છે કે સમંતભદ્રે તત્ત્વાર્થ પર ગંધહસ્તિ મહાભાષ્ય રચ્યું કે જેનું આદિ મંગલ હાલ ઉપલબ્ધ આપ્તમીમાંસા–દેવાગમ સ્તોત્ર છે. બાકીનું મળતું નથી. સિદ્ધસેને પણ તત્ત્વાર્થ પર ગંધહસ્તિ મહાભાષ્ય રચ્યું હતું પણ તે મળતું નથી. બંનેએ પોતાના દરેક ગ્રંથોમાં જૈન દર્શન, તેના પ્રણેતા અર્હન્ અને તેનો મુખ્ય સિદ્ધાંત અનેકાંત એટલાં તત્ત્વોની તર્કપદ્ધતિથી સૂક્ષ્મચર્ચા કરી અન્ય દર્શનો, તેના પ્રણેતાઓ અને એકાંતનો સોપહાસ પ્રતિવાદ–નિરાસ કર્યો છે. સમંતભદ્રની કૃતિઓ આપ્તમીમાંસા, યુક્ત્યનુશાસન અને સ્વયંભૂસ્તોત્ર છે. સિદ્ધસેનની ન્યાયાવતાર, સંમ્મતિતર્ક અને ઉપલબ્ધ એકવીસ બત્રીસીઓ છે બંનેએ પોતપોતાના સંપ્રદાયમાં જૈન ન્યાયનું બીજારોપણ કર્યું." (જુઓ પં. સુખલાલજીનો "જૈન ન્યાયનો ક્રમિક ઇતિહાસ" એ નિબંધ.)

---

## પ્રકરણ ૩ જું

### વલ્લભી અને ચાવડાનો સમય

(વિ સં. ૩૦૦ થી સં. ૧૦૦૦)

દંતકથા પ્રમાણે વલ્લભીપુરમાં (હાલનું વળા–કાઠીઆવાડ) શીલાદિત્ય રાજા હતો, તે બૌદ્ધ થયો હતો પછી ધનેશ્વરસૂરિએ તેને જૈન કર્યો અને

સં ૪૭૭મા તે સૂરિએ શત્રુંજયમાહાત્મ્ય રચ્યું અન્ય કથન પ્રમાણે નયચક્રવાલ નામના પ્રસિદ્ધ ન્યાયગ્રંથના રચનાર મલ્લવાદીએ તે રાજાની સભામાં બૌદ્ધોને હરાવી સૌરાષ્ટ્રમાંથી દૂર કર્યા–વીરાત્ ૭૮૪ (વિ સં ૩૧૪) ત્યાર પછી જૈન સાધુઓના આચારમાં શિથિલતા આવી ને તેને પરિણામે કેટલાક જૈન સાધુઓ 'ચૈત્યવાસી' થયા વીરાત્ ૮૮૪ (વિ સં ૪૧૮)

ચૈત્યવાસી સંબંધી થોડુંક કહીશું મૂલમાર્ગ શ્રી મહાવીરપ્રણીત આચાર માર્ગમાં શિથિલતાને લીધે દિગંબર ને શ્વેતામ્બર પક્ષ પડ્યા એ કહેવાઈ ગયું છે આ શિથિલતા વૃદ્ધિગત થતાં ચૈત્યવાસી સાધુઓના શિથિલતા પ્રદર્શક આચારવિધિઓના નિયમો થયા અને પ્રકટપણે તેનું 'ચૈત્યવાસી' નામ શ્વેતામ્બરોથી સ્પષ્ટપણે જુદા પડ્યા પછી વીરાત્ ૮૮૨ કે ૮૮૪માં પડ્યું તેના નિયમોનું દિગ્દર્શન, ચૈત્યવાસ સામે પ્રબલ રીતે ઝુઝનારા–સમર્થ સુધારક અને પ્રખર વિદ્વાન જૈનાચાર્ય હરિભદ્રસૂરિ (કે જેનો સમય વિ સં ૫૮૫ નો માનવામાં આવે છે) સારી રીતે આપે છે – "ચૈત્ય અને મઠમાં તેઓ વાસ કરે જિનમંદિર અને શાળા (પૌષધશાળા–વ્યાખ્યાન મંદિર) ચણાવે મંદિરના દ્રવ્ય (દેવદ્રવ્ય)નો સ્વગત માટે ઉપયોગ કરે શ્રાવકો પાસે શાસ્ત્રની સૂક્ષ્મ વાતો કહેવા–બતાવવાનો નિષેધ કરે મુહૂર્ત કાઢી આપે નિમિત્ત બતાવે રંગેલા સુગંધિત યા ધૂપિત વસ્ત્રો પહેરે, સ્ત્રીઓ સામે ગાય સાધ્વીઓનું લાવેલું વાપરે, ધનનો સંચય કરે કેશલોચ ન કરે, મિષ્ટાહાર મેળવે–તાંબૂલ ઘી દૂધ વગેરે તથા ફળફુલ અને સચિત્ત પાણી વાપરે, અનેક પાત્રાદિ જોડા વાહન રાખે કેડ પર કટિવસ્ત્ર રાખે તેલ ચોળાવે સ્ત્રીઓનો પ્રસંગ રાખે મૃત ગુરુઓના દાહસ્થળો પર પીઠો ચણાવે બલિ કરે જિનપ્રતિમા વેચે, ગૃહસ્થોનું બહુ માન રાખે સ્ત્રીઓ સમક્ષ વ્યાખ્યાન આપે પૈસાથી નાના બાલકોને ચેલા કરે વૈદું મંત્રાદિ કરે, અનેક ઉજમણાં કરે, સાધુઓની 'પ્રતિમા'–વ્રતવિશેષ ન પાળે વગેરે વગેરે' આમ ચૈત્યવાસી સાધુઓ અમર્યાદ બની વધતા ગયા વીરાત્ ૮૮૨–૮૪થી

આ પછી જૈન સૂત્રો '–આગમો સંબંધમાં નવી ઘટના થઈ પ્રકૃતિની અકૃપાથી પાછી બારદુકાળીએ વીરાત્ ૧૦મા સૈકામાં દેશ પર પોતાનો પંજો ચલાવ્યો તે વખતે તો ઘણા બહુશ્રુત વિદ્વાનોનું અવસાન થવા સાથે જે જીર્ણ શીર્ણ શ્રુત રહેતું હતું તે બહુજ છિન્નભિન્ન થઈ ગયું હતું શ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે બારદુકાળીને લીધે ઘણા સાધુઓનો નાશ થતાં અને અનેક બહુશ્રુતોનો વિચ્છેદ થતા, શ્રુતભક્તિથી પ્રેરાઈ ભાવી પ્રજાના ઉપકાર માટે વીરાત્ ૯૮૦મા (વિ સં ૫૧૦મા) શ્રી સંઘના આગ્રહથી તે કાળે બચેલા સાધુઓને ઉપર્યુક્ત વલ્લભીપુરમાં બોલાવી તેઓના મુખથી અવશેષ રહેલ

ઓછાવત્તા, ત્રુટિત અને અત્રુટિત આગમના પાઠોને અનુક્રમે પોતાની બુદ્ધિથી સાંકળી પુસ્તકારૂઢ કર્યા આવી રીતે મુળમા સિદ્ધાન્તો 'ગણધરો'ના ગુંથેલા, તેનું દેવર્ધિગણિએ પુન સકલન કર્યું આ વલ્લભીપુર પરિષદમા થયેલ સકલનને "વલ્લભી વાચના" કહેવામા આવે છે આ સૂત્રગ્રંથોનું છેલ્લુ સસ્કરણ છે આ સમયમા અન્ય દેવવાચકે નદિસૂત્ર રચ્યુ તેમા જૈનેતર શ્રુતનો ઉલ્લેખ છે,—ભારત (મહાભારત), રામાયણ, દભીમ સુરુક્ષ (?) કૌટિલ્ય (ચાણાક્યનુ અર્થશાસ્ત્ર વગેરે), સભગદ્રિક (?), ખોડમુખ (?) કાર્પાસિક (?) નાગસૂક્ષ્મ (?), કુણાદસત્તરી (સાખ્ય) વૈશેષિક બુદ્ધવચન (બૌદ્ધશાસ્ત્ર), તેરાસિય (ત્રૈરાશિક?), કાપાલિક (કપિલનુ શાસ્ત્ર) લોકાયત (ચાર્વાક), ષષ્ટિતત્ર, માઢર (વ્યાસ) પુરાણ વ્યાકરણ, ભાગવત (શ્રીમદ્ ભાગવત), પાતજલ (યોગસૂત્ર) પુષ્પદેવ (કામસૂત્ર?), લેખ્ય (લેખનશાસ્ત્ર), ગણિત, શકુનરુપ નાટકો, યા બહોત્તર કલાઓ, ચાર વેદો, અગોપાગ ઇત્યાદિ તેવો ઉલ્લેખ અનુયોગદ્વાર સૂત્રમા પણ છે

આ સમય પછી લગભગ—વિ સ ૫૩૫ (યા ૫૮૫) મા ઉપર્યુક્ત હરિભદ્રસૂરિ થયા કે જેમણે ૧૪૪૪ પ્રકરણો રચ્યા છે તે પૈકી કેટલાકમા સર્વ દર્શનોનો નિષ્પક્ષપાતપૂર્વક સમન્વય કરી સર્વનુ ન્યાયદૃષ્ટિથી તોલન કર્યું છે પ્રાકૃતમા પ્રસિદ્ધ સમરાદિત્ય કથા રચી છે તેમણે પોતાના શિષ્યોને બૌદ્ધો પાસે તેમના સિદ્ધાંતો શીખવા મોકલ્યા હતા, અને તેમના એક ગ્રથથી ઉપમિતિભવપ્રપચા નામનો મહાન રૂપક ગ્રથ સસ્કૃતમા લખનાર સિદ્ધર્ષિસૂરિ (વિ સ ૫૮૨) બૌદ્ધ થતા બચી ગયેલ હતા (પુરાતત્વ મદિરના આચાર્ય શ્રી જિનવિજયજી હરિભદ્રસૂરિને અનેક પ્રમાણોથી વિક્રમ સવત આઠમા તથા નવમા શતકની વચમા મુકે છે)

૧ વલ્લભી પરિષદ થઇ તે વખતે વલ્લભીપુરમા શીલાદિત્ય રાજા હતો ને વલ્લભીપુરમા શીલાદિત્ય નામના રાજાઓ થતા ગયા ત્યા એટલે સૌરાષ્ટ્રમા શત્રુજયતીર્થનુ માહાત્મ્ય વિક્રમ રાજાના સમયથીજ થતુ ચાલ્યુ અને સૌરાષ્ટ્રમાજ જૈનોના પવિત્ર ગ્રથો પુસ્તકારુઢ થયા,—એ તેમજ નેમિનાથ તીર્થંકરનુ ચરિત્ર ગિરિનાર સાથે સબધ ધરાવે છે—એ સર્વ વાત સ્પષ્ટ બતાવે છે કે જૈનોએ સૌરાષ્ટ્રમા ઘણા પ્રાચીન સમયથી પગપેસારો કરી સૌરાષ્ટ્રને પોતાની ભૂમિ બનાવી હતી ભૃગુકચ્છમા આર્યખપુટાચાર્ય આદિ વિક્રમ રાજાના સમય લગભગ થયા એ પણ બતાવે છે કે ગુજરાતમા જૈનોનુ આગમન ઘણા પ્રાચીન કાળથી હતુ

૨ વલ્લભીપુરનો સીથીઅન આદિ પરદેશી જાનોના તથા અન્ય આક્રમણોથી ત્રણ વખત ભગ થયો એમ જૈન પ્રબધકાર કહે છે 'ભગ'નો અર્થ

સર્વથા નાશ નથી થતો. પહેલો ભંગ વિ. સં. ૩૭૫ માં થયો. શીલાદિત્ય રાજા એ સૂર્યવંશી હતા તેના વશજો તથા જૈનોનાં ઘણાં કુટુંબો વલ્લભીપુરની પડતીથી મારવાડ વગેરે દેશોમાં જઇ રહ્યા. એમ કહેવામ છે કે વલ્લભી રાજાના ગુહસેન–ગેહીલ વંશજ, ને તેમાંથી ઇડરનું રાજ્ય થયું ને ત્યાંથી તે ચીતોડ ગયા ને ત્યાંથી ઉદયપુર રાજાઓ થયા ને તેમાંથી શીશોદીઆ થયા. *

વિ. સં. ૫૧૦ માં હાલના ગુજરાતમાં આનન્દપુર–વૃદ્ધનગર (હાલનું વડનગર) એક મોટું શહેર હતું. ત્યાં ધ્રુવસેન રાજા રાજ્ય કરતો હતો. ત્યાં ધનેશ્વરસૂરિ નામના જૈનાચાર્યે તે રાજાના પુત્રના મરણથી થયેલ શોક શમાવવા જૈનાગમ નામે કલ્પસૂત્રની વાચના કરી હતી, અને તે વાચના હજુ સુધી જૈન સંઘ સમક્ષ તેના પર્યુષણ નામના તહેવારમાં થયાં કરે છે.

ચંડ નામનો જૈન પંડિત પહેલો પ્રાકૃત વ્યાકરણકાર થયો કે જેણે પોતાના પ્રાકૃત લક્ષણ નામના વ્યાકરણમાં અપભ્રંશ ભાષાનું વિવરણ કર્યું છે. ડા. હોર્નલે તે સંશોધિત કરી પ્રકટ કર્યું છે અને તેનો સમય તે ઈ. સ. પૂર્વે ત્રીજો સૈકો મુકે છે; પણ પ્રો. ગુણેના કહેવા મુજબ તે ઇ. સ છઠ્ઠા સૈકાની પછી થયેલ છે ને તેના કારણમાં તે જણાવે છે કે તે સમય પછી અપભ્રંશ માત્ર આભિરોની ભાષા મટી સાહિત્ય–ભાષા બની.

વિ સં. આઠમા સૈકામાં (સં. ૭૩૩ માં) જિનદાસ મહત્તરે નન્દી સૂત્ર પર તથા નિશીથ સૂત્ર પર સંસ્કૃતમાં ચૂર્ણિ રચી.

સ્વ. રણછોડરામ એક સ્થળે કહે છે કે "જ્યારે દક્ષિણમાં ચૌલુક્યોના પાટનગર બદામીમાં જૈનશાસન પ્રવર્તતું હતું ત્યારે વલ્લભીના મૈત્રકોથી તે ગુજરાતમાં પણ સન્માન પામતું હતું."

* "વાસ્તવમેં વલભીમાં શીલાદિત્ય નામના ૬ રાજા થયા, પરંતુ જન લેખકોને કેવળ એક (અર્થાત છેલ્લા) શીલાદિત્ય થયાનું જાણમાં હતું. મેવાડમાં પણ શીલાદિત્ય નામનો રાજા વિ. સ. ૭૦૩ માં થયો હતો. બનેને જૈનોએ એક માની મેવાડના રાજાઓનું વલભીથી આવવાનું માની લીધું અને ટૉડે તેને સ્વીકારી લીધું. ચીના યાત્રી હુએન્સંગ (વિ. સં ૬૯૬ આસપાસ) વલભીમાં ગયો ત્યારે તે નગર બહુ ઉન્નત દશામાં હતું. વલભીનો નાશ વિ. સં. ૮૨૬ માં સિંધના અરબોએ કર્યો હતો (૨) વલભીમાંથી ઉદયપુરનો રાજવંશ થયો એ કથન કપોલકલ્પિત છે. ધનેશ્વરસૂરિના સં. ૪૭૭ માં રચાએલા મનાતા શત્રુંજય માહાત્મ્યમાં સં. ૧૧૯૯ થી ૧૨૩૦ માં રાજ્ય કરનાર કુમારપાળનો વૃત્તાંત આવે છે તેથી તે પુસ્તક સં. ૧૩ મી સદી યા તે પછી આધુનિક ધનેશ્વરથી બન્યું હોવું જોઇએ તેથી તેમાંનું વલ્લભીપુરનું કથન બહુ પાછળનું હોવાથી વિશ્વાસ યોગ્ય નથી." (વાંચો–રાજપૂતાનેકા ઇતિહાસ–પહેલા ખંડ. રા. બ. ગૌ હી ઓઝાજી કૃત પૃ. ૩૯૫ થી ૩૯૯)

[1] ગુજરાતનુ પાટણ વસ્યું નહોતુ તે પહેલાં શ્રીમાલ નગર–ભિનમાલ એક વખત ગુર્જરભૂમિની રાજધાનીનું શહેર હતુ. તે અતિ મોટું અને પ્રસિદ્ધિ પામેલું–અને હાલના ગુજરાત અને મારવાડની સરહદ ઉપર આવેલું. તે વખતે ઉપર જણાવેલ સૌરાષ્ટ્રમાં વલ્લભીપુર અને ગુજરાતમાં વૃદ્ધનગર સીવાય બીજાં જાણવાં જેવાં મોટાં નગર નહીં હતાં. વલ્લભીપુર ભાંગતાં ભાંગતાં અમુક સૈકાઓ પછી તદ્દન તુટી ગયું–ત્યાં બારવર્ષી દુકાળ પડેલો, તેથી લોકો શ્રીમાલ ગયેલા. જ્ઞાતિબંધારણના કાળે શ્રીમાલની રાજસત્તા અને શ્રીમાલનો વ્યાપાર ગુજરાત અને મારવાડમાં લાંબે સુધી પથરાએલો હતો. આથી ત્યાંના લોકો પોતાને માટે અભિમાનવાળા હોય તે સ્વાભાવિક હતું. તેમાં જૈનો મુખ્યત્વે હતા અને જૈન ધર્મનો પ્રચાર પણ ઘણા જુના કાળથી હતો. ત્યાં બ્રાહ્મણોએ, વાણીઆઓએ અને મોનીએ પોતપોતાનો જથ્થો બાંધ્યો તે શ્રીમાળી બ્રાહ્મણો, શ્રીમાળી વાણીઆ અને શ્રીમાળી મોની કહેવાયા. પિપ્પલ ગચ્છના શાંતિસૂરિએ વિ. સં. નવમા સૈકા લગભગમાં ૭૦૦ કુળ શ્રીમાળીનાં 'પ્રતિબોધ્યાં'–જૈન કર્યા. પૂર્વમાંથી આવેલા તે શ્રીમાળ નગરની પાડોશમાં આવી વસ્યા, ને પોતાના મુળ સ્થાનની ઓળખ પ્રમાણે પ્રાગ્વાટા–પૂર્વાટ્–એટલે પોરઆડ–પોરવાડ કહેવાયા. તેમનામા શ્રીમાળીઓ ભળ્યા ને સંખ્યા વધી. પાટણના રાજદરબારમા શ્રીમાળીઓની સાથે સાથેજ પોરૂઆડો કારભાર કરતા જણાય છે એટલે બંને ગુજરાતમાં સાથે આવ્યા એમ માનવાને અડચણ નથી.

ચાવડા વંશમાં મહાપરાક્રમી રાજા વનરાજે સં. ૮૦૨ માં પાટણ–અણહિલ્લપુર પાટણ સ્થાપ્યું. તે રાજાના બાલ્યપણામા ચૈસવાસી જૈન સાધુ દેવચંદ્ર સૂરિએ–બીજા મત પ્રમાણે શીલગુણ સૂરિએ આશ્રય આપી તેને પોષેલ હતો; તે સૂરિએ વનરાજનો પંચાસરમાં રાજ્યાભિષેક કર્યો. તે ઉપકારના બદલામાં વનરાજે સંપ્રદાય વિરોધના ભયથી પાટણમાં ફક્ત ચૈસવાસીઓએજ રહેવું અને બીજા શ્વેતામ્બર જૈન સાધુઓએ ત્યાં રહેવુ નહીં એવો લેખ કરી આપો હતો. પંચાસરા પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરનાર વનરાજ હતો. બીજું વનરાજે પોતાના પ્રધાન–મંત્રીનું પદ ચાંપા નામના જૈન વણિકને આપ્યું હતુ અને તે ચાંપા મંત્રીએ પાવાગઢ પાસેનું પ્રખ્યાત ચાંપાનેર વસાવ્યું હતુ. વનરાજને રાજતિલક કરનાર શ્રીદેવી પણ જૈન હતી; વનરાજે લહિર નામના શ્રાવકને દંડનાયક (સેનાપતિ) નીમ્યો હતો, અને તેનો અન્ય મંત્રી જાંબ પણ શ્રીમાળી જૈન હતો. ઉક્ત લહિર વનરાજ પછીના બીજા ત્રણ રાજાઓ થયા ત્યાં સુધી દંડનાયક રહ્યો અને તેનો પુત્ર (? પરંપરામાં) વીર થયો (કે જેના પુત્ર વિમળ મંત્રી માટે આગળ કહેવાશે) આ પરથી જણાશે કે પાટણમાં શરુઆતથી શ્રાવકો કારભારીઓ–મંત્રીઓ અને સેનાપતિ તરીકે આગળ પડતા હતા અને શ્રાવકો કરતાકારવતા હતા. આના પરિણામેજ મારવાડમાંથી સંખ્યાબંધ જૈનો ગુજરાતમા આવી વસ્યા ને ગુજરાતમા વાણીઆની વસ્તી વધી.

સ ૮૩૫ (૭૦૦ શક)મા ઉદ્યોતન સૂરિ નામે જૈનાચાર્ય પોતાનુ દાક્ષિણ્યાંક સૂરિ નામ રાખી કુવલયમાલા નામની પ્રસિદ્ધ કથા પ્રાકૃતમા રચી છે આ સકીર્ણ કથા છે તેમા મુખ્ય ભાગ પ્રાકૃત છે, પણ સસ્કૃત અપભ્રશ પિશાચી ભાષામા પણ ક્યાક ક્યાક વર્ણન છે તેમણે તેમા અઢાર દેશના નામ આપી તેમા બોલાતી ભાષાનો કૈંક આભાસ પણ આપેલ છે તેમા પોતે પૂર્વકવિઓ નામે પાદલિપ્ત, શાતવાહન, ષટ્પર્ણક, વાલ્મીકિ (?), બાણ વિમલાંક, દેવગુપ્ત પ્રભજન, ભવવિરહ ( હરિભદ્ર ) વગેરેનુ સ્મરણ કર્યું છે

સ ૮૮૪ મા જૈન કવિરાજ ધનજય નામનો થયો કે જેણે ધનજય નામ માલા ને દ્વિસધાન મહાકાવ્ય (રાઘવ પાડવીય મહાકાવ્ય) નામનો ચમત્કારિક ગ્રથ રચ્યો આ મહાકવિની વિદ્વત્તા માટે હરિહરાવલિ આદિ ગ્રથોમા રાજશેખરાદિ કવિઓએ અતિ પ્રશસા કરી છે

આ સમયમા બપ્પભટ્ટી સૂરિ (જન્મ સ ૮૦૦, મ્ર ૮૯૫) થયા કે જેમણે કાન્યકુબ્જ (કનોજ)ના રાજા આમને પ્રતિબોધી જૈન કર્યો હતો આ રાજા તે કનોજના પ્રતિહાર વશનો નાગભટ બીજો—અપરનામ નાગાવલોક, કે જેનો સ્વર્ગવાસ સ ૮૯૦ મા થએલો એમ પ્રભાવક ચરિતમા જણાવ્યુ છે તેણે અનેક દેશો જીત્યા હતા એમ ગ્વાલીઅરની પ્રશસ્તિ જણાવે છે તે રાજાએ કનોજમા સો હાથ ઉંચુ જિનાલય બધાવી અઢાર ભાર સુવર્ણ વજનની મહાવીર પ્રતિમા તે ગુરુ પાસે પ્રતિષ્ઠિત કરાવી તથા ગોપગિરિ (ગ્વાલીઅર) પર પણ ૨૩ હાથ ઉંચી મહાવીર પ્રતિમા સ્થાપી વળી આ સૂરિજી ગૌડ (બગાળ) દેશની રાજધાની લક્ષણાવતીમા આવી ત્યાના રાજા નામે ધર્મને ઉપદેશ આપ્યો અને તેનુ અને આમ રાજા વચ્ચેનુ વેર દૂર કરી બને વચ્ચે મૈત્રી સ્થાપી ત્યા વર્ધનકુજર નામના બૌદ્ધવાદીને જીતવાથી ધર્મરાજાએ 'વાદિકુજર કેસરી' એ નામનુ બિરુદ તે સૂરિને આપ્યુ પછી તે સૂરિએ મથુરાના શૈવ વાક્પતિ નામના યોગીને જૈન બનાવ્યો ત્યાર બાદ આમ રાજાએ આ સૂરિના ઉપદેશથી કનોજ, મથુરા, અણહિલપુર પાટણ, સતારક નગર તથા મોઢેરા આદિ શહેરોમા જિનાલય બધાવ્યા, શત્રુજય ને ગિરિનાર તીર્થયાત્રા કરી ગિરિનારની યાત્રામા દિગબર અને શ્વેતામ્બરો વચ્ચે તે તીર્થના હક્ક સબધી ઝગડો થયો અને બપ્પભટ્ટીના પ્રભાવથી તે શ્વેતામ્બરતીર્થ જાહેર થયુ તેમના શિષ્ય નન્નસૂરિ તથા ગોવિન્દ સૂરિના ઉપદેશથી તે આમ રાજાના પૌત્ર ભોજરાજાએ આમ રાજાથી અધિક રીતે જૈન ધર્મની પ્રભાવના કરી છે આ ભોજ તે ભોજદેવ—અપરનામ મિહિર તથા આદિવરાહ—તે સ ૯૦૦ થી ૯૩૮ સુધી અચૂક—અને પ્રાય ૯૫૦ સુધી ગાદી પર હતો *

* આમ રાજા ને ભોજદેવ માટે જુઓ ઓઝાજી કૃત 'રાજપૂતાનેકા ઇતિહાસ—પહલા ખડ' પૃ ૧૬૧–૧૬૨

સં ૯૧૩-૯૧૫ માં જયસિંહ સૂરિએ પ્રાકૃત ઉપદેશમાલા વૃત્તિ રચી ને સં. ૯૧૫ માં રાણા નવઘણના પુત્ર રાખેંગારે રાજપ્રાપ્ત કર્યું તેના સમયમા બપ્તિભદ્રસૂરિએ બૌદ્ધના હાથમાથી ગિરિનાર તીર્થ વાળ્યું આ રાજા પણ પહેલાં બૌદ્ધ થયો હતો સં. ૯૨૫ માં શીલાચાર્યે દસ હજાર પ્રાકૃત ગાથામાં મહાપુરુષ ચરિય રચ્યું તેમાં ૫૪ મહાપુરુષોનાં ચરિત્ર છે તેનું વસ્તુ લઇ હેમચંદ્રસૂરિએ ત્રિષષ્ટિશલાકા પુરુષ-ચરિત-સંસ્કૃતમાં રચ્યું છે આનાથી ભિન્ન બીજા શીલાચાર્યે (શીલાંગાચાર્યે) સં ૯૩૩ મા આચારાંગ સૂત્ર પર સંસ્કૃતમાં વૃત્તિ રચી ચાવડાઓ જૈન યતિઓને સત્કારતા અને ચાવડાવંશના કુલગુરુ પણ ચૈત્યવાસી જૈન સાધુઓ હતા. એ સંબંધી દુહો પણ છે કે:—

શિશોદીયા સંડેસરા, ચઉહટિયા ચોહાણ,
ચૈત્યવાસિયા ચાવડા, કુલગુરુ એહ વખાણ.

'જૈન ન્યાયશાસ્ત્રનો બીજો યુગ-વિક્રમ છઠ્ઠાથી દસમા સૈકા સુધીનો ગણતાં તેમાં દિગંબર સંપ્રદાયમાં અનુક્રમે અકલંક, વિદ્યાનંદ અને પ્રભાચંદ્ર એ ત્રણ પ્રધાન આચાર્યોએ મુખ્યપણે જૈન ન્યાયને વિસ્તાર્યો અને વિશદ કર્યો; અને શ્વેતાંબર સંપ્રદાયમાં પણ પ્રધાનપણે ત્રણ આચાર્યો નામે મલ્લવાદી, હરિભદ્ર અને (નીચે જણાવેલા) રાજગચ્છીય અભયદેવે તેમ કર્યું'. (પં. સુખલાલજી)

## પ્રકરણ ૪ થું

### સોલંકી વંશ

(વિ. સં. ૧૦૦૧ થી ૧૩૦૦)

પ્રથમ રાજા મૂલરાજ કે જેના રાજ્યાભિષેકના બે સંવત્ સં. ૯૯૮ યા સં ૧૦૧૭ આપવામા આવે છે તે પ્રતાપી રાજા હતો તેણે ગુજરાત બહારના અનેક બ્રાહ્મણોને ગુજરાતમા બોલાવી વસાવ્યા હતા તેનો વંશ બહુ ચાલ્યો— સં. ૧૨૯૯ સુધી તે વંશમા કેટલાક મહાપ્રતાપી રાજાઓ થયા તેમના સમયમાં જૈન અને જૈનસાહિત્યની સ્થિતિ જોઇએ.

રાજગચ્છના પ્રદ્યુમ્નસૂરિ વૈદકશાસ્ત્રમાં પારંગામી હતા તેમણે ધર્મવિવાદમાં દિગબરોને પરાજિત કર્યા હતા અને સપાદલક્ષ, ત્રિભુવનગિરિ આદિના રાજાને જૈન કર્યા હતા તેમના શિષ્ય 'ન્યાયવનસિંહ' નુ બિરુદ ધરાવનારા અભયદેવ સૂરિએ વાદમહાર્ણવ નામનો તર્કનો અતિ ગહન ગ્રંથ તેમજ સમ્મતિ-તર્ક પર તત્ત્વબોધવિધાયિની ટીકા રચી છે. અને તેના શિષ્ય ધનેશ્વરસૂરિ ધારાધીશ મુંજરાજના માનીતા ગુરુ હતા મુંજના રાજ્યમાં દિગંબરાચાર્ય અમિતગતિએ સુભાષિત રત્નસંદોહ ગ્રંથ રચ્યો-સં. ૧૦૫૦. (મુંજનુ મરણ સં. ૧૦૫૦ ને ૧૦૫૫ ની વચ્ચે થયું, તેનું દાનપત્ર સં. ૧૦૩૧ નુ મળે છે.)

મૂલરાજના પુત્ર ચામુંડરાજે શ્રી વીરગણિ નામના સાધુનો આચાર્યપદનો મહોત્સવ મોટા આડંબરથી કર્યો; અને તે સૂરિએ મંત્રીને વાસક્ષેપ રાજાને આપ્યો હતો કે જે રાજાએ જલમાં મેળાવી રાણીઓને સ્નાન કરાવવાથી રાજાને ઘેર વલ્લભરાજ આદિ સંતાનોની વૃદ્ધિ થઇ.

'સિદ્ધ સારસ્વત કવીશ્વર' નામથી પ્રસિદ્ધ ધનપાલ કવિ જૈન હતો ધારાધીશ ભોજરાજાનો અતિ માનીતો રાજસભાપંડિત અને કવિ હતો. તેણે 'પાયલચ્છી નામમાળા' નામનો પ્રાકૃત શબ્દોનો કોશ સં. ૧૦૨૯ માં રચ્યો અને 'તિલક મંજરી' નામની બાણભટ્ટની કાદંબરીને ટક્કર મારનારી અને 'આખ્યાયિકા'ના ખરા લક્ષણવાળી નવરસ અને કાવ્યચમત્કૃતિથી ભરપુર કથા રચી છે. આ કથા તેણે જૈનાચાર્ય શાંતિસૂરિ પામે સુધરાવી હતી. આ આચાર્ય ધનપાલની પ્રેરણાથી ધારાનગરીમાં જઇ ભોજનો આદરસત્કાર પામ્યા, ને તેણે સભાના સર્વ પંડિતોને જીતવાથી ભોજરાજાએ તેને 'વાદિવેતાલ' એ બિરૂદ આપ્યું હતું. તેણે ઉત્તરાધ્યયન સૂત્ર પર મનોહર ટીકા રચી છે. સ્વર્ગસ્થ સં. ૧૦૯૬

દુર્લભરાજના સમયમાં એમ બન્યું કે વનરાજના સમયથી પાટણમાં ચૈત્યવાસી મુનિઓજ રહેતા. તેથી જિનેશ્વર નામના સૂરિએ રાજસભામાં જઇ તેજ રાજાના સરસ્વતીભંડારમાંના જૈન મુનિઓના આચાર સ્વરૂપ દાખવતુ દશવૈકાલિક સૂત્ર મંગાવી ચૈત્યવાસીઓનો આચાર તે શુદ્ધ મુનિ આચાર નથી અને પોતે જે ઉગ્ર અને કઠિન આચાર પાળે છે તેજ શાસ્ત્રસંમત છે એમ બતાવી આપ્યું, તેથી તે રાજાએ તેમને 'ખરતર' એ નામનું બિરૂદ આપ્યું અને ત્યારથી ચૈત્યવાસીઓનું જોર નરમ પડતું ગયું શુદ્ધ આચારવાળા જૈન મુનિઓનો પ્રવેશ વધતો ગયો. અને તેમના પરથી 'ખરતર ગચ્છ'ની સ્થાપના થઇ જણાય છે—સ. ૧૦૮૪ તેમના સહોદર અને સહદીક્ષિત બુદ્ધિસાગરસૂરિએ પોતાના નામનું વ્યાકરણ રચ્યું જિનેશ્વર સૂરિના ગ્રંથોનાં નામઃ— હરિભદ્રનાં અષ્ટક પર વૃત્તિ, પંચલિંગી પ્રકરણ, વીરચરિત્ર, લીલાવતી કથા (આશાપલ્લીમાં સં. ૧૦૯૨) કથાકોષ (પ્રા.), પ્રમાણલક્ષણ સવૃત્તિ, 'ષટ્સ્થાનક પ્રકરણ વગેરે.

ભીમદેવ પહેલાના રાજ્યમાં તેનો દંડનાયક વિમલમંત્રી હતો. જાતે પોરવાડ જૈન વણિક હતો. તે બહાદુર યોદ્ધો હતો. તેણે માળવા અને સિંધ પર ચઢાઇ કરી જીત મેળવી હતી. બાર સુલતાનનાં છત્ર હરણ કરી લેનાર-'દ્વાદશસુરત્રાણ છત્રોદ્દાલક' એ બિરૂદ તેણે બાર સુલતાનને—મુસલમાનોને હરાવી મેળવ્યું હતું. આબુ ઉપર 'વિમલવસહી'થી ઓળખાતા જૈન મંદિરમાં બાર સુલતાનો વચ્ચે ઘોડા પર બેસાડેલી વિમલશાહની પ્રતિમા હાલ મોજુદ છે, તે લગભગ ૭૦૦—૮૦૦ વર્ષ જેટલું જુનું દશ્ય આપણને પુરું પાડે છે. તે વિમલમંત્રી ચંદ્રાવતીમાં

જઇ ત્યાં 'રાણા' પદવી પામ્યો. આબુ ઉપરના દેલવાડા ગામમાં સં. ૧૦૮૮ માં બંધાવેલ તેનું ઋષભનાથનું ઉક્ત દેહરું તેની અદ્દભુત કારીગરી માટે જગપ્રસિદ્ધ છે. આખી દુનીઆમાં આવું મંદિર-મકાન પહેલવહેલું થયું છે. * (જુઓ વિમલપ્રબંધ.) આ વખતે ત્યાં પરમાર ધંધુક રાજ્ય કરતો હતો ને તે ભીમદેવનો સામન્ત હતો. ભીમ અને ધંધુક વચ્ચે વૈમનસ્ય થતાં ધંધુક ધારાના ભોજ પરમાર-રાજાના પક્ષમાં ગયો. વિમલમંત્રીએ બંને વચ્ચે સલાહ કરાવી.

ભીમદેવના સમયમાં તેમના મામા દ્રોણાચાર્ય નામના જૈનાચાર્ય હતા, ને તે આચાર્યના શિષ્ય સંસારપક્ષે ભત્રીજા સૂરાચાર્ય શબ્દશાસ્ત્ર, પ્રમાણશાસ્ત્ર, તથા સાહિત્ય શાસ્ત્રાદિકમાં પારંગત હતા. ભોજ રાજા તરફ ભીમદેવ પર આવેલી સમસ્યા સૂરાચાર્યે સુંદર રીતે પુરી હતી. સૂરાચાર્યે ધારાનગરી જઇ ભોજને મુગ્ધ કર્યો હતો. સર્વ દર્શનો એકઠાં ન થઇ શકે તે યુક્તિથી સમજાવ્યું હતું, ને રાજસભાના પંડિતોને જીત્યા હતા. આ સહન ન થવાથી સૂરાચાર્યને દેહકષ્ટ આપવાનો ભોજે વિચાર કરતાં તે આચાર્ય છુપા નીકળી પાટણ આવી પહોંચ્યા હતા. તેમણે ઋષભદેવ અને નેમિનાથ એ બંને તીર્થંકરોના ચરિત્ર રૂપ ચામત્કારિક દ્વિસંધાન નામે કાવ્યગ્રંથ રચ્યો હતો—નેમિચરિત્ર મહાકાવ્ય ગદ્યપદ્યમય રચ્યું-સં. ૧૦૯૦.

સં. ૧૦૮૮ માં આચાર્યપદ માત્ર સોળ વર્ષની વયે પામેલા એવા ખરતર ગચ્છના અભયદેવ સૂરિએ જૈન આગમો પૈકી નવ પર સંસ્કૃત ટીકાઓ રચી અને

* ૧૧ મી સદીની જૈનોની શિલ્પકલા સંબંધી જેમ્સ ફર્ગ્યુસન પોતાના 'હિસ્ટરી ઓફ ઇંડીઅન આર્કીટેકચર'માં નીચે પ્રમાણે લખે છે:—

"Architectural style is perfect and complete in all parts when we first practically meet with it in the early part of the 11th century at Abu or at Girnar. From that point it progresses during one or two centuries towards greater richness, but in doing so, it loses its purity and perfection it has attained in the earlier period and from that culminating point its downward progress can be traced through abundant examples to the present day."

તેમજ રા. વિજયલાલ ક. ધ્રુવ લખે છે કે—"જૈનોએ આદ્યાની જેમજ પોતાના ધર્મકાર્યોર્થે મકાનો બાંધવામાં અતિ શ્રમ અને ઉત્સાહ બતાવ્યો છે; અને તેમની ધર્મમંદિરો માટે પ્રીતિ કાળે કરી એટલી બધી વધી પડી કે ધીમે ધીમે તેઓ મંદિરોની સ્વયંકલ્પ સ્થાપત્યથી યોજના કરવા લાગ્યા અને તેમની સ્થાપત્યસરણી (ધાટી) હીંદુસ્તાનમાં વિખ્યાત થઈ પડી છે. જૈન ધર્મની ખાસ સરણીના પહેલવહેલાં જે મકાનો આપણી દૃષ્ટિએ પડે છે તે મકાનોનું સ્થાપત્ય એટલું બધું તો સંપૂર્ણ અને ઉત્તમ છે કે તે ઘણા અનુભવ અને સતત અભ્યાસના ક્રમવિકાસનું પરિણામ હોવું જોઈએ."

બીજા અનેક ગ્રંથો પર સંસ્કૃત ટીકા તથા સ્વતંત્ર ગ્રંથો કર્યાં. તેઓ કપડવંજમાં સં. ૧૧૩૫ માં સ્વર્ગસ્થ થયા.

સં. ૧૧૨૩ માં કવિ સાધારણે અપભ્રંશ ભાષામાં ૧ સંધિવાળી વિલાસવતી કથા રચી. આ સાધારણ કવિ તે પછી સિદ્ધસેન સૂરિ તરીકે પ્રતિષ્ઠિત થયા

સં. ૧૧૨૫ માં થારાપદ્રપુરીય (થરાદના) ગચ્છના નમિ સાધુએ (કે જેણે સં. ૧૧૨૩ માં આવશ્યક વૃત્તિ રચી) રુદ્રટના કાવ્યાલંકાર નામના સાહિત્ય ગ્રંથ પર ટીપ્પણ રચ્યું છે તેમાં ગુજરાતી ભાષાની જનની અપભ્રંશ ભાષા પર ટીકા કરતાં તેમણે જણાવ્યું છે કે "અપભ્રંશ પ્રાકૃતજ—પ્રકૃતરૂપ યા પ્રાકૃતમાંથી જન્મેલી છે. તેને બીજાએ ત્રણ પ્રકારની કહી છે (૧) ઉપનાગર, (૨) આભીર, અને (૩) ગ્રામ્ય. પણ તેનો નિરાસ કરવા અર્થે રુદ્રટે 'ઘણા ભેદવાળી' અપભ્રંશને કહી છે, કારણ કે ઘણા દેશો હોવાથી (ઘણા પ્રકારની છે) તેનું લક્ષણ તો લોકો પાસેથી સમ્યક્ રીતે પ્રાપ્તવ્ય છે."

સં. ૧૧૨૯ માં 'સૈદ્ધાન્તિક શિરોમણિ' તરીકે પ્રસિદ્ધ થયેલા નેમિચંદ્રસૂરિએ ઉત્તરાધ્યયન પર વૃત્તિ રચી, ને ત્યાર પછી તિલકસુંદરી, આખ્યાન મણિકોષ આદિ રચ્યા. તેમજ સં. ૧૧૩૯ માં પ્રાકૃતમાં મહાવીર ચરિત્ર રચ્યું આજ વર્ષમાં ગુણચંદ્રે પણ વીરચરિત્ર પ્રાકૃતમાં અને પદ્મસુંદરે પાર્શ્વચરિત્ર સંસ્કૃતમાં રચ્યું. સં. ૧૧૪૨ માં સિદ્ધસેને પ્રવચન સારોદ્ધાર વૃત્તિ રચી.

હર્ષપુરીય ગચ્છના એક અભયદેવ સૂરિ થયા કે જેને ગુર્જરેશ કર્ણરાજાએ 'મલધારી' બિરુદ આપ્યું હતું. તેમને સૌરાષ્ટ્રનો રાજા ખેંગાર બહુ માન આપતો હતો. તેમણે એક હજાર કરતાં પણ વધારે બ્રાહ્મણોને જૈન બનાવ્યા હતા. તેમની આજ્ઞાથી ભુવનપાળ રાજાએ જૈનમંદિરમાં પૂજા કરનારા પરનો કર માફ કર્યો. અજમેરના રાજા જયસિંહે પણ તેમના ઉપદેશથી પોતાના રાજ્યમાં કોઈ પણ જીવતા પ્રાણીનો દર માસે બે અષ્ટમી બે ચતુર્દશી અને શુક્લ પંચમીને દિને વધ કરવાની મનાઇ કરી હતી શાકંભરીના રાજા પૃથ્વીરાજે તેમના ઉપદેશથી અજમેર પાસે રણથંભોરમાં સુવર્ણનાં ઇંડાવાળું જિનમંદર બંધાવ્યું હતું (વિશેષ માટે જુઓ રણથંભોરના જિનમદિરનો શિલાલેખ.)

સં. ૧૧૪૯ માં પુનમીયા ગચ્છના સ્થાપક ચંદ્રપ્રભસૂરિના શિષ્ય ધર્મઘોષ સૂરિએ શબ્દસિદ્ધિ નામનું વ્યાકરણ રચ્યું છે આ આચાર્યની ગુર્જરેશ જયસિંહદેવે પ્રશંસા કરેલી છે.

કર્ણદેવના સમયમાં મુંજાલ નામનો જૈન મંત્રી હતો. તે વીર અને મુત્સદ્દી હતો. કર્ણદેવ સ્વર્ગસ્થ થતાં તેના પુત્ર જયસિંહના બાળવયમાં પાટણનું રાજતંત્ર કુશળતાથી રાજમાતા મયણલ્લ દેવી સાથે રહી સંભાળ્યું હતું અને જયસિંહને

માળવાના રાજા યશોવર્માને બાર વર્ષ સુધી ઘેરો ઘાલી જીતવામાં પ્રોત્સાહિત કર્યો હતો. માલવા પરના જયની સિદ્ધિ કરી પાટણમાં પધારતાં જયસિંહ માટે પ્રસિદ્ધ હેમચંદ્રાચાર્યે કહ્યું હતું કે "હે કામધેનુ! તારા દુધનો છંટકાવ, ગુર્જર દેશ પર કર; હે સમુદ્ર! તું મોતીનો સ્વસ્તિક પુર; હે ચંદ્ર! તું તારા શીતલ તેજ વડે ગુર્જર ભૂમિને અતિ દીપ્તિમાન કર; હે સ્વર્ગના અગ્ર ધામને ધારણ કરનારા ગજેંદ્રો! કલ્પતરુના શુભ પત્રોનાં તોરણ ધરો! પૃથ્વીવિજેતા શ્રી જયસિંહદેવ સિદ્ધરાજ મહારાજાધિરાજ પધારે છે!"

'સિદ્ધરાજ' એ જયસિંહનું બિરુદ છે. એ સિદ્ધરાજ જયસિંહના સમયમાં ગુર્જર દેશ ઉન્નતિના અંતિમ શિખર પર ચઢયો હતો—તે ગુજરાતનો નાથ સિદ્ધરાજ—રાજાધિરાજ હતો. તે ગુર્જરેશ્વરથી માલવેશ અને કોંકણેશ સમીપવર્તી સર્વ નૃપતિઓ કાંપતા રહેતા હતા. ગુજરાતની પ્રભુતા અને પ્રતિષ્ઠા ઘણે દૂર સુધી પ્રખ્યાત હતી.

તેને મુન્જલ નામનો પ્રધાન મંત્રી ઉપરાંત બીજા મંત્રીઓ નામે શાંતુ અને ઉદયન જૈનો હતા. ઉદયન મારવાડથી આવેલ શ્રીમાલી હતો (તેનું વૃત્તાંત રાસમાલા આવૃત્તિ ૨, ભાગ ૧, પૃ. ૧૫૪—૫ ના ટીપ્પણમાં તથા પૃ. ૨૪૮—૨૮૪—૨૮૫ માં સંગ્રહિત છે.) અને સિદ્ધરાજના મામા—'રાજમામા' તરીકે ઓળખાતો હતો. તે ખંભાતનો સુબો હતો, ને તેણે ઝીંઝુવાડાનો કીલ્લો બંધાવ્યો હતો. વનરાજના શ્રીમાળી મંત્રી જાંબના વંશજ સજ્જનને સિદ્ધરાજે સોરઠનો ઉપરી—સુબો નીમ્યો હતો કે જેણે સોરઠ દેશની ઉપજ ખર્ચીને ગિરિનાર ઉપરનાં જૈન દેહરાંનો ઉદ્ધાર કર્યો હતો.

રાજાનાં પ્રતાપ અને સુખ જોઇને પાટણમાં વસ્તી અન્ય પ્રદેશોમાંથી આવી ભરાતી ગઇ. સં ૧૧૭૫ માં શ્રીમાલમાં દુકાળ પડયો હતો તેથી ત્યાર પછી સંવત ૧૨૦૦ ની લગભગમાં શ્રીમાલ નગરની ઘણી વસ્તી ગુજરાતમાં આવી. જો કે કર્ણદેવના વખતમાં લાટ—લાડ દેશમાં શ્રીમાળીઓ આવતા થયા હતા. સિદ્ધરાજે સોરઠના સુબા તરીકે શ્રીમાળી સજ્જન મંત્રીને નીમ્યો હતો એથી શ્રીમાળીઓને સોરઠમાં (કાઠીઆવાડમાં) વસવાટ કરવાને બહુ અનુકુળ સંધિ મળી હતી. ત્યારથી શ્રીમાળીઓએ આવી સૌરાષ્ટ્રમાં પોતાની વસ્તી વધારી. લાટ દેશ કે જે સં. ૧૧૦૦ ની લગભગમાં ગુજરાત સાથે જોડાયો, તેમાં કર્ણદેવના વખતથી અને ખાસ કરી સિદ્ધરાજ અને કુમારપાળના સમયમાં દંડનાયક તરીકે શ્રીમાળી જૈન વાણીઆ જ નીમાઇને આવતા; તેથી લાટમાં જૈન શ્રીમાળીઓ ગયા ને લાડવા વાણીઆ કહેવાયા.

સિદ્ધરાજ ઘણો વિદ્યાપ્રેમી હતો—પંડિતોને રાજસભામાં સ્થાન આપી તેમની વિદ્વત્તા પીછાનતો. ભારતના સર્વ પ્રદેશોમાંથી પ્રૌઢ પ્રૌઢ પંડિતો પોતાના

પાંડિત્યનું પ્રદર્શન કરાવવા ગુર્જર રાજધાનીમાં અવશ્ય આવ્યા કરતા હતા. ગુર્જરપતિની વિદ્વત્સભા પણ ભારતમાં આદર્શ ગણાતી. આવી પ્રતિભાશાલી પરિષદનો પ્રમુખ સભ્ય–સભાપતિ કવિરાજ શ્રીપાલ જૈન હતો. આ શ્રીપાલ પોરવાડ જૈન વૈશ્ય હતો. તે મહારાજા સિદ્ધરાજનો બાલમિત્ર–'પ્રતિપન્ન બંધુ' હતો અને તે મહારાજા તેને 'ભ્રાતા' કહી સંબોધતો. તે શ્રીપાલે એકજ દિવસમાં એક મહા પ્રબંધ–વૈરોચનપરાજય નામનો બનાવ્યો હતો. તેની લોકોત્તર કવિત્વશક્તિથી પ્રસન્ન થઇ નૃપતિએ તેને 'કવિરાજ' યા 'કવિચક્રવર્તી' એ નામનુ બિરુદ આપ્યું હતું (જુઓ આનંદપુરના વપ્રની સં ૧૨૦૮ ની તે કવિએ રચેલી પ્રશસ્તિ–કાવ્યમાલા નં. ૪૫) આ કવિએ સિદ્ધરાજના સહસ્રલિંગ સરોવરની, દુર્લભ સરોવરની તથા રુદ્રમાળાની પ્રશસ્તિઓ પણ બનાવી હતી. આ શ્રીપાલ નેત્રશૂન્ય થયેલ હતો.

ભાગવત સંપ્રદાયના કોઇ દેવબોધી નામના વિદ્વાન પાટણમાં આવ્યા ત્યારે શ્રીપાલ સાથે સિદ્ધરાજ તેની પાસે ગયો હતો, અને શ્રીપાલની ચક્ષુહીનતા જોઈ તેણે મશ્કરી કરતાં શ્રીપાલે તેનો ગર્વ પોતાની વિદ્વત્તાથી ઉતાર્યો હતો. આ દેવબોધીને, ભરુચમાં સં. ૧૧૫૨ માં નવ વર્ષની વયે દીક્ષા લઇ સં. ૧૧૭૪ માં આચાર્ય પદ પામેલા દેવસૂરિએ વાદવિવાદમાં જીત્યા ત્યાર પછી સં. ૧૧૮૧ માં વૈશાખ શુદ પૂર્ણિમાને દિને સિદ્ધરાજની રાજસભામાં તેના અધ્યક્ષપણે જૈન ધર્મની શ્વેતામ્બર અને દિગમ્બર નામની બે મુખ્ય શાખાઓમાં પરસ્પર એક ચિરસ્મરણીય પ્રચંડ વિવાદ થયો હતો. આ વિવાદમાં કર્ણાટકીય દિગંબરાચાર્ય કુમુદચંદ્ર વાદી હતા અને ગુર્જરીય ઉક્ત શ્વેતામ્બરાચાર્ય દેવસૂરિ પ્રતિવાદી હતા. સરત એ હતી કે જે હારે તે પક્ષના દેશપાર–ગુજરાત બહાર થાય. આમાં ઉક્ત શ્રીપાલ કવિએ શ્વેતામ્બર સંઘના એક પ્રમુખ નેતા તરીકે પ્રમુખ ભાગ લીધો હતો. ૩૬ વર્ષની ઉંમરના હેમચંદ્ર પણ તે સભામાં હતા. વાદના પરિણામે દિગંબરાચાર્ય હારતાં દિગંબરીઓને ગુર્જર ભૂમિ તજવી પડી

સિદ્ધરાજે દેવસૂરિને જયપત્ર આપવા સાથે તુષ્ટિદાન તરીકે એક લાખ સોના મહોરો આપવા માંડી, પણ તે જૈન સાધુના આચાર પ્રમાણે અસ્વીકાર્ય થતાં તેમાંથી સિદ્ધરાજે જિનપ્રાસાદ બંધાવ્યો ને તેમાં સં. ૧૧૮૩ ના વૈશાખ શુદ ૧૨ ને દિને ઋષભદેવની પ્રતિમા પ્રતિષ્ઠિત કરવામાં આવી. શ્રી દેવસૂરિએ 'સ્યાદ્વાદ રત્નાકર' નામનો અદ્ભુત તાર્કિક ગ્રંથ રચ્યો, અને કોઇ અભ્યાસીને જૈન ન્યાય માટે તેમજ દાર્શનિક ખંડનમંડન માટે બીજે કયાંય ન જવાની સગવડ કરી દીધી. (તેઓ સ્વ. સં. ૧૨૨૬.)

સિદ્ધરાજે અમરચંદ્રસૂરિ અને તેમના ગુરુબંધુ આનંદસૂરિને અનુક્રમે 'વ્યાઘ્રશિશુક' અને 'સિંહશિશુક' બિરુદો આપ્યાં હતાં. આ પૈકી અમરચંદ્રે

'સિદ્ધાંતાર્ણવ' નામનો મહાગ્રંથ રચ્યો છે; ઉક્ત આનંદસૂરિના શિષ્ય હરિભદ્રસૂરિએ 'કલિકાલ ગૌતમ'નુ બિરુદ મેળવ્યુ હતુ ને તત્ત્વપ્રબોધાદિક અનેક ગ્રંથો રચ્યા હતા.

વીરાચાર્ય સં. ૧૧૬૦ માં વિદ્યમાન હતા તેની સાથે સિદ્ધરાજને મિત્રતા હતી. તે રાજાએ તેમને પાટણમાંજ સ્થિતિ કાયમ રાખવા કહ્યુ પણ તે આચાર્યે કહ્યુ કે તે જૈનાચાર વિરુદ્ધ છે, માટે અમુક દિને પોત વિહાર કરશે—એટલે સિદ્ધરાજે નગરના દરવાજા બંધ કરાવ્યા, પણ આચાર્ય મંત્રયોગબળથી નીકળી ગયા. તેઓ પાછા ફરતાં સિદ્ધરાજે ઘણા ઠાઠથી પ્રવેશમહોત્સવ કર્યો-પછી પાટણમાં ગોવિંદસૂરિની સહાયથી વાદિસિંહ નામના એક સાંખ્યવાદિનો ધર્મવિવાદમાં પરાજય કર્યો અને તેથી સિદ્ધરાજે તેમને જયપતાકા આપી. વળી તેમણે કમલકીર્તિ નામના દિગંબરાચાર્યનો પણ રાજસભામા (ઉપરના દેવસૂરિ–કુમુદચંદ્ર વચ્ચેના વાદ પહેલાં) પરાજય કર્યો

સં. ૧૧૯૦ માં મુનિરત્ન સૂરિ વિદ્યમાન હતા, તેમણે ઉજ્જયિનીમાં મહાકાલના દેવાલયમાં નરવર્મા રાજાની સભામા વિદ્યાશિવ વાદીને ધર્મવિવાદમા હરાવ્યો ત્યારે 'બાલકવિ' બિરુદધારક* જગદેવ મંત્રીની વિનતિથી તેમણે હવે થનારા તીર્થંકર અમમ સ્વામીનુ ચરિત્ર રચ્યું ને તે પાટણમાં શાંતિનાથ મંદિરમાં જગદેવને શ્રવણ કરાવ્યું હતું વળી તેમણે તીર્થંકર મુનિસુવ્રતનું ચરિત્ર પણ સંસ્કૃતમાંજ રચ્યું છે.

સં ૧૧૯૭ મા ગોવિંદસૂરિના શિષ્ય વર્ધમાનસૂરિએ ગણરત્નમહોદધિ નામનો વ્યાકરણ ગ્રંથ બનાવ્યો. તેમાં નવાઈ એ છે કે તેમાં નથી હેમચંદ્રનો ઉલ્લેખ તેમ નથી હેમચંદ્રે પોતાના ગ્રંથમાં આનો ઉલ્લેખ કર્યો. તેમાં ગણને શ્લોકબદ્ધ કર્યા છે અને પછી ગણના પ્રત્યેક પદની વ્યાખ્યા અને ઉદાહરણ છે. તેમાં અનેક વૈયાકરણોના મતોનો ઉલ્લેખ છે. ઉદાહરણોમાં કેટલાક કવિઓની રચના તેમનાં નામ સહિત પણ કયાંક નામ વગર–ઉધ્ધૃત કરી છે તેથી આ ગ્રંથનું ઘણું મહત્ત્વ છે. તેમાં કેટલાક શ્લોક યા શ્લોકખંડ સિદ્ધરાજની પ્રશંસાના છે તેથી જણાય છે કે તે વર્ધમાનસૂરિએ 'સિદ્ધરાજ વર્ણન' એ નામનો ગ્રંથ લખ્યો હતો. તે પૈકી એક શ્લોક 'મમૈવ સિદ્ધરાજવર્ણને' એમ કહી તેના પ્રયાણ સંબંધી એવો આપ્યો છે કે:

---

* વરોધવલ નામનો શ્રીમાલ કુલનો એક ચૌલુક્ય રાજાનો ખજાનચી વારાહી નામની નગરીમાં રહેતો હતો તેનો આ પુત્ર તેને 'બાલકવિ' બિરુદ હેમચંદ્રાચાર્યે આપ્યું હતુ તે વખતે જૈન ધર્મથી વિરુદ્ધ ચાલનારા શ્રાવકોને શિક્ષા આપવા માટે ધર્મમિત્ર સૂરિએ અઢાર શ્રાવકો નીમ્યા હતા તેમાં આ જગદેવ મુખ્ય હતો.

जाते यस्य प्रयाणे तुरगखुरपुटोत्खातरेणुप्रपञ्चे
तीव्रे ध्वान्तायमाने प्रसरति पटले सर्वतो दिक्षमस्मिन् ।
मारवचन्द्रार्कबिम्बग्रहगणरहितं व्योम वीक्ष्य प्रमुग्धाः
सान्ध्यं कर्मारभन्ते शिशुमुनिवटवो जातसन्ध्याभिशङ्काः ॥—पृ १७१

આ વર્ધમાન સૂરિએ પોતાના સમકાલીન પંડિત સાગરચંદ્રના પણ કેટલાક શ્લોક ઉપ્ધૃત કર્યાં છે તે પરથી જણાય છે કે તે સાગરચંદ્રે પણ સિદ્ધરાજના વર્ણનરૂપી કોઇ કાવ્ય લખ્યું હશે. તેવા શ્લોકો પૈકી એક અત્રે આપ્યો છેઃ-

अकल्पितप्राणसमासमागमा मलीमसाङ्गा धृतभैक्षवृत्तय. ।
निर्ग्रन्थता त्वत्परिपन्थिनोगता जगत्पते किं त्वजिनावलम्बिन.॥–पृ. ३०४

"સિદ્ધરાજ ઘણોજ લોકપ્રિય, ન્યાયી, વિદ્યારસિક અને જૈનોનું વિશેષ સંમાન કરનારો થયો. પ્રસિદ્ધ વિદ્વાન જૈન આચાર્ય હેમચંદ્ર (હેમાચાર્ય)નું તે ઘણું સંમાન કરતો હતો (જુઓ પછીનુ પ્રકરણ). તેના દરબારમાં ઉક્ત શ્રીપાલ, કવિશિક્ષાના કર્તા જયમંગલ (વાગ્ભટ), ઉપરોક્ત વર્ધમાન, સાગરચંદ્ર આદિ અનેક વિદ્વાનો રહેતા હતા." (ઓઝાજી)

હવે સિદ્ધરાજના સમયની કેટલીક ઘટનાઓ ટુંકમા જણાવીએ તેણે સં. ૧૧૫૨ મા સિદ્ધપુર વસાવ્યું તથા રુદ્રમાલ નામનુ શિવાલય બંધાવ્યું, તેમજ સુવિધિનાથ (જૈનોના ૯મા તીર્થંકર)નો પ્રાસાદ નીપજાવ્યો સં. ૧૧૫૮ માં દેવભદ્રસૂરિએ કથારત્નકોશ ભરુચમાં રચ્યો. સં. ૧૧૬૦ માં પ્રખ્યાત હેમચંદ્રના ગુરુ દેવચંદ્રે શાતિનાથ ચરિત્ર પ્રાકૃતમા ગદ્યપદ્યમય રચ્યું તેમાં અપભ્રંશ ભાષા પણ વપરાયેલી છે. સં. ૧૧૬૧ માં નેમિચંદ્રશિષ્ય શાંતિસૂરિએ પૃથ્વીચન્દ્રચરિત્ર પ્રાકૃતમા રચ્યું. ૧૧૬૪ માં મલધારી હેમચંદ્રસૂરિએ અનેક વૃત્તિઓ રચી.

આ સમયમાં ખરતર જિનવલ્લભ સૂરિ કે જેમણે ચૈત્યવાસ તજી ગૃહસ્થગૃહવસતિ સ્વીકારી હતી, તેમણે પોતાના ચિત્રકાવ્યો તથા સંઘપટ્ટો ચીતોડના જિનમંદિરની દીવાલ પર કોતરાવ્યા, ને ધર્મોપદેશમય બાર કુલક રચ્યા, ને બીજા અનેક ગ્રંથ રચ્યા. તેના ભક્ત ધનદેવ શ્રેષ્ઠીએ નેમિનાથ જિનાલય નાગપુર (નાગોર)મા કર્યું કે જે શ્રેષ્ઠીના પુત્ર પદ્માનંદે વૈરાગ્યશતક રચ્યું. સં. ૧૧૬૫ માં યશોદેવ ગણિએ નવપદ પ્રકરણ લઘુવૃત્તિ તેમજ બૃહદ્દવૃત્તિ પાટણમા રચી ને દેવભદ્રસૂરિએ ભરુચમા પ્રાકૃતમા પાર્શ્વચરિત રચ્યું. સં. ૧૧૬૭ માં હેમાચાર્યના ગુરુ દેવચંદ્રનો તેમજ પ્રસિદ્ધ ટીકાકાર ને હેમાચાર્યના સમકાલીન મિત્ર મલયગિરિનો સ્વર્ગવાસ થયો જિનભદ્રસૂરિએ અપવર્ગનામમાલા નામનો કોશ રચ્યો. સં. ૧૧૬૮ માં ધોઘામા શ્રીમાલી નાણાવટી શા હીરૂએ નવખંડા પાર્શ્વનાથનુ બિંબ મહેંદ્રસૂરિના ઉપદેશથી ભરાવ્યું. શ્રીચંદ્રે તેજ વર્ષમાં અને પાર્શ્વદેવે હરિભદ્રના ન્યાયપ્રવેશ પર ટીકા

રચી. ૧૧૬૯ માં વિધિપક્ષ–આંચલિક ગચ્છની સ્થાપનાનું મુળ સં. ૧૧૭૨ માં બીજા હરિભદ્રનુ પ્રાકૃતમા મુનિપતિ ચરિત્ર, ૧૧૭૪માં મુનિચંદ્રસૂરિની હરિભદ્ર સૂરિના ગ્રંથો પર ટીકાઓ, સં. ૧૧૭૫ મા જિનેશ્વરનું પ્રાકૃતમા મલ્લિનાથ ચરિત્ર; મલધારી હેમચંદ્રે પુષ્પમાલા સવૃત્તિ તેમજ કાર્તિક શુદ પંચમીએ વિશેષાવશ્યક વૃત્તિ રચી.

સં. ૧૧૮૩ માં સિદ્ધરાજે વાદિ દેવસૂરિએ દિગંબર પર કરેલા જયથી પ્રસન્ન થઇ તેમને આપવા માગેલા દ્રવ્યમાંથી નીપજાવેલા આદિનાથ પ્રાસાદમાં દેવસૂરિએ પ્રતિષ્ઠા કરી. આ મંદિરનુ 'રાજવિહાર' નામ રાખ્યું. આ સિદ્ધરાજના પ્રતાપી રાજ્યમાં ઉપરના ગ્રંથો સીવાય અનેક જૈન ધર્મને લગતા ગ્રંથો, ટીકાઓ સંસ્કૃત પ્રાકૃતમાં રચાયા છે, ને તે ઉપરાંત પ્રાચીન અને અલભ્ય ગ્રંથો પુનઃ તાડપત્રાદિ પર લખવામાં આવ્યા એવુ જણાય છે. સિદ્ધરાજ સં. ૧૧૯૯ મા સ્વર્ગસ્થ થયા. તેજ વર્ષમાં લક્ષ્મણ ગણિએ સુપાર્શ્વનાથચરિત્ર પ્રાકૃતમાં અને વર્ધમાનાચાર્યે વાસુપૂજ્ય ચરિત્ર સંસ્કૃતમાં રચ્યાં.

ત્યાર પછી કુમારપાલ ગાદીએ બેઠો. તેના રાજ્યમા સિદ્ધરાજના જૈન મંત્રીઓ કાયમ હતા. ઉદયન મંત્રીને સૌરાષ્ટ્ર જીતવા મોકલ્યો હતો અને ત્યાં સં. ૧૨૦૫ કે ૧૨૦૮ માં તેનું અવસાન થયું. તે મંત્રીના પુત્ર અંબડે કોકણના રાજા મલ્લિકાર્જુન પર બીજી સવારી કરી જય મેળવ્યો હતો, અને કુમારપાલે તેથી તેને 'રાજપિતામહ'ની પદવી આપી હતી ઉદયનનો જ્યેષ્ઠ પુત્ર વાગ્ભટ યોદ્ધો તેમજ સાહિત્યનિપુણ હતો તેણે વાગ્ભટાલંકાર નામનો ગ્રંથ રચ્યો છે. તેને કુમારપાલે મહામાત્ય પદ આપ્યું. (સં. ૧૨૧૩ નો એક લેખ). તેનો ત્રીજો પુત્ર ચાહડ રાજઘરટ્ટ પદ પર હતો અને ચોથો પુત્ર સોલ્લાક સત્રાગાર પર નિયત કરવામાં આવ્યો હતો. ચાહડ ( ? બાહડ)નો પુત્ર કુમારસિંહ કુમારપાલનો કોષ્ઠાગારાધિપતિ–કોઠારી હતો.

ભરુચમાં શકુનિકાવિહાર નામના તીર્થનો ઉદ્ધાર કરી ભવ્ય જૈન મંદિર બંધાવનાર શ્રીમાલી જૈન–રાણિગના પુત્ર આમ્રદેવને કુમારપાલે સં. ૧૨૨૨ માં સૌરાષ્ટ્રનો દંડનાયક નીમ્યો હતો અને તે આમ્રદેવે (આંબાકે) ગિરનાર પર પાજ કરાવી હતી–ને પગથીઆં બંધાવ્યાં હતાં.

કુમારપાલે ચોહાણ રાજા અર્ણોરાજ પર સં. ૧૨૦૭ માં ચઢાઇ કરી તેને હરાવ્યો ને ત્યાંથી ચીતોડની શોભા જોવા જતાં ત્યાંના મોજરાજ ઉર્ફે ત્રિભુવન નારાયણાખ્ય ત્રિમૂર્તિવાળા શિવના મંદિરમાં દર્શન કર્યાં; ને તે માટે એક ગામ ભેટ કરી તેનો શિલાલેખ કરાવ્યો તે હાલ મોજુદ છે. આ પરથી તે સં. ૧૨૦૭ સુધી તો અવશ્ય શૈવપક્ષી હતો એ સિદ્ધ થાય છે. (નાગરી પ્ર. પત્રિકા ભાગ ૩–૧ પૃ. ૧૭).

કુમારપાલે સં. ૧૨૧૬ ના માર્ગશીર્ષની શુક્લદ્વિતીયાને દિને પ્રકટપણે જૈન ધર્મનો સ્વીકાર કર્યો. તેણે ૭ વખત સોમનાથ, અને શત્રુંજયાદિ જૈન તીર્થયાત્રા કરી હતી. જ્યાં જ્યાં જીર્ણોદ્ધારની જરુર પડી ત્યાં ત્યાં તેણે તે કરાવ્યાં ૧૬૦૦૦ જીર્ણોદ્ધાર, ૧૪૪૪ નવા જિનમંદિરો પર કળશ ચઢાવ્યા. તેણે ઠેકાણે ઠેકાણે જિન મંદિરો બંધાવ્યાં તેમાં સૌથી પ્રથમ પાટણમાં શ્રીમાલ મંત્રી ઉદયન ના મંત્રી બાહડ અને વાયડવંશીય ગર્ગશેઠના પુત્રોની દેખરેખ નીચે 'કુમાર વિહાર' નામે ૨૪ જિનનું મંદિર બંધાવ્યું પછી 'ત્રિભુવન વિહાર' નામનું ૭૨ જિનાલયવાળું મોટું મંદિર બંધાવ્યું તે સિવાય ૨૪ તીર્થંકરના ૨૪ જુદાં જુદાં મંદિરો, તેમજ 'ત્રિવિહાર' પ્રમુખ બીજા પણ ઘણા વિહારો એકલા પાટણમાંજ કરાવ્યા; બીજે કરાવ્યા તે જુદા.

આ પૈકીનાં ઘણાંખરાં મોટાં ભવ્ય મંદિરો ત્યાર પછીના મુસલમાનના સમય-રાજ્યમાં તુટી ગયાં છે પરતુ, તે પૈકી કુમારપાલનું તારંગા પર્વત પરનું જયદેવના પુત્ર દંડાધિપ અભયની દેખરેખ નીચે કરાવેલું અજિતનાથનું ભવ્ય મંદિર, હજુ મોજૂદ છે. તે ઉપરાંત ૨૧ જ્ઞાન ભંડારો કરાવ્યાં. તેણે ગુજરાતમાં જીવહિંસા અમારિઘોષણા કરી બંધ કરી ને અપુત્રોનું ધન રાજખલાસા થતું તે બંધ કર્યું. 'કુમારપાલ ઘણો પ્રતાપી અને નીતિનિપુણ હતો, તેના રાજ્યની સીમા દૂર દૂર સુધી ફેલાયલી હતી અને માલવા તથા રાજપુતાનાના કેટલાએક ભાગો પણ તેને અધીન હતા.'

સદ્‌ગત પ્રો. મણિલાલ નભુભાઇ દ્વિવેદી લખે છે કે "કુમારપાલે જ્યારથી અમારિઘોષણા કરાવી ત્યારથી યજ્ઞયાગમાં પણ માંસબલિ અપાતો બંધ થઇ ગયો, ને યવ તથા ડાંગર હોમવાનો ચાલ શરુ થયો. લોકોને જીવ ઉપર અત્યંત દયા વધી, અને માંસ ભોજન એટલું બધું નિષિદ્ધ થઇ ગયું કે આખા હીંદુસ્તાનમાં એક કે બીજે પ્રકારે થોડુંઘણું માંસ, કહેવાતા હીંદુઓ વાપરે છે, છતાં ગુજરાતમાં તો તેની ગંધ આવે તોપણ નાહી નાંખે એવી લોકોની વૃત્તિ તે સમયથી બંધાયલી તે અદ્યાપિ છે." (દ્વાશ્રય ભાષાંતર પ્રસ્તાવના.)

એક અંગ્રેજ વિદ્વાન લખે છે કે 'કુમારપાલે જૈન ધર્મનું ઘણી ઉત્કૃષ્ટતાથી પાલન કર્યું અને સમસ્ત ગુજરાતને એક આદર્શ જૈન-રાજ્ય બનાવ્યું." કુમારપાલ પોતાના ગુરુ શ્રી હેમચંદ્રાચાર્યના મૃત્યુ પછી છ મહીને, સં. ૧૨૩૦ માં ૮૦ વર્ષનું આયુષ્ય ભોગવી સ્વર્ગસ્થ થયો.

કુમારપાલના સમયમાં ઉપરોક્ત કવિ શ્રીપાલનો પુત્ર સિદ્ધપાલ પણ મહાકવિ હતો. તેના વસતિગૃહમાં મોટા મોટા વિદ્વાન જૈન સાધુ-આચાર્યો નિવાસ કરતા હતા. તે કુમારપાલ રાજાનો પ્રીતિપાત્ર હતો અને તેની પાસેથી તે રાજા

શાંતિદાયક અને નિવૃત્તિજનક આખ્યાન કોઇ કોઇ વખત સાંભળતો હતો. આવું એક આખ્યાન સં. ૧૨૪૧ માં પૂર્ણ કરેલા સોમપ્રભસૂરિના કુમારપાલ પ્રતિબોધ-માં છે. તે કવિ સં. ૧૨૧૧ થી ૧૨૫૦ માં વિદ્યમાન હતો.

બીજા જે ગ્રંથો રચાયા તેમજ અન્ય ઘટના બની તે ટુંકમાં એ છે કેઃ– સં. ૧૨૦૪માં જિનભદ્રે ઉપદેશમાલાકથા, સં. ૧૨૧૪માં શ્રીચંદ્રસૂરિએ પ્રાકૃતમાં સનત્કુમાર ચરિત, સં. ૧૨૧૬ માં નેમિચંદ્રે પ્રાકૃતમાં અનંતનાથ ચરિત–હરિભદ્ર-સૂરિએ પ્રાકૃતમાં ૨૪ જિનચરિત, સં. ૧૨૧૮માં ભાવદેવે સંસ્કૃતમાં પાર્શ્વનાથ ચરિત–સં. ૧૨૨૩–૨૮ માં શ્રીચંદ્રે પ્રતિક્રમણસૂત્ર અને જીતકલ્પસૂત્ર પર વૃત્તિઓ તેમજ નંદી તેમજ નિરયાવલી આદિ પાંચ અંગો પર વૃત્તિ, સં. ૧૨૨૬ માં કનકચંદ્રે પૃથ્વીચંદ્રચરિત પર ટીપ્પણ, સં. ૧૨૨૯માં રવિપ્રભે શીલભાવના વૃત્તિ એમ અનેકે અનેક ગ્રંથો રચ્યા. સં. ૧૨૧૭ના અરસામાં હેમચંદ્રસૂરિ શિષ્ય ગુરુ નહીં) દેવચંદ્રે ચંદ્રલેખાવિજય પ્રકરણ નામનું પંચાંગી નાટક રચ્યું; તે મારવિહારમાં ભજવાયું હતું. આ કુમારવિહાર તે પાટણનું મંદિર. તે નામનું દર મંદિર જાલોરના કાંચનગિરિ ગઢ ઉપર કુમારપાલે સં. ૧૨૨૧માં બંધાવ્યું તે લ મોજુદ છે. કક્કસૂરિએ રાજાની પ્રેરણાથી ચૈત્યવાસી ક્રિયાહીનને હરાવી ર૭ બહાર કર્યા હતા.

કુમારપાલ સમયમાં મલયગિરિ નામના બહુ જબરા ટીકાકાર થયા. મણે આવશ્યક પર બૃહદ્વૃત્તિ, અને ઓઘનિર્યુક્તિ, કર્મપ્રકૃતિ, ધર્મસંગ્રહણિ, ર્મસાર, ભગવતી દ્વિતીયશતક, વિશેષાવશ્યક, ષડશીતિ, સમતિકા, ક્ષેત્રસમાસ, ંદ્રપ્રજ્ઞપ્તિ, જીવાભિગમ, જ્યોતિષ્કરંડ, નંદી, પંચસંગ્રહ, પિંડનિર્યુક્તિ. જ્ઞાપના બૃહત્કલ્પ, રાજપ્રશ્નીય, વ્યવહાર, સંગ્રહણી, સૂર્યપ્રજ્ઞપ્તિ વગેરે પર ીકા રચી છે અને શબ્દાનુશાસન પણ રચ્યું છે. આ પ્રસિદ્ધ હેમાચાર્યના મત્ર અને સહવિહારી પણ હતા.

કુમારપાલના તેમજ તેના ગુરુ હેમાચાર્ય સંબંધે આજ સમયમાં સુમતિનાથચરિત પ્રાકૃતમાં રચનાર સોમપ્રભાચાર્યે કરેલા એ સુંદર શ્લોક અત્રે ઉલ્લેખવા યોગ્ય છેઃ—

स्तुमस्त्रिसन्ध्य　प्रभुहेमसूरे　रनन्यतुल्यामुपदेशशक्तिं ।
अतींद्रियज्ञानविवर्जितोऽपि　यः क्षोणिभर्तुर्व्यधित प्रबोधं ॥
सत्त्वानुकम्पा न महीभुजां स्यादित्येष क्लृप्तो वितथः प्रवादः।
जिनेंद्रधर्मं प्रतिपद्य येन श्लाघ्यः स केषां न कुमारपालः ॥

## પ્રકરણ ૫ મું

### હૈમયુગ
### હેમચંદ્રસૂરિ
### (સં. ૧૧૪૫ થી ૧૨૨૯)

[તેમનો જીવનકાલ સિદ્ધરાજ અને કુમારપાલના રાજ્યકાળમાં છે બન્નેમાં પોતાનો પ્રભાવ બતાવ્યો છે તે પરથી હૈમ યુગના બે ભાગ પાડવા હોય તો એક સિદ્ધહૈમ અને બીજો કુમારહૈમ-યુગ પાડી શકાય, પણ તેમના ગ્રંથોની રચના સાલ તેમજ બીજી ઘટનાની સાલ બરાબર મળી શકે તેમ નથી તેથી અત્યારે પહેલાં તેમની ટૂંક જીવની આપી પછી તેમની સાહિત્યસેવા સંબંધી કહીશું]

क्लृप्तं व्याकरणं नवं विरचितं छन्दोनवं द्वाश्रया-
ऽलंकारौ प्रथितौ नवौप्रकटितौ श्रीयोगशास्त्रंनवम्।
तर्कः संजनितो नवो जिनवरादीनां चरित्रं नवं
बद्धयेन न के...विधिना मोहः कृतो दूरतः॥

સંવત્ ૧૧૪૫ની કાર્તિકી પૂર્ણિમાને દિને ધંધુકામાં મોઢવણિક ચાચિગને ત્યાં તેની પત્ની પાહિનીના પવિત્ર ગર્ભથી મુનીંદ્ર હેમચંદ્રનો અવતાર થયો.

જૈન ધર્મમાં વિશેષ ક્ષીણતા આવવા લાગી વિપક્ષીઓ તરફથી અનેક પ્રકારના પ્રહાર પડવા લાગ્યા, જૈનોનો આત્મસંયમ શિથિલ થવા લાગ્યો, અન્યદર્શનીના વિદ્યામંત્ર સિદ્ધિના ચમત્કાર દેખી સ્વધર્મથી ચ્યુત થવા લાગ્યા, અંદરોઅંદર કલેશના કારણે જૈન સાધુઓમાં એકસંપતા રહી નહીં—ચૈત્યવાસીઓનો પગદંડો પાટણમાં હતો તેથી શુદ્ધ આચારના સાધુઓને વિટંબણા પડતી—આવે સમયે એવી વ્યક્તિની જૈન સમાજને અપેક્ષા હતી કે જે પોતાના સામર્થ્ય દ્વારા જૈન ધર્મ પર ઘેરાયેલું વિપત્તિનું વાદળ વિદારી શકે. ગતિવાળા મહાન વાયુના બળથી ને મેઘાડંબર દૂર થયો શાસનરક્ષા અર્થે ગમે તેટલા ભવ કરવા પડે તોએ શું એવી ભાવનાથી હેમાચાર્યે એકાંત લોકાનુગ્રહમાં ઝંપલાવી લોકનું તથા શાસનનું હિત જાળવ્યું.

દેવચંદ્રસૂરિએ પોતાના જ્ઞાનબલથી આ વ્યક્તિદ્વારા જૈનધર્મનો મહાન ઉદય જાણી નવ વર્ષના આ નાના બાલકને સં ૧૧૫૪ માં ધર્મદીક્ષા આપી તેણે પૂર્વજન્મના સુસંસ્કારથી તીવ્ર સ્મરણશક્તિ અને ધારણાશક્તિથી અલ્પ પરિશ્રમે શાસ્ત્રજ્ઞાન સંપાદન કર્યું ભગવતી સરસ્વતી સ્વયં વરપ્રદાન કરવા આવી હતી! આત્મસંયમ અને ઈંદ્રિયદમન ઉત્કટ હતું વૈરાગ્ય વૃત્તિથી આજન્મ બ્રહ્મચર્ય ઉત્કૃષ્ટ સેવ્યું. ગુરુએ નાગપુર (નાગોર)માં સં ૧૧૬૨ માં હેમચંદ્રને આચાર્યપદ આપ્યું. શાસનોદ્ધાર કરવાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા કાર્ય

રાજા મહારાજાને ધર્મનાયક બનાવવા સંકલ્પ કર્યો. વિવિધ દેશોમાં વિહાર કરી અનેકને ઉપદેશ આપી ગુર્જર પાટનગર અણહિલપુર પાટણમાં પ્રવેશ કર્યો આ સમયે મહારાજ સિદ્ધરાજ જયસિંહ ત્યાં પ્રજાપ્રિય નૃપતિ હતો ત્યાં ધીમે ધીમે આખા શહેરમાં તથા રાજદરબારમાં તેમની વિદ્વત્તાની ખ્યાતિ થવા લાગી. મહારાજની ઇચ્છાનુસાર તેમનું આગમન નિરંતર રાજસભામા થતું હતું.

સિદ્ધરાજે રાજસભામાં એવો પ્રશ્ન કર્યો કે 'જગતમાં કયો ધર્મ સંસારથી મુક્ત કરનારો છે ?'—આનો ઉત્તર હેમચંદ્રજીએ પુરાણના શંખાખ્યાનનો અધિકાર સંભળાવી–'સંજીવિની ન્યાય' જણાવી બતાવ્યું કે સર્વ ધર્મોનો પરિચય લઇ સત્ય ધર્મનું ગ્રહણ કરવું યોગ્ય છે–ખરી જિજ્ઞાસા જેને જાગી હોય અને તે જિજ્ઞાસા પ્રમાણે તે પ્રયાસ કરે તો તેની જિજ્ઞાસા જરુર પુરી થાય.

ધર્મગવેષણા માટે આવો નિષ્પક્ષપાત ભાવ પ્રકટ થયેલો જોઇ રાજા મુગ્ધ થયો. તે મહારાજાના કહેવાથી 'સિદ્ધ–હૈમ શબ્દાનુશાસન' નામનું સવાલક્ષ શ્લોકપ્રમાણ 'નિઃશેષ શબ્દલક્ષણ નિધાન' મહાવ્યાકરણ હેમાચાર્યે રચ્યું. તેને રાજાએ હાથી પર રખાવી ચમર ઢળાતાં ઢળાતાં શહેરમાં મહોત્સવપૂર્વક ફેરવી આનંદ સાથ રાજસભામાં લાવી પધરાવ્યું. ત્યાં વાંચી સંભળાવ્યું ત્યાર બાદ ત્રણસો લેખકો (લહીયાઓ) ને રાખી તેની પ્રતિઓ ત્રણ વર્ષ સુધી લખાવી અઢાર દેશોમાં પઠનપાઠન માટે મોકલી અને પ્રસિદ્ધ ભંડારોમાં રખાવી તેની સ્થાને સ્થાને પ્રવૃત્તિ કરાવી. આ સમયે અનેક કવિઓએ તેની પ્રશંસા કીધી. તે પૈકી બેનાં કથનો નમુના તરીકે અત્રે નોંધવા યોગ્ય છેઃ—

भ्रात. संवृणु पाणिनि ! प्रलपित कातन्त्रकथा वृथा
मा कार्षीः कटु शाकटायनवचः क्षुद्रेण चान्द्रेण किम् ? ।
कः कण्ठाभरणादिभिर्बठरयत्यात्मानमन्यैरपि
श्रूयन्ते यदि तावदर्थमधुराः श्री सिद्धहेमोक्तयः ॥

બીજો કવિ એમ કહે છે કેઃ—

किं स्तुमः शब्दपाथोधेर्हेमचन्द्रयतेर्मतिम् ।
एकेनापि हि न येनेदृक् कृतं शब्दानुशासनम् ॥

શ્રી સિદ્ધરાજ ન્યાયી અને વિદ્યાવિલાસી નૃપ હતો. તેણે હેમચંદ્રજીના ઉપદેશથી પાટણમાં રાયવિહાર અને સિદ્ધપુરમાં સિદ્ધવિહાર નામનાં જૈન મંદિરો બંધાવ્યાં. તેણે ૪૯ વરસ રાજ્ય કરી સં. ૧૧૯૯ માં દેહોત્સર્ગ કર્યો. આ રાજાના જીવન સુધી પ્રાયઃ હેમાચાર્યે પાટણમાંજ વાસ કર્યો હતો. જૈન

# પ્રકરણ ૫ મું

## હૈમયુગ

### હેમચંદ્રસૂરિ

### (સં. ૧૧૪૫ થી ૧૨૨૯)

[ તેમનો જીવનકાલ સિદ્ધરાજ અને કુમારપાલના રાજ્યમાનમાં છે. બંનેમાં પોતાનો પ્રભાવ બતાવ્યો છે તે પરથી હૈમ યુગના બે ભાગ પાડવા હોય તો એક સિદ્ધહૈમ અને બીજો કુમારહૈમ-યુગ પાડી શકાય; પણ તેમના ગ્રંથોની રચના સાલ તેમજ બીજી ઘટનાની સાલ બરાબર મળી શકે તેમ નથી તેથી અત્યારે પહેલાં તેમની ટૂંક જીવની આપી પછી તેમની સાહિત્યસેવા સંબંધી કહીશું. ]

क्लृप्तं व्याकरण नव विरचितं छन्दोनवं द्वाश्रया-
ऽलंकारौ प्रथितौ नवौप्रकटितौ श्रीयोगशास्त्रनवम् ।
तर्कः संजनितो नवो जिनवरादीनां चरित्रं नवं
बंद्धयेन न के...विधिना मोहः कृतो दूरतः ॥

સંવત્ ૧૧૪૫ની કાર્તિકી પૂર્ણિમાને દિને ધંધુકામાં મોઢવણિક ચાચિગને ત્યાં તેની પત્ની પાહિનીના પવિત્ર ગર્ભથી મુનીંદ્ર હેમચંદ્રનો અવતાર થયો.

જૈન ધર્મમાં વિશેષ ક્ષીણતા આવવા લાગી. વિપક્ષીઓ તરફથી અનેક પ્રકારના પ્રહાર પડવા લાગ્યા, જૈનોનો આત્મસંયમ શિથિલ થવા લાગ્યો, અન્યદર્શનીના વિદ્યામંત્ર સિદ્ધિના ચમત્કાર દેખી સ્વધર્મથી ચ્યુત થવા લાગ્યા, અંદરોઅંદર ક્લેશના કારણે જૈન સાધુઓમાં એકસંપતા રહી નહીં-ચૈત્યવાસીઓનો પગદંડો પાટણમાં હતો તેથી શુદ્ધ આચારના સાધુઓને વિટંબણા પડતી—આવે સમયે એવી વ્યક્તિની જૈન સમાજને અપેક્ષા હતી કે જે પોતાના સામર્થ્ય દ્વારા જૈન ધમ પર ઘેરાયેલું વિપત્તિનું વાદળ વિદારી શકે. ગતિવાળા મહાન વાયુના બળથી તે મેઘાડંબર દૂર થયો. શાસનરક્ષા અર્થે ગમે તેટલા ભવ કરવા પડે તોએ શું એવી ભાવનાથી હેમાચાર્યે એકાંત લોકાનુગ્રહમાં ઝંપલાવી લોકનું તથા શાસનનું હિત જાળવ્યું.

દેવચંદ્રસૂરિએ પોતાના જ્ઞાનબલથી આ વ્યક્તિદ્વારા જૈનધર્મનો મહાન ઉદય જાણી નવ વર્ષના આ નાના બાલકને સં. ૧૧૫૪ માં ધર્મદીક્ષા આપી તેણે પૂર્વજન્મના સુસંસ્કારથી તીવ્ર સ્મરણશક્તિ અને ધારણાશક્તિથી અલ્પ પરિશ્રમે શાસ્ત્રજ્ઞાન સંપાદન કર્યું. ભગવતી સરસ્વતી સ્વયં વરપ્રદાન કરવા આવી હતી! આત્મસંયમ અને ઇંદ્રિયદમન ઉત્કટ હતું વૈરાગ્ય વૃત્તિથી આજન્મ બ્રહ્મચર્ય ઉત્કૃષ્ટ સેવ્યું. ગુરુએ નાગપુર (નાગોર)માં સં. ૧૧૬૨ માં હેમચંદ્રને આચાર્યપદ આપ્યું. શાસનોદ્ધાર કરવાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા કેમ

રાજા મહારાજાને ધર્મનાયક બનાવવા સંકલ્પ કર્યો. વિવિધ દેશોમાં વિહાર કરી અનેકને ઉપદેશ આપી ગુર્જર પાટનગર અણહિલપુર પાટણમાં પ્રવેશ કર્યો આ સમયે મહારાજ સિદ્ધરાજ જયસિંહ ત્યાં પ્રજાપ્રિય નૃપતિ હતો. ત્યાં ધીમે ધીમે આખા શહેરમાં તથા રાજદરબારમાં તેમની વિદ્વત્તાની ખ્યાતિ થવા લાગી. મહારાજની ઇચ્છાનુસાર તેમનું આગમન નિરંતર રાજસભામા થતું હતું.

સિદ્ધરાજે રાજસભામાં એવો પ્રશ્ન કર્યો કે 'જગતમાં કયો ધર્મ સંસારથી મુક્ત કરનારો છે?'—આનો ઉત્તર હેમચંદ્રજીએ પુરાણના આખ્યાનનો અધિકાર સંભળાવી–'સંજીવિની ન્યાય' જણાવી બતાવ્યું કે સર્વ ધર્મોનો પરિચય લઇ સત્ય ધર્મનું ગ્રહણ કરવું યોગ્ય છે–ખરી જિજ્ઞાસા જેને જાગી હોય અને તે જિજ્ઞાસા પ્રમાણે તે પ્રયાસ કરે તો તેની જિજ્ઞાસા જરૂર પુરી થાય.

ધર્મગવેષણા માટે આવો નિષ્પક્ષપાત ભાવ પ્રકટ થયેલો જોઇ રાજા મુગ્ધ થયો. તે મહારાજાના કહેવાથી 'સિદ્ધ–હૈમ શબ્દાનુશાસન' નામનું સવાલક્ષ શ્લોકપ્રમાણ 'નિ:શેષ શબ્દલક્ષણ નિધાન' મહાવ્યાકરણ હેમાચાર્યે રચ્યું. તેને રાજાએ હાથી પર રખાવી ચમર ઢળાતાં ઢળાતાં શહેરમાં મહોત્સવપૂર્વક ફેરવી આનંદ સાથ રાજસભામાં લાવી પધરાવ્યું. ત્યાં વાંચી સંભળાવ્યું ત્યાર બાદ ત્રણસો લેખકો (લહીયાઓ) ને રાખી તેની પ્રતિઓ ત્રણ વર્ષ સુધી લખાવી અઢાર દેશોમાં પઠનપાઠન માટે મોકલી અને પ્રસિદ્ધ ભંડારોમાં રખાવી તેની સ્થાને સ્થાને પ્રવૃત્તિ કરાવી. આ સમયે અનેક કવિઓએ તેની પ્રશંસા કીધી. તે પૈકી એનાં કથનો નમુના તરીકે અત્રે નોંધવા યોગ્ય છે:—

भ्रात: संवृणु पाणिनि! प्रलपितं कातन्त्रकंथा वृथा  
मा कार्षीः कटु शाकटायनवचः क्षुद्रेण चांद्रेण किम् ?।  
कः कंठाभरणादिभिर्बठरयत्यात्मानमन्यैरपि  
श्रूयन्ते यदि तावदर्थमधुराः श्री सिद्धहेमोक्तयः ॥

બીજો કવિ એમ કહે છે કે:—

कि स्तुमः शब्दपाथोधेर्हैमचन्द्रयतेर्मतिम् ।  
एकेनापि हि न येनेदृक् कृतं शब्दानुशासनम् ॥

શ્રી સિદ્ધરાજ ન્યાયી અને વિદ્યાવિલાસી નૃપ હતો. તેણે હેમચંદ્રજીના ઉપદેશથી પાટણમાં રાયવિહાર અને સિદ્ધપુરમાં સિદ્ધવિહાર નામનાં જૈન મંદિરો બંધાવ્યાં. તેણે ૪૯ વરસ રાજ્ય કરી સં. ૧૧૯૯માં દેહોત્સર્ગ કર્યો. આ રાજાના જીવન સુધી પ્રાય: હેમાચાર્યે પાટણમાંજ વાસ કર્યો હતો. જૈન

શાસ્ત્રમાં મુનિ માટે ચિરકાલ સુધી એક સ્થાનમાં રહેવાનો નિષેધ કર્યો છે, છતાં આ આચાર્યે સંયોગાનુસાર ધર્મપ્રભાવનાનો લાભ સમજી રાજાના ઉપરોધથી અધિક સમય સુધી ગુરુ અને સંઘની ઇચ્છાથી પાટણમાજ રહેવાનું સ્વીકાર્યું હતું તે રાજાનુ અવસાન થતા અન્ય પ્રદેશોમા તે વિચરવા લાગ્યા. તે સમયમાં તેમના ઉપદેશથી હજારો જૈન ધર્મમા આવ્યા અવકાશ સમયે ગ્રંથોની રચના ચાલુ હતી

પછી કુમારપાલ ગુર્જર દેશનો અધિપતિ થયો. તેણે કેટલાક વર્ષો રાજ્યની સુવ્યવસ્થા કરવામા તથા શત્રુઓને જીતવામા ગાળ્યા રાજ્યની સીમ વધી, નિષ્કંટક રાજ્ય થતા શાન્તિ સર્વત્ર ફેલાઇ ત્યારે હેમાચાર્ય શાસનોદ્ધારની પ્રતિજ્ઞા પૂર્ણ થવાનો અવસર જાણી પાટણ આવ્યા

રાજા રાજ્યપ્રાપ્તિ પહેલા અનેક સંકટોમાથી પોતાને ઉગારવા માટે આચાર્યનો ઉપકારવશ હતો પોતાનુ રાજ્ય સમર્પણ કરતા રાજાને સૂરિએ કહ્યુ કે નિષ્પરિગ્રહી અમો મુનિઓને એ સર્વ તુચ્છ છે પછી પોતાની ત્રણ આજ્ઞાઓ પાલન કરવા જણાવ્યુ · (૧) પ્રાણી માત્રનો વધ બંધ કરી સર્વ જીવોને અભયદાન આપો, (૨) પ્રજાની અધોગતિના મુખ્ય કારણરૂપ દુર્વ્યસન–દ્યૂત, માંસ, મદ્ય, શિકાર આદિનો નાશ કરો, અને (૩) પરમાત્મા મહાવીરની પવિત્ર આજ્ઞાઓનુ પાલન કરી તેના સત્યધર્મનો પ્રચાર કરો. કુમારપાલે તેનો સ્વીકાર કર્યો. 'અમારિ પડહ' વગડાવી સમસ્ત રાજ્યમાથી હિંસાને દેશનિકાલ કરી, દુર્વ્યસનોનો બહિષ્કાર કરાવ્યો, પોતે શ્રાવકધર્મ સ્વીકારી 'પરમાર્હત' બન્યો અને વીતરાગ ધર્મની પ્રભાવના અનેક પ્રકારથી કરવા લાગ્યો આથી આચાર્યે કૃતકૃત્ય થઇ 'વીતરાગસ્તોત્ર'મા સ્પષ્ટ જણાવ્યુ કે —

श्राद्ध श्रोता सुधीर्वक्ता युज्येयाता यदीश तत ।
त्वच्छासनस्य साम्राज्यमेकच्छत्र कलावपि ॥

(હે દેવ! જો શુદ્ધ શ્રદ્ધાથી નિર્મલ હૃદયવાળો–શ્રાદ્ધ શ્રોતા હોય, અને શાસ્ત્રપારગત તત્ત્વપારખી વક્તા હોય–તો એ બંનેના યોગથી કલિકાલમા તારા શાસનનુ એકચ્છત્ર સામ્રાજ્ય થઈ શકે છે.)

હેમાચાર્યના જીવનને જગતમાં શાશ્વત પ્રકાશિત રાખનાર અને અન્યધર્મીઓને પણ આશ્ચર્ય ઉત્પન્ન કરાવનાર–એ તેનો અગાધ જ્ઞાનગુણ હતો તેના જેવો સકલ શાસ્ત્રોમાં પારગત અસલ શોધવા જતા પણ કોઇ મળશે નહીં આ અપરિમિત જ્ઞાનશક્તિથી મોહિત થઇ તત્કાલીન સર્વ ધર્મના વિદ્વાનોએ 'કલિકાલ સર્વજ્ઞ' એવી મોટી ઉપાધિ તેને સમર્પણ કરી હતી

પાશ્ચાત્ય વિદ્વાનો પણ તેને જ્ઞાનનો સાગર (ocean of knowledge) કહે છે એમ કહેવાય છે કે તેણે સાડાત્રણ કરોડ શ્લોકપ્રમાણ ગ્રંથો

રચ્યા છે. આટલા ગ્રંથો હમણાં મળી શકતા નથી, છતાં જે મળી શકે છે તે પણ થોડી સંખ્યાવાળા નથી. વ્યાકરણ, ન્યાય, કાવ્ય, કોષ, અલંકાર, છંદ, નીતિ, સ્તુતિ, તર્ક, ઇતિહાસ, કથા ઇત્યાદિ સર્વ વિષયો પર તેમણે એક યા અનેક ગ્રંથો રચ્યા છે. તેમનો સ્વર્ગવાસ સં. ૧૨૨૯ માં થયો.

હવે તેમની સાહિત્યસેવા જરા વિસ્તારથી જોઇએ. વ્યાકરણશાસ્ત્રનાં બધાં અંગો ઉપર તેમણે વિસ્તારથી લખ્યું છે ઉપરોક્ત સિદ્ધહેમનાં મૂળ સૂત્રોની જેવી સુંદર રચના છે તેવી બીજા વ્યાકરણની નથી. મૂળ સૂત્રો પર લઘુવૃત્તિ નામની ૭ હજાર શ્લોક પ્રમાણ સૂત્રાર્થપ્રદર્શિકા સંક્ષિપ્ત ટીકા રચી છે કે જેથી પ્રથમાભ્યાસીઓને તે સમજતાં સુગમ પડે. અઢાર હજાર શ્લોક સંખ્યા વાળી બૃહદ્‌વૃત્તિ નામની વિતૃસ્ત ટીકા પણ તેમણે રચી છે કે જેની અંદર કોઇ પણ શબ્દસિદ્ધિ બાકી નથી રહી. સ્થળે સ્થળે પ્રાચીન વૈયાકરણોના જુદા પડતા મતોનો પણ મધ્યસ્થ દૃષ્ટિએ ઉલ્લેખ કર્યો છે, પરંતુ કોઇ પણ ઠેકાણે કોઇના ઉપર કટાક્ષ કે આક્ષેપ જેવું કશું નથી કર્યું.

સિદ્ધહેમમાં ૮ અધ્યાય અને ૪૫૦૦ સૂત્ર છે અને તેમાં સાત અધ્યાયમાં સરલ રીતિથી સ્વસંપ્રદાય, આશ્રયદાયક રાજા તથા પોતાના ગૌરવ માટે કોઇ પણ વાત રહી ન જાય એ ઉદ્દેશ રાખી સંસ્કૃત ભાષાનું વ્યાકરણ રચ્યું છે અને અષ્ટમાધ્યાયમાં કેવળ પ્રાકૃત ભાષાઓનું પૂર્ણ વિવેચન કરી પોતાના સમય સુધીની ભાષાઓનું સાંગોપાંગ વિવેચન કર્યું છે. એટલે કે કેવળ પુરાતન પ્રાકૃતનુંજ વ્યાકરણ ન કરતાં તાત્કાલિક દેશભાષા કે જે અપભ્રંશના નામે ઓળખાય છે તેનું પણ વ્યાકરણ તેમણે લખ્યું છે કે જે વ્યાકરણ સાહિત્યમાં એક નવીન અને અનુપમ વસ્તુ છે. ઉપરોક્ત સંસ્કૃત વ્યાકરણ ઉપર બૃહન્યાસ નામે અત્યંત વિસ્તૃત વિવરણ લખ્યું કે જેની સંખ્યા નેવું હજાર શ્લોક હતી. એ વિવરણનો કેટલોક ભાગ નષ્ટ થઇ ગયો ને કેટલોક વિદ્યમાન છે.

આ સીવાય લિંગજ્ઞાન માટે 'લિંગાનુશાસન' નામનો એક ગ્રંથ નાના પ્રકારના લલિત છંદોમાં લખ્યો છે–તેના પર ત્રણ હજાર શ્લોકની વિસ્તૃત ટીકા પણ કરી છે. તેની અંદર શબ્દોના લિંગ સંબંધી ઘણી ઘણી ઉપયોગી બાબતો છે. ધાતુઓનાં રુપો માટે 'ધાતુપારાયણ' નામનો પાંચ હજાર શ્લોકનો પણ જુદો ગ્રંથ તેમણે લખ્યો છે આ ઉપરાંત ઉણાદિ સૂત્રગણ પણ સવિવરણ રચ્યો છે. એકંદરે બધા વ્યાકરણ ગ્રંથોની શ્લોક સંખ્યા એક લાખ પચીસ હજાર છે.

આ પૈકી પ્રાકૃત વ્યાકરણ ગુજરાતી–હીંદી–મરાઠી આદિ દેશી ભાષાઓ માટે અતિ ઉપયોગી અને મૌલિક છે; કારણ કે બધા પ્રાકૃત વ્યાકરણકારોમાં

જૈન ચંડે કંઈક અપભ્રંશ માટે કહ્યું ને પછી જૈનજ એવા હેમાચાર્યે અપભ્રંશ ભાષા સબંધી બીજા કરતા ઘણી કાળજીથી અને અતિ વિસ્તારથી વિવેચન કર્યું છે અને વિશેષમા વધુ અગત્યનું તો એ છે કે તેણે તેના ઉદાહરણો તરીકે અપભ્રંશ દોહા આપેલ છે આથી અપભ્રંશ ભાષાની દૃષ્ટિએ હેમચંદ્ર સૌથી વધારે મહત્ત્વનો છે (પ્રો ગુણે) તેથી તેના આ વ્યાકરણ સંબંધી અત્રે થોડુ કહેવુજ ઘટે તેમા હેમચંદ્ર કહે છે કે 'પ્રકૃતિ સંસ્કૃત છે, અને તેમાથી ઉત્પન્ન થયેલુ–આવેલુ તે પ્રાકૃત' (આ સંબંધી કેટલોક મતભેદ છે) પહેલા (મહારાષ્ટ્રી) પ્રાકૃતનુ વ્યાકરણ લખ્યું, પછી શૌરસેનીના વિશેષ નિયમ લખી જણાવ્યુ કે 'શેષ પ્રાકૃતવત્', પછી માગધીના વિશેષ નિયમ કરી કહ્યુ કે 'શેષ શૌરસેનીવત્', અર્ધ–માગધીને આર્ષ માની તેનુ વિવેચન કર્યું નહીં; પછી પૈશાચીનુ વિવેચન કરી કહ્યુ કે 'શેષં શૌરસેનીવત્', એજ પ્રમાણે ચૂલિકા-પૈશાચીના વિશેષ નિયમ બતાવી જણાવ્યુ કે 'શેષ પ્રાગ્વત્–એટલે કે પૈશાચીવત્', પછી અપભ્રંશના વિશેષ નિયમ લખી લખ્યું કે 'શૌરસેનીવત્' અને ઉપસંહારમાં સર્વે પ્રાકૃતોને લક્ષમા રાખી કહ્યું કે 'શેષં સંસ્કૃતવત્ સિદ્ધ'—આમા વસ્તુત મહારાષ્ટ્રી સીવાય બીજી બધી પ્રાકૃત કરતા અપભ્રંશને વધારે ન્યાય આપેલ છે

અપભ્રંશનું વિવરણ ૪–૩૨૯ થી ૪–૪૪૮ સૂત્રોમા છે; ધાત્વાદેશ સૂત્રો ૪–૨ થી ૪–૨૫૯ છે. તેમાનો મોટો ભાગ પણ વાસ્તવિક રીતે અપભ્રંશ સૂત્રોજ છે, કારણ કે તેમાંની ધાતુઓ મુખ્યત્વે અપભ્રંશમા મળી આવે છે–એટલે કુલ ૩૭૮ સૂત્રમા અપભ્રંશની વાત છે, જ્યારે શૌરસેની ૨૭ મા, માગધી ૧૬ મા, પૈશાચી ૨૬ સૂત્રોમા છે ધાત્વાદેશના સૂત્રોને બાદ કરીએ તો પણ અપભ્રંશ સૂત્રોની સંખ્યા ૧૨૦ થાય છે. એ કંઈક આશ્ચર્ય જેવુ છે કે હેમચંદ્રના એક શતક પહેલાના પુરોગામી નમિ સાધુ નામના જૈન આલંકારિકે અપભ્રંશના પ્રકારો નોધ્યા છે, જ્યારે હેમાચાર્યે તે પ્રકારોનો નામોલ્લેખ પણ કર્યો નથી; કદાચ તેણે મહારાષ્ટ્રી (અપભ્રંશ) સાથે શૌરસેની અપભ્રંશનુ થોડુ વિવરણ કરેલું હોય એમ તેના સૂત્રો અને ઉદાહરણો પરથી કોઈને લાગે છે. ગમે તેમ પણ અપભ્રંશ ભાષાનું હેમાચાર્યે કરેલુ વિવરણ અતિ પૂર્ણ છે તેના વ્યાકરણનું મૂલ્ય પદ્યમા જે ઉદાહરણો વિ સ ૯ મા–૧૦ મા સૈકાના રચાયેલા મોટે ભાગે અન્ય ગ્રંથોમાથી અને ક્યાંક સ્વરચિત મુકેલા છે તેનાથી વિશેષ વૃદ્ધિંગત થાય છે ઘણાખરા દોહા શૃંગાર રસના છે, પણ તેમાંના લગભગ ૧૮ વીર રસના, ૬૦ ઉપદેશમય, ૧૦ જૈન ધાર્મિક, ૫ દંતકથા–પુરાણમાના, ૧ કૃષ્ણરાધા સંબંધી, ૧ બલિવામન વીશેનો, ૧ રામ અને રાવણને ઉદ્દેશી અને ૨ મહાભારતને લગતા છે શૃંગાર રસમાના બે તો વિ સ. ૧૦ મી સદીના રાજા મુજ સબધે છે (પ્રો. ગુણે)

આ સબંધે કવિ નર્મદનો મત એમ હતો કે "સં ૮૦૨ મા ગુજરાતનુ રાજ્ય મડાયુ તેનામા તે પ્રદેશની લોકભાષા તે પ્રાકૃત વિશેષે પ્રાકૃત અંશાની હતી પછી ઉત્તર હીંદુસ્થાન તથા કચ્છ ભણીથી ઘણાક લોક આવી વસ્યા અને રાજ્યની સરહદ વધવાથી મેવાડ માળવા લાટ એ દેશના લોક પણ સબધી થયા એ કારણોથી ગુજરાતમા બોલાતી પ્રાકૃતમા કેટલુક મિશ્રણ થતુ ચાલ્યુ, અને પછી પડિત હેમચદ્રે સશોધન કરી પોતાના સમયની ગુજરાતમા બોલાતી લોકભાષાને અપભ્રશ એ નામ આપ્યુ જેમ માગધી, શૌરસેની પિશાચી તેમ અપભ્રંશ અને એનુ વ્યાકરણ પણ રચ્યુ "

હેમચંદ્રનો બીજો ગ્રથ દેશી નામમાલા તે અપભ્રશના ભાષાકોષ જેવો છે જે સસ્કૃત નહીં અને તેમાથી ઉદ્ભવેલ નહીં તે 'દેશી' આના ઉપર સ્વરચિત ત્રણ હજાર શ્લોકની ટીકા છે ઉપરના વ્યાકરણની પેઠે આ કોષ પણ આપણી ગુર્જર ભાષા તેમજ અન્ય દેશી ભાષા માટે અતિ ઉપયોગી અને આવશ્યક છે આ કોષ સીવાય તેણે બીજા ત્રણ કોષો રચેલા છે તેમાના પ્રથમ કોષનુ નામ 'અભિધાનચિંતામણિ નામમાલા' છે એ કોષ અમરકોષ માફકનો છે, પરતુ તેમા શબ્દસખ્યા અમર કરતા લેઢી હશે એના પર પણ પોતેજ દસ હજાર શ્લોકની વિસ્તૃત ટીકા રચી છે બીજા કોષનુ નામ 'હેમ અનેકાર્થસગ્રહ' છે કે જેમા વિશ્વકોષ વગેરેની માફક એકેક શબ્દોના કેટલા બધા અર્થો થાય છે તે જણાવ્યુ છે એના પર પણ પાછી ૭ હજાર શ્લોકની સ્વોપજ્ઞ ટીકા છે આ અનેકાર્થસંગ્રહ પર સ ૧૨૧૪ મા તેમનાજ શિષ્ય મહેન્દ્રસૂરિએ અનેકાર્થ કૈરવાકર કૌમુદી નામની ટીકા રચી છે આ કોષોનો ઉપયોગ પછીના ગ્રથકારોએ 'ઇતિ હેમ.' એમ કહીને બહુ કર્યો છે ત્રીજા કોષનુ નામ 'નિઘટુ શેષ' છે—જેમા વનસ્પતિના ભેદો અને નામો જણાવ્યા છે કે જે વૈદ્યશાસ્ત્રમા અતિ ઉપયોગી છે આ રીતે ૪ કોષ ગ્રથ રચ્યા છે

કાવ્યમા તેમણે સસ્કૃતમા 'દ્વાશ્રય' મહાકાવ્ય નામે અતિ મહત્ત્વનુ ઐતિહાસિક કાવ્ય રચ્યુ છે તેમા મુખ્ય વર્ણન સિદ્ધરાજ જયસિંહના દિગ્વિજયનુ છે, અને સાથે સાથે ગુજરાતના ઇતિહાસ માટે તે એક અસત વિશ્વસનીય અને માનનીય ગ્રથ છે તે કાવ્ય અતિ વિચિત્ર અને કાવ્ય ચમત્કૃતિનો એક નમુનો છે, કારણ કે એક તરફ ગુજરાતના રાજાઓનો રમણીય ઇતિહાસ નીકળે છે, ત્યારે બીજી બાજુ સિદ્ધહેમ શબ્દાનુશાસનના સૂત્રોના પ્રતિપાદિત ક્રમશ ઉદાહરણો નીકળે છે કે જે ભટ્ટિકાવ્ય વગેરેથી અધિક ચાતુર્ય પ્રદર્શિત કરે છે

સંસ્કૃતની માફક પ્રાકૃતમા પણ તેમણે 'દ્વાશ્રય કાવ્ય' લખ્યું છે કે જેનું બીજું નામ 'કુમારપાલ ચરિત્ર' પણ છે. દ્વાશ્રય એટલે બે આશ્રય –આધાર–વ્યાકરણ તથા ઇતિહાસ એ બે આધાર જેમાં બાંધેલા એવો ગ્રંથ. આમાં એક બાજુ કુમારપાળ વખતનો ઇતિહાસ આપેલો છે અને બીજી બાજુ અષ્ટમાધ્યાયના પ્રાકૃત વ્યાકરણનાં સૂત્રોમાં સૂચિત પ્રાકૃત ઉદાહરણો પણ પાદવાર અનુક્રમે નીકળે છે.

અલંકાર માટે 'કાવ્યાનુશાસન' નામનો ગહન ગ્રંથ પણ તેમણે લખ્યો છે. એની રચના સુપ્રસિદ્ધ 'કાવ્યપ્રકાશ'ના જેવી છે સાહિત્ય શાસ્ત્રનાં અંગોનું વિવેચન માર્મિકતાથી કરેલું છે પ્રથમ મૂળ સંક્ષિપ્ત સૂત્રો છે–તેના પર 'અલંકારચિંતામણિ' નામની અતિ પરિષ્કૃત વ્યાખ્યા છે, અને તેના પર 'વિવેક' નામનું સૂક્ષ્મભાવપ્રદર્શક ટીપ્પણ પણ પોતેજ કરેલું છે.

છંદને માટે 'છંદોનુશાસન' નામનો ઉપયોગી વિસ્તૃત ગ્રંથ લખ્યો છે; તેના જેવો બીજો કોઇ છંદ ગ્રંથ નથી. પિંગલ વગેરે કરતાં એની રચના અને વ્યાખ્યા સરસ છે. સંસ્કૃત અને પ્રાકૃતના અનેક છંદોનું વર્ણન કરવા સાથે જુદા જુદા અનેક ગ્રંથોનાં વિવિધ સુભાષિતો ઉદાહરણ તરીકે ચુંટી તેમાં ઉદ્ધત કર્યાં છે. 'પ્રાકૃત પિંગલ' નો ગ્રંથ આથી ઘણો અર્વાચીન છે

ન્યાયશાસ્ત્રમાં તેમણે 'પ્રમાણ મીમાંસા' નામનો અપૂર્વ મહત્ત્વનો ગ્રંથ લખ્યો છે. અત્યારે તેના ફક્ત દોઢ અધ્યાયજ લભ્ય છે, બાકીના અલભ્ય છે. બધા મળી આવે તો જૈન દર્શનનો અમૂલ્ય–મૌલિક ગ્રથ મળે. તે ઉપરાંત ન્યાયપદાર્થગર્ભિત 'અન્યયોગ વ્યવચ્છેદ' અને 'અયોગ વ્યવચ્છેદ' નામની બે બત્રીશીઓ સંસ્કૃતમાં રચી છે કે જેમાંની એક પર મલ્લિષેણ સૂરિ નામના પ્રખર વિદ્વાને 'સ્યાદ્વાદ મંજરી' નામની અદ્વિતીય વ્યાખ્યા સં. ૧૨૧૪ લગભગ રચી છે કે જે મુબઇ યુનીવર્સીટીમાં નિર્ણીત અભ્યાસગ્રંથ તરીકે સ્વીકારાએલો છે. જૈન ન્યાયશાસ્ત્રનો ત્રીજો યુગ વિ. સં. ૧૧ માથી ૧૩ મા સુધીનો પંડિત સુખલાલજીએ પાડયો છે. તેમાં, તે જણાવે છે કે, શ્વેતામ્બર સંપ્રદાયમાં (ઉપરોક્ત) વાદી દેવ સૂરિ અને હેમચંદ્ર એ બેનું મુખ્ય સ્થાન છે દિગંબર આચાર્યોએ આ યુગમાં ન્યાયવિષયક કેટલાક ગ્રંથ રચ્યા છે પણ તે ઉપલબ્ધ થયા નથી

ધાર્મિક સાહિત્યમાં કુમારપાળ રાજા માટે 'યોગશાસ્ત્ર' નામનો સટીક સરસ અને મહત્ત્વનો ગ્રંથ તેમણે રચ્યો છે. તેમાં ઐહિક અને પારલૌકિક જીવનને પવિત્ર શી રીતે કરવું તે પર વિસ્તૃત અને હૃદયંગમ વિવેચન કરેલું છે. યોગ

ને અધ્યાત્મ જેવા ગૂઢ વિષયો સંબંધી પણ ઘણું લખ્યું છે. બીજો ગ્રંથ ક્તિરસથી ભરપુર પરમાત્માની સ્તુતિરુપે કુમારપાળ માટેજ 'વીતરાગ તોત્ર' એ નામનો રચ્યો છે. ધર્મકથાના નિધિરૂપ 'ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ રિત્ર' નામનો મહાકાવ્યરૂપે ગ્રંથ કુમારપાળના કહેવાથી રચ્યો છે તેમાં મની કલ્પના, પ્રતિભા, રસિકતા અપૂર્વ ખીલી છે.

નીતિ વિષયે 'અર્હન્નીતિ' નામનુ પુસ્તક તેમના નામે ચડેલું છે. તેમાં મના કર્તૃત્વ વીશે કંઈક શંકા રહે છે. છતાં તેમાં વ્યવહારકુશળતા દેખાઇ યાવે છે. આ સીવાય બીજા અનેક ગ્રંથો તેમણે રચેલા સંભળાય છે. આ રથી તેમના જ્ઞાનની અગાધતા સમજાય તેમ છે ને તેમની 'કલિકાલ ર્વજ્ઞ'ની ઉપાધિ મળી છે તે અસ્થાને નથી—તેમાં અતિશયોક્તિ ભાસતી નથી.

પ્રો. આનન્દશંકર જણાવે છે કે "ઇ. સ. ૧૦૮૯ થી ૧૧૭૩ એ વર્ષો કલિકાલ સર્વજ્ઞ' હેમચંદ્રના તેજથી દેદીપ્યમાન છે. હેમચંદ્રાચાર્ય ધર્મ ને તત્ત્વજ્ઞાનના પણ બેશક સારા વિદ્વાન હતા, અને તે વિષયના પણ ત્રિંશિકા વગેરે એમના કેટલાક ગ્રંથો છે, પરંતુ જૈન વાઙ્મયને એમની યેરસ્થાયી સેવા તો આ વિષય કરતાં ભાષા અને સાહિત્યના વિષયમાં વધારે ૪ છે—એમાં સંશય નથી. સંસ્કૃત ભાષા ઉપર એમનો હાથ કેવો સફાઇથી ને સરળતાથી ફરતો, એમનું કવિત્વ કેવું મધુર હતું, એ ત્રિષષ્ઠીશલાકા પુરુષ-રિત્ર વગેરે ગ્રંથોની શૈલી અલંકારકલ્પના વગેરે જોતાં જણાય છે."

પુરાતન ભૃગુકચ્છ (હાલના ભરુચ)માં અતિ પ્રાચીન જૈન તીર્થ નામે કુનિકા અથવા અશ્વાવબોધ તીર્થનો છેલ્લો ઉદ્ધાર કુમારપાલના વૃદ્ધ હામાત્ય ઉદયનના પુત્ર અંબડે કરાવ્યો હતો અને તેમાં હેમાચાર્યે સ્વહસ્તે તિષ્ઠા કરી હતી. (મુસલમાનોના આક્રમણ કાળે એ મહાતીર્થ નષ્ટદશાને પ્રાપ્ત થયું. શકુનિકા વિહારના મહામંદિરની મસજીદ થઇ કે જે આજે પણ રુચમાં વિદ્યમાન છે ને તેના પ્રવેશદ્વાર ઉપર હજુ પણ જિનપ્રતિમા કોતરેલી સ્પષ્ટ દેખાય છે). આ ઉપરાંત પાટણ, સિદ્ધપુર આદિ અનેક સ્થળે અન્ય મંદિરો તેમના ઉપદેશથી કુમારપાલ ભૂપાલે તેમજ અન્ય શ્રાવકોએ બંધાવ્યાં તાં, તે અજયપાલની અવકૃપાથી તેમજ મુસલમાનોનાં આક્રમણોથી હાલ દૃશ્યમાન થતાં નથી.

હેમાચાર્યની જૈન ધર્મ પર શ્રદ્ધા તાત્ત્વિકપણે અટલ હતી. પોતે મહાવીર સ્તુતિમાં જણાવ્યું છે કેઃ—

न श्रद्धयैव त्वयि पक्षपातो न द्वेषमात्रादरुचिः परेषु ।
यथावदाप्तत्वपरीक्षया च त्वामेव वीर ! प्रभुमाश्रिताःस्म ॥
इमा समक्षं प्रतिपक्षसाक्षिणा मुदारघोषामवघोषणां ब्रुवे ।
न वीतरागात्परमस्ति दैवतं न चाप्यनेकान्तमृते नयस्थितिः ॥

—હે વીર ! કેવલ શ્રદ્ધા–અંધશ્રદ્ધાથીજ તારામા (અમારો) પક્ષપાત છે, તથા કેવળ દ્વેષમાત્રથીજ અન્યોમાં (અમારો) અનાદર છે, એમ નથી; કિ પરીક્ષાપૂર્વક તને યથાતથ્યપણે આપ્ત જાણીનેજ તારો આશ્રય લીધો છે

—પ્રતિપક્ષીઓની સમુખ મોટી ઘોષણા કરીને હુ કહુ છુ કે વીતરાગ સમાન અન્ય દેવ નથી અને અનેકાત (સ્યાદ્‌વાદ) સીવાય તત્ત્વ-ફિલસુરી નથ

છતાં પણ તેમને અન્ય દર્શનો–મતો પર તિરસ્કાર ન હતો તેઓ કુમારપા જૈન થયા પહેલા દેવપત્તનના–પ્રભાસપાટણની યાત્રાએ ગયા ને ત્યા હેમાચાર્ય આવવા આમંત્રણ આપ્યુ તેઓ ત્યા ગયા હતા અને ત્યા શિવની સ્તુતિ ખ જૈન શૈલીથી કરી હતી તેમણે એ મહાદેવસ્તોત્રમા છેવટે કહ્યુ કે કે—

भवबीजाकुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥४०॥

—ભવરુપવૃક્ષના બીજાંકુર સમાન એવા રાગાદિક દોષ જેના ક્ષય થ હોય તે ગમે તો બ્રહ્મા હોય, ગમે તો વિષ્ણુ હોય, ગમે તો મહાદેવ હોય ગમે તો જિન હોય–તેને મારો નમસ્કાર છે

રા કનૈયાલાલ મુનશીએ એક વખત કહ્યુ હતુ કે "ગુજરાત ઇતિહાસનો મને રસ છે, એટલે તેના થોડા અભ્યાસ ઉપરથી હું કહીશ બારમી સદી સુધી 'હીંદુ અને જૈન' જેવા ભેદનુ નામનિશાન પણ નહોત પાટણના મુંજાલેશ્વર મહાદેવના મંદિરનો ઇતિહાસ એ વાતની સાક્ષી પુ છે. મહારાજા કુમારપાળ સાથે શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય શિવમંદિરે જાય ત ભેદ કોને કહેવો? મને એમ લાગે છે કે તે પછી કોમી ભેદનો જ રાજદ્વારી પુરુષોએ પેદા કર્યો હોય "

વિશેષમાં એટલું કે "જૈન અને બૌદ્ધ ધર્મના સંસ્કારો વડેજ હીં સસ્કૃતિ અને હીંદુ રાષ્ટ્રીયતાનું ગૌરવ આટલું ઉચ્ચ છે, અને ખાસ કરી ગુજરાતના ઇતિહાસના વિજયી દિવસોમા સત્તા, પ્રભાવ અને વિદ્વ જૈનોમાજ હતી તે જોઇ તેમની પાછલી કારકીર્દી મને શૃંગારસમી લાગે છે ગુજરાતનુ ગૌરવ એટલે જૈનોનોજ ઇતિહાસ આ (વિજયી) સમયન વિભાગ આ પ્રમાણે પાડી શકાય ૧ લો વિમલશાહનો કે જ્યારે જૈન શે વેપાર કરતાં લડતા વધારે, અને પેઢી સ્થાપવા પહેલાં રાજ્ય અને થહે સ્થાપતા, ૨ જો મીનળદેવીનો સમય કે જ્યારે બ્રાહ્મણ મત અને જૈન મતન રસાકસી વધારે થતી અને ધીમેધીમે બ્રાહ્મણધર્મની અસર ઓછી થતી ૩ જો હેમાચાર્યનો કે જે ગુજરાતના અગ્રગણ્ય ઐતિહાસિક પુરુષે જૈન મ અને બ્રાહ્મણ મતનો વિરોધ પોતાના ડહાપણથી ઘણોખરો કાઢી નાખ્યો ૪ થો કુમારપાળનો કે જ્યારે જૈન મત પાટણના સિંહાસન પર બીરાજ્યો.'

## પ્રકરણ ૬ ઠું

### અપભ્રંશ સાહિત્ય
### (વિ. ૮ થી ૧૨ મી સદીનું)

હેમાચાર્ય અપભ્રંશના પાણિની અને પ્રવર્ત્તક છે, પણ તેની પહેલાં અપભ્રંશ સાહિત્ય હતું તે અત્રે બતાવીશું.

ગુજરાતી ભાષાની જનની અપભ્રંશ ભાષા છે. ગુજરાતી સાહિત્યનો આરંભ આજથી પાંચસે વર્ષ ઉપર થયો એમ સામાન્ય રીતે મનાતુ. સાક્ષર શ્રી કેશવલાલ ધ્રુવે ગુજરાતી ભાષાના ત્રણ યુગ પાડી ઈ. સ. દસમા અગીઆરમા શતકથી ચૌદમા શતક સુધીનો પહેલો યુગ ઠરાવ્યો; અને જણાવ્યું કે અપભ્રંશ કિંવા પ્રાચીન ગુજરાતીનાં વ્યાકરણના આદિ પ્રવર્ત્તક અને પ્રાકૃત બોલીઓના પાણિની તે હેમાચાર્ય–તે સમર્થ ગુર્જર ગ્રંથકારનો સમય ઈ સ. ૧૦૮૮–૧૧૭૨; એના અપભ્રંશ ખડમા સંગ્રહેલું સાહિત્ય અગીઆરમા અને બારમા શતકની લોકભાષાના દૃષ્ટાંતરૂપે છે; હેમાચાર્યનો સગ્રહ મોટો છે, મહાભારત ભાગવત આદિ કાવ્યો તેમના સમયમાં અથવા તે પહેલા રચાયલાં હતાં અને અપભ્રંશ સાહિત્ય એટલે કે પ્રાચીન ગુજરાતી સાહિત્ય સારું ખેડાયલું હતું, તેની એમના ઉતારામાં આપણને ઝાંખી થાય છે. ગુજરાતી સાહિત્યના આરંભનો અવધિ અગીઆરમા શતકની પણ પૂર્વે જાય છે. વિશેષમાં તેમણે કહ્યું કે જૈનભંડારોમાં બારીક તપાસ કરાશે તો ઘણાં અમૂલ્ય રત્નો નીકળી આવવાનો સંભવ છે. અપભ્રંશ સાહિત્ય બહાર પડવાથી આપણી ભાષાની તેમજ બંગાળી, હીંદી, મરાઠી વગેરે બીજી પણ અર્વાચીન ભાષાની ઉત્પત્તિ ઉપર અપૂર્વ પ્રકાશ પડશે. (બીજી સા. પ. ના પ્રમુખ તરીકેનું ભાષણ સન. ૧૯૦૭).

ત્યાર પછી વિશેષ શોધખોળ કરતાં અપભ્રંશ સાહિત્ય વિશેષ કરીને મુખ્યત્વે જૈનો પાસેથી મળી આવ્યું છે. વિક્રમોર્વશીયના ચતુર્થ અંકમાંનું અને હેમાચાર્યના વ્યાકરણમાં સંગ્રહેલ અપભ્રંશ સાહિત્ય સીવાય તેની પૂર્વનું વિશેષ નહોતું મળતુ તે મળી આવ્યું છે અને હજુ પણ વિશેષ મળવા સંપૂર્ણ સંભવ છે. પાટણનાં જૈન ભંડારમાંનું અપભ્રંશ સાહિત્ય રૂપરેખારૂપે સ્વ. ચીમનલાલ દલાલે સુરતની સાહિત્ય પરિષદના સમયે પોતાના લેખમાં બતાવ્યું છે. હેમાચાર્યે પોતાની પૂર્વના અપભ્રંશ સાહિત્યમાંથી ઉતારા કર્યા છે તેથી તેમની પૂર્વે ઘણું અપભ્રંશ સાહિત્ય વિદ્યમાન હતું તે નિર્વિવાદ છે. તેમની પૂર્વના અપભ્રંશ સાહિત્યનો અત્રે નિર્દેશ કરીશું.

વિક્રમ આઠમીથી દસમી સદી વચ્ચે કવિ સ્વયભૂદેવ અને તેનો પુત્ર ત્રિભુવનસ્વયભૂ થયા પિતાએ બે ગ્રથો-હરિવંશ પુરાણ અને પઉમચરિય (રામાયણ) અપભ્રશમા રચી અપૂર્ણ મુકેલા તે પુત્રે પુરા કર્યા ધનપાલ કવિ લગભગ દસમી સદીમા થયો કે જેણે ભવિસયત્ત કહા અપભ્રશમા રચી (આ જર્મનીમા ડૉ જેકોબીએ ૧૯૧૮ મા પ્રસિદ્ધ કરી અને પછી ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝમા ન ૨૦ મા પ્રો ગણેની પ્રસ્તાવના અને ટીપ્પણ સહિત અને સ્વ દલાલથી સશોધિત થઇ બહાર પડી) મહાકવિ ધવલે ૧૮૦૦૦ શ્લોકમા હરિવંશપુરાણ આ સદીમા રચ્યુ તેમા મહાવીર અને નેમિનાથ તીર્થંકરોના ચરિત્ર છે ને મહાભારતની કથા પણ છે આ સર્વ કવિઓ દિગબર જૈન છે

અગીઆરમી સદીમા શ્વેતામ્બર મહેશ્વરસૂરિએ સયમમજરી રચી મુજ અને ભોજનો રાજકવિ ધનપાલ તેણે સત્યપુરમડન મહાવીરોત્સાહ નામનુ ટુકુ કાવ્ય કર્યું દિગબર મહાકવિ પુષ્પદતે તેર હજાર શ્લોકપ્રમાણ મહાપુરાણ અપરનામ તિસટ્ઠિ મહાપુરિસ ગુણાલકાર અને અનુક્રમે ચાર અને નવ સધિમા યશોધરચરિત્ર અને નાગકુમારચરિત્ર રચ્યા અપભ્રશ કાવ્યમા અધ્યાય, સર્ગ પ્રકરણ કે પરિચ્છેદને 'સધિ એ નામ અપાયુ છે શ્રીચદ્ર મુનિએ કથાકોશ પ૩ સધિમા રચ્યો તેમા રોચક ઉપદેશપૂર્ણ કથાઓ કહેલી છે આ ગ્રથ આ કવિએ અણહિલ્લપુર પાટણમા મૂલરાજ નૃપતિના સમયમા રાજાના ગોષ્ઠિક (સલાહકારક મત્રી) અને અણહિલ્લપુરના વતની પ્રાગ્વાટ જ્ઞાતિના સજ્જનના પુત્ર કૃષ્ણના કુટુમ્બ માટે રચ્યો જણાવ્યો છે સ૦ ૧૦૭૬ મા સાગરદત્તે જબુસ્વામીચરિત્ર રચ્યુ તેમજ ઘણુ કરી આજ શતકમાં પદ્મકીર્તિએ પાર્શ્વપુરાણ ૧૮ સધિમા, નયનન્દિએ સુદર્શનચરિત ૧૨ સધિમા અને આરાધના ૧૧૪ સધિમા અને કનકામરે કરકડુ ચરિત ૧૦ પરિચ્છેદમા રચેલ છે

બારમી સદીમા અભયદેવસૂરિએ જયતિહુયણ નામનુ ૩૩ ગાથાનુ સ્તોત્ર રચ્યુ સ ૧૧૨૩ મા ઉપરોક્ત સાધારણે વિલાસવઇ કહા રચી હેમાચાર્યના ગુરુ દેવચદ્રસૂરિએ ૭ કડવામા સુલસાખ્યાન રચ્યુ આ દેવચદ્રે સ ૧૧૬૦ મા રચેલા શાંતિનાથ ચરિત્રમા તેજ વર્ષમા વર્ધમાનસૂરિએ રચેલા ઋષભચરિત્રમા તેમજ સ૦ ૧૧૯૯ મા લક્ષ્મણગણિએ રચેલા પ્રાકૃત સુપાસનાહ ચરિયમા કટલાક અપભ્રશ ભાગ મળી આવે છે આ શતકમા માણિક્ય પ્રસ્તારિકા પ્રતિમદ્ધ રાસ સદેશરાસક રચાયા છે અને જિનદત્તસૂરિએ ચર્ચરી, ઉપદેશરસાયન રાસ અને કાલસ્વરૂપકુલક રચેલ છે જેની પ્રત ૧૧૮૧ ની લખાયેલી મળી છે તે ધાહિલનુ પઉમસિરિ ચરિત્ર છે કે જેમા ચાર

સન્ધિમાં પદ્મશ્રી સતીના શીલનું વર્ણન છે. આ શતકમા થયેલ મહાપ્રભાવક ઉપરોક્ત વાદિદેવસૂરિએ પોતાના ગુરુ મુનિચન્દ્રસૂરિ ઉપર સ્તવન રચ્યું છે.

આ રીતે આઠમીથી બારમી સદી સુધીમાં અપભ્રંશ—જુની ગુજરાતીમાં વાઙ્મય રચાયેલું મળી આવે છે, અને આઠમી સદીથી તે ભાષા બોલાતી હોવી જોઇએ એમ અનુમાન કરવામાં હરકત નથી. આના સમર્થનમા સં. ૮૩૫ માં રચાયેલી કુવલયમાળામાં મુખ્ય દેશોનો ઉલ્લેખ કરતાં, તેમાં સૌરાષ્ટ્ર અને લાટ દેશનો ઉલ્લેખ કરવા ઉપરાંત ગુર્જર લોક ને તેમની ભાષાનો સ્પષ્ટ ઉલ્લેખ છે.

ઘયલોણિય પુટ્ઠંગે ધમ્મપરે સંધિવિગ્ગહે નિઉણે,
'ન ઉરે ભલ્લઉં' ભણિરે, અહ પેચ્છઈ ગુજ્જરે અવરે

—પછી ગુર્જર લોકોને જોયા. એ લોકો ઘી અને માખણથી પુષ્ટ શરીરવાળા, ધર્મપરાયણ, સંધિવિગ્રહમાં નિપુણ અને 'ન ઉરે ભલ્લઉં' એમ બોલનારા હોય છે.

વળી સાથે લાટપ્રદેશ (ભરૂચ આસપાસનો) કે જેનો હાલ ગુજરાતમાં સમાવેશ થાય છે તેનો પણ ઉલ્લેખ છે કે:—

ણ્હાએલિત વિલિત્તે, ક્યસીમંતે સોહિયંગત્ત,
'અમ્હં કાઉં તુમ્હં' ભણિરે અહ પેચ્છઇ લાડે

—પછી લાટના લોકોને જોયા. એ લોકો (માથામાં) સેંથો પાડનારા, લેપન કરનારા, સુશોભિત શરીરવાળા અને 'અમ્હં કાઉં તુમ્હં' એમ બોલનારા હોય છે.

તેરમા શતકમા હેમાચાર્યના સમયનું અપભ્રંશ સાહિત્ય મળી આવે છે. યોગચંદ્ર યા યોગીન્દ્રદેવના યોગસાર (૧૦૫ દોહામાં) અને પરમાત્મપ્રકાશ ગ્રંથ છે. આ બંનેની ભાષા ઘણી સરળ, પ્રવાહી અને સુંદર છે. માઇલ્લધવલે દેવસેનના દર્શનસારને દોહામાં મુકેલ છે. સં. ૧૨૧૬ માં હરિભદ્રસૂરિનુ નેમિનાહચરિય કુમારપાલના રાજ્યમાં પ્રાકૃત અપભ્રંશ ભાષામાં ૮૦૩૨ ગાથામાં સંપૂર્ણ થયું—તેના પહેલા ભાગમાં અરિષ્ટનેમિ અને રાજીમતિના નવ પૂર્વભવોનુ વર્ણન છે; અને બીજા ભાગમાં તે તીર્થંકરનું ચરિત્ર છે કે જેમાં કૃષ્ણ અને પાંડવોનાં ચરિત્રો ઓતપ્રોત છે. વરદત્તનું બે સંધિનું વજ્રસ્વામીચરિત્ર અને રત્નપ્રભની ૯ કડવામાં—અધિકારમાં અંતરંગ સંધિ તેમજ તે રત્નપ્રભનાં કેટલાંક કુલકો સં. ૧૨૩૨ માં ને કુમારપાલના રાજ્યમાં રચાયેલાં આ શતકનાં મળી આવે છે.

[આનો સોળમી સદી સુધીનો વિશેષ વિસ્તાર મારા 'જૈન ગુર્જર કવિઓ' પ્રથમ ભાગ એ નામના પુસ્તકમાં 'જુની ગુજરાતીનો ઇતિહાસ' એ મારા નિબંધરૂપે પ્રસ્તાવના પ્રકટ થનાર છે તેમાંથી જોઇ લેવો.]

# પ્રકરણ ૭ મું

—:o:—

## સોલંકી વંશ–અનુસંધાન

(સં. ૧૨૩૦-૧૨૯૯)

હેમાચાર્યનું શિષ્યમંડળ પણ જબરું હતું. તે પૈકી રામચંદ્ર મહાકવિએ 'શતપ્રબંધ' નામનો ગ્રંથ રચ્યો હતો (જુદા જુદા સો પ્રબંધો–ગ્રંથો નહીં), તેમણે ગુણચંદ્ર સાથે દ્રવ્યાલંકાર વૃત્તિ અને નાટ્યદર્પણ, તથા સ્વય દ્વાત્રિંશિકા ઉપરાંત કૌમુદી મિત્રાણન્દ, નલવિલાસ, નિર્ભય ભીમ વ્યાયોગ, મલ્લિકા-મકરંદ (?), યાદવાભ્યુદય, રઘુવિલાસ, રાઘવાભ્યુદય, સત્ય હરિશ્ચંદ્ર આદિ નાટકો રચ્યાં છે રામભદ્ર સૂરિએ પ્રબુદ્ધ રૌહિણેય નાટક રચ્યું રામચંદ્રસૂરિએ કુમારવિહાર શતક રચ્યું, તેમાં કુમારપાલના બનાવેલા મંદિરનું વૃત્તાંત છે અને તેજ પ્રમાણે વર્ધમાનગણિએ કુમારવિહાર પ્રશસ્તિ રચી છે.

કુમારપાલ પછી તેનો ભત્રીજો અજયપાલ જૈનદ્વેષી, નિર્બુદ્ધિ અને નિર્દય રાજા થયો. તેના પૂર્વજોએ જૈન પર જેટલી ભલાઈ કરી હતી, તેટલો અત્યાચાર તેણે કર્યો હતો. તેના સમયથી સોલંકીઓના રાજ્યની અવનતિનો પ્રારંભ થયો. તેના સમયમાં તેના યશઃપાલ નામના જૈનમંત્રીએ મોહપરાજય નાટક રચ્યું–તેમાં આલંકારિક રીતે કુમારપાલ રાજા સાથે, ધર્મરાજ અને વિરતિ-દેવીની પુત્રી કૃપાસુંદરીનું પાણિગ્રહણ શ્રી મહાવીર અને હેમાચાર્ય સંમુખ કરાવ્યું છે. સં. ૧૨૩૩ માં કલ્યાણનગરમાં મહાવીર પ્રતિમા જિનપતિસૂરિએ પ્રતિષ્ઠિત કરી તે સૂરિએ પ્રબોધોદયવાદ સ્થલ નામનો તર્કગ્રંથ, તેમજ તીર્થમાલા, સંઘપટ્ટક ટીકા, પંચલિંગી વિવરણ આદિ ગ્રંથો રચ્યા છે

સોમપ્રભાચાર્ય કે જેમણે એક શ્લોકના સો જુદા જુદા અર્થ કરી તે જુદા જુદા સો વિષય પર ઘટાવી 'શતાર્થી' નામ પ્રાપ્ત કર્યું હતું, તેમણે સં. ૧૨૪૧ માં કુમારપાલ પ્રતિબોધ મુખ્યપણે પ્રાકૃતમાં અને ગૌણપણે સંસ્કૃત અને અપભ્રંશ-માં રચ્યો અને વિશેષમાં પ્રાકૃતમા સુમતિનાથચરિત ઉપરાંત સંસ્કૃતમાં સિંદુરપ્રકર નામનું સોમશતક પણ રચ્યું છે.

સં. ૧૨૪૨ માં સિદ્ધસેને પ્રવચન સારોદ્ધાર વૃત્તિ, સં. ૧૨૪૩ માં હેમપ્રભે પ્રશ્નોત્તરરત્નમાલા પર વૃત્તિ, સં. ૧૨૪૬ માં માણિક્યચંદ્રસૂરિ–કે જેણે દશ સ્કંધનું નલાયન યાને કુબેરપુરાણ સંસ્કૃતમાં રચ્યું–તેણે મમ્મટકૃત કાવ્યપ્રકાશ પર કાવ્યપ્રકાશસંકેત નામની ટીકા, સં ૧૨૪૮ માં આસડ કવિએ વિવેકમંજરી (તેના બીજા ગ્રંથ નામે ઉપદેશકંદલી પર તેના શિષ્ય બાલચંદ્રે વૃત્તિ કરી છે), સં. ૧૨૫૨ માં મુનિરત્નસૂરિએ અમમચરિત્ર, સં. ૧૨૫૩ માં શ્રીપ્રભસૂરિએ,

ધર્મવિધિ પર ટીકા, સં. ૧૨૫૪ માં દેવસૂરિએ પ્રાકૃતમાં પદ્મપ્રભચરિત રચ્યાં સં. ૧૨૫૫ મા પૂર્ણભદ્રસૂરિએ પંચાખ્યાનક (પચતંત્ર) શોધ્યું કે જેના પર હટલીનો વિદ્વાન હર્ટલ મુગ્ધ થયો છે. ૧૨૬૦ માં મલયપ્રભે જયન્તી પ્રશ્નોત્તરસંગ્રહ પર વૃત્તિ, અને પ્રાકૃતમા જયન્તીચરિત્ર રચ્યા

સં. ૧૨૬૧ મા દિગંબરી પલ્લિવાલ વૈશ્ય ધનપાલે તિલકમંજરીનો સાર ૧૨૦૦ શ્લોકમા રચ્યો [તેના પિતાનુ નામ આમન (?) હતું કે જેણે નેમિચરિત કાવ્ય રચ્યું હતું અને તેના મોટા ભાઇનુ નામ અનતપાલ હતું કે જેણે 'ગણિત પાટી' ગ્રંથ બનાવ્યો હતો. આવી રીતે આખુ કુટુંબ સાહિત્યક હતું ] આ વર્ષમાં તિલકાચાર્યે પ્રત્યેક બુધચરિત, સં. ૧૨૬૨ મા જિનપાલે ષટસ્થાનક વૃત્તિ, ૧૨૬૩ મા ધર્મઘોષે પ્રાકૃતમા શતપદી, અને ૧૨૬૪ મા દેવેન્દ્રે ચંદ્રપ્રભચરિત સંસ્કૃતમાં રચ્યુ

ગુજરાતના વાયટ ગામમા વાયટીય (વાયડ) ગચ્છના પ્રસિદ્ધ જિનદત્તસૂરિ સં ૧૨૬૫ મા થયા તેમણે અનેકને જૈન કર્યા. તે વાયટ ગામ પરથી વાયડા બ્રાહ્મણો અને વાયડા વાણીઆ થયા છે અને જૈનમાં વાયટીય ગચ્છ થયો છે. તેમના શિષ્ય ચમત્કારી યોગવિદ્યાવાળા જીવદેવસૂરિ થયા. તેમણે તે ગામમા બ્રાહ્મણો અને શ્રાવકો વચ્ચે અત્યંત સ્નેહ બંધાવ્યો. સં ૧૨૬૮ માં સ્વર્ગસ્થ થનાર અંચલગચ્છના ધર્મઘોષસૂરિએ શાકંભરીના રાજા પ્રથમરાજને જૈન કર્યો હતો.

સં. ૧૨૭૧ મા ગુણવલ્લભે વ્યાકરણ ચતુષ્કાવચૂરિ સમર્થિત કરી, સં. ૧૨૭૩ મા અજિતદેવે યોગવિધિ અને ૧૨૭૪ મા તિલકાચાર્યે જીતકલ્પવૃત્તિ રચી

ઉપર નિર્દેશેલ મહાકવિ શ્રીપાલના પુત્ર સિદ્ધપાલનો પુત્ર વિજયપાલ પણ મહાકવિ હતો આમ કવિત્વ ત્રણ પેઢી સુધી ઉતર્યું હતુ આ વિજયપાલકૃત દ્રૌપદીસ્વયવર નામનુ દ્વિઅંકી સંસ્કૃત નાટક, ગુજરાતના સોલંકી 'અભિનવ સિદ્ધરાજ' બિરુદધારક મહારાજ ભીમદેવ (બીજો ભીમ—ભોળો ભીમ—રાજ્ય સ. ૧૨૩૫ થી ૧૨૯૮) ની આજ્ઞાનુસાર ત્રિપુરૂષ દેવ સામે વસન્તોત્સવ સમયે ભજવવામાં આવ્યું હતુ અને તેના અભિનયથી ગુજર રાજધાની અણહિલપુરની પ્રજા પ્રમુદિત થઈ હતી.

આ રીતે અજયપાલથી ત્રિભુવનપાલ સુધીનુ જૈન સાહિત્ય જોયું. તે દરમ્યાન જુની ગુજરાતી—અપભ્રંશનુ સાહિત્ય જૈન કવિઓએ કરેલું છે તે પણ જોઇ જઇએ સં. ૧૨૩૮ માં રત્નપ્રભસૂરિએ રચેલ ઉપદેશમાલા પરની દોઘટ્ટી વૃત્તિમાં અને સં. ૧૨૪૧ મા સોમપ્રભાચાર્યે રચેલ કુમારપાલ પ્રતિબોધમાં કેટલોક અપભ્રંશ ભાગ આવે છે. સં. ૧૨૪૭ (૧૨૭૪) માં મહાકવિ

અમરકીર્તિએ ગોધરામાં ચૌલુક્ય કર્ણ (કાન્હ ?) ના રાજ્યમા ગૃહસ્થોનાં ષટ્કર્મો ના ઉપદેશ સંબંધીનો ગ્રંથ નામે છક્કમ્મુવએસો પ્રાય. અઢી હજાર ગાથાપ્રમાણ અપભ્રંશમાં એક મહીનામાં રચ્યો હતો તેના ગરકુલ અને કણ્હઉર (કર્ણપુર ?) વંશના ગુણપાલ અને ચચ્ચિણીના પુત્ર મહાભવ્ય અમ્બપસાય (અંબાપ્રસાદ)ની પ્રાર્થનાથી રચ્યો ને તે અંબાપ્રસાદને કવિ પોતાનો લઘુબંધુ કહે છે તેથી કવિ જ્ઞાતિથી નાગર બ્રાહ્મણ જણાય છે. છતાં જૈન દિગંબરી દીક્ષા લીધી હતી તેઓ મુંજભોજ સમયમાં થયેલ અમિતગતિના પ્રશિષ્યના પ્રશિષ્ય હતા તેમણે બીજા સાત ગ્રંથો રચ્યા જણાવ્યા છે—નેમિનાથચરિત્ર મહાવીરચરિત્ર, યશોધરચરિત્ર, (પદ્ધડિયા બધ), ધર્મચરિત ટિપ્પન, સુભાષિત રત્નનિધિ, ચૂડામણિ અને ધ્યાનોપદેશ આ સીવાય લોકોને આનંદદાયક સંસ્કૃત પ્રાકૃત કાવ્યો તેમણે ઘણા રચ્યા હતા આ ઉપરથી તેમનું સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષામા કેટલુ પ્રાવીણ્ય હશે તે કલ્પી શકાય તેમ છે. આ સીવાય ચઉરંગસંધિ, જયદેવગણિ કૃત ભાવનાસંધિ આ શતકમાં મુકી શકાય તેમ છે. આ પરથી અપભ્રંશ સાહિત્યભાષા થઇ હતી તે સ્પષ્ટ જણાય છે.

અપભ્રંશ ભાષા ખેડાતી ગઇ, તેમાં રુપાંતર થવા લાગ્યું અને જુની ગુજરાતી, જુની હીંદી, જુની મરાઠી વગેરે આધુનિક ભાષાનાં જુના સ્વરૂપમાં આવતી ગઇ. આ જુની ગુજરાતીમાં રાસ આદિ અનેક કૃતિઓ થતી ગઇ. તેરમા શતકમાં સં ૧૨૪૧ મા શાલિભદ્રસૂરિએ ભરતેશ્વર બાહુબલિ રાસ રચ્યો. તેનો એક નાનો બુદ્ધિરાસ પણ છે, કે જેમાં સામાન્ય ઉપદેશ છે. મહેન્દ્રસૂરિશિષ્ય ધર્મે સં ૧૨૬૬ મા જંબુસ્વામીચરિત રચેલુ છે તે જુની ગુજરાતીમાં છે.

---

## પ્રકરણ ૮ મું



### વસ્તુપાલ–તેજપાલનો સમય

(સં ૧૨૭૫ થી ૧૩૦૦)

ઉક્ત ભોળા ભીમના સમયમાં કુતબુદ્દીન ઐબકે સં. ૧૨૫૩માં ગુજરાતને લુંટ્યું. નામમાત્ર તે ભીમ રાજા રહ્યો કારણ કે બધી રાજસત્તા લવણપ્રસાદ અને તેના પુત્ર વીરધવલના હાથમાં હતી. દક્ષિણના યાદવ રાજા સિંહણે તથા દીલ્લીના સુલતાન શમશુદ્દીન અલ્તમશે ચડાઇ કરી તે વિકટ સમયમાં ધોળકાના ઉક્ત વાઘેલ (સોલંકી) સામંત વીરધવલ તથા તેના મંત્રી પોરવાડ (પ્રાગ્વાટ) મહાજન વસ્તુપાલ અને તેજપાલ મારવાડના રાજાઓ અને

આબુના રાજા ધારાવર્ષને સાથે રાખી સામા થયા હતા આ વીરધવલ આ બે જૈન મંત્રીઓના પ્રતાપથી વધુ વધુ સત્તા અને પ્રભાવ મેળવતો ગયો. રાજકાજમાં તેમજ યુદ્ધ અને નીતિમાં કુશળ એવા એ મંત્રીઓએ સેના લઈ સોરઠ કચ્છ, ગોધરા વગેરે અનેક દેશ જીતી રાજ્યમાં ભેળવ્યા. તે બે ભાઈઓએ જેટલું ધન સુકૃત અર્થે વાપર્યું છે તેટલું ભાગ્યેજ બીજાએ વાપર્યું હશે. શત્રુંજય ગિરિનાર આદિના સંઘ કાઢયા તે બંને ગિરિપર જિનબિંબો અને જિનમંદિરો બનાવવા ઉપરાંત અનેક પોષધશાળાઓ (જૈન સાધુનાં વ્યાખ્યાનમંદિરો) બંધાવી, તેમજ જીર્ણ ચૈત્યો (જિન-મંદિરો)નો પુનરુદ્ધાર કરી જૈન ધર્મનો ઉદ્યોત કર્યો છે; અને વિશેષમાં સર્વ ધર્મના લોકો માટે પણ વસ્તુપાલે તળાવ, કુવા, દાનશાળા, વિસામા, પરબો કરાવી, ને શૈવ મંદિરો બંધાવેલ છે એટલુંજ નહીં પણ મુસલમાનો માટે પણ મસીદો બંધાવી પોતાને ત્યાં જૈન શ્રમણો વિહરતા હતા પણ સાથે બ્રાહ્મણો પાસે વેદપાઠ પણ કરાવતો હતો.

વસ્તુપાલ સં. ૧૨૭૬ માં ધોળકામાં મહામાત્યપદ પામ્યો. તે અને તેનો ભાઈ તેજપાલ મંત્રી બંને નીતિનિપુણ હતા. સં. ૧૨૭૯ મા તેનો પુત્ર જયંતસિંહ ખંભાતનો સુબો નીમાયો સ ૧૨૮૭મા તેજપાલે આબુ પર દેલવાડા ગામમાં પોતાના પુત્ર લુણસિંહના નામે કરોડો રુપીઆ ખર્ચી 'લૂણવસહી' નામનું નેમિનાથનું અપૂર્વ મંદિર બનાવ્યું ને ત્યાં બંને ભાઈએ વિજયસેનસૂરિના હસ્તથી પ્રતિષ્ઠા કરાવી. આ મંદિર સ્થાપત્યના અદ્દ્ભુત કૌશલના નમુનારૂપે જગત્‌માં પંકાયેલ છે. 'મધ્યયુગમાં ભારતનું શિલ્પ જૈનસંઘે જાળવ્યું' એ કથન આ બંને ભાઈઓ તથા પૂર્વે વિમલ-શાહનાં આબુ પરનાં જૈન મંદિરોના પ્રતાપેજ સત્ય થયું છે સં ૧૨૮૮ માં આ ભાઈઓએ ગિરિનાર પર સમ્મેત મહાતીર્થાવતાર નામનો મંડપસહિત પ્રાસાદ બનાવ્યો અને તેના શિલાલેખમાં વસ્તુપાલની સ્તુતિનાં કાવ્યો પ્રશસ્તિરૂપે નરચંદ્રસૂરિએ રચ્યા હતા અને ૧૨૮૯ માં તેજ પર્વત પર શત્રુંજયાવતાર, સંમેત શિખરાવતાર, અષ્ટાપદાવતાર અને કપર્દિયક્ષમંદિર એ ચાર પ્રાસાદો કરાવ્યા.

વસ્તુપાલ વીર પુરુષ હતો એટલુંજ નહીં પરંતુ પ્રસિદ્ધ વિદ્વાન્ હતો—કવિ હતો તેણે નરનારાયણાનંદ નામનું કાવ્ય ૧૬ સર્ગમાં રચ્યુ છે તેમાં પોતે કર્તા તરીકે કવિ હરિહર અને સોમેશ્વરે આપેલ પોતાનું નામ 'વસન્તપાલ' રાખેલ છે અને તેજ નામ પરથી કવિ બાલચંદ્રે 'વસંતવિલાસ' નામનું કાવ્ય રચ્યું છે. આ નરનારાયણાનંદ કાવ્યમા કૃષ્ણ અને અર્જુનની મિત્રતા, બંનેનો ગિરિનાર પર આનંદવિહાર, અર્જુન દ્વારા સુભદ્રાનું કૃષ્ણે કરાવેલું હરણ—એ મહાભારતમાંથી લીધેલ વિષય છે, પણ મહાકાવ્યનાં બધાં લક્ષણો તેમાં કવિ માઘકૃત શિશુપાલ

વધના નમુના પ્રમાણે સમાવ્યા છે તેનો રચનાકાળ સં ૧૨૭૭ થી ૧૨૮૭ની મધ્યમા અનુમાનાય છે તેણે અનેક સુક્તિઓ બનાવી હતી કે જે પૈકી કેટલીકના અવતરણ જહાનણુની સુકતમુકતાવલિમા પ્રબંધચિંતામણિ ચતુર્વિંશતિ પ્રબંધ, સારંગધર પદ્ધતિમા લેવાયા છે સોમેશ્વરના 'ઉલ્લાસ રાઘવ' પરથી જણાય છે કે વસ્તુપાલને સુક્તિઓ ચ્ચવાનો શોખ હતો, અને વિશેષમા વસ્તુપાલની કવિ તરીકેની ખ્યાતિ ફક્ત ગુજરાતમાજ નહીં પણ ચારે દિશાએ પ્રસરવા પામી હતી તેના બિરુદો પણ તે વાત સિદ્ધ કરે છે પોતે પોતાને 'સરસ્વતીપુત્ર' જણાવે છે બીજા બિરુદો 'કાવ્યદેવી પુત્ર' (ગિરનાર પ્રશસ્તિ) 'કવિકુંજર' 'કવિ ચક્રવર્ત્તિ' 'મહાકવિ' વગેરે હતા ને આબુની પ્રશસ્તિમા સોમેશ્વરે તેને 'શ્રેષ્ટ કવિ' વર્ણવેલો છે એક કવિએ તેની કાર્યચાતુરી માટે કહેલુ છે કે—

पीयूषादपि पेशला शशधरज्योत्स्ना कलापादपि
स्वच्छा नूतन चूतमंजरिभरादप्युल्लसत्सौरभाः ।
वाग्देवी मुखशामसूक्त विशदोद्गारादपि प्राजला .
केषा न प्रथयन्ति चेतसि मुद श्री वस्तुपालोक्तय ॥

—અમૃતથી પણ અધિક મધુર, ચંદ્રમાની ચાંદનીના સમૂહથી પણ સ્વચ્છ, નૂતન આમ્રમંજરીના ઢગથી પણ વિશેષ ઉઠતી સુગંધવાળી, અને સરસ્વતીના મુખના શામ—સૂક્તિઓના શુદ્ધ ઉદ્દગારો કરતા પણ મનોરમ એની વસ્તુપાલની ઉક્તિઓ કેના ચિત્તમા પ્રમોદ પ્રસારતી નથી ?

તેનામા ટીકાકારની, કાવ્યના ગુણદોષ પારખવાની અને બીજાઓના કાવ્યોની ભૂલો શોધી કાઢવાની વિવેચકશક્તિ હતી સુંદર કાવ્યકલાને તે હમેશા પ્રશસતો, જ્ઞાનના પ્રસાર અને ઉદ્ધાર માટે બહુ ચીવટ રાખતો અઢાર કરોડ રુપીઆના મોટા ખર્ચે ત્રણ પુસ્તકાલયો (ભંડાર) બંધાવ્યા હતા

તે કવિઓનો આશ્રયદાતા હતો કવિ હરિહર તેને લીધેજ સોમેશ્વરની ઇર્ષ્યા છતા ધોળકાની રાજસભામા આદર પામ્યો હરિહરની 'નૈષધીય'ની પ્રત પોતે ચતુરાઇથી ઉતારી પોતાના પુસ્તકાલયમા રાખી, અને 'કાવ્ય પ્રકાશસંકેત'ના રચનાર માણિક્યચંદ્રને પોતાના પુસ્તકાલયોના સર્વ ગ્રંથોની પ્રતોની સહાય આપી તેમની વિનંતિથી નરચંદ્રસૂરિએ સં ૧૨૭૬ મા પંદર તરંગોમા 'કથારત્નસાગર' અને તેના શિષ્ય નરેન્દ્રપ્રભે (કાકુસ્થકેલિના કર્તા) આઠ પ્રકરણમા 'અલંકારમહોદધિ' રચ્યા તેની કવિઓ તરફ દાન—વીરતા એટલી બધી હતી કે તેને 'લઘુ ભોજરાજ' કહેવામા આવતો સોમેશ્વર, હરિહર, અરિસિંહનો તે ખાસ આશ્રયદાતા હતો અને દામોદર, નાનાક, જયદેવ, મદન, વિકલ, કૃષ્ણસિંહ, શંકર સ્વામી—અને તે ઉપરાત ભાટ, ચારણો અને અન્ય કવિઓને તેણે ધનવાન્ બનાવ્યા હતા

વસ્તુપાલની પ્રશંસા અર્થે સોમેશ્વરે લગભગ સં. ૧૨૮૨ માં કીર્તિકૌમુદી, અરિસિંહે લગભગ ૧૨૮૫મા 'સુકૃત સંકીર્તન' રચેલ છે; કીર્તિકૌમુદીમાં મૂલરાજથી ભીમદેવ પર્યંત સોલંકીઓનું તથા ધોળકાના અર્ણોરાજથી વીરધવલ સુધીના સોલંકીઓનું સંક્ષિપ્ત વૃત્તાંત છે ને મંત્રી વસ્તુપાલનું વિસ્તૃત ચરિત્ર છે, સુકૃત સંકીર્તનમાં વનરાજથી સામંતસિંહ ચાવડાની વંશાવલી તથા મૂલરાજથી ભીમદેવ અને અર્ણોરાજથી વીરધવલનો સંક્ષિપ્ત વૃત્તાંત આપી વસ્તુપાલનુ વિસ્તૃત ચરિત્ર આપેલું છે. તે ઉપરાંત નરચંદ્રસૂરિના હમ્મીરમદમર્દનમાં, ઉદયપ્રભકૃત ધર્માભ્યુદય કાવ્યમાં તેનાં પરાક્રમોનુ વર્ણન છે અને બાલચંદ્રે તે મંત્રીના પુત્ર જૈત્રસિંહ-જયંતસિંહની પ્રાર્થનાથી વસંતવિલાસ કાવ્ય રચ્યું છે. ઉક્ત નરચંદ્રસૂરિએ વિશેષમાં મુરારિકૃત અનર્ઘરાઘવ પર ટિપ્પન, ન્યાયકંદલી પર ટીકા, જ્યોતિસાર, પ્રાકૃતદીપિકા-પ્રબોધ ઇત્યાદિ અનેક ગ્રંથો રચ્યા હતા. ઉદયપ્રભે વિશેષમાં આરંભ સિદ્ધિનો જ્યોતિષ પર પ્રખ્યાત ગ્રંથ રચેલ સોમેશ્વર ભટ્ટે તેરમા શતકમાં કુમારપાલ ચરિત્ર રચ્યું છે, તેમજ તેણે સુરથોત્સવ કાવ્ય પણ રચ્યું છે.

ગુજરાતમાં જૈનધર્મની સાથે બ્રાહ્મણધર્મનો શૈવસંપ્રદાય પ્રચલિત હતો અને વિષ્ણુભક્તિ પણ અજ્ઞાત ન હતી. સોમેશ્વરની કીર્તિકૌમુદીમાં વસ્તુપાલ સંબંધે શ્લોક આ પણ છે કેઃ—

(૧) नानर्च भक्तिमान्नेमौ नेमौ शङ्करकेशवौ
जैनोऽपि य. सवेदानां दानाम्भः कुरुते करे

(નેમિ ભગવાનમાં ભક્તિવાળા આ વસ્તુપાલે શંકર અને કેશવનું પૂજન ન કર્યું એમ ન સમજવું; જૈન છતાં વેદધર્મીઓના હાથમાં પણ એ દાનનું પાણી આપે છે.) એટલુંજ નહીં પણ કેટલેક ઠેકાણે એ કાવ્યમાં શંખપૂજાનો ઉલ્લેખ જોઈએ છીએ, અને એ કાવ્યના પહેલાજ શ્લોકમાં ચતુર્ભુજ ભગવાનની (કૃષ્ણની) પ્રાર્થના છે; વળી તેજ સમયનો એક બીજો કવિ—નામે સુભટ—દૂતાંગદ એટલે કે 'અંગદવિષ્ટિ' નામના એક નાટકમાં લખે છેઃ—

'भूयाद् भूत्यै जनाना जगति रघुपतेर्वैष्णवः कोऽपिभावः'
(રઘુપતિનો અવર્ણ્ય વૈષ્ણવભાવ જગતમાં લોકનું કલ્યાણ કરો.)

(૨) વિષ્ણુભક્તિના ગ્રંથો જેવા કે શ્રીમદ્ભાગવત, રામાયણ, મહાભારત અને હરિવંશ ગુજરાતમાં જાણીતા હતા (સોમેશ્વરના સુરથોત્સવ, કીર્તિકૌમુદિ ગ્રંથ પરથી જણાય છે)

(૩) કૃષ્ણલીલા—બાલક્રીડા અને કૃષ્ણરાધાની લીલા પણ હતી જુઓ સુરથોત્સવમાંનો એક શ્લોકઃ—

"स पातु गोवर्धनभारखिन्न—यदगसवाहनकैतवेन
गोप्यो गुरूणा पुरतोऽप्यशक्यमवापुराश्लेषसुखं स्मरार्त्ता·
राधाऽस्तु सिद्ध्यै रतिविग्रहे या..."

—એ કૃષ્ણુ તમારું રક્ષણુ કરો—ગોવર્ધન પર્વત ઉપાડવાથી થાકેલાં જેનાં અંગ ચાપવાને બહાને, કામથી પીડાએલી ગોપીઓએ, મોટેરાની સમક્ષ પણુ નિ:શંક રીતે, આલિંગનનું સુખ મેળવ્યુ, અને રાધા પણુ તમારી મનવાંછના પુરી કરો—"રતિકલહમા"

(૪) વળી સિદ્ધરાજ અને કુમારપાળના સમયનો સર્વોત્તમ જૈન વિદ્વાન હેમચંદ્ર, પોતાના 'કાવ્યાનુશાસન' નામના ગ્રથમા નીચે મુજબ બે શ્લોકો ટાંકે છે.—

"कृष्णेनाम्ब गतेन रन्तुमधुना मृद्भक्षिता स्वेच्छया
सत्य कृष्ण ? क एवमाह ? मुसली मिथ्याम्ब पश्याननम् ।
व्यादेहीति विकाशिते शिशुमुखे माता समग्र जगद्
दृष्ट्वा यस्य जगाम विस्मयपदं पायात् स व. केशवः॥

कनककलशस्वच्छे राधापयोधरमण्डले
नवजलधरश्यामामात्मद्युति प्रतिबिम्बिताम् ।
असित सिचयप्रान्त भ्रान्त्या मुहुर्मुहुरुत्क्षिप
न्जयति जनितव्रीडाहासः प्रिया हसितो हरिः॥

—"બા, 'કૃષ્ણુ રમવા ગયો હતો ત્યા એણે હમણા જ ફાવે તેટલી માટી ખાધી;' 'કૃષ્ણુ, ખરી વાત કે?' 'કોણે કહ્યુ?' 'બળદેવે કહ્યુ,' 'બા, એ ખોટું કહે છે—જો મારું મોં' 'ઉઘાડ, જોઇએ'—એમ કહેતા વેંત બાળકે મો ઉઘાડ્યું અને એ મોમાં સમસ્ત જગત જોઇ એની મા વિસ્મય પામી—એ કૃષ્ણુ તમારું રક્ષણુ કરો

—કનકકલશ જેવા સ્વચ્છ રાધાના સ્તનમંડળમાં કૃષ્ણુની નવજલધર જેવી શ્યામ કાન્તિનું પ્રતિબિમ્બ પડ્યું. એને કાળું લુગડું સમજી કૃષ્ણુ વારંવાર ખસેડવા જાય છે! એ જોઇ રાધા હસી. અને કૃષ્ણુ પણુ એ વિસ્મયકારક ભૂલ માટે શરમાયા અને હસ્યા—એ કૃષ્ણુને જય હો!

આટલા ઉતારાઓથી સ્પષ્ટ જણાઇ આવશે કે સિદ્ધરાજ કુમારપાળથી માંડી લવણુપ્રસાદ વીરધવલ અને વસ્તુપાલના સમય સુધીમાં પણુ શ્રીમદ્ ભાગવત તેમજ રામાયણુ મહાભારત અને હરિવંશ ગુજરાતમા જાણીતા હતા, એટલુંજ નહીં પણુ કૃષ્ણુ અને રાધાની લીલા પણુ પ્રસિદ્ધ હતી

—વસન્ત ભાદ્રપદ ૧૯૬૧.

આ વસ્તુપાલના સમય દરમ્યાન ઘણા ગ્રંથકારો થયાઃ-સં. ૧૨૭૬ માં ઉક્ત માણિક્યચંદ્ર સૂરિએ સંસ્કૃતમાં પાર્શ્વચરિત, ૧૨૭૭માં પ્રસિદ્ધ ટીકાકાર તિલકાચાર્યે સમ્યક્ત્વપ્રકરણવૃત્તિ, સં. ૧૨૯૩ માં આવશ્યક લઘુવૃત્તિ તેમજ દશ વૈકાલિક ટીકા અને બીજા સામાચારી-જૈન સાધુશ્રાવકોના આચાર-સંબંધી અનેક ગ્રંથો પર વૃત્તિઓ રચી. તેઓ સં. ૧૩૦૪ (?) સુધી વિદ્યમાન હતા. વળી ૧૨૭૮ માં અભયદેવસૂરિએ જયંતકાવ્ય, ૧૨૮૦ માં શ્રીપ્રભસૂરિએ હેમચંદ્રના કારક · સમુચ્ચયોધિકારત્રયમાંથી પહેલા બે અધિકાર પર વૃત્તિ, સં. ૧૨૮૨ માં ઉક્ત પૂર્ણભદ્રે પાલણપુરમાં અતિમુક્ત ચરિત્ર, અને સં. ૧૨૮૫ માં ધન્યશાલિભદ્ર ચરિત્રની રચના કરી. આ છેલ્લા ચરિત્રના શોધક સુરપ્રભ એ હતા કે જેણે ખંભાતમાં વાદિ યમદંડ દિગંબરને જીત્યો હતો.

સં. ૧૨૮૫ માં વિનયચંદ્ર નામના આચાર્ય હતા. તેમણે પાર્શ્વનાથ. ચરિત્રાદિ ૨૦ પ્રબંધો રચવા ઉપરાંત કવિશિક્ષા નામનો કાવ્યસાહિત્ય પર રચેલ ગ્રંથ તાડપત્ર પર પાટણ ભંડારમાં વિદ્યમાન છે. તે કવિ તેમાં કહે છે કે બપ્પભટ્ટી ગુરુની વાણીમાં કવિશિક્ષા કહીશ. આ બપ્પભટ્ટી 'કાવ્યશિક્ષ' કહેવાતા હતા અને તેમની રચેલી કાવ્યશિક્ષાનો વિનયચંદ્રે પોતાના ગ્રંથમાં ઉપયોગ કર્યો હશે. પ્રસ્તુત શિક્ષામાં તે વખતના ૮૪ દેશોની માહીતી સારી આપેલી છે; તે પૈકી સુરાષ્ટ્ર નવ હજાર ગામનો, લાટ દેશ એકવીસ હજાર ગામનો, ગુર્જર દેશ સીત્તેર હજાર ગામનો વગેરે જણાવ્યું છે.

આજ ૧૨૮૫ ના વર્ષમાં જગચ્ચંદ્રસૂરિએ તપ આદર્યું અને તેમના ઉગ્ર તપથી મેવાડના રાજાએ 'તપા' બિરૂદ તેમને આઘાટમાં આપ્યું અને તેમનાથી 'તપા ગચ્છ' સ્થપાયો. (મેવાડની ગાદી પર સં. ૧૨૭૦ થી ૧૩૦૯ સુધી જૈત્રસિંહ નામે રાજા હતો. સં. ૧૨૭૯ સુધી મેવાડની રાજધાની નાગદ્રહ-નાગહ્રદ-હાલનું નાગદા શહેર હતું, તે તુટવા પછી ચિતોડ રાજધાની થઇ. આઘાટ તે હાલનું ઉદયપુર પાસેનું આહાડ કે જે મેવાડનું એક પ્રાચીન નગર હતું.) આ તપા જગચ્ચંદ્ર સૂરિ અને તેમના શિષ્યમંડળને વસ્તુપાલે ગુજરાતમાં અતિમાન આપ્યું અને તેથી ગુજરાતમાં તપાગચ્છનો પ્રભાવ અત્યાર સુધી જબરો ચાલ્યો આવ્યો છે. આ જગચ્ચંદ્રસૂરિના શિષ્ય વિજયચંદ્રસૂરિ તે મુળ વસ્તુપાલના હીસાબી મહેતા હતા, અને તેને આચાર્યપદ અપાવવામાં પણ વસ્તુપાલની સામેલગીરી હતી. આ વિજયચંદ્ર સૂરિથી વૃદ્ધ પોશાલિક તપાગચ્છ સ્થપાયો.

વાયટીય (વાયડા) ગચ્છમાં થયેલ ઉપરોક્ત જિનદત્તસૂરિના શિષ્ય અમરચંદ્ર સૂરિએ બ્રાહ્મણોની પ્રેરણાથી અદ્‌ભુત કાવ્યોની રચનાપૂર્વક

સંસ્કૃત મહામાન્ય બાલભારત રચ્યું અને 'કવિશિક્ષાવૃત્તિ' નામની ટીકા સહિત કાવ્યકલ્પલતા નામનું સાહિત્યશાસ્ત્ર છંદોરત્નાવલિ અને કલાકલાપ નામના વિદ્વત્તાપૂર્ણ ગ્રંથો રચ્યા. તેમને વિશળદેવ રાજા તરફથી ઘણું માન મળ્યું હતું કેમકે તેમની શીઘ્ર કવિત્વશક્તિથી તે રાજા આશ્ચર્ય પામ્યો હતો. આ આચાર્યે પછીથી રાજાના મંત્રી પદ્મને જૈનોના ૨૪ તીર્થંકરોના ચરિત્રો સાંભળવા ઇચ્છા થતાં તુરત નવીન મહાકાવ્યની રચનાપૂર્વક તે કહી સંભળાવ્યા, તેથી તે ૨૪ જિનચરિત્રનું નામ 'પદ્માનંદ કાવ્ય' રાખવામાં આવ્યું. 'એમ કહેવાય છે કે આ અમરચંદ્ર વીસલદેવ રાજાની સભામાં આવ્યા તે વખતે ગુર્જરેશ્વર પુરોહિત સોમેશ્વરદેવ, વામનસ્થલીના કવિ સોમાદિત્ય, કૃષ્ણનગરના કમલાદિત્ય તથા વીસલનગરના નાનાક પંડિત બેઠા હતા તેમાં જુદા જુદા કવિઓએ અમરચંદ્રને જે સમસ્યા પુછી તેમાં નાનાક પંડિતની 'गीतं न गायतितरां युवतिर्निशासु' ની પૂર્ત્તિમાં અમરચન્દ્રે કહ્યું —

श्रुत्वा ध्वनेर्मधुरतां सहसावतीर्णे भूमौ मृगे विगतलाञ्छन एव चन्द्रः ।
मागान् मदीय वदनस्य तुलामतीव गीतं न गायतितरां युवतिर्निशासु ॥

તાત્પર્ય કે હું ગાઇશ તો આ ચન્દ્રમાનો મૃગ તે સાંભળીને નીચે ઉતરી આવશે, અને આમ મૃગલાંછનથી મુક્ત થઇને ચન્દ્ર મારા મુખની બરોબરી કરી શકશે. તેથી એ સ્ત્રી રાત્રે ગાતી નથી।

આ પ્રસંગે અમરચંદ્રસૂરિએ કુલ ૧૦૮ સમસ્યા પુર્યાનું કહેવાય છે. તેમણે સરસ્વતીની ઉપાસના કરી હતી અને એકવીસ દિવસના વ્રતને અંતે મધ્યરાત્રે આકાશમાં ચન્દ્રબિંબ પ્રકાશતું હતું તેમાથી ભારતી પોતે ઉતરી આવ્યા અને કરકમંડલુમાંથી અમરને જળ પાયું અને વરદાન આપ્યું કે તું સિદ્ધ કવિ થા અને સર્વ નૃપતિથી માન મેળવ એવી કિંવદન્તી છે. બાલભારતમાં પ્રભાત વર્ણનના એક શ્લોકમાં વેણીને કૃપાણ (કામદેવની તલવાર) સાથે સરખાવવાથી 'वेणी कृपाणोऽमर' એવું બિરૂદ એમને મળ્યું છે. આ કવિ જૈનધર્મી હોઇ એમણે કેટલાક જૈન ગ્રંથો પણ રચ્યા છે, પરંતુ બ્રાહ્મણ ધર્મ ઉપરનો એમનો નૈસર્ગિક ભાવ બાલભારતના દરેક સર્ગના આરંભમાં કરેલી વ્યાસજીની સ્તુતિમાં સ્પષ્ટ દીસી આવે છે" (પ્રો. આનંદશંકર)

અમરચંદ્રના શીઘ્ર કવિત્વનો એક રમુજી પ્રસંગ એક સ્થળે નોંધાયો છે. એકદા તેઓ વ્યાખ્યાન કરતાં નીચે પ્રમાણે બોલ્યા.-

अस्मिन्नसारे संसारे सारं सारंगलोचना ।

–આ અસાર સંસારમાં મૃગનયની (સ્ત્રી) સારરૂપ છે.

આ વખતે વંદના કરવાને મંત્રી વસ્તુપાલ આવ્યો હતો, તેણે બારણામાં આવતાં આ શ્લોકાર્ધ સાંભળતાં વિચાર્યું કે 'અહો આ મુનિ તો

સ્રીકથામાં આસક્ત થયેલ છે' તેથી નમન કર્યું નહીં તેનો અભિપ્રાય જાણી આચાર્યે ઉત્તરાર્ધ કહ્યો કે:—

तत्कुक्षिप्रभवा एते वस्तुपाल। भवादृशाः॥

—હે વસ્તુપાલ! તારા જેવા તેની કુખેજ જન્મ્યા છે. આ સાભળીને વસ્તુપાલે તેમના પગમાં પોતાનુ શિર ઝુકાવ્યું.

સં. ૧૨૮૬ મા જયસિંહસૂરિકૃત હમીરમદમર્દનની તાડપત્ર પર પ્રત લખાઈ તે હાલ જેસલમેર ભંડારમાં છે. તેજ વર્ષમાં વિનયચદ્રે મલ્લીચરિત્ર મહાકાવ્ય રચ્યુ ને ઉદયસિંહ કૃત ધર્મવિધિવૃત્તિ સુધારી. તેમજ નાગોરના રહીશ દેલ્હાના પુત્ર પુનડે શત્રુંજયની યાત્રા માટે સંઘ કાઢ્યો. સં. ૧૨૮૭ માં સર્વદેવસૂરિએ સ્વપ્નસપ્તતિકા પર વૃત્તિ રચી

સં. ૧૨૯૨ માં દિગંબરી પંડિત આશાધરે ત્રિષષ્ટિસ્મૃતિ માલવાના પરમાર દેવપાલના રાજ્યમાં અને સં. ૧૩૦૦ માં જયતુગિદેવ (જયસિંહ)ના રાજ્યમાં ધર્મામૃત શાસ્રની રચના કરી. સં. ૧૨૯૩ જિનપાલે જિનવલ્લભસૂરિના ૧૨ કુલક તથા પંચલિંગી પર વિવરણ અને ૧૨૯૪ માં ઉપદેશરસાયન અને ચર્ચરી એ અપભ્રંશ કાવ્ય પર વૃત્તિઓ રચી. તે ઉપરાંત તેના બીજા ગ્રંથો નામે સનત્‌કુમારચરિત્ર, સ્વપ્નવિચારાષ્ટ સ્વપ્નભાષ્ય આદિ છે. પદ્મપ્રભસૂરિએ મુનિસુવ્રતચરિત અને કુંથુનાથચરિત (સં. ૧૩૦૪) રચ્યા. સં. ૧૨૯૫ માં સુમતિગણિએ ગણધરસાર્દ્ધશતક પર બૃહત્‌ ટીકા, અને ઉદયસિંહસૂરિએ પિંડવિશુદ્ધિ પર દીપિકા-વૃત્તિ, સં. ૧૨૯૬ માં ઉદયસિંહે ધર્મવિધિ પ્રકરણ વૃત્તિ, ગુણાકરસૂરિએ નાગાર્જુન કૃત યોગરત્નમાલા પર વૃત્તિ રચી સં. ૧૨૯૮ માં દેવેન્દ્રસૂરિએ ઉપમિતિભવપ્રપંચકથા સારોદ્ધાર રચ્યો આ દરમ્યાન ઉપરોક્ત ઉદયપ્રભ (નરચંદ્રસૂરિશિષ્ય) સૂરિએ જ્યોતિષ્ગ્રંથ નામે આરંભસિદ્ધિ, સંસ્કૃત નેમિનાથચરિત, ષડશીતિ અને કર્મસ્તવ એ બે કર્મગ્રંથો પર ટિપ્પન કર્યાં, ને સ. ૧૨૯૯ મા ઉપદેશમાલાકર્ણિકા રચી પર્ણ કરી. વર્ધમાનસૂરિએ વાસુપૂજ્ય ચરિત્ર રચ્યું. વસ્તુપાલ મત્રી સં. ૧૨૯૮ મા સ્વર્ગવાસ પામ્યો, અને તેજપાલનું અવસાન સં. ૧૩૦૮ માં થયું.

પ્રો. આનંદશંકર જણાવે છે કે, "ઈ. સ ૧૩ મો સૈકો સોમેશ્વરદેવ, નાનાક પંડિત, સુભટ, અરિસિંહ, અમરચદ્રસૂરિ વગેરે સમકાલીન કવિઓના તેજથી ઉજ્જવળ દીપે છે. આ યુગ સાહિત્યના વિલાસનો હતો કુમારપાળ, ભીમદેવ, લવણપ્રસાદ, વીરધવલ, વિશળદેવ, વસ્તુપાળ, તેજપાળ વગેરે સાહિત્યના શોખીન ઉત્તેજકો હતા. ભોજ અને વિક્રમરાજાની સભામાં જેમ કવિમંડળો મળતાં, તેમ આ સમયમાં ગુજરાતના રાજાઓની સભાઓ

પણ વિવિધ દેશના કવિઓની ચાતુરી બતાવવાનું સ્થાન હતું અનેક નાના મોટા કવિઓ ત્યાં એકઠા થતા, પરસ્પર સ્પર્ધા કરતા, અને જ્યાં કવિતા અઢળક દ્રવ્ય પ્રાપ્ત કરવાનુ સાધન હતુ ત્યા 'કાવ્યચૌર'નો પણ અભાવ ન હોય એ સ્વાભાવિક છે"

વસ્તુપાલના સમયમા લગભગ ૧૨૭૫ મા પોતાની પોરવાડ જ્ઞાતિમા 'દશા' અને 'વીસા' એ ભેદ પડ્યા વીસ વસાના ઉત્તમ–પુરી યોગ્યતાવાળા તે 'વીસા' અને તેથી ઓછી યોગ્યતાવાળા તે 'દશા' આ દશાવીસાના ભેદ અન્ય વણિક જ્ઞાતિમાં અને તે ગુજરાતમાજ ધીમે ધીમે દેખા દેતા ગયા, અને સં ૧૫૧૨ મા તો આ ભેદ જાણીતા થઈ ગયા

(વસ્તુપાળના ચરિત માટે ઉપર નિર્દિષ્ટ કીર્તિકૌમુદી આદિ ગ્રંથો ઉપરાંત પછીથી લખાયેલા મેરુતુંગનુ પ્રબંધચિંતામણિ, રત્નશેખરકૃત ચતુર્વિંશતિ પ્રબંધ, જિનહર્ષનુ વસ્તુપાલચરિત, રત્નમંદિરકૃત ઉપદેશ-તરંગિણી, તેમજ વસ્તુપાલતેજપાલ પ્રશસ્તિ, સુકૃતકલ્લોલિની આદિ જુઓ તે પરથી તેમજ અનેક શિલાલેખોમાથી આ બંને ભાઈઓનાં થોડાંઘણાં વર્ણન મળે છે.)

વસ્તુપાલના ગુરુ અને આબુમંદિરની પ્રતિષ્ઠા કરનાર વિજયસેનસૂરિએ રેવંતગિરિરાસો ચાર કડવામાં જુની ગુજરાતીમા રચ્યો છે.

---

## પ્રકરણ ૯ મું

### વાઘેલા વંશ

(સં. ૧૩૦૦ થી ૧૩૫૬)

વિશલદેવે સં. ૧૩૦૦ મા ત્રિભુવનપાલ પાસેથી ગુજરાતનુ રાજ્ય લઈ સં. ૧૩૧૮ સુધી રાજ્ય કર્યું. વસ્તુપાલ તેજપાલે ગુજરાત નવેસર રચ્યુ સર્વ જાતિની પ્રજાના હિતનાં કાર્યો કરી તેઓમાં એકતા સાધી, જૈન શાસનને ઉજ્જ્વલ અને દૃઢ બનાવ્યુ-તપગચ્છને જોર આપ્યું. જૈનશિલ્પની અદ્ભુતતા પ્રતિષ્ઠિત કરી. રાજ્યને વધારી મજબુત કર્યું. સાહિત્ય અને વિદ્વાને શોધથી ઉત્તેજી તેનો પ્રચાર કર્યો. પાટણના ગુર્જર રાજ્યની સ્થાપના જૈનોથી થએલી છે અને વનરાજના સમયથી પાટણ જૈનોના મધ્યબિંદુ તરીકે પ્રસિદ્ધ થયેલ છે જૈન ધર્મ તથા તેના આચાર્યોને મળતા રાજ્યાશ્રયથી ઇ. સ. ૧૦ થી ૧૩ મા શતક સુધીના જૈનાચાર્યોએ ગુજરાતના પાટનગરમા તથા અન્ય સ્થળોએ રહીને ઘણા અગત્યના ગ્રંથો રચીને ગુજરાતનું સાહિત્ય ઉત્પન્ન કરેલું છે. જૈનાચાર્યોએ રચેલું સાહિત્ય બાદ કરીએ તો ગુજરાતનુ સાહિત્ય અત્યંત ક્ષુદ્ર દેખાશે.

સં. ૧૩૦૨ માં સર્વાનંદે સંસ્કૃતમાં ચંદ્રપ્રભચરિત, ૧૩૦૪ માં પરમાનંદસૂરિએ હિતોપદેશમાલાવૃત્તિ, ૧૩૦૫ માં યશોદેવે મૂલ પ્રાકૃત ધર્મોપદેશ પ્રકરણ –બહુકથાસંગ્રહવાળું રચ્યું. ૧૩૦૭ માં પૂર્ણકલશે પ્રાકૃત દ્વાશ્રયપાદ પર વૃત્તિ રચી. આ સમયમાં રત્નપ્રભસૂરિએ કુવલયમાલા પ્રાકૃત કથાનો સંસ્કૃતમાં સંક્ષેપ રચ્યો. સં. ૧૩૧૧ માં લક્ષ્મીતિલકે ૧૭ સર્ગમાં પ્રત્યેકબુદ્ધ ચરિત રચ્યું. સં. ૧૩૧૨ માં અભયતિલકે દ્વાશ્રય કાવ્યપાદ પર પાલણપુરમાં વૃત્તિ રચી અને તેમણે ન્યાયાલંકારટિપ્પન એટલે શ્રી કહવૃત્તિ પર ટિપ્પન પણ રચેલું છે. આજ વર્ષમાં ખંભાતમાં ચંદ્રતિલકે અભયકુમારચરિત દિવાળીને દિને પૂર્ણ કર્યું.

વીસલદેવના વારામાં સં. ૧૩૧૨ થી ૧૩૧૫ માં જબરો દુકાળ પડ્યો. તે વખતે કચ્છના ભદ્રેશ્વરના શ્રીમાળી જૈન જગડૂશાહે સિંધ, કાશી, ગુજરાત વગેરે દેશમા અનાજ પુષ્કળ આપી દાનશાળાઓ ખોલી અને દુષ્કાળનું સંકટ નિવાર્યું. તેણે આર્દ્રપુર–એડન સુધી વેપાર ખેડ્યો હતો. આમ વ્યાપારનિપુણ, અતિ ધનાઢ્ય હોવા ઉપરાંત સાહસી વીર, ધર્મનિષ્ઠ અને દીનદુઃખીઓને ઘણી સહાય આપનાર તે હતો. શત્રુંજય અને ગિરનારના સંઘ કાઢી જૈનમંદિરો બંધાવી—જીર્ણ મંદિરોનો ઉદ્ધાર કરી જૈનધર્મની સેવા કરી. જૈન હોવા છતાં બીજા ધર્મો પર તેને જરા પણ દ્વેષ ન હતો, તેથી તેણે શિવ અને વિષ્ણુના મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને મુસલમાનોને માટે મસજીદ બંધાવી હતી તેના વિચાર સુધારક હતા તેણે પોતાની વિધવા પુત્રીનું પુનર્લગ્ન કરવાનો વિચાર કરી તેને માટે પોતાની જાતિની આજ્ઞા પણ તે પ્રાપ્ત કરી ચુકયો હતો, પરંતુ પોતાના કુટુંબની બે વૃદ્ધ સ્ત્રીઓના વિરોધથી તે તેમ કરતાં અટક્યો હતો (જુઓ સર્વાનંદ સૂરિકૃત જગડૂચરિત.)

ઉદયન મંત્રીના પુત્ર ચાહડના પુત્ર પદ્મસિંહના પુત્ર સલક્ષ (સલખણ)ને વીસલદેવે પ્રથમ તેને સૌરાષ્ટ્ર (કાઠીઆવાડનો મોટો ભાગ)નો અધિકારી કર્યો હતો, અને પછી લાટ (ભરુચ આદિ) દેશનો અધિકારી બનાવ્યો હતો કે જ્યાં તેનો દેહાંત થયો હતો (સં ૧૩૨૦ પૂર્વે).

સં. ૧૩૧૭ માં વિજયસિંહસૂરિકૃત શ્રાવક પ્રતિક્રમણસૂત્ર ચૂર્ણિ મેવાડના આહાડમાં તાડપત્ર પર લખાઇ, જિનેશ્વરસૂરિએ શ્રાવકધર્મ પ્રકરણ પર સ્વોપજ્ઞ બૃહદ્ વૃત્તિ, અને લક્ષ્મીતિલકે તેજ પ્રકરણ પર વૃત્તિ રચી; અને અજિતપ્રભસૂરિએ સંસ્કૃતમાં શાંતિ ચરિત આજ વર્ષમાં (૧૩૦૭) રચ્યું. સં. ૧૩૧૯ માં વાદિદેવસૂરિના પ્રશિષ્યના શિષ્ય જયમંગલસૂરિએ સુંધા પહાડ પરના ચાચિગદેવના લેખની પ્રશસ્તિ રચી આ ચાચિગદેવે ૧૩૨૧ માં કરહેડા ગામના પાર્શ્વનાથની પૂજા અર્થે દાનલેખ કરી આપ્યો. ૧૩૨૨ માં મુનિ-

દેવસૂરિએ શાંતિનાથ ચરિત, સિંહતિલકસૂરિએ લીલાવતી નામની વૃત્તિ સહિત મંત્રરાજરહસ્ય ગ્રંથ રચ્યો—તેના બીજા ગ્રંથ વર્ધમાનવિદ્યા કલ્પ, ગણિત તિલક વૃત્તિ, ભુવનદીપક વૃત્તિ (સં ૧૩૨૬), આ સમયમા વિદ્યાનંદે વિદ્યાનંદવ્યાકરણ રચ્યુ. સં ૧૩૨૪ મા પ્રદ્યુમ્નસૂરિએ સમરાદિત્ય સંક્ષેપ, સ. ૧૩૨૫ માં વિનયચંદ્રસૂરિએ કલ્પનિરુક્ત રચ્યાં. ૧૩૨૭ માં પાચકર્મગ્રંથ, શ્રાદ્ધદિનકૃત્ય સૂત્ર વૃત્તિ, ધર્મરત્ન વૃત્તિ ભાષ્યાદિના કર્તા દેવેન્દ્રસૂરિ આગસ્થ થયા સં. ૧૩૨૮ મા કાતંત્ર વ્યાકરણ પર દુર્ગપદપ્રબોધ ટીકા પ્રબોધમૂર્તિ (પાછળથી જિનપ્રબોધસૂરિ) એ રચ્યો ૧૩૨૯ માં સોમચંદ્રે વૃત્તરત્નાકર નામના છંદના ગ્રંથ પર ટીકા કરી

સં ૧૩૩૦ પછી તે અરસામા સંઘાચાર વૃત્તિ આદિના રચનાર ધર્મઘોષસૂરિના આદેશથી માંડવગઢના સુલતાનના મંત્રી સાધુ પૃથ્વીધર (પેથડ) સંઘવીએ ભરુચ, દેવગિરિ, માંડવગઢ, આબુ વગેરે ૭ સ્થળોએ ૭ સરસ્વતી-ભંડારો કરાવ્યા હતા સં. ૧૩૪૦ માં તેના પુત્ર મંત્રી ઝાંઝણે તથા થરાદથી શ્રીમાલી આભુ સંઘવીએ શત્રુંજયના મોટા સંઘ કાઢયા હતા. (પેથડ-ઝાંઝણ ના ચરિત માટે જુઓ સુકૃતસાગર કાવ્ય)

૧૩૩૨ માં ક્ષેમકીર્તિએ કલ્પસૂત્રપર વૃત્તિ, અભયતિલકે દ્વાશ્રય પર વૃત્તિ, માનતુંગાચાર્યે સં. શ્રેયાંસ ચરિત રચ્યું. સં. ૧૩૩૪ માં પ્રભાચંદ્રે પ્રભાવક-ચરિત્ર રચ્યું તેમાં જૈનોના પ્રભાવક પુરુષોનાં ચરિત્રો છે. વજ્ર, આર્યરક્ષિત, આર્યનન્દિલ, શ્રીકાલકસૂરિ, પાદલિપ્ત, વિજયસિંહ, જિનસૂરિ, વૃદ્ધવાદિ, હરિભદ્ર, મલ્લવાદી, બપ્પભટ્ટી, માનતુંગ, માનદેવ, સિદ્ધર્ષિ, વીરસૂરિ. શાન્તિસૂરિ. મહેંદ્રસૂરિ, સૂર્યાચાર્ય, અભયદેવ. વીરસૂરિ, દેવસૂરિ તથા હેમચંદ્રસૂરિ ઉપર 'પ્રબંધો'—ચરિત્રો છે. આજ વર્ષમાં ધર્મકુમારે શાલિભદ્રચરિત્ર, વિવેકસાગરે પુણ્યસારકથા (કે જેનો બીજો ગ્રંથ સમ્યક્ત્વાલંકાર છે) ની રચના કરી સં. ૧૩૩૬ માં શ્રીમાલવંશીય ઠક્કુર સંગ્રામસિંહે બાલશિક્ષા (કાતંત્રમાંથી) રચી તેમાં ગુર્જર ભાષા પ્રયુક્ત કરી છે. આ ઔક્તિકની પદ્ધતિનું તત્કાલીન ગુજરાતી ભાષાથી શીખવાનું સંસ્કૃત વ્યાકરણ છે. ૧૩૩૭ માં માલચંદ્રે વિષયવિનિગ્રહ કુલકપર વૃત્તિ, ૧૩૩૮ માં પ્રદ્યુમ્ને પવજ્જાવિહાણ વૃત્તિ. અને માણિક્યસૂરિએ શકુનસારોદ્ધાર રચ્યો. સં. ૧૩૪૯ માં મલ્લિષેણે સ્યાદ્વાદમંજરી રચી અને સં. ૧૩૫૦ માં વીરાચાર્યે પિંડનિર્યુક્તિ પરની હરિભદ્રે અપૂર્ણ રાખેલી ટીકા પુરી કરી.

સં. ૧૩૭૭ થી ૧૩૮૯ સુધી વિદ્યમાન જિનપ્રભસૂરિ એક અસાધારણ પ્રતિભાવાન્ અનેક ગ્રંથના કર્ત્તા થયા સં. ૧૩૨૭ માં વિવિધ તીર્થકલ્પ તેમણે શરુ કર્યો ને સં. ૧૩૮૯ માં પૂર્ણ કર્યો. તેમણે અનેક પ્રબંધો,

અનુયોગ ચતુષ્કોપેત ગાથા, આવશ્યક સૂત્રાવચૂરિ (ષડાવશ્યક ટીકા), તપોમત-કુટ્ટન, સૂરિમંત્રપ્રદેશ વિવરણાદિ ગ્રંથ રચ્યા. સં. ૧૩૫૨ માં કાયસ્થ ખેતલ-ની અભ્યર્થનાથી કાતંત્ર વ્યાકરણ પર વિભ્રમ ટીકા યોગિનીપુર (દીલ્હી)માં રચી હમેશ નવું સ્તવન કરવાનો તેમનો નિયમ હતો ને નિરવદ્ય આહાર-ગ્રહણનો અભિગ્રહ (પ્રતિજ્ઞા) હતો. તેમણે યમક-શ્લેષ-ચિત્ર-છંદોવિશેષ નવનવ જાતનાં સાતસો સ્તવન તપગચ્છના સોમતિલકસૂરિ માટે બનાવ્યા સંભળાય છે (કાવ્યમાલા ગુ. ૭ પૃ ૮૬) તે પૈકી ગૌતમસ્તોત્ર, ૨૪ જિન-સ્તુતિ, જિનરાજસ્તવ (પ્રા), દ્વિઅક્ષર નેમિસ્તવ, પંચપરમેષ્ઠીસ્તવ, પાર્શ્વસ્તવ વીરસ્તવ, શારદાસ્તોત્ર, સર્વજ્ઞ ભક્તિસ્તવ, સિદ્ધાંતસ્તવ આદિ ઉપલબ્ધ છે. સં. ૧૩૬૩ માં વિધિપ્રપા નામનો સામાચારી ગ્રંથ રચ્યો. સં. ૧૩૬૪ મા સાધુ પ્રતિક્રમણ સૂત્રવૃત્તિ, પર્યુષણાકલ્પ સૂત્રવૃત્તિરૂપે સંદેહ વિષૌષધિ વૃત્તિ રચી, અને સં ૧૩૬૫ માં અજિતશાંતિ-ઉપસર્ગહર-ભયહર, આદિ સ્તોત્રો પર વૃત્તિ રચી.

રાજા કુમારપાલના સમયમાં પુસ્તકો લખવા માટે કાગળના વપરાશનો ઉલ્લેખ મળી આવે છે. તાડપત્રના જેટલો કાગળ ટકનો નથી તેથીજ પુરાણા જમાનામાં જૈનો તાડપત્રો પર લખવાનું પસંદ કરતા હતા. અત્યાર સુધી પાટણના જુના ભંડારમાં સૌથી જુના કાગળ પર સં ૧૩૫૭ ની પ્રત મળી છે, તેની પૂર્વેની પ્રત કાગળ પર લખાઇ જણાતી નથી ને કેટલાકનુ કથન છે કે હીંદમા કાગળ ચૌદમી સદીથી પ્રચલિત થયો, પરંતુ તેમાં સંમતિ આપનાં વિચારવુ પડે તેમ છે. જૈનોએ ગ્રંથ લખવા માટે તાડપત્રોનો મોટે ભાગે ઉપયોગ કર્યો છે ને તે પંદરમી સદી સુધી ચાલુ રાખ્યો છે.

જિનપ્રભસૂરિએ અપભ્રંશમાં અનેક કૃતિઓ કરી છે. મદનરેખા સંધિ (૧૨૯૭), વયરસ્વામી ચરિત્ર (સં. ૧૩૧૦), મલ્લિચરિત્ર, નેમિનાથરાસ, છપ્પંચાશદ્ દિક્કુમારિમ અભિષેક, જ્ઞાનપ્રકાશ, ધર્માધર્મવિચારકુલક, શ્રાવક-વિધિપ્રકરણ, ચૈત્યપરિપાટી, સ્થૂલિભદ્ર ફાગ આદિ ઘણી કૃતિઓ રચી છે; આમાની કેટલીક તો શત્રુંજય પર રહીને રચી છે. તેના શિષ્યે નર્મદાસુન્દરી-સંધિ (સ. ૧૩૨૮) અને ગૌતમસ્વામીચરિત્ર (સં ૧૩૫૮) રચેલ છે.

જુની ગુજરાતીમા સુંદર કાવ્યો આ શતકમા થયેલાં મળી આવે છે. ન્યાસિંહસૂરિશિષ્ય વિનયચંદ્રકૃત નેમિનાથ ચતુષ્પદિકા ૪૦ ટુંકનું કાવ્ય છે, આમા બાર માસ લઇ દરેક માસે રાજેમતિ પતિવિરહથી કથન કરે છે એનું લાવણ્યમય વર્ણન છે તેજ કવિ કૃત આનંદસંધિમાં આનંદ શ્રાવકનો સંબંધ છે, તથા ઉપદેશમાલા કથાનક છપ્પયમાં ઉપદેશમાલા નામનો પ્રસિદ્ધ

આચારના ગ્રથનો સાર છે સ ૧૩૨૭ મા અજ્ઞાતકવિએ સપ્તક્ષેત્રિ રાસુ સ ૧૩૩૧ પછી સોમમૂર્તિએ જિનેશ્વરસૂરિ દીક્ષા રાસ, જગડૂએ સમ્યકત્વ માઇ ચોપાઈ રચેલ છે ૧૩૫૮ મા લખાયેલ પ્રતમા ઉપરોક્ત નેમિનાથ-ચતુષ્પદિકા (ચોપઇ), પદ્મકૃત સાલિભદ્રક્કક (કક્કો), દૂહામાતૃકા મળી આવે છે

સ ૧૩૫૬ મા વાઘેલા કરણઘેલાના નાગર પ્રધાન માધવે ગુર્જર દેશમા અલાઉદ્દીન બાદશાહની સેનાનો પાટણમા પ્રવેશ કરાવ્યો ગુજરાતમા હીંદુ રાજ્યનો અત આવ્યો પ્રાચીન ગુજરાતની જાહોજલાલી અને લગ્નતાનું છેલ્લુ પ્રકરણ પુરુ થયુ

શ્રી મણિલાલ દ્વિવેદી એક સ્થળે જણાવે છે કે "વલ્લભી નગર ભાગ્યા પહેલા તથા ચાપોત્કટ (ચાવડા) વશથી માડીને અતે વાઘેલા વશનો નાશ થયો ત્યા સુધીમા ગુજરાતની જાહોજલાલી સર્વોપરી હતી તે વખતમાજ ઘણાખરા કવિઓ, વિદ્વાનો થઇ ગયા છે અને તેમા પણ જૈન પડિતોએ તો સરસ્વતીની અપૂર્વ સેવા બજાવી છે! (પ્રિયવદા જુલાઇ ૧૮૮૭)

---

## પ્રકરણ ૧૦ મુ

### ગુજરાતમાં મુસલમાનો

ગુર્જર ભૂમિને મુસલમાનોનો અલાઉદ્દીન ખીલજીના હસ્તક સ્પર્શ થયો ત્યારથી ગુજરાત નના જમતમા દાખલ થયુ સર્વ પ્રાચીનતાઓ મુળમાથી ખળભળી ઉઠી સર્વને આઘાત થયો—પૂર્વે કદિ નહી થયેલો એવો પ્રબળ આઘાત થયો જીવન બદલાયુ—જીવનના માર્ગ બદલાયા સાહિત્ય બદલાયુ-ભાષા બદલાઇ આ બધુ આ કાળમા થયુ પરાધીન જીવનનો આરભકાળ તે આજ અલફખાનના પગલાર્ન સાથેજ આ નના અનુભવનો આરભ થયો હતો અને દિનપ્રતિદિન તે વિસ્તાર પામતુ ગયુ

જૈન-શૈવ કે વૈષ્ણવ મદિરો—દેવદહેરા જમીનદોસ્ત થયા—તેની જગાઓ મસીદોએ લેવા માડી—તેના સુંદર પથરો—કારીગીરીના નમુનાઓ મસીદો બાધવામા વપરાયા, રાજ્યવ્યવસ્થા બદલાતા ગુર્જર દેશના ભાગલા પડ્યા-ગુજરાતની સ્થિતિ છિન્નભિન્ન થઇ ગઇ જાનમાલની સલામતીને માટે લોકોને પગને પગને ભય રહેવા લાગ્યો વેપારમા એક સ્થળેથી બીજે સ્થળે માલ લઇ જવામા કે મગાવવામા લુટારુઓના ત્રાસથી અનેક પ્રતિબધો આવ્યા

આને પરિણામે સંસ્કૃત અને પ્રાકૃત આદિ પ્રાચીન ભાષાઓને જે મહત્ત્વ અપાતુ હતુ તે ગયું. તેના ઉત્તેજકો હીંદુ રાજાઓ અને હીંદુ મંત્રીઓ જતાં તેના કવિ પડિતોનો લય થયો. બ્રાહ્મણવર્ગનુ દેશભાષાનુ સાહિત્ય આ કાળમા મંડાયું; આગળ પણ લૌકિક સાહિત્ય લોકભાષામા રચાતુ હતુ, પણ આ સમયમાં તો ધાર્મિક કથાનકો અને જ્યોતિષ્, કર્મકાડ વગેરે સર્વ દેશભાષમાં ઉતરવા માંડયું. પ્રાચીન પઠનપાઠન બંધ થયું તામ્રપત્રો-પુરાં થઇ ગયાં ગ્રથભંડારો ભોંયરામા પુરાયા.

ગુર્જરદેશ અટુલો પડયો-રાજપુતાના-માલવા આદિ દેશ સાથેનો સંસર્ગ તુટી ગયો, એટલે ભાષા-અપભ્રંશ ભાષા તે સર્વ દેશોમાં લગભગ એકસરખી વપરાતી હતી અને સર્વગમ્ય હતી તે ભાષાનાં તે તે દેશમાં અલગ અલગ રૂપાતરો થયાં, અને આ સમયથી આ સર્વગત ભાષા આ ગુર્જર દેશમાં રહી ગુજરાતી દેશી ભાષાનુ રૂપ લેવા લાગી. નર્મદ કવિ ગુજરાતી ભાષાનો પ્રથમ યુગ આ સમયથીજ પાડે છે તે જણાવે છે કે "સંવત ૧૩૫૬ પછી મુસલમાની હાકમીમા ગુજરાતની તે ગુજરાતી-એવી રીતે ગુજરાતી ભાષા પ્રસિદ્ધિમાં આવી બ્રાહ્મણ કે ગોરજી (જૈન સાધુઓ) એમણે સંસ્કૃત ટાળી ગુજરાતીમા આખ્યાન તથા વાર્તા અને રાસા લખ્યા-વિશેષે પદ્ય,-અને ગદ્ય પણ ખરું. એ ગુજરાતી ભાષાનાં આજ લગીનાં મુખ્ય ત્રણ સ્વરૂપ થયાં છે. સં. ૧૩૫૬ થી તે સં. ૧૬૫૬ સુધીનું એક, સ ૧૬૫૬ થી તે ૧૮૫૬ સુધી બીજું ને પછી ત્રીજું પહેલું તે ચોખ્ખું ને બીજુ તે ભ્રષ્ટ થઇ રૂપાંતર પામેલુ છે એ બે મળીને જે સામાન્ય સ્વરૂપ તે જુની ગુજરાતી ભાષાનું... ."

પ્રાકૃત સંસ્કૃત ગ્રંથોને લોકભાષામા અવગત કરવા માટે તે પર ભાષામાં ગદ્યગ્રથો-બાલાવબોધ આ શતકમાંજ રચાયા

આ નવીન અને ક્રાંતિકારક પરિસ્થિતિમાં પણ જૈનોએ પોતાનાં મંદિરો, વ્યાપાર અને સાહિત્યરક્ષણ-સાહિત્યસેવા બને તેટલી અખંડપણે યા પુનરુદ્ધાર-રૂપે આબાદ જાળવવા પ્રયત્ન કર્યો છે. જૈનોનુ-ખાસ કરી ભાષાસાહિત્ય પૂર્વ શતકો કરતાં આ શતકમાં વધારે થયુ છે. આ હકીકત વિશેષપણે હવે વિચારીએ.

## સં. ૧૩૫૬ થી ૧૪૦૦.

અલાઉદ્દીન ખીલજીના લશ્કરથી અલફખાને ગુજરાત સર કર્યું પછીના વર્ષમાં રણથંભોરનો કીલ્લો લઇ તેના ચોહાણના રાજ્યને ખતમ કર્યું (સં. ૧૩૫૭ માં). પછી ૧૩૬૦ માં ચીતોડ પર ફત્તેહ કરી. સં. ૧૩૬૬-૬૮ માં

તેણે જાલોરના ચોહાણ રાજા કાન્હડદેવ (કાન્હડદે પ્રબંધવાળા) પર ચડાઇ કરી તે રાજ્ય લઇ લીધું. આ વર્ષ આસપાસ આબુ ઉપરના વસ્તુપાલ-તેજપાલનાં તેમજ વિમલશાનાં મંદિરને ભગ્ન કર્યાં ને મૂર્તિઓને તોડી હતી આ બાદશાહના લશ્કરે આખા દેશમાં ફરીને જ્યાં ત્યાં હીંદુ દેવળો ને મૂર્તિઓનો ભંગ કર્યો હતો, અને પ્રાચીન શિલ્પને છિન્નભિન્ન કરી નાંખ્યું; જનોના પર્વતો પરનાં તીર્થમંદિરો થોડાઘણાં બચ્યાં

શત્રુંજય પરના મંદિરોને પણ હરકત પહોંચાડેલી સમરસિંહ નામનો ઓસવાળ જૈન પોતાના બુદ્ધિબળથી પાટણના સુબા ને રાજવહીવટ કરનાર અલફખાનનો પ્રિય થઇ પડ્યો હતો તેણે અલફખાનની મંજુરી મેળવી સં ૧૩૭૧ માં મોટો સંઘ કાઢી શત્રુંજયમાં આદિ જિનની સિદ્ધસૂરિના હસ્તથી પ્રતિષ્ઠા કરી તે તીર્થનો ઉદ્ધાર કર્યો ખંભાતમાં સં. ૧૩૬૬ માં જેસલ નામના જૈને અજિતનાથનું મંદિર બંધાવ્યું

સં ૧૩૭૮ માં ઉપરોક્ત વસ્તુપાલ-તેજપાલના મંદિરનો આબુ પર પુનરુદ્ધાર ચંડસિંહના પુત્ર સંઘપતિ પેથડે કર્યો તથા મદણસિંહના પુત્ર લલ્લ તથા વીજડે પોતાના માતપિતાના પુણ્યાર્થે આબુનું વિમલવસહિ મંદિર સમરાવ્યું તેમજ બીજાઓએ જુદાં જુદાં મંદિરો-દેવકુલિકાઓ કરાવી આ સર્વની પ્રતિષ્ઠામાં જ્ઞાનચંદ્રસૂરિએ મુખ્ય ભાગ ભજવ્યો છે આમ મુસલમાનોએ પોતાનાં મહાતીર્થોને કરેલું નુકશાન પાછળથી જૈનોએ સમારકામ કરાવી ટાળ્યું તો પણ પાટણ આદિ શહેરોનાં હીંદુ જૈન મંદિરો ભગ્નાવશેષ થયાં

સં ૧૩૫૭ માં લખાયેલ કાગળની પ્રતમાં નવકારવ્યાખ્યાન અને ૧૩૬૯ માં લિખિત તાડપત્રની પ્રતમા અતિચારના સબંધી ગુજરાતી ગદ્યમા લખેલું પાટણના ભંડારમાં મળી આવે છે

સં ૧૩૬૦ માં મલધારી રાજશેખરના શિષ્ય સુધાકલશે સંગીતસારોદ્ધાર ગ્રંથ રચ્યો છે સ ૧૩૬૧ માં મેરુતુંગસૂરિએ વઢવાણમાં પ્રબંધચિંતામણી ગ્રંથ રચ્યો પ્રબંધ લખવાનો પ્રારંભ હેમાચાર્યથીજ થઇ ગયો હતો. શ્રી આનંદશંકર કહે છે કે "જૈન ગ્રંથકારોએ ચરિત્રો લખવાની પદ્ધતિ વિશેષ પ્રચલિત કરી છે લગભગ પોતાના સમયના ભોજ કુમારપાલ જેવા રાજાઓ, વસ્તુપાળ તેજપાળ જગડૂશા જેવા શ્રીમતો અને માઘ વગેરે કવિઓનાં ચરિત્રોમાં તેઓએ સારો રસ લીધો છે—અને હેમચન્દ્રાચાર્યના સમયથી ઉદ્ભવેલી આ પ્રવૃત્તિનાં ઉદાહરણોમાં ચૌદમા સૈકાના 'પ્રબંધચિન્તામણિ'કાર મેરુતુંગાચાર્ય વગેરે ગણાવી શકાય." હેમચંદ્રજીએ દ્વાશ્રય સંસ્કૃતમાં મૂલરાજથી સિદ્ધરાજ જયસિંહ સુધીનો ઇતિહાસ, અને

પ્રાકૃત દ્વાશ્રયમાં કુમારપાલનો ઇતિહાસ આપ્યો; તેમજ પરિશિષ્ટ પર્વમાં શ્રીમહાવીર પછી થયેલ સુધર્મા, જંબુ, ભદ્રબાહુ, સ્થૂલભદ્ર, વજ્ર આદિ આચાર્યો તથા ચંદ્રગુપ્ત સંપ્રતિ વગેરે જૈન રાજાઓનો ઇતિહાસ આપ્યો. ત્યાર પછી ઐતિહાસિક ચરિત્ર–પ્રબંધ રચવાની પ્રવૃત્તિ ચાલુ થઇ. વસ્તુપાલ (અને તેજપાલ) સંબંધી કીર્તિકૌમુદી, વસન્તવિલાસ, ધર્માભ્યુદયકાવ્ય, વસ્તુપાલ–તેજપાલ પ્રશસ્તિ, સુકૃતસંકીર્તન, હમ્મીરમદમર્દન, તેમના સમયમાંજ રચાયાં. તેરમા શતકમા કુમારવિહાર પ્રશસ્તિ, કુમારવિહાર શતક, કુમારપાલ ચરિત્ર રચાયાં; ને પછી જગડૂચરિત, ૧૩૩૨ માં પ્રભાવકચરિત અને પછી સુકૃતસાગર રચાયા પછી આ પ્રબંધચિંતામણી રચાયું; તેમાં મુખ્ય ગદ્ય ને વચવચમાં પદ્ય છે–તેમાં ગુજરાતના ચાવડા તથા સોલંકી રાજાઓનાં ઐતિહાસિક વૃત્તાંત ઉપરાંત વિક્રમ, કાલિદાસ, સિદ્ધસેન દિવાકર, શાલિવાહન, લાખાક, મુંજ, ભોજ, રાજશેખર, માઘ, ધનપાલ, માનતુગાચાર્ય, મંત્રી સાંતૂ, દેવસૂરિ, આભડ, માંગૂ ઝાલા, જયચંદ્ર, બાહડ, સોલાક, આંબડ, હેમચંદ્ર, આમ્રભટ, ઉદયચંદ્ર, બૃહસ્પતિ ગંડ, વામરાશિ. રામચંદ્ર, વસ્તુપાલતેજપાલ, નંદ, શિલાદિત્ય, રંક, મલ્લવાદી. ગોવર્ધન, લક્ષ્મણસેન, કુમાર્પાલધર, જગદેવ, પૃથ્વીરાજ, વરાહમિહિર, નાગાર્જુન, ભર્તૃહરિ, વાગ્ભટ્ટ તથા વૈદ્ય આદિના પ્રબંધ છે. આ મેરુતુંગે વિચારશ્રેણિ અને સ્થવિરાવલી એમ બીજા બે ઐતિહાસિક ગ્રંથ રચ્યા છે. વિચારશ્રેણિમાં ગુજરાતના રાજાઓના રાજ્યકાલનો પત્તો મળે છે તથા વિક્રમાદિત્ય અને મહાવીર વચ્ચે ૪૭૦ વર્ષનું અંતર છે તેનો નિશ્ચય કર્યો છે. વળી કાલકાચાર્ય, હરિભદ્ર અને જિનભદ્રનાં પણ આમા વૃત્તાંત છે. સ્થવિરાવલીમા કેટલાક આચાર્યોનું વર્ણન છે.

આ સમયમા ઉપરોક્ત જિનપ્રભસૂરિનો તીર્થકલ્પ રચાયો છે તે કહેવાઈ ગયુ છે. તેમાં ૫૮ કલ્પ કે સ્તવ છે; તે જુદે જુદે સમયે જ્યારે જ્યારે પોતે યાત્રા કરી છે ત્યારે રચ્યા છે જેમ કે અપાપા બૃહત્કલ્પ સં. ૧૩૨૭ માં દેવગિરિ (હાલનુ દોલતાબાદ) માં રચ્યો છે, ને ચેલ્લણા પાર્શ્વનાથકલ્પ ૧૩૮૬ માં ને શત્રુંજયકલ્પ ૧૩૮૪ માં અને આખો ગ્રથ ૧૩૮૯ માં પુરો કર્યો છે તે કલ્પની યાદી ખાસ ઉલ્લેખવા યોગ્ય છેઃ–શત્રુંજય, ઉજ્જયંત, રૈવતક,–પર કલ્પ ઉજ્જયંતસ્તવ, અમ્બિકાદેવી, કપર્દિયક્ષ, પાર્શ્વનાથ, અહિચ્છત્રા, અર્બુદ, મથુરા, અશ્વાવબોધ, વૈભારગિરિ, કૌશામ્બી, અયોધ્યા, અપાપા, કલિકુંડેશ્વર, હસ્તિનાપુર, સત્યપુર, અષ્ટાપદ, મિથિલા, રત્નપુર.—એ સર્વ પર કલ્પ, અપાપા બૃહત્ કલ્પ, દીપોત્સવ, કાત્યાયનીય મહાવીર કલ્યાણપુર, પ્રતિષ્ઠાપત્તન, નંદીશ્વર, કાંપીલ્યપુર, અરિષ્ટનેમિ, શંખપુર, નાસિકપુર, પાર્શ્વનાથ, કપર્દિયક્ષ, શુદ્ધદંતી પાર્શ્વનાથ, અભિનંદન, પ્રતિષ્ઠાનપત્તન, ચંપાપુર,

પાટલીપુત્ર, શ્રાવસ્તી, વાણારસી, મહાવીરગણધર, કોકાપાર્શ્વનાથ, કોટિશિલ વસ્તુપાલ–તેજપાલ, ચેલ્લણાપાર્શ્વનાથ, સગ્રહ, સમવસરણરચના, કુડુગેશ યુગાદિદેવ, વ્યાઘ્રી, અષ્ટાપદકલ્પ, હસ્તિનાપુરસ્તવન, કાત્યાયનીય મહાવી આરામકુડપદ્માવતીદેવી, માણિક્યદેવ, અતરિક્ષપાર્શ્વનાથ, સ્તભનકલ્પ શિલો કલિકુડકુકુડેશ્વર, ફલવર્દ્ધિ પાર્શ્વનાથ, કોડડીયદેવ, અબિયદેવી–કલ્પો

સ ૧૩૭૧ મા કક્કસૂરિએ મચ્છપ્રબધ રચ્યો તેમા સમરાશાહ ત’ સહજાશાહ (શત્રુજયના ઉદ્ધાર કરનાર)ના જીવનચરિત્ર છે

સ ૧૩૬૦ અને ૧૪૦૪ ની અદર થયેલ મહેન્દ્રસૂરિએ તીર્થમાલા પ્રકરણ રચ્યુ છે તેમા શત્રુજય સુપાર્શ્વનાથસ્તૂપ મથુરા, ભરુચ થભનપુર પાવકગિરિ, સત્યપુર, બભનવાડ, નાણાગ્રામ, તારણગિરિ, ભિન્નમાલ તથા આનદપુર વગેરે તીર્થોનુ ઐતિહાસિક વૃત્તાત છે

સ ૧૩૭૨ મા ક્રમલપ્રભે પુડરીકચરિત્ર સસ્કૃતમા રચ્યુ ઠ ફેરુએ વસ્તુસાર, જ્યોતિષસાર, દ્રવ્યપરીક્ષા, રત્નપરીક્ષા રચી તેના પર વૃત્તિઓ પણ કરી સ ૧૩૭૩ મા સૂરિપદપામેલ સોમતિલકે નવ્યક્ષેત્રસમાસ વિચારસૂત્ર, સપ્તતિશતસ્થાનક આદિ ગ્રથ કર્યા છે સ ૧૩૭૭ મા ગુજ રાતમા દુકાળ પડયો તે સમયે ભીમાશાહે દાન દીધુ સ ૧૦૮૫ મા વિનય ચદ્રે દીપોત્સવકલ્પ અને મલધારી રાજશેખરે કુદલીપજિકાની રચના કરી ૧૩૮૯ મા ચૈત્યવદન કુલકવૃત્તિ વગેરેના કર્તા જિનકુશલસૂરિ સ્વર્ગસ્થ થયા સ ૧૩૯૦ મા ઉપરના જિનપ્રભસૂરિથી બીજા રુદ્રપલ્લીય ગચ્છના જિનપ્રભસૂરિને પદ્દર્શની ગ્રથ રચીને દીલ્લીના બાદશાહ મહમદ તઘલખને જૈન ધર્મ પર પ્રીતિ કરાવી હતી સ ૧૩૯૩ મા ધર્મચદ્રે જયવલ્લભકૃત પ્રાકૃત પદ્માલય (વજ્જાલય) પર છાયા રચી આ પ્રમાણે ખીલજી આદિના મુસલમાન આક્રમણ થયા છતા સરસ્વતી સેવા જૈનોએ જારી રાખી હતી

ગુજરાતી ભાષામા પ્રજ્ઞાતિલકસૂરિએ સ ૧૩૬૩ મા કોરટામા નાનો કચ્છૂલીરાસ, તથા અમ્બદેવસૂરિએ સ ૧૩૭૧ મા મોટો સમરા રાસો રચેલ છે આ સમરા રાસામા ઉપરોક્ત સમરસિહના શત્રુજય ઉદ્ધારનુ વિસ્તૃત વર્ણન છે તેની ભાષા ઘણી સુદર, અને મનોહર છે અને તેમા કાવ્યત્વ ચમત્કૃતિ પણ છે આ પ્રાચીન ગુર્જર કાવ્યસગ્રહમાં પ્રકટ થઇ ગયા છે સમર રાસોમાથી એક નમુનો લઇએ —

ઇંદુ જિમ જયરયિ ચડિઉ સંસાર એ
સુહવસિરિ સાલિ યાહુ નિહાલ એ,
જા કિઉ હયવરો વસહુ રાસિઉ હૂઉ,
કહઇ મહાસિધિ સકુનુ ઇહુ લદ્ધઉ,
આગલિ મુનિવરસંધુ સાવય ઘણા,
તિહુ ન બિરઈ તિમ મિલિય લોય ઘણા.

## સં. ૧૪૦૧ થી ૧૪૫૬.

૧૪૦૨ માં મણિભદ્રસૂરિએ શાંતિચરિત રચ્યું અને ૧૪૦૫ માં રાજશેખરે પ્રબંધ કોશ–ચતુર્વિંશતિ પ્રબંધ દીલ્હીમાં રચ્યો. તેમા ૨૪ પ્રબંધ છે–ભદ્રબાહુ, આર્યનંદિલ, જીવદેવ, ખપુટાચાર્ય, પાદલિપ્ત, વૃદ્ધવાદી અને સિદ્ધસેન, મલ્લવાદી, હરિભદ્ર, બપ્પભટ્ટી, હેમચંદ્ર, હર્ષકવિ, હરિહર કવિ, અમર કવિ, મદનકીર્તિ, સાતવાહન, વંકચૂલ, વિક્રમાદિત્ય, નાગાર્જુન, વત્સરાજ, લક્ષ્મણસેન, મદનવર્મા, રત્નશ્રાવક, આભડ તથા વસ્તુપાલ ઉપર પ્રબંધ છે. તેમના બીજા ગ્રંથો સ્યાદ્વાદકલિકા, સ્યાદ્વાદ–રત્નાકરાવતારિકા પંજિકા, ન્યાયકંદલી પંજિકા, ષડ્દર્શનસમુચ્ચય છે. સં. ૧૪૦૬–૭ માં ગુણસમૃદ્ધિ નામની મહત્તરાએ અંજનાસુંદરી ચરિય, સં. ૧૪૧૦ માં મુનિભદ્ર સૂરિએ શાંતિનાથચરિત મહાકાવ્ય રચ્યું.

સં. ૧૪૧૧ માં તરુણપ્રભ આચાર્યે શ્રાવકપ્રતિક્રમણ સૂત્ર વિવરણ કર્યું –ષડાવશ્યક પર બાલાવબોધ રચ્યો. પ્રચલિત લોકભાષામાં ગદ્યમય અર્થ પુરનાર ગ્રંથને 'બાલાવબોધ ('સ્તબુક'–'ટબો'–વાર્તિક) કહેવામાં આવે છે પંદરમા શતકમાં આ રીતે ગદ્યમય ભાષામાં વિશેષ લખવાનો આરંભ થયો અને તેવો પહેલો ગ્રંથ આ જણાય છે. ત્યાર પછી આ શતકમાંજ સોમસુંદર, મુનિસુંદર આદિના પ્રયત્નો થયા તે હવે પછી જણાવાશે. આ સર્વ ગદ્યગ્રંથો પંદરમી સદીમા વપરાતી ભાષા પર પ્રકાશ નાંખે તેમ છે

સં. ૧૪૧૩ માં મેરુતુંગે સંભવનાથ ચરિત, સં. ૧૪૨૨ માં સંઘતિલકાચાર્યે સમ્યક્ત્વ સપ્તતિકા પર વૃત્તિ, અને જયસિંહસૂરિએ કુમારપાલ ચરિત્ર તથા સં. ૧૪૨૪ માં સોમતિલકસૂરિએ પણ કુમારપાલચરિત્ર રચેલ છે. તે ચરિત્રોમાં મુલરાજથી કુમારપાલનાં વૃત્તાંત છે. ૧૪૨૬ (૩૬) માં ગુણાકરે ભક્તામરસ્તવવૃત્તિ, ૧૪૨૮ માં રત્નશેખરે પ્રાકૃતમાં શ્રીપાલચરિત્ર રચ્યાં. આ રત્નશેખરે બીજા ગ્રથો નામે ગુણસ્થાનક્રમારોહ સવૃત્તિ (સં. ૧૪૪૭), ગુરુગુણષટ્ત્રિંશત્ ષટ્ત્રિંશિકા, સબોધસત્તરી આદિ રચ્યાં છે. ૧૪૨૯ માં દેવેન્દ્રે પ્રશ્નોત્તરરત્નમાલા વૃત્તિ, સં. ૧૪૩૬ માં જયશેખરે ઉપદેશચિંતામણિ સાવચૂરિ રચ્યું. જયશેખરના બીજા ગ્રંથો પ્રબંધચિંતામણિ (૧૪૬૨)

ન્યાયસારવૃત્તિ, ધમ્મિલચરિત મહાકાવ્ય જૈનકુમારસભવ શત્રુંજય ગિરનાર-મહાવીર એ ત્રણ પર સ બત્રીશી, આત્મબોધકુલક પ્રા મા ધર્મસર્વસ્વ ઉપદેશમાલા અને પુષ્પમાલા પર અવચૂરિ આદિ અનેક ગ્રથ છે

જ્ઞાનસાગરે સ ૧૪૪૦ મા આવશ્યક પર અવચૂર્ણિ અને ૧૪૪૧ મા ઉત્તરાધ્યયન સૂત્ર પર અવચૂર્ણિ રચી કુલમડને ૧૪૪૩ મા વિચારામૃત સગ્રહ અને પ્રવચનપાક્ષિકાદિ ૨૫ અધિકારવાળા આલાપક રચ્યા તેમજ પ્રજ્ઞાપનાસૂત્ર અને પ્રતિક્રમણ વૃત્તિ પર અવચૂર્ણિ રચી સ ૧૪૪૪ મા જિનરાજસૂરિએ ચિતોડમા આદિનાથની પ્રતિષ્ઠા કરી સ ૧૪૪૮માં શ્રીમાલી હરપતિશાહે ગિરિનારના નેમિનાથ પ્રાસાદનો ઉદ્ધાર કર્યો

જિનસુદરે દિપાલિ ૧કલ્પ સ ૧૪૫૩ મા મુનિસુદરે ત્રૈવેદ્ય ગોષ્ઠી ૧૪૫૫ માં સાધુરત્ને ૧૪૫૬ મા યતિજીતકલ્પ પર વૃત્તિ અને તે આસપાસ નવતત્ત્વ પર અવચૂરિ રચ્યા આ વર્ષમા પાટણમાથી ગુજરાતની રાજધાની નીકળી અમદાવાદ સ્થાપિત થયુ ને ત્યા આવી

આ સમયમાની ગુજરાતીનુ સાહિત્ય પણ જૈનોના હાથે ચાલુ હતુ જૈનેતરનો આ વખતનો તેમજ આ પદરમા શતકમા એક પણ ભાષાનો કાવ્યગ્રથ મળતો નથી જૈનોરચિત કૃતિઓ છે તે પૈકી રાજશેખરસૂરિનો સ ૧૪૦૫ લગભગનો નેમિનાથ ફાગ વિજયભદ્રનો સ ૧૪૧૧ નો હસરાજ વચ્છરાજ અને કમલાવતી તથા કલાવતી સતીના રાસ વિનયપ્રભનો સ ૧૪૧૨ નો રચેલો ગુ ર ભાષારૂપ ગૌતમ રાસ હરસેવકનો સ ૧૪૧૩ (?) નો મયણરેહા રાસ જિનોદય સૂરિનો ૧૪૧૫ મા રચેલો ત્રિવિક્રમ રાસ અને તેજ વર્ષમા જ્ઞાનકલશકૃત જિનોદયસૂરિ પટ્ટાભિષેકરાસ સ ૧ ૨૩ મા વિદ્ધણુ કૃત જ્ઞાનપચમી ચોપાઈ તથા સિદ્ધસૂરિકૃત વિનદત્તરાસ સ ૧૪૨૨ મા મેરુનદનનો જિનોદયસૂરિ વિવાહલો ને અજીતશાતિસ્તવન લગભગ ૧૪૪૦ મા રચાયેલ દેવસુદરસૂરિ શિષ્યકૃત ધર્મદત્ત (કાકબધિ ચોપઈ) આસુદ કૃત સ ૧ ૫૫ મા શાલિભદ્રરાસ સ ૧૪૬૦ (?) મા લબ્ધિવિજય વાચકકૃત સુમગનાચાર્ય ચતુષ્પદિ સ ૧૪૪૮ પહેલાં રચાયેલ વસ્તિગ (વસ્તા) કૃત ચિહુગતિ ચોપાઈ મળી આવે છે

આ સર્વ જૈનના રચેલા સાહિત્ય પરથી સ્વ રણજિતરામનુ કથન સત્ય ઠરે છે કે "અલાઉદ્દીન ખીલજીના સરદારોએ ગુજરાતના હીંદુ રાજ્યને પાયમાલ કીધુ ત્યાર પછી ચાલેલી અધાધુનીમા નાસભાગ કરતા બ્રાહ્મણોએ શારદાસેવન ત્યજી દીધુ પણ મદિરો પ્રતિમા આદિની આશાતના થતા છતા જૈન સાધુઓ પોતાના અભ્યાસમા આસક્ત રહ્યા અને શારદાદેવીને અપૂજ ન થવા દીધી"

## પ્રકરણ ૧૧ મું

## સોમસુંદર યુગ

### (સં. ૧૪૫૬ થી ૧૫૦૦)

સોમચંદ્ર મુળ પાલણપુરના વણિક હોઇ ગુજરાતનાજ. ગણાય. જન્મ સં. ૧૪૩૦, દીક્ષા સં. ૧૪૩૭ માત્ર સાત વર્ષની વયે. અભ્યાસ સતત અને જબરો કરી એક ધુરંધર વિદ્વાન થયા. સં. ૧૪૫૦ માં વાચક–ઉપાધ્યાયપદ મળ્યું.

એક બાજુ પાટણમાંથી રાજધાની અમદાવાદમાં બદલાઇ, ત્યારે બીજી બાજુ તેજ સમયમાં એટલે સં. ૧૪૫૭ માં પાટણમાં સોમસુંદર ઉપાધ્યાયને તેમની ૨૭ વર્ષની વયે ત્યાંના નરસિંહ શેઠે કરેલા અદ્દભુત મહોત્સવપૂર્વક સૂરિપદ પ્રાપ્ત થયું, ને તપગચ્છાધિપતિ થયા. આ શેઠની ગુરુભક્તિ કેટલી ઉત્તમ હતી અને તે કાળમાં જૈન સાધુઓ પ્રત્યે શ્રાવકોનો સામાન્ય રીતે પણ કેવો પ્રેમ હતો તે આ મહોત્સવના 'સોમસૌભાગ્ય' કાવ્યમાં કરેલા વર્ણન પરથી સમજી શકાય તેમ છે.

તેમણે જૈન ધર્મની સર્વ પ્રકારે સેવા કરવામાં પાછીપાની કરી નથી. આ અર્ધશતકને 'સોમસુંદર યુગ' તે અંગે નામ આપી શકાય તેમ છે., ગુજરાતમાં મંદિરોમાં વડનગર, વીસનગર, અમદાવાદ વગેરે સ્થળોએ તેમણે કરેલ પ્રતિમાપ્રતિષ્ઠાના લેખો સં. ૧૪૭૧ થી ૧૪૯૮ સુધીના પુષ્કળ મળી આવે છે. એ ઉપરાંત ઉદ્ધારના કાર્યમાં પ્રસિદ્ધ તારંગા નામની ટેકરી પર કુમારપાલે બંધાવેલા અજિતનાથના ભવ્ય પ્રાસાદમાં અજિતનાથના મોટા બિંબની સ્થાપના–પ્રતિષ્ઠા આ સોમસુંદરસૂરિ પાસે સં. ૧૪૭૯ માં ઇડરના ગોવિંદ સંઘવીએ રાવપુંજાજી (સ્વ. સં. ૧૪૮૨)ના સમયમાં કરાવી. વિશેષમાં ખાસ ભવ્ય અને કલાકૌશલ્યનાં મંદિરો માટેનાં સ્થળો તો ગુજરાતની સીમા-પાર અને આસપાસ શોધાયાં. જેસલમેરમાં સં. ૧૪૭૩ માં ત્યાંના ધર્મપ્રેમી રાજા લક્ષ્મણના નામથી લક્ષ્મણવિહાર નામનું પાર્શ્વ જિનાલય ખરતર ગચ્છના જિનવર્દ્ધનસૂરિએ પ્રતિષ્ઠિત કર્યું; ત્યારે અમદાવાદથી ફક્ત ૩૦ ગાઉ દૂર કુંભારાણાના રાણકપુરમાં ત્રૈલોક્યદીપક નામનું ઋષભનાથનું ચૌમુખ દેવાલય ધરણાશાએ ૨૪ મંડપવાળું બંધાવ્યું તેમાં આ તપગચ્છના સોમ-સુંદરસૂરિએ સં. ૧૪૯૬ માં પ્રતિષ્ઠા કરી.

આજ સમયમાં અહમદશાહ બીજાએ અમદાવાદમાં જુમામસીદ બંધાવી કે જે ત્યાં સ્થાપત્યની દૃષ્ટિએ મુખ્ય ધ્યાન ખેંચે એવી છે. રા. પાઠક જણાવે

છે કે આ બને મકાનો (મસીદ અને ઉક્ત રાણકપુર મ દિર) સમકાલીન હોવા છતા એ જૈન મ દિર આ મસીદના કરતા વધારે સારુ અને ભવ્ય લાગે છે, કારણ કે તેમા ખરેખરી કળા છે

ચિતોડમા વીસલે બધાવેલા શ્રેયાસનાથના મદિરમા અને ખાસ કરી તે વખતના સમૃદ્ધ શહેર દેલવાડા (દેવકુલપાટક-એકલિગથી ૭ ગાઉ દૂર-ઉદયપુર પાસે) માં ઉક્ત વીસલના પુત્ર ચપકશ્રેષ્ઠીએ બધાવેલા 'મનોરથ કલ્પદ્રુમ' નામના ભવ્ય જિનપ્રાસાદમા સામસુદરસૂરિએ પ્રતિષ્ઠા કરી આ સમયમા-સ ૧૪૯૪ મા થયેલા સમરસિહ સોનીએ ગિરનાર પર 'ત્રણ કલ્યાણક' વિહારનો ઉદ્ધાર કરાવ્યો જણાય છે

આ યુગમા જૈન સાધુઓએ પુસ્તકોનુ લખાવવુ અને સગ્રહવુ ખાસ આવશ્યક ગણીને તે માટે બહુ ભગીરથ પ્રયાસ સેવ્યો છે સ ૧૪૭૧ મા સોમસુદરસૂરિના પ્રભાવથી માડવગઢના સગ્રામસોની નામના કરોડપતિએ પોતે ભગવતીસૂત્ર વાચતા ગયા ને તેમાં જ્યા જ્યા 'ગોયમા' (ગૌતમ) એ શબ્દ આવ્યો તે દરેક શબ્દ દીઠ સોનામહોર એમ ૩૬૦૦૦ સોનામહોરો આપી હતી તે અને તેની માતા તથા સ્ત્રીએ આપેલ ૨૭૦૦૦, અને વિશેષમાં પોતે ૧૪૫૦૦૦ સોનામહોર ઉમેરી થયેલુ સર્વ દ્રવ્ય, કલ્પસૂત્ર અને કાલિકાચાર્યની કથાની પ્રતિઓ સચિત્ર સુવર્ણ અને રુપેરી અક્ષરોએ લખાવવામા વાપર્યું હતુ સ ૧૪૭૨ મા ખભાતના મોઢ જ્ઞાતિના પર્વત નામના શેઠે જૈનોના ૧૧ મુખ્ય અગો-આગમો મોટો ખર્ચ કરી સોમસુદરસૂરિ દ્વારા લખાવ્યા હતાં (જૈ શ્વે કો હેરલ્ડ ૧૯૧૩ ઓગસ્ટથી સપ્ટેબર અક) ખરતર ગચ્છના જિનભદ્રસૂરિએ સ ૧૪૭૫ થી સ ૧૫૧૫ સુધીમા જેસલમેર, જાવાલપુરી (જાલોર), દેવગિરિ (દોલતાબાદ) અહિપુર (નાગોર), પત્તન મડપદુર્ગ (માડવગઢ-માડુ), આશાપલ્લી યા કર્ણાવતી અને ખભાત એમ આઠ નગરોમા પુસ્તકભડારો સ્થાપી-સ્થપાવી હજારો ગ્રથો લખાવ્યા ને રાખ્યા

સોમસુંદરસૂરિના વિદ્વાન શિષ્યોનો પરિવાર મોટો હતો તે પૈકી અનેકને આચાર્યપદ પોતે આપ્યા હતા તેમના શિષ્યો જબરા લેખકો, ઉપદેશકો, વાદીઓ અને ગ્રથકારો હતા તે પૈકી મુનિસુદરસૂરિ સહસ્રાવધાની હતા. તેમણે પોતાના મત્રગર્ભિતસ્તવનથી મારી-મરકી નિવારી હતી તેમના ઉપદેશ થી ચપકરાજ, દેપા અને ધારા વગેરે રાજાઓએ પોતપોતાના દેશોમા 'અમારી પ્રવર્તાવી હતી એટલે પશુવધ બધ કર્યો હતો, વળી તેમણે સહસ્ર મલ્લ નામના શીરોહીના રાજાની વિનતિથી તીડોનો ઉપદ્રવ દૂર કર્યો હતો અને તેમને ખભાતના દફરખાને (મુજફ્ફરખાને) 'વાદી-ગોકુલષડ'નુ બિરુદ આપ્યુ હતુ ને પોતે દક્ષિણમા 'કાલિસરસ્વતી' નુ બીરુદ મેળવ્યુ હતુ તેમણે

૭ વર્ષે દીક્ષા લઇ ૪ર વર્ષે ૧૪૭૮ માં આચાર્યપદ મેળવી સં. ૧૫૦૩ મા સ્વર્ગવાસ કર્યો. તેમણે રચેલા ગ્રંથો ત્રિદશતરંગિણી સં. ૧૪૬૬, ઉપદેશરત્નાકર, અધ્યાત્મકલ્પદ્રુમ, સ્તોત્રરત્નકોષ, મિત્રચતુષ્કકથા સં. ૧૪૮૪, શાંતિકરસ્તોત્ર, ત્રૈવિદ્યગોષ્ઠી (સં. ૧૪૫૭), જયાનંદચરિત્ર, સીમંધરસ્તુતિ સંસ્કૃતમાં અને પાક્ષિકસત્તરી, અંગુલસત્તરી પ્રાકૃતમાં અને શાંતરસ રાસ ગુજરાતીમાં રચેલ છે ઉક્ત ત્રિદશતરંગિણીમાં ગુર્વાવલીનો સમાવેશ થાય છે કે જેમાં તપગચ્છના ગુરુઓની પટ્ટાવલી છે અને જે ઐતિહાસિક હકીકત પુરી પાડે છે.

બીજા શિષ્ય જયચંદ્રસૂરિએ 'કૃષ્ણસરસ્વતી' બિરુદ મેળવ્યું હતું તેમણે કાવ્યપ્રકાશ, સમ્મતિતર્ક વગેરે ગ્રંથો ઘણા શિષ્યોને ભણાવ્યા હતા. અને પ્રત્યાખ્યાનસ્થાનવિવરણ, સમ્યક્ત્વકૌમુદી, પ્રતિક્રમણક્રમવિધિ (સં. ૧૫૦૬) આદિ રચ્યાં હતાં.

ત્રીજા શિષ્ય ભુવનસુંદર સૂરિએ પરબ્રહ્મોત્થાપન સ્થળ અને મહાવિદ્યાવિડંબના પર વૃત્તિ અને ટિપ્પન રચ્યાં. વળી ચોથા જિનકીર્તિસૂરિએ ધન્યકુમારચરિત્ર, નવકારસ્તવ ટીકા ૧૪૯૪માં, દાનકલ્પદ્રુમ ૧૪૯૭માં, ચંપકશ્રેષ્ઠી કથા, શ્રીપાલ ગોપાલકથા, પંચજિનસ્તવની રચના કરી.

પાંચમા શિષ્ય રત્નશેખર સૂરિએ 'બાલસરસ્વતી' બિરુદ મેળવ્યુ હતુ. તેમણે ષડાવશ્યકવૃત્તિ, શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્રવૃત્તિ નામે અર્થદીપિકા સં. ૧૪૯૬ ·ાં, શ્રાદ્ધવિધિ સવૃત્તિ સં. ૧૫૦૬, આચારપ્રદીપ સં. ૧૫૧૬, લક્ષણસંગ્રહ હૈમવ્યાકરણ પર અવચૂરી, પ્રબોધચંદ્રોદયવૃત્તિ, પ્રાકૃત છંદ કોશ, લઘુક્ષેત્રસમાસ આદિ ગ્રંથ રચ્યા. સ્વર્ગસ્થ ૧૫૧૭

ઐતિહાસિક ગ્રંથોમાં પ્રબંધની ગરજ સારે એવા ગ્રંથો આ યુગમાં ઉપરોક્ત ગુર્વાવલી સીવાયના રચાયા છે. સં. ૧૪૯૨ માં સોમસુંદરશિષ્ય જિનમંડન ગણિએ કુમારપાલ પ્રબંધ રચ્યો છે તેમા ૩૬ રાજવંશોની નામાવલી, વનરાજથી સામંતસિંહ સુધી ચાવડા રાજાઓની વંશાવલી, અને મૂલરાજથી કુમારપાલ સુધીના સોલંકીઓનો ઇતિહાસ છે કુમારપાલનું વૃત્તાંત બહુ વિસ્તારથી છે. સં ૧૪૯૫ માં ચારિત્રરત્નગણિએ ચિત્રકૂટ (ચિતોડ) ના મહાવીરસ્વામીના મંદિરની પ્રશસ્તિ તરીકે મહાવીરપ્રશસ્તિ રચી છે તેમાં આચાર્યોનો ઇતિહાસ છે. સં. ૧૪૯૭ માં ઉક્ત જયચંદ્રસૂરિશિષ્ય જિનહર્ષગણિએ ચિતોડમાં વસ્તુપાલ ચરિત્ર રચ્યું કે જેમાં વસ્તુપાલનુ ચરિત્ર અને વીરધવલના પૂર્વજોનું વૃત્તાંત છે. (આ જિનહર્ષે રત્નશેખરકથા પ્રાકૃત, વિંશતિ સ્થાન વિચારામૃતસંગ્રહ સ. ૧૫૦૨, પ્રતિક્રમણવિધિ સં. ૧૫૨૫ માં આદિ રચ્યા હતા.)

લોકકથા સાહિત્યમા કાસદ્રહગચ્છના દેવમૂર્તિસૂરિએ સ ૧૪૯૧ મા વિક્રમચરિત્ર કે જેમા સિહાસનબત્રીસીની કથા છે તે રચ્યુ આ યુગમા થયેલ ક્ષેમંકરસૂરિએ પટપુરુષચરિત્ર અને સિહાસન દ્વાત્રિશિકા કથાની રચના કરી

બીજા ગ્રથો સસ્કૃતમા આ યુગમા રચાયા છે તે સ ૧૪૮૪મા રત્નસિંહ સૂરિકૃત ઉપદેશમાલાવિવરણ, સ ૧૪૭૧ મા સ્વર્ગસ્થ થનાર મેરુતુગ સૂરિકૃત પચકાવ્ય નામે નાભિવશસભવકાવ્ય યદુવશસભવકાવ્ય નેમિદૂત કાવ્ય, મેઘદૂતકાવ્ય, જૈન કુમારસભવકાવ્ય તેમજ નવીન વ્યાકરણ, સૂરિમત્ર કલ્પાદિક ગ્રથો, જયશેખરસૂરિકૃત ગ્રથો (અગાઉ બતાવ્યા છે) તેમના શિષ્ય માણિક્યસુદર સૂરિકૃત ગુણવર્માચરિત્ર ૧૭ ભેદીપૂજા ચતુ પર્વી કથા સ ૧૪૮૫મા પુણ્યરાજકૃત હોલીકથાનક સ ૧૪૮૯ મા ખરતર જિન-સાગરસૂરિએ હૈમલઘુવૃત્તિના ચાર અધ્યાય પર દીપિકા સ ૧૪૯૧ મા શીલરત્નસૂરિએ મેરુતુગના મેઘદૂત કાવ્ય પર રચેલી ટીકા વગેરે છે

ખરતરગચ્છમા જયસાગરગણિ એક વિદ્વાન થયા તેમણે સ ૧૪૮૪મા અણહિલપત્તનમા રહેલા ગચ્છનાયક ખરતર જિનભદ્રસૂરિ પ્રતિ સિંધુ દેશના મલિકવાહણપુરથી વિદ્વત્તાપૂર્ણ વિજ્ઞપ્તિ ત્રિવેણી સસ્કૃતમા મોકલી સ ૧૪૮૭મા ચૈત્યપરિપાટી ઉપસર્ગહરસ્તોત્ર વૃત્તિ ગુરુપારતત્ર્યાદિસ્તવ વૃત્તિ, ભાવારિ નિવારણવૃત્તિ રચી સ ૧૪૯૫–૯૭મા વ્યવહારચૂર્ણિ આદિ પુસ્તકો તેમણે આશાપલ્લિ જ્ઞાનકોશ માટે લખેલા પ્રાપ્ત થાય છે સ ૧૪૯૫ મા સંદેહ દોલાવલી લઘુ ટીકા અને સ ૧૫૦૩ મા પાલણપુરમા પૃથ્વીચદ્ર ચરિત્ર રચ્યુ

અપભ્રશ સાહિત્યમા જયશેખરસૂરિ શિષ્યકૃત શીલસધિ, હેમસારકૃત ઉપદેશસધિ સોમસુદરશિષ્ય વિશાલરાજ સૂરિશિષ્યકૃત તપ સધિ તેમજ કેશી ગોયમસધિ અને અન્ય નાની નાની કૃતિઓ નામે મહાવીરચરિત્ર મૃગાપુત્ર કુલક ઋષભધવલ નવકાર પચમ્ત્યાણક અને સ્તુતિસ્તોત્રાદિ મળી આવે છે અપભ્રશ સાહિત્ય દુર્લક્ષથી બહુ હાથ લાગતુ નથી છતા જે છે તેમા વપરાયેલા છદો તથા વ્યાકરણોના પ્રયોગો વીશે ઘણુ લખી–મેળવી શકાય

ગુજરાતી ભાષા પર આવતા સ ૧૪૫૦ મા સોમસુદરસૂરિના ગુરુભાઈ કુલમડનસૂરિએ મુગ્ધાવબોધ ઔક્તિક રચ્યુ આ પરથી તત્કાલીન–મધ્યકાલીન ગુજરાતી ભાષા પર ઘણો પ્રકાશ પડે છે ને તે શ્રી ધ્રુવ મહાશયે પ્રકટ કરાવેલુ છે ગુજરાતી ગદ્યમા સ ૧૪૭૮ મા ઉપરોક્ત માણિક્ય(ચદ્ર) સૂરિએ પૃથ્વીધર ચરિત્ર વણી સુદર હૃદયગમ અને રસવાળી ભાષામા રચ્યુ (મુદ્રિત–પ્રાચીન ગુર્જર કાવ્યસગ્રહમા) અને આ યુગકાર સોમસુદરસૂરિએ તો અનેક જૈનગ્રથો પર 'બાલાવબોધ' લખ્યા ઉપદેશમાલા પર (સ ૧૪૮૫,)

યોગશાસ્ત્ર પર, ષડાવશ્યક પર, આરાધના પતાકા પર, નવતત્ત્વ પર, અને ષષ્ઠી શતક પર સં ૧૪૯૬ મા બાલાવબોધ વગેરે રચ્યા તેમના શિષ્ય મુનિસુંદર સૂરિએ યોગશાસ્ત્ર—ચતુર્થ પ્રકાશ પર, અને એક બીજા શિષ્યે પિંડવિશુદ્ધિ પર, ખરતર જિનસાગરે ષષ્ઠીશતક પર સં ૧૪૯૧ મા તપા દયાસિંહગણિએ સં ૧૪૯૭ મા સંગ્રહિણી અને ક્ષેત્રસમાસ પર અને માણિક્યસુંદર ગણિએ સં ૧૫૦૧ મા ભવભાવના સૂત્ર પર અને તેજ વર્ષમા મુનિસુંદરસૂરિશિષ્ય હેમહંસગણિએ ષડાવશ્યક પર બાલાવબોધ કર્યા છે આ સર્વે પંદરમા શતકમા વપરાતી ભાષા પર ખરો પ્રકાશ નાખે તેમ છે

ગુજરાતી કાવ્ય સાહિત્ય પર આવતા જણાય છે કે પંદરમા શતકમા થયેલા જૈન કવિએ પૈકી મોટા ભાગે ટૂંક કાવ્યો રચ્યા જણાયા છે—તેમા કેટલાક તો સ્તવનો—સ્તુતિ (દેવ—સ્વગુરુની) રૂપે છે, અને તેના પ્રથમાર્ધમા રચાયેલી કૃતિઓ જણાવી ગયા છીએ—અને ઉત્તરાર્ધમા—આ યુગમા ખાસ પ્રધાન અને ધ્યાન ખેંચે તેના સાધુહંસકૃત શાલિભદ્રરાસ સં ૧૪૫૫ મા અને ગૌતમપૃચ્છા ચોપઇ, વસ્તિગકૃત ચિહુંગતિ ચોપઇ સં ૧૪૪૮ પૂર્વે, જયશેખરસૂરિ કૃત ત્રિભુવનદીપક પ્રબંધ, હીરાનંદસૂરિ કૃત વસ્તુપાલ—તેજપાલ રાસ સં ૧૪૮૪, મા વિદ્યાવિલાસ પવાડો સં ૧૪૮૫, મા દશાર્ણભદ્ર રાસ, જંબુસ્વામી વિવાહલો સં ૧૪૯૫ મા તથા કલિકાળ રાસ અને મુનિપતિચરિત્ર માડણશ્રેષ્ઠી કૃત શ્રીપાળ રાસ સં ૧૪૯૮ મા અને નલચરિત્ર, દેવરત્નસૂરિ ફાગ તેના એક શિષ્ય કૃત સં ૧૪૯૯ મા ગુણરત્નસૂરિ કૃત ઋષભ અને ભરત બાહુબલી પ્રબંધ, તેમજ તેજવર્દ્ધન કૃત ભરતબાહુબલી રાસ, સાધુકીર્તિ કૃત મત્સ્યોદરકુમારરાસ, મંડલિક કૃત પેથડ રાસ અને આ યુગકાર સોમસુંદરસૂરિ કૃત નેમિનાથ નવરસ ફાગ અને સ્થૂલિભદ્ર કોસ્યા ફાગ છે આ પૈકી પ્રબંધની ગરજ સારે તેના—ઐતિહાસિક રાસો વસ્તુપાલ-તેજપાલ રાસ અને પેથડ રાસ છે

અત્યાર સુધીની શોધ પ્રમાણે પ્રસિદ્ધ નરસિંહ મહેતાનો હારપ્રસંગ ૧૫૧૨ નો છે અને અનુમાનથી જન્મ ૧૪૭૦ મા મુકાય છે તેમના કાવ્યનો ઉદ્ભવ ૧૫૦૦ પછી ગણી શકાય તો તેના યુગ પહેલા જૈન કવિઓએ ભાષા કાવ્ય સાહિત્ય ખેડયુ હતુ અને તેમના જુના કાવ્યોની જુની પ્રતિઓ પણ લભ્ય થાય છે નરસિંહ મહેતાના જે કાવ્યો હાલ છપાયા છે તે વર્તમાન સંસ્કારેલી—વાળીઝુડી સાફસૂફ કરેલી ભાષામાં છે મુળ ભાષાનુ નામનિશાન મળવુ દુર્લભ છે નરસિંહ મહેતાને ગુજરાતી આદ્ય કવિ લગભગ હમણા સુધી કહેવામા આવતા હતા, પણ તે પહેલા થયેલા સારા સંસ્કારી અને મોટી કૃતિઓ રચનારા જૈન કવિઓ હાલમા મળી આવેલ છે, તેથી તેમનુ તે પદ ધ્રુવ નહીં રહી શકે

રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી તાજેતરમા જણાવે છે કે "ગુજરાતી સાહિત્યના મધ્ય યુગ અને તેની પણ પૂર્વના યુગ માટે આજથી પચ્ચીસ વર્ષ પર જે જે અભિપ્રાયો બધાએલા તે, નવા નવા પુસ્તકો હાથ લાગવાથી કાલક્રમે બદલાત ગયા છે દાખલા તરીકે નરસિંહ મહેતાને આદિ કવિનુ સ્થાન આપવામાં આવતુ, અને સાથે સાથે એવો પણ અભિપ્રાય આપવામા આવતો કે નરસિંહ મહેતાના સમય પહેલા ગુજરાતી સાહિત્ય હતુજ નહીં, તેનો આરંભ નરસિંહ મહેતાથીજ થયો—એ અભિપ્રાય ભુલભરેલો માલમ પડયો છે ઘણા પ્રાચીન કાવ્યો જે અપ્રસિદ્ધ પડી રહેલા તે પ્રસિદ્ધિમા આવવાથી જુના અભિપ્રાય ફેરવી નવા બાધવામા આવ્યા છે, અને હાલ જે અભિપ્રાય બધાયા છે તે પણ સ્થાયી નથી, કારણ હજી જૈન ભડારોમા અને જૈનેતર વ્યક્તિઓના કબજામા એટલા બધા અપ્રસિદ્ધ લેખો પડી રહેલા છે કે ને જેમ જેમ પ્રસિદ્ધ થતા જશે તેમ તેમ હાલ બાધેલા અભિપ્રાય પણ ફેરવવા પડશે આપણા જુના માહિત્ય સબંધે હાલનો જમાનો અનિશ્ચિતપણાનો—transitional period નો—છે..."

જયશેખરે સંસ્કૃતમાં પ્રબોધચિતામણી એક રૂપક (allegory) તરીકે સં. ૧૪૬૨ મા રચ્યો જણાવી ગયા છીએ તેજ વિષયનો પણ સ્વતત્ર કૃતિ તરીકે તેમણે ત્રિભુવનદીપક પ્રબધ અથવા પરમહસ પ્રબંધ એ નામનો ગ્રથ રચેલ છે કે જે વિક્રમ ૧૫ મી શતાબ્દીના ઉત્તરાર્ધના પ્રારંભની ગુજરાતી ભાષાનો અવિકલ નમુનો પુરો પાડે છે જો કે તે પોતાના સંસ્કૃત ગ્રથ નામે 'પ્રબોધચિંતામણિ' નો અનુવાદ છે, છતા ભાષાનો પ્રવાહ અખંડિત અને સ્વાભાવિકપણે વહે છે તે ગ્રથ પ્રબોધચદ્રોદય જેવા પરપ્રવાદીઓના વાક્પ્રહારોના પ્રતિકારરૂપ, લોકપ્રચલિત પાખડ અને લોકોત્તર ધર્મના સત્ય સ્વરૂપને પ્રકાશિત કરવા માટે રચાએલો છે આ ઉપરથી ધર્મબુદ્ધિ—પાપબુદ્ધિનો રાસ આદિ કૃતિઓ પછીના સમયમા થઇ છે આ પ્રબંધની પ્રાચીન શુદ્ધ ભાષા જોતા તે ૧૫ મા સૈકામા થયેલ માનવામા આવતા નરસિંહ મહેતા, ભાલણ, મીરાંબાઇ આદિની ગુજરાતી ભાષા અર્વાચીન જણાઇ આવે છે આમા જુની ગુજરાતી છે અને અનેક છદો જેવા કે દૂહા, ધ્રુપદ, એકતાલી ચોપઇ, વસ્તુ, સરસ્વતી ધઉલ, છપ્પય, ગુજરી વગેરેમા પ્રાસગિક વ્યવહાર પ્રબોધ સાથે પરમહસ અથવા આત્મરાજનુ ચરિત્ર પ્રકટ કર્યું છે આ પરથી જેમ પ્રો. મણિલાલ નભુભાઇ દ્વિવેદીને જણાયું કે 'ગુજરાતી ભાષાને પ્રથમ ગુજરાતીનુ રૂપ આપનાર જૈનોજ હોય એમ માનવાને બહુ કારણો છે,' તેમ સ્પષ્ટ સમજાય તેવું છે (જુઓ પ લાલચદ સશોધિત તે કાવ્ય) શૉક પર કવિ કહે છે કે—

સહકિ સમાણ સુરૂપિ સાપુ, વલગી મર્મિ કરઈ સંતાપુ,
વંજલ છાયાં સાપુ ન ફિરઈ, મૂલ મંત્ર સહકિહં નવિ ફુરઈ. ૪૨
અઠ્ઠોત્તર સય અધિકા વ્યાધિ, સહકિ કહઈ તઉ હોઇ સમાધિ,
કાઢઈ રોગ ન નિયટઉ થાઈ, કાઢઉ કહતાં સહકિ ન જાઇ. ૪૩
સહકિ-આગિ ભટકે પ્રજ્વલઇ, વિણસઈ વંસ ન ધુ નીકલઈ,
આગિ ઓલ્હાહઈ એકં વારિ, સહકિ સંતાપઈ સાતે વારિ. ૪૪

સ્નાન તર્પણ શ્રાદ્ધાદિ ક્રિયા પર કહે છે કેઃ—

માહિ કહઇં નઈ બાહરિ ન્હાઇં, નઈ તાલાં ભણિ ધસમસ ધાઇં,
જલ ઊલાઇં લોકપ્રવાહિ, કિમ ધોસિ તે કલમસ માહિ? ૧૧૫
કર્મવસિં જીવ ચિહુ ગતિ ફિરઇં, પિતર તણુઇ તિહાં તર્પણ કરઇં,
ગંગા તડિ જલ ઊરેવીઇં, ગૂજરાત તિહાં આંબા પીઇં. ૧૧૬

વિવેકકુમાર સાથે સંયમશ્રીનો ઉત્સવપૂર્વક વિવાહ ધઉલમાં વર્ણવે છેઃ—

પહિલું ચિરત્તન થિર હૂઆ એ, જાણુ દીજઇ બીડાં જૂજૂંઆ એ,
લેઈ લગન વધાવિઉં એ, વિણુ તેડા સહૂઈ આવિઉં એ. ૩૨૯
પ્રવચન-પુરિ ય વધામણાં એ, સવિ બાજઇ જાંનાં રૂસણા એ,
બઈઠી તેવડ તેવડી એ, ઇં પાપડ સાએવડ વડી એ. ૩૩૦
ગોલિહિ ગોરડી એ, પકવાને ભરિઇં ઓરડી એ,
રૂલંકે ફિરઇં એ, વરવયણિ અમિરસ નિતુ ઝરઇં એ. ૩૩૧
કીજઇં મંડપ મોકલા એ, મેલીયઇં ચાહરિ ચાકલા એ,
ગુરવિ સજન જિમાડિઇં એ, પુરિ સાહ અમારી પાડિઇં એ ૩૩૨
વર શૃંગારિઉ રથિ ચડઇ એ, વાજિત્ર રવિ અંબર ધડહડઇં,
લાડણ જેવા જગ મિલઈ એ, સિરિ છત્ર ચમર પાસઇં ઢલઈ એ ૩૩૩
સંયમ સિરી જગ દૂલહી એ, પ્રિય પેખી ગુણનિધિ ગહગહી એ,
પુહતઉ મંડપિ સાસરઈ એ, વર બઈઠઉ પ્રવચન-માહરઈ એ ૩૩૪
કર-મેલાવઉ બિહઉં કરઈ એ, ગુરુ-જોસી સમઉ સ ઉચ્ચરઈ એ,
પાવક પ્રતિમા પાખલી એ, હિં બેઉ પ્રદખિણ મનરૂલી એ. ૩૩૫
લાડણ લાડી લહુયડાં એ, બે નિરૂપમ રૂપિં રૂઅડાં એ,
દિવસ ઘણા ઊ સ માહિયા એ, આણ દિહિ વિહસિયાં બિહઉં હિયા એ ૩૩૬
માવીત્રે ઉચ્છવ કિયા એ, જાણ જોઈ કઉતિગ ઘરિ ગયા એ,
ઈહ વિછોહ મ દેખિ સઉ એ, ગનરંગિ બોલઈ સહૂ હસિઉ એ. ૩૩૭

સાક્ષર શ્રી કેશવલાલ ધ્રુવ તાજેતરમાં કહે છે કે "આપણી જુનામાં જુની કવિતા પંદરમા સૈકાની આરંભ સુધીજ જઇ શકે છે. એથી આગળ જઇ શકતા નથી તે અરસામાં લખાએલો ત્રિભુવનદીપક પ્રબંધ (પ્રબોધ-ચિંતામણી) નામનું એક મહારૂપક આપણને મળે છે. પ્રબોધચંદ્રોદય ઉપરથી

જો કે તચાર કરવામા આવ્યો છે, તો પણ એ એક સ્વતંત્ર જૈનકાવ્ય છે. પ્રેમાનંદના 'વિવેકવણજારા' કરતાં એ વધારે રસિક છે આ કાવ્યમા પહેલ-વહેલાં પદ મળે છે પદનુજ બીજું નામ દેશી છે. માર્ગ અને દેશી એ બે નામે અનુક્રમે પિંગળને અનુસરીને લખાએલી કવિતાને અને લોકરાહેને અનુસરીને લખાએલી કવિતાને આપવામા આવ્યા છે. તેનો આરંભ ચૌદમા સૈકાથી થએલો જોવામા આવે છે દેશીનુ આ ર઼ગે સ્થૂલ પૃથક્કરણ કરીએ પદમાં નરસિંહના ત્રણ કાવ્યો લખાએલા છે ગોવિંદગમન સુરતસંગ્રામ અને સુદામાચરિત્ર."

આ પદ-દેશી રાગો જયશેખરસૂરિ પહેલા પણ (એટલે અવશ્ય નરસિંહ મહેતા પહેલા) જૈનોએ વાપર્યા છે ને ત્યાર પછી વાપર્યેજ ગય છે તે દાખલાથી બતાવી શકાય તેમ છે.

આ યુગના ગુજરાતી જૈન કવિઓની કૃતિઓમાથી કાવ્યના નમુના અત્રે આપવાના હતા, પણ સ્થળસંકોચથી તે નથી આપી શકાયા યુગવાર કવિએ લેતી વખતે બીજા લેખમાં તે મુકીશુ.

સોમસુંદરસૂરિ સં. ૧૪૯૯મા અને કોઈકના કહેવા પ્રમાણે ૧૫૦૧ યા ૧૫૦૩ માં સ્વર્ગવાસી થયા પ્રાય· આ સોમસુંદરના સમયમાં ઇડરમાં દિગંબરી ભટ્ટારકોની ગાદી સ્થપાઈ અને ત્યાર પછી સોજીત્રામા પણ થઈ

## પ્રકરણ ૧૨ મું



### વિક્રમ સોળમું શતક

સં ૧૫૦૧ માં રાણા કુંભના ખજાનચી અને ઝવેરી વેલાકે શાંતિનાથ તીર્થ કરનું અષ્ટાપદ નામક જૈનમંદિર ચિતોડમાં બંધાવ્યું કે જેને હાલ શૃંગાર-ચાવડી કહેવામાં આવે છે તેને પ્રથમ ચાર દ્વાર હતા તેમાં બે દ્વાર સુંદર કોરેલી જાળીઓ બેસાડી કરવામાં આવ્યા છે. સ. ૧૫૧૧ મા જિનહર્ષસૂરિએ ગિરનાર પરના ચૌરીવાળા દેરાની પ્રતિષ્ઠા કરી ૧૫૨૪મા ખરતર કમલસંયમે વૈભાર ગિરિ પર (રાજગૃહમા) જિનભદ્રસૂરિની પાદુકા પ્રતિષ્ઠિત કરી કે જે હાલ વિદ્યમાન છે. ૧૫૩૬ માં ખ જિનસમુદ્રસૂરિએ જેસલમેરમાં દેવકર્ણ રાજ્યે અષ્ટાપદ-પ્રાસાદમાં પ્રતિષ્ઠા કરી સં ૧૫૮૭ માં શેઠ કર્માશાહે વૈશાખ (ગુજરાતી ચૈત્ર) વદ ૬ ને દિને શત્રુંજયનો સોળમો ઉદ્ધાર કર્યો

સં. ૧૫૧૨ માં વાણીઆમાં દશાવીસા ભેદ જાણીતા થઈ ગયા અને તેમા શ્રાવક અને મૈશ્રી (વૈષ્ણવ) બંને હતા એ તે વર્ષમાં રચાયેલા કાન્હડદે પ્રબંધ પરથી જણાય છે :—

'વીસાદસા વિગતિ વિસ્તરી, એક શ્રાવક નિ એક મહેસરી'

છતાં બધા ખરીદવું, વેચવું, પરદેશ સાથે જલ અને સ્થલથી વ્યવસાય કરવો, વગેરે અરસપરસ વ્યવહાર રાખી સાથેજ કાર્ય કરતા.

સં. ૧૫૦૮ માં અમદાવાદના લોંકાશાહ નામના લહીઆએ પ્રતિમાનો નિષેધ કર્યો. તેના પરથી અમૂર્તિપૂજક જૈનો ધીમેધીમે 'ઢુંઢીઆ' 'સ્થાનકવાસી' કહેવાયા અને હાલ સુધીમાં તેની સંખ્યા ઘણી વધી ગઈ જણાય છે. તેને માનનારા ગુજરાત કાઠીઆવાડ, મારવાડ, માળવા, પંજાબ અને બીજા બધા ભાગમાં રહે છે. લોંકાશાહ ગુજરાતી હતા એટલે તેમના મતની ભાષા ગુજરાતીજ રહી છે. મૂલ સૂત્રો પ્રાકૃત ભાષામાં હોઇ ને પર બાળાવબોધ–ટબા–ટીપ્પણ થતા ગયા ને તેનો પ્રચાર તેમના સાધુસાધ્વીમાં થયો; 'લોંકાગચ્છી' સંપ્રદાયમાં મૂર્તિનો સર્વથા નિષેધ નથી ને તેઓ મૂર્તિને પુજે છે તે વાત પરથી તે સંબંધી તેનો ઇતિહાસ શોધવાની જરૂર છે. વળી લોંકાશાહે પોતે સાધુ તરીકેની દીક્ષા લીધી નથી, છતાં તેના પરથી એક સંપ્રદાયની સ્થાપના થઈ છે. સં. ૧૫૧૩ માં ભાણા નામના સાધુથી પ્રતિમાનિષેધનો વાદ વિશેષ પ્રચારમાં આવ્યો. તે વાદને માનનારાને મૂર્તિપૂજકો તિરસ્કારપૂર્વક 'લુંપક–વેષધર–ઉત્થાપક' કહે છે. સં. ૧૫૬૨માં કડવા નામના ગૃહસ્થથી કડવા મતની ઉત્પત્તિ થઇ. તે મતની મુખ્ય માન્યતા એ હતી કે વર્તમાન કાળે સાધુઓ છે નહીં–નજરે દેખાતા નથી. ૧૫૬૮માં રુપજી સાધુ ઢુંઢીઆમાં થયા ને સં. ૧૫૭૦ માં લોંકામાંથી નીકળી બીજા નામના ગૃહસ્થે બીજ મતની ઉત્પતિ કરી (જેને વિજયગચ્છ ક્વચિત્ કહેવામાં આવે છે.) ૧૫૭૨ માં પાર્શ્વચંદ્રે પાર્શ્વચંદ્ર (પાયચંદ) ગચ્છ કાઢયો. લોંકામાં ૧૫૭૮ માં જીવાજી ઋષિ, અને ૧૫૮૭ માં વરસિંહજી થયા.

સં. ૧૫૮૨ માં તપગચ્છના આનંદવિમલ સૂરિએ કેટલાક સાધુઓ સહિત ધર્મશિથિલતા દૂર કરવા ક્રિયોદ્ધાર કર્યો. જેસલમેરમાં અગાઉ સોમપ્રભસૂરિએ જલના અભાવથી સાધુ વિહાર પ્રતિષેધ્યો હતો તે ઉઘાડયો; વિદ્યાવિજયે ત્યાં જઇ ખરતર ગચ્છવાળા સાથે વાદ કર્યો.

આ શતકમાં પુષ્ટિમાર્ગ–વૈષ્ણવસંપ્રદાય વલ્લભાચાર્યે સ્થાપ્યો. એકંદરે આ શતકમાં દરેક દર્શનમાં ભાંગતોડ–ભિન્નતા–વિચ્છિન્નતા થયેલ છે. મુસલમાની કાળ હતો. લોકમાં અનેક જાતના ખળભળાટ વધુ વધુ થયા કરતા, રાજ્યસ્થિતિ, વ્યાપાર, રહેણીકરણી વગેરે બદલાયાં. મહમદ બેગડાના જુલમો વધ્યા. ચાપાનેરનો કીલ્લો નષ્ટ થયો. જુનાગઢનો માંડલિક ૧૫૨૭ માં વટલાયો ને જુનાગઢની પડતી થઇ. લાવણ્યસમય પોતાના વિમલપ્રબંધમાં કહે છે કે

"જિહાં જિહાં જાણઈ હીંદુ નામ, તિહાં તિહાં દેસ ઉજાડઈ ગામ,
હીંદુ અવતરીઉ ‌‌-કાઢ, જાં ચાલિ તુ કરિ સંગ્રામ"

મહમદ બેગડાના સમયમાં જૈન ખેમા હડાલીઆએ દુકાળ વખતે ગુજરાતને અનાજ પુષ્કળ પુરૂં પાડી 'એક વાણિયો શાહ, અને બીજો શાહ પાદશાહ'—એ કહેવતને જન્મ આપ્યો હતો (લગભગ સં. ૧૫૩૯)

સ્વ. મણિલાલ વ્યાસ લખે છે કે 'આ કાળના જનસમાજની સ્થિતિ જોઇએ તો ધર્મ રાજ્ય અને સમાજ એ ત્રણેમાં ઘોર અંધકાર પ્રવર્તતો હતો. જે કોઇ વાચાળ હોય અને યુક્તિ-પ્રયુક્તિથી કંઇ એક ચમત્કાર બતાવી શકે એવો હોય તે સહજમાં ઇશ્વરાવતાર તરીકે પુજાતો અને નવા પંથનો સ્થાપક થઇ શકતો. દેવના ચમત્કાર અને જોગીજતિઓના ચમત્કારથી લોકો અંજાઇ ગયા હતા. ધર્મનું ખરાખોટાપણું ચમત્કારો પરથી નક્કી થતું. સમાજમાં જેમ બને તેમ મર્યાદા ટુંકી કરવા ઉપર બંધનનું [illegible] લાગી ગયું હતું. બની શકે ત્યાં સુધી કન્યાવ્યવહાર પોતાના ગામમાંજ કરી લેવો અને પરગામ જવા આવવાના જોખમમાંથી બચવું એ સર્વની ઇચ્છા હતી. બ્રાહ્મણોની આજીવિકા ભણવા ઉપર હોવાથી તેમને વધારે ઓછું ભણવું પડતું, પણ તે ઘણું ખરૂં જજમાનને ઘેર સરાવણું-પરણાવણું કામ કરાવી શકાય એટલુંજ ભણતર ભણતા."

હવે જૈન સાહિત્ય તરફ વળીએ—૧૫૦૪ માં સોમચંદ્રે કર્પૂરપ્રકરની કથાઓ ગુંથી કથા મહોદધિ રચ્યો. તે સમયે માંડવગઢના [illegible] મંડન મંત્રી થયા. તેણે પોતાના રચેલા ગ્રંથો લખાવ્યા, તેનાં નામ કાવ્યમંડન (કૌરવપાંડવ સંબંધી), ચંપૂમંડન (દ્રૌપદી વિષે), કાદંબરીમંડન (કાદંબરીનો સાર), શૃંગારમંડન, અલંકારમંડન, સંગીતમંડન, ઉપસર્ગમંડન, સારસ્વત મંડન (સારસ્વત વ્યાકરણ પર વિવેચન), અને ચંદ્રવિજય પ્રબંધ. તે ઉપરાંત પ્રાચીન ગ્રંથો અનેક લખાવ્યા. તેનું જીવનચરિત તેના મિત્ર મહેશ્વરે કાવ્યમનોહર નામના સાત સર્ગના કાવ્યમાં સંક્ષેપે લખ્યું છે. મંડનમંત્રીના ભાઇ ધનદરાજે 'ધનદત્રિંશતી' ભર્તૃહરીશતકત્રયના અનુકરણરૂપે એક ગ્રંથ રચ્યો છે. બંને ભાઇઓ ખરતર ગચ્છના અનુયાયી અને શ્રીમાલી સોનપુરાવંશના વણિક હતા. આ વખતે માંડવગઢ (હાલનું માંડુ) જૈનોનું અને માળવાનું કેન્દ્રસ્થાન હતું.

સં ૧૫૦૬ માં ઉદયધર્મે વાક્યપ્રકાશ નામનું ઔક્તિક, ૧૫૦૯ માં શુભશીલે કથાકોશ, ૧૫૧૦ માં મેઘરાજે વીતરાગસ્તોત્ર પર અવચૂરિ, અને સર્વસુંદરે હંસરાજવત્સરાજ કથા, ૧૫૧૨ માં સાધુસોમે પુષ્પમાલા પર વૃત્તિ, જ્ઞાનસાગરે વિમલનાથ ચરિત્ર, ૧૫૧૪ માં હેમહંસે આરંભસિદ્ધિ પર વૃત્તિ, ને ૧૫૧૦ માં ન્યાયસંગ્રહ વ્યાકરણની પરિભાષાનો સંગ્રહ અમદાવાદમાં, તેની ન્યાયમંજૂષા વૃત્તિ, અને એ વૃત્તિ પર ન્યાસ, ૧૫૧૬ માં સૌભાગ્યનંદીએ મૌન એકાદશી કથા, ૧૫૧૭ માં રત્નમંદિર ગણિએ ભોજપ્રબંધ, તથા તે અરસામાં ઉપદેશ તરંગિણી, ૧૫૧૮ માં શુભશીલે શત્રુંજયકલ્પ કથા, અમરચંદ્રે ઉપદેશમાલા

પર અવચૂરિ, ૧૫૧૯ માં સાધુસોમે જિનવલ્લભના મહાવીર ચરિત્રપર વૃત્તિ-ચરિત્રપંચક વૃત્તિ, અને ૧૫૨૦ માં કવિ સંગ્રામસિંહે બુદ્ધિસાગર નામનો સર્વમાન્ય અત્યુપયોગી ગ્રંથ રચ્યો તે સંગ્રામસિંહ ઉપરોક્ત માંડવગઢના પ્રસિદ્ધ ઓસવાલ અને મહમદ ખીલજીના માનીતા વિશ્વાસપાત્ર ભંડારી હતા.

૧૫૨૪ માં પ્રતિષ્ઠાસોમે સોમસૌભાગ્ય કાવ્ય રચ્યું તેમાં સોમસુંદરસૂરિનું જીવનચરિત્ર આલેખાયું છે. ૧૫૩૧ માં ધર્મસુંદરસૂરિ અપરનામ સિદ્ધસૂરિએ શ્રીપાલનાટકગત રસવતી વર્ણન રચ્યું. ૧૫૩૪ માં સત્યરાજે પૃથ્વીચંદ્રચરિત્ર ગદ્ય-પદ્ય-ભંગ-શ્લેષમય રચ્યું ને શુભશીલે સં. ૧૫૪૦ માં શાલિવાહન-ચરિત રચ્યું.

૧૫૪૧ માં સિદ્ધાંતસાગરે ચતુર્વિંશતિ જિનસ્તુતિ રચી અને સોમચરિત્ર ગુરુગુણરત્નાકર કાવ્ય રચ્યું, તેમાં રત્નશેખરસૂરિના પટ્ટધર લક્ષ્મીસાગર સૂરિનું વૃત્તાંત છે. ૧૫૪૪ માં કમલસંયમે ઉત્તરાધ્યયન સૂત્ર પર સર્વાર્થસિદ્ધિ નામની વૃત્તિ, ૧૫૪૬ માં ઉદયસાગરે તેજ સૂત્ર પર દીપિકા અને શુભવર્દ્ધને દશશ્રાવકચરિત્ર પ્રાકૃતમાં, અને ૧૫૪૯ માં ઉક્ત કમલસંયમે કર્મસ્તવવિવરણ રચ્યું. ૧૫૫૧ માં જિનમાગરે કર્પૂર પ્રકરણ પર અવચૂરિ, ૧૫૫૨ માં શુભવર્દ્ધને વર્દ્ધમાન દેશના, કીર્તિવલ્લભે ઉત્તરાધ્યયન વૃત્તિ, ૧૫૫૪ માં ઇંદ્રહંસે ભુવનભાનુ-ચરિત્ર (ગદ્ય), ૧૫૫૭ માં લબ્ધિસાગરે શ્રીપાલ કથા, અને ૧૫૬૦ માં દિ. જ્ઞાન-ભૂષણે જ્ઞાનતરંગિણીની રચના કરી ૧૫૭૦ માં સિદ્ધાંતસારે દર્શનરત્નાકર, ૧૫૭૨ માં વિનયહંસે દશવૈકાલિક વૃત્તિ, ૧૫૭૩ માં મહેશ્વરે વિચાર રસાયન પ્રકરણ રચ્યું. ૧૫૭૫ માં કુમારપાલ પ્રતિબોધ સંસ્કૃતમાં રચાયો. ૧૫૭૮ માં વિમલપ્રબંધ ગુજરાતી પરથી વિમલચરિત્ર સંસ્કૃતમાં રચાયું. ૧૫૮૨ માં જિનહંસે આચારાંગસૂત્ર પર દીપિકા, ને સહજસુંદરે રત્નશ્રાવક પ્રબંધ રચ્યો.

૧૫૮૩ માં હીરવિજયસૂરિનો પાલણપુરમાં જન્મ થયો, ને હર્ષકુલે સૂત્ર કૃતાગ દીપિકા રચી. ૧૫૯૦ માં શુભશીલે ભરતેશ્વર બાહુબલિ, ૧૫૯૧ માં સિદ્ધાંતસાગરે હૈમબૃહદ્ વૃત્તિ ઢુંઢિકા ને ઉદયસૌભાગ્યે હૈમચતુર્થપાદવૃત્તિ, ૧૫૯૪ માં જિનવિમલે મહેશ્વરકૃત શબ્દપ્રભેદ પર ટીકા રચી. ૧૫૯૬ માં હીર-વિજયસૂરિની દીક્ષા પાટણમાં માગશર વદ ૧૦ ને દિને થઇ.

પ્રશ્નધર્મોપદેશ, રત્નમાલા આદિ ગ્રંથ અપભ્રંશના સંભવે છે. જયમિત્રકૃત શ્રેણિકચરિત્ર, અને તે ઉપરાંત દેવનન્દિ મુનિકૃત રોહિણીવિધાનકથા અને કર્તાના નામ વગરના સુગંધ દસમીકહા, પાશપઇકહા, જિનપુરંદર કથા વગેરે દિગંબર કૃત મળી આવે છે. આ રીતે સોળમી સદી સુધી અપભ્રંશ સાહિત્ય ચાલ્યુ આવ્યું છે.

ગુજરાતી બાલાવબોધ અગાઉના શતકમા ગણાવ્યા ઉપરાત ૧૫૦૫ લગભગ વિશાલરાજે ગૌતમપૃચ્છા પર, હેમહંસે ૧૫૧૦ મા ષડાવશ્યકનો, આસચંદ્રે ૧૫૧૭ માં કલ્પસૂત્ર પર અવચૂર્દિવેશ નામનો બાલાવબોધ, ૧૫૨૫ માં મેરસુંદરે તરુણપ્રભાચાર્યના બાલાવબોધને અનુસરી ષડાવશ્યક પર વાર્તા-બાલાવબોધ માંડવગઢમાં, તેમજ તેમણે શીલોપદેશમાળા, કલ્પપ્રકરણ, પુષ્પમાલા પ્રકરણ, કર્પૂરપ્રકર, ષષ્ટીશતક, અને યોગશાસ્ત્ર પર બાળાવબોધ રચ્યા. ૧૫૨૯ મા દયાસિંહે ક્ષેત્રસમાસ પર બાલાવબોધ રચ્યો. પાર્શ્વચંદ્રે પણ આચારાંગ, સૂત્રકૃતાગ, પ્રશ્નવ્યાકરણ વગેરે પર રચ્યા છે રત્નરંગે રુપકમાલા પર બાલાવબોધ ૧૫૮૨ માં રચેલ છે.

ગુજરાતી જૈન કવિઓમાં-સોળમા શતકમા આદિ કવિ શ્રાવક દેપાલને ગણી શકાય. તેને ઠાકુર એ નામથી સંબોધેલ છે. તે દીલ્લીના પ્રસિદ્ધ સમરાશા અને સારંગશાનો આશ્રિત હતો તે ગુજરાતમાં ફર્યો હતો અને ગુજરાતમાં રહીને તેણે ઘણાં કાવ્ય રચ્યા હતા. એની જે કવિતાઓ મળી છે તે તે કવિના બીજા ગુજરાતી જૈન કવિઓના જેવી તત્કાલીન ભાષાનો નમુનો છે દીલ્હીની ભાષાની કશી અસર તેમાં જણાતી નથી. તેની કવિતાઓ ૧૫૦૧ થી ૧૫૩૪ સુધીની મળી આવે છે. તે સમયમાં થયેલા નરસિંહ મહેતાનો તે સમકાલીન હતો તેની મોટી કૃતિઓ જાવડભાવડ રાસ, રોહિણીયા ચોરનો રાસ, ચંદનબાલા ચોપઇ (પ્ર. સં ૧૫૦૬), વજ્રસ્વામી ચોપાઇ સં. ૧૫૨૨ માં, સ્નાત્રપૂજા, જંબુસ્વામી પંચભવ વર્ણન પ્રબંધ ૧૫૨૨ માં, સમ્યકત્વ બાર વ્રત કુલક ચોપઇ ૧૫૩૪ માં છે, ને નાની કૃતિઓમાં સ્થૂલિભદ્ર કક્કાવાળી, સ્થૂલિભદ્ર ફાગ, આર્દ્રકુમાર ધવલ અને સૂડ, થાવચ્ચા કુમારભાસ, હરિયાળી આદિ છે

મુનિસુન્દરશિષ્ય સંઘવિમલે સુદર્શનશ્રેષ્ઠી રાસ (૧૫૦૧), ધનદેવે સુરંગાભિધાન નેમિફાગ (૧૫૦૨), સંઘકલશે સમ્યકત્વ રાસ અષ્ટ ભાષામાં (૧૫૦૫) તલવાડામાં, આનદે ૧૫૦૭ માં ધર્મલક્ષ્મીમહત્તરા ભાસ રચેલ છે. ૧૫૧૩ માં લખાયેલ હંસવત્સકથા આસાયત કૃત મળે છે. આ સમયમાં રત્નાકરે આદિનાથ જન્માભિષેક, અને રત્નશેખરે રત્નચૂડ રાસ રચેલ છે.

૧૫૧૨ માં ઋષિવર્ધને નલદવદંતિ રાસ અને મતિશેખરે ૧૫૧૪ માં ધન્ના રાસ, ૧૫૩૭ માં કુરગડુ રાસ, મયણરેહા રાસ, અને નેમિનાથ વસંત-

પુલકો રચેલ છે ૧૫૧૬ મા ન્યાય (આજ્ઞા) સુંદરે વિદ્યાવિલાસ ચોપઈ, તથા રત્નસિંહસૂરિ શિષ્યે જમ્બુસ્વામિરાસ, રાજતિલકે શાલિભદ્ર રાસ, ગોપમંડલીકે સીંગલસિહ રાસ ૧૫૧૯ મા અને દિગંબર બ્રહ્મ જિનદાસે ૧૫૨૦ માં હરિવંશ રાસ, તેમજ તે અરસામાં બીજા રાસો નામે યશોધર રાસ, આદિનાથ રાસ, શ્રેણિક રાસ રચેલ છે.

પેથાએ (૧૪૯૪–૧૫૪૨ વચમાં) પાર્શ્વનાથદશભવવિવાહલો, સં. ૧૫૨૩ પહેલાં છે મૃગાંકલેખારાસ, લક્ષ્મીરત્નસૂરિએ સુરપ્રિય રાસ, જ્ઞાનસાગરે જીવભવ-સ્થિતિ રાસ ૧૫૨૩, સિદ્ધચક્ર–શ્રીપાલ રાસ (૧૫૩૧), મંગલધર્મે મંગલકલશ રાસ (૧૫૨૫) દેવકીર્તિએ ધન્નાશાલિભદ્ર રાસ (૧૫૩૧), ઉદયધર્મે મલયસુંદરી રાસ (૧૫૪૩) રચેલ છે.

ઐતિહાસિક રાસમા લક્ષ્મીસાગર કૃત વસ્તુપાલ–તેજપાલ રાસ અને દેવપ્રભકૃત ૧૫૪૦ મા લખાયેલો કુમારપાલ રાસ મળે છે.

## લાવણ્યસમયનો કાવ્યકાલ
## (૧૫૪૦ થી ૧૫૯૦)

૧૫૪૦ થી લાવણ્યસમયનો કાવ્યકાલ શરૂ થાય છે. તેનો જન્મ સં ૧૫૨૧ અમદાવાદમાં, દીક્ષા ૧૫૨૯ માં પાટણમા તે પોતે જણાવે છે કે "મેં સરસ્વતી માતાની કૃપા કરવાથી મને સોળમા વર્ષમાં (સં. ૧૫૩૭ મા) વાણી (કવિત્વશક્તિ) ઉઘલી જેનાથી પોતે છંદ, કવિતા, ચોપાઈ અને ગદ્યપદ્યવાળા સરસ રાસ રચ્યા વળી અનેક પ્રકારના ગીત રાગ રાગણી અને સંવાદ રચ્યાં" સં. ૧૫૪૩ માં સિદ્ધાંત ચોપઈ (જેમા લોંકા મતનું ખંડન કર્યું છે,) ૧૫૫૩ મા સ્થૂલિભદ્ર એકવીશો (એક ટુંકું રસિક કાવ્ય), ૧૫૫૪ માં ગૌતમપૃચ્છાચોપઈ રચ્યા ૧૫૫૫ માં પોતાને પંડિત પદ મળ્યું.

૧૫૬૨ માં નાની કૃતિઓ–સેરીસા પાર્શ્વસ્તવ, નેમિનાથ હમચડી, રાવણ-મંદોદરી સંવાદ, આલોયણ વિનતિ, વૈરાગ્યવિનતિ, રચી. ૧૫૬૪ માં રંગરત્નાકર નેમિનાથ પ્રબંધ વિવિધ છંદમાં રચ્યો. ૧૫૬૭ માં સુરપ્રિયકેવલી રાસ રચ્યો

ઐતિહાસિક પ્રબંધમાં સ. ૧૫૬૮ માં વિમલપ્રબંધ રચ્યો. સુમતિસાધુ-સૂરિ વિવાહલો (તેમની દીક્ષાના વર્ણનરૂપ), અને ૧૫૮૯ માં ત્રણ પ્રબંધ જેવા રાસ નામે ખિમ ઋષિ, બલિભદ્ર અને યશોભદ્ર સૂરિ રાસ રચી અમદાવાદમાં પૂર્ણ કર્યા

દેવરાજ–વચ્છરાજ ચોપઈ કનપુર (કુતુબપુરા)માં રચી. તેની લખ્યા સાલ ૧૫૭૫ની પ્રત મળી આવે છે ૧૫૭૫મા કરસંવાદ, ૧૫૮૫ (૮૬) અંતરિક્ષ-

પાર્શ્વસ્તવ આદિ પુષ્કળ નાની કૃતિઓ મળે છે આ ઉચ્ચ પ્રતિના સરકારી કવિનું વિસ્તૃત વર્ણન સ્વ મણિલાલ બકોરભાઇ વ્યાસે કરેલું પ્રસિદ્ધ થનાર છે એટલે વિશેષ વિવેચન કર્યું નથી તેણે આ સમયમા જેટલી સુદર કૃતિઓ રચી છે તેટલી કૃતિઓ કોઇએ રચી નથી તેથી આ સમયને 'લાવણ્યસમય યુગ' એ નામ આપીશુ તો અસ્થાને નહીં ગણાય

સ ૧૫૮૨મા દુકાળ પડયો તે વખતે જૈન ઓસવાલ મત્રી નગરાજે સદાવ્રત ચાલતુ રાખીને ત્રણ કરોડ પિરોજી સિક્કાનો ખર્ચ કર્યો હતો

આ સમય દરમ્યાન અન્ય ભાષાકાવ્યકૃતિઓ જોઇએ —ઉપદેશ રૂપે નન્નસૂરિએ વિચારચોસઠીનુ ટુકુ કાવ્ય સ ૧૫૪૪મા અને સવેગસુદરે સાર-શિખામણ રાસ નામની મોટી કૃતિ સ ૧૫૪૮ મા રચી છે વાર્તા રૂપે સહજસુંદરે ૧૫૮૨ આસપાસ શુકરાજસાહેલી રચી છે

જૈન પૌરાણિક સાહિત્યમાથી કથારુપે અનેક કાવ્ય કૃતિઓ મુકાઇ છે એક અજ્ઞાત કવિએ ૧૫૫૦ મા મુનિપતિ ચરિત, અને તે આસપાસ શાતિ સૂરિએ સાગરદત્તરાસ, કીર્તિહર્ષે ૧૫૫૧ મા સનત્ કુમાર ચોપાઇ, કક્કસૂરિ શિષ્યે કુલધ્વજ કુમાર રાસ, ક્ષમાકલશે તેજ વર્ષમા સુંદર રાજારાસ, અને ૧૫૫૩મા તેમણે લલિતાગ કુમાર રાસ, મૂલપ્રભે ગજસુકુમારસધિ, જયરાજે મત્સ્યોદર રાસ, ૧૫૫૪મા ધર્મદેવે હરિશ્ચદ્ર રાસ, ૧૫૫૫મા કુશલસંયમે હરબળ રાસ, ૧૫૫૬મા નેમિકુજરે ગજસિહકુમાર ચરિત, ૧૫ ૭ મા લબ્ધિસાગરે શ્રીપાલ રાસ અને તે અરસામા ધ્વજભુજગ ચોપઇ અને ૧૫૬૦ મા હર્ષમૂર્તિએ ચદ્રલેખાચોપાઇ રચેલ છે

૧૫૬૧ ઇશ્વરસૂરિનુ લલિતાગચરિત્ર, ધર્મદેવનો અજાપુત્ર રાસ ૧૫૬૩ મા ધર્મદેવ કૃત વજ્રસ્વામી રાસ, પદ્મસાગર કૃત કયવન્ના ચો, ૧૫૬૫મા હીરાનદ બીજાનો વિદ્યાવિલાસ પવાડો, ૧૫૬૭ મા ધર્મસમુદ્રનો સુમિત્રકુમાર રાસ, ૧૫૬૮ મા લખાયેલ લક્ષ્મણકૃત શાલિભદ્ર વિવાહલો, ૧૫૬૯ મા દેવકલશ કૃત ઋષિદત્તા રાસ, ૧૫૭૧ મા રત્નસિહ સૂરિ શિષ્યનો રત્નચૂડમણિચૂડ રાસ, અને લાવણ્યરત્નનો વત્સરાજ-દેવરાજ રાસ, તે લાવણ્યરત્નકૃત યશોધરચરિત્ર ૧૫૭૩ મત્સ્યોદર રાસ ૧૫૭૪ને તે અરસાના કલાવતી રાસ અને કમલાવતી રાસ, સહજસુદરકૃત ઋષિદત્તારાસ (૧૫૭૨) અને જબુઅતરગરાસ, તથા તેના ૧૫૮૨ મા રત્નસાર રાસ, આત્મરાજ રાસ, અને પરદેશી રાજાનો રાસ, સૌભાગ્યસાગરસૂરિ શિષ્યકૃત ચપકમાલા રાસ (૧૫૭૮) અને આશરે ૧૫૭૯ મા સાધુરત્નસૂરિકૃત કયવન્ના રાસ, ૧૫૮૦ મા ભુવનકીર્તિ કૃત કલાવતી ચરિત્ર ૧૫૮૩ મા વિનયસમુદ્રે આરામશોભા ચો, ૧૫૮૪મા ભીમકૃત તેમજ હરચદ શ્રાવકકૃત અગડદત્ત રાસ અને ધર્મસમુદ્રકૃત કુલધ્વજ રાસ

૧૫૮૫ ... યનિધાનકૃત સુરપ્રિયચરિતરાસ અને ધર્મદત્ત ધનપતિ રાસ, ૧૫૮૮ લગભગ સમરચંદ્રકૃત શ્રેણિક રાસ, ૧૫૯૧ સોમવિમલસૂરિકૃત ધમ્મિલરાસ, ૧૫૯૧(?) કવિયણકૃત તેતલીપુત્ર રાસ, ૧૫૯૭ બ્રહ્મમુનિકૃત ચાર પ્રત્યેકબુદ્ધ રાસ, સુદર્શન ચરિત્ર ચો.,' ૧૫૯૯ વિનયસમુદ્રકૃત અંબડ ચો. અને ૧૬૦૦ લગભગમાં ગુણમાણિક્ય શિષ્યે હરિશ્ચંદ્ર રાસ રચેલ છે.

નેમિનાથના ને સ્થૂલિભદ્રના રસિક ચરિત્રે સોમસુંદર સૂરિને રસિક કાવ્યની પ્રેરણા કરી હતી. તેજ પ્રમાણે ત્યાર પછી—અને ખાસ કરી વલ્લભી સમ્પ્રદાયના ઉદ્ભવ અને પ્રચાર પછી અનેક જૈન કવિઓને કાવ્ય રચવાની પ્રેરણા કરી છે. આ સમયમાં નેમિનાથ સંબંધે લાવણ્યસમયે વિધવિધ છંદમાં કાવ્ય રચ્યું તેજ પ્રમાણે સહજસુંદરે વિધવિધ છંદમાં ગુણરત્નાકર છંદ ૧૫૭૨માં રચેલ છે; વળી ૧૫૭૭ આસપાસ મુનિચંદ્રે રચેલું રસાઉલો એ કાવ્ય ઘણું કરી આ સંબંધે છે. ૧૫૮૬ પહેલાં પુણ્યરત્ને નેમિરાસ—યાદવરાસ,' ૧૬૦૦ લગભગ બ્રહ્મે નેમિનાથ વિવાહલો રચેલ છે, પદ્મસાગરે આશરે ૧૫૬૩માં સ્થૂલિભદ્ર અઠાવીસો અને શુભવર્દ્ધન શિષ્યે સ્થૂલિભદ્ર રાસ સં. ૧૫૭૫માં રચેલ છે. બુધરાજે ૧૫૮૯માં મદન રાસ રચેલ છે.

જૈન દર્શનનાં નવ તત્ત્વો પર રાસ ભાવસાગર સૂરિ શિષ્યે ૧૫૭૬માં, જૈન ધર્મના ચાર પર્વ પર ચતુઃપર્વીરાસ ચંદ્રલાભે સં. ૧૫૭૨ માં અને રાત્રિભોજન ત્યાગ પર ધર્મસમુદ્રે ૧૫૮૪ આસપાસ, આરાધના પર પાર્શ્વચંદ્રે ૧૫૯૨માં, કલ્યાણે કૃતકર્મરાજ રાસ, અને દીવાળી પર્વ પર રાસ ધર્મસિંહે ૧૫૯૬ પહેલાં, લાવણ્યદેવે કર્મવિવરણ રાસ રચેલ છે. બ્રહ્મમુનિએ ૧૬૦૦ માં લગભગ ઉત્તરાધ્યયનના ૩૬ અધ્યાય પર સઝાય રચી છે.

લાવણ્યસમયે જેમ કરસંવાદ રચ્યો છે તેમ સહજસુંદરે યૌવનજરા સંવાદ રચ્યો છે.

લોકકથાનું સાહિત્ય—ભાષામાં થતું જોવામાં આવે છે. નરપતિએ સં. ૧૫૪૫માં નંદબત્રીશી રચી ને તેના પર જરા વિસ્તાર કરી સિંહકુશળે સં. ૧૫૬૦ માં લગભગ તેજ સ્વરૂપમાં તે કથાને મુકી. ૧૫૫૬ માં જિનહર્ષે વિક્રમ-પંચદંડ રાસ રચ્યો કે જે શામળભટ્ટની પંચદંડની વાત સાથે સરખાવી શકાય. આશરે ૧૫૬૭ માં કડવાએ, અને ૧૫૬૩ માં પદ્મસાગરે લીલાવતી સુમતિ વિલાસ રાસ રચ્યો છે ઉદયભાનુએ ૧૫૬૫માં વિક્રમસેન રાસ રચ્યો છે ને સંબંધે સ્વ. મણિભાઈ વ્યાસ લખે છે કે "ને પદ૧ ટુંકનો પ્રબંધ છે તે દરેક રીતે શામળભટ્ટની વાતો સાથે હરીફાઈ કરે તેવો છે; અર્થાત્ આ પ્રબંધની રચના કોઈ રીતે શામળભટ્ટની વાતોથી ઉતરતા પ્રકારની નથી." ૧૫૯૨ માં સ્વર્ગવાસ પામેલા આનંદવિમલસૂરિના શિષ્ય ધર્મસિંહે પણ વિક્રમ રાસ રચ્યો છે. દેવલનવિજયે ઐતિહાસિક

રાસ નામે ચિતોડ મહારાણા બાપા-ખુમાણ રાસ રચ્યો છે તે રાજસ્થાની-મેવાડી મારવાડી ભાષાના શબ્દોથી ભરપુર છે. તે ખુમાણ-તેના વંશજો વગેરેનો ચારણશાહી ઇતિહાસ આમા છે. જૈન સાધુઓ રાજ-દરબારમા રહી તેના જુદાં જુદાં વર્ણનથી ચિત્ત રંજન કરતા એ આ પરથી જણાય છે આ લોકકથા સાહિત્ય જૈનો મૂળથી ખેડતા આવ્યા છે પ્રબંધો રચવાની પ્રણાલિકા તેમણે પાડી હતી ને તે હેમચંદ્રના દ્વાશ્રય કાવ્ય પછી શરુ થયેલી છે આ પરથી અઢારમા શતકમાં થયેલ શામળભટ્ટ લોકકથાનો આદિ પ્રવર્ત્તક છે એમ હવે નહીં કહી શકાય. સત્તરમા શતકમાં પણ આવું ઘણુ સાહિત્ય જૈનકૃત મળી આવે છે તે તે શતકમા કહીશું. વળી આ જૈનેતર કવિઓ પોતાની વસ્તુ પોતાથી પૂર્વગામી જૈનકૃતિઓ પરથી પણ લેતા હોય યા જૈન કે જૈનેતરનો સામાન્ય આશ્રય સંસ્કૃત ગ્રંથોનો પણ હોય એ એકબીજાને સરખાવવાથી સમજી શકાશે

જૈનો પોતાના આચાર્ય, મંદિરો આદિનો ઇતિહાસ પણ કવિતામા મુકતા. તપગચ્છના હેમવિમલસૂરિ સબંધે ફાગ હંસધીરે ૧૫૫૪ મા, અને પૂર્વ દેશમાં આવેલાં જૈન તીર્થો અને મંદિરો સબંધે પૂર્વદેશચૈત્ય રાસ હંસ સોમે ૧૫૬૫-માં, ઇડરગઢના ચૈત્યો સંબંધી ઇલાપ્રાકારચૈત્યપરિપાટી અનંતહંસે ૧૫૭૦ લગભગ, ખીમાએ શત્રુંજય ચૈત્યપરિપાટી, લાભમંડનકૃત ધનસાર પંચશાલિનો રાસ ૧૫૮૩, હીરવિજય બાર માસ ૧૫૯૬ માં ગજરાજે, વસ્તુપાલ-તેજપાલ રાસ પાર્શ્વચંદ્રે ૧૫૯૭ માં અને તેજ વર્ષમા આનંદવિમલસૂરિ રાસ વ સણે રચેલ છે. બ્રહ્મમુનિએ સુધર્મગચ્છપરીક્ષા ચોપઇ ૧૬૦૦ લગભગમાં રચી છે તેમાં આચાર્યોનો ટુંક ઉલ્લેખરૂપે પરંપરાગત વર્ણન છે આ સર્વની આગળના લાવણ્યસમયના વિમલપ્રબંધ સબંધે કહેવાઇ ગયું છે

એક સુંદર ભાષાંતર અત્રે નોંધવા યોગ્ય છે સોળમા શતકના આરંભે લગભગ થયેલ જ્ઞાનાચાર્ય નામના જૈન સાધુએ બિલ્હણ પંચાશિકા અને શશિકલા પંચાશિકા હૃદયંગમ ભાષામાં અવતારી છે.

આ શતકમાં જૈનેતર ગુજરાતી કવિઓમાં નરસિંહ મહેતા (કાવ્યકાલ ૧૫૧૨ થી ૧૫૩૭ લગભગ), ભાલણ (કાવ્યકાલ સં. ૧૫૧૫ થી ૧૫૭૦ લગભગ), કેશવ ૧૫૨૯, ભીમ ૧૫૫૦, નાકર (લગભગ ૧૫૫૦–૧૬૩૨) થયેલા હાથ લાગ્યા છે, જ્યારે જૈન ગુર્જર કવિઓ વર્ષાનુક્રમે ઉપર બતાવ્યા પ્રમાણે કેટલા બધા થયા છે તે સ્પષ્ટપણે જોઇ શકાય તેમ છે સ્તવન આદિ તેમજ બીજી નાની-ટુંકી કૃતિઓ તો પાર્શ્વચંદ્ર આદિ ઘણાએ ઘણી રચી છે કે જેનો અત્રે ઉલ્લેખ કરવામાં આવ્યો નથી.

ઓસવાળમાં લાવી જૈન બનાવવાનો છેલ્લામાં છેલ્લો બનાવ સ. ૧૬૦૦ મા બન્યો. એ પછી એ પ્રથા બંધ પડી ગઇ-કારણ એમ થયું કે જૈન ધર્મમાં

અંદર અંદરનો વિરોધ બહુ પ્રબળ થઈ પડ્યો. ખરતર ગચ્છ અને તપાગચ્છ વચ્ચે વૈમનસ્ય અને ઘણા હતાં, પણ અમદાવાદમાં લોકાશાહે સ્થાપેલો નવો સંપ્રદાય મૂર્તિપૂજા અને તેના ઉપદેશક સાધુઓનો પ્રબળ હરીફ થઈ પડ્યો. અંદર અંદરના વિખવાદથી ધર્માચાર્યોનું મહત્ત્વ ઘટ્યું અને તેમ . હાથ નિર્બળ થઈ ગયા. આવા સમયે તે સર્વનુ નિવારણ કરવા અને ધર્મસ્થિતિનું પુનઃ સ્થાપન કરવા અર્થેજ હીરવિજયસૂરિ થયા હોય નહીં એમ લાગી આવે છે. તેમના સંબંધી હવે પછી ટુંકમાં વિવેચન કરીશુ.

---

## પ્રકરણ ૧૩ મું

### હીરવિજયસૂરિનો સમય

(સત્તરમો સૈકો)

પાલણપુરના ઓશવાળ હીરજીએ ૧૩ વર્ષની વયે સં. ૧૫૯૬ માં દીક્ષા લઇ શાસ્ત્રાભ્યાસ કરી તેમજ દક્ષિણમાં ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કર્યા પછી છેવટે સં. ૧૬૧૦ માં શારોહીમાં આચાર્યપદ મેળવ્યું–તે હીરવિજય-સૂરિ અકબર બાદશાહને ત્રણ વખત મળ્યા સં. ૧૬૩૯ માં ધર્મોપદેશ આપતાં બાદશાહે પ્રસન્ન થઇ પોતાની પાસેનાં પુસ્તકોનો ભંડાર સૂરિને ભેટ કર્યો ત્યાર પછી અમુક સમયે સૂરિએ બાદશાહને જૈનના પર્યુષણના આઠ દિવસોમા કોઇ પણ જીવની હિંસા ન થાય એવો હુકમ બહાર પાડવા સુચવતાં બાદશાહે તે આઠ દિવસોમાં ચાર દિવસ ઉમેરી બાર દિવસો (શ્રાવણ વદિ ૧૦ થી ભાદરવા શુદિ ૬ સુધી) માં જીવહિંસા નિષેધનાં ૭ ફરમાન બહાર પાડી ગુજરાત, માળવા, અજમેર, દીલ્લી, ફત્તેહપુર અને લાહોર એમ ૭ સ્થળોમાં મોકલ્યાં ને છઠ્ઠું ખુદ્દ આચાર્યને પણ આપ્યું. આ સીવાય તેમણે તથા તેમના શિષ્યો વિજયમેનસૂરિ, શાંતિચંદ્ર અને ભાનુચંદ્રે સમ્રાટ પર ધીમે ધીમે વધારે પ્રભાવ પાડ્યો હતો અને તેને પરિણામે જીવદયા માટે બાદશાહને ઘણી ઉંચી લાગણી પેદા થઇ હતી. બાદશાહે પોતાના રાજ્યમાં એક વર્ષમાં ૭ માસ સુધી જીવદયા પાળવાના હુકમો બહાર પાડ્યા હતા. ઘોડા, ગાય, બળદ, ભેંશ અને પાડા વગેરે જીવોનો વધ સદંતર બંધ કરાવ્યો હતો. ઘણાં પક્ષીઓને પાંજરામાંથી છુટાં કર્યાં હતાં ઘણા કેદીઓને મુક્ત કર્યા હતા મરેલ માણસની મીલકત લેવી નહીં એવા ફરમાન બહાર પાડેલ હતા અને આ આચાર્યના ઉપદેશના પ્રભાવે જજીયા કર બંધ કર્યો હતો અને શત્રુંજયાદિ તીર્થો કરથી મુક્ત કર્યાં હતાં. વળી બાદશાહે તેમને 'જગદ્દગુરુ' નું બિરૂદ પણ આપ્યું હતું (સ. ૧૬૪૦)

આ આચાર્યને અકબર ઉપરાંત બીજા રાજાઓ તથા પ્રાંતના સુબાઓ નામે શીરોહીનો રાજા ચ્હુઆણુ સુલતાન પાટણનો કનાખાન મેડતાનો ખાનખાના ખંભાતનો સુલતાન હબીબ ખોજો કાસમખાન આજમખાન વગેરે પણ માન આપતા હતા તેમણે અનેકને દીક્ષાઓ આપી પોતાનો સાધુસાધ્વીઓનો પરિવાર અઢી હજારનો કર્યો હતો આ વખતે અમૂર્તિપૂજક લોકા જૈનોનું જોર હતુ અને તેમાંથી ઘણાને આ સૂરિએ મૂર્તિપૂજક જૈન કર્યા

વિજયસેન સૂરિએ ગુજરાતના ઘણા શહેરોમા અને બીજા સ્થળોએ જૈન મદિરો થયા તેમા જિનબિંબો સ્થપ્યા કે જેની સખ્યા ચાર લાખ થાય છે ફીરગીઓના તેડાવવાથી દીવ ગયા હતા અકબર બાદશાહની સભામા બ્રાહ્મણ પંડિતો સાથે વાદ કર્યો હતો ને સુરતમા ભૂષણ નામના દિગમ્બરાચાર્ય પર જીત મેળવી હતી તેમને અકબર બાદશાહે સવાઇ હીર' નામનુ બિરૂદ આપ્યુ હતુ ભાનુચદ્રના મુખથી અકબર કાશ્મીર ગયો હતો ત્યારે સાથે લઇ જઇ દરેક રવિવારે સૂર્યના સહસ્ર નામો શ્રવણ કરતો ભાનુચદ્ર શતાવધાની હતા તેથી પ્રસન્ન થઇ અકબરે 'ખુષ્ફહેમ' (સુમતિ) એ નામ તેમને આપ્યુ હતુ તેમના ઉપાધ્યાય પદના મહોત્સવનું ખર્ચ અબુલફજલે આપ્યુ હતુ

સમ્રાટ્ અકબર ઉપર જૈન સાધુઓએ ઘણો પ્રભાવ પાડયો હતો આ સબંધે તેની સભામા રહેતા કટ્ટર મુસલમાન બદાઉનીએ પોતાના ગ્રથમા જણાવ્યુ છે કે—

"બાદશાહ બીજા સપ્રદાયના મનુષ્યો કરતા શ્રમણો (જૈન સાધુઓ) અને બ્રાહ્મણોની સાથે એકાતમા વધારે મેળાપ કરતો હતો –તેઓના સહવાસમા વધારે સમય ગાળતો હતો તેઓ પોતાના ધર્મગ્રથો ધર્મતત્ત્વો અને નીતિશાસ્ત્રમા એવા તો પંડિતો હતા ધર્મ સબંધે પણ એવા તો ઉન્નત હતા અને મનુષ્યજીવનની સપૂર્ણતા એવી તો પ્રાપ્ત કરી હતી કે તેઓ બીજા સપ્રદાયની પ્રધાન વ્યક્તિઓને અનાયાસથી અતિક્રમ કરી ગયા હતા તેઓ પોતાના મતની સત્યતાના પ્રમાણને માટે અને ઇસ્લામ ધર્મના દોષો બતાવવાને માટે એવી તો યુક્તિઓ રજુ કરતા એવા તો પ્રમાણો આપતા એવી તો દઢતા અને દક્ષતાની સાથે પોતાના મતનુ સમર્થન કરતા કે તેઓનોજ મત સાચો છે એમ દરેકને પ્રતીત થતુ અને બીજા ધર્મો માટે લોકો શકાશીલ થતા

અબુલ ફ્જલે આઇની–અકબરીમાં અકબરની સભામા જે ૧૪૦ વિદ્વાન હતા તેમના નામોની સૂચિ આપી છે તેમા હીરજી સૂરિ, વિજયસેન સૂરિ

અને ભાઉચંદ્ર (ભાનુચંદ્ર) નાં નામ આપ્યાં છે; અને તેમને પાંચ વર્ગમાંથી પહેલા વર્ગમાં—કે જેમાં શેખ મુબારક આદિ ચુંટી કાઢેલા પ્રથમ દરજ્જાના વિદ્વાન અને બને દુનીઆના રહસ્ય સમજતા હતા એવાને મુકે છે–મુકેલા છે.

સં ૧૬૩૦ માં લોકા મતના ઋષિ મેઘજી પ્રમુખ ૩૭ સાધુઓએ હીરવિજયસૂરિ પાસે દીક્ષા લીધી. પાટણમાં તપગચ્છના ધર્મસાગરે ખરતર ગચ્છના ધર્મરાજ સાથે અભયદેવસૂરિ ખરતર ગચ્છના હતા કે નહીં તે પર ચર્ચા કરી. તે વખતે ૮૪ ગચ્છવાળા સાધુઓએ મળી પ્રમાણપત્ર સહી કરી આપ્યું કે તે હતા; છતાં તે બને પક્ષના વચ્ચે ઝઘડો શમ્યો નહોતો અને તેણે ઘણું તીવ્ર સ્વરૂપ આખા સત્તરમા શતકમાં લીધું હતું ને તેના પરિણામે પોતપોતાની અંદર તપગચ્છમાં અનેકગણો ક્લેશ વધ્યો હતો.

હીરવિજયસૂરિએ ૧૬૩૯–૪૦ માં અકબર બાદશાહને મળી જે પ્રભાવ પાડયો હતો ને કાર્ય કર્યાં તે ઉપર જણાવ્યું છે. ૧૬૪૪ મા શાંતિચંદ્રને અકબરે ફરમાન આપ્યાં–જીવવધ બંધ કર્યો ને જજીયાવેરો દૂર કર્યો. અને આ વર્ષમાં ખંભાતમાં રજીયા અને વજીયા નામના શેઠે ચિંતામણિપાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું તેમાં વિજયસેનસૂરિએ પ્રતિષ્ઠા કરી. ૧૬૪૬ માં હીરવિજયસૂરિએ 'બાર બોલ' એ પટ્ટો બહાર પાડી તપ–ખરતર વચ્ચેનો વિરોધ શાંત પાડયો. ત્યાર પછી પણ તેમણે અનેક પટ્ટાઓ સમાજ–સંઘ–ગચ્છના હિતાર્થે બહાર પાડયા છે.

આ સમયમા ખરતર ગચ્છના જિનચંદ્રસૂરિ એક પ્રભાવક થયા. તેમને અકબર બાદશાહે કર્મચંદ્ર પાસેથી પ્રશંસા સાંભળી પોતાની પાસે લાહોર બોલાવ્યા ને ત્યાં તેમનાથી ખુશ થઇ 'યુગપ્રધાન' પદ તેમને આપ્યું કે જે વખતે સમયસુંદર આદિ શિષ્યો સાથે હતા (સં. ૧૬૪૯). તેમણે પણ અકબર પાસેથી આષાઢ સુદ ૯ થી સુદ ૧૫ સુધીના સાત દિવસોમાં બીલકુલ જીવવધ ન થાય એવું ફરમાન મેળવ્યુ હતું.

૧૬૫૦ માં સોની તેજપાળે શત્રુંજયના ઋષભમંદિરનો જીર્ણોદ્ધાર કર્યો, તેમા શત્રુંજય યાત્રા કરી તે વખતે હીરવિજયસૂરિને હસ્તે પ્રતિષ્ઠા કરાવી. સં. ૧૬૫૯ માં આનંદવિજયે જેસલમેરમાં તપાગચ્છનો જ્ઞાનકોષ સ્થાપ્યો ને તેમાં હીરવિજયસૂરિની મૂર્તિ બેસાડી કે જે હજુ ત્યાં છે

૧૬૬૧ માં ભયંકર દુષ્કાળ પડયો હતો. તે વર્ષમાં તેજપાલ સોનીએ ખંભાતમાં બંધાવેલા મોટા જિનભુવનમા વિજયસેનસૂરિએ પ્રતિષ્ઠા કરી

૧૬૬૨ મા ભંડારીજીએ શત્રુંજય પર ચંદ્રપ્રભુનું દહેરુ બંધાવ્યું. ૧૬૭૧ માં આગ્રાના કોનપલ અને સોનપાલે સમેતશિખરનો સંઘ કાઢયો. ૧૬૭૪ માં જહાંગીરે વિજયદેવસૂરિને માંડવગઢમા 'સવાઈતપા' એ બિરુદ આપ્યું. ૧૬૭૫ માં લોદ્રવાપત્તનમાં ચિંતામણી પાર્શ્વ જિનાલયનો ઉદ્ધાર થીરુશાહે કર્યો, અને જામનગરમાં રાજસીએ બાવન જિનાલય ચૈત્ય બંધાવ્યુ. ૧૬૭૫–૭૬ માં જામનગરના વર્ધમાન અને પદ્મસિંહે શત્રુંજયનો સંઘ કાઢયો ને ૨૦૪ પ્રતિમાઓ

ભરાવી ૫છી જામનગરમા પોતાના કરાવેલા મદિરમા કલ્યાણસાગરસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી તે વખત અભિધાન ચિતામણિ કોશ પર ૭૧ પત્તિ ૨ટાકા નામની લગભગ વીસહજાર શ્લોકપ્રમાણ ટીકા રચનાર પડિત દેવસાગર હાજર હતા ૧૬૭૮મા ઉક્ત વર્ધમાનશાહે શત્રુજય પર દહેર બધાવી શાતિનાથની પ્રતિમા સ્થાપી તથા જામનગરમા બીજી પ્રતિષ્ઠા કરી

૧૬૮૧મા મીરોહીના દીવાન મોતી તેજપાલે અમદાવાદમા ગચ્છભદ નિવારણ તિલક તથા સઘપતિ તિલક મેળવ્યુ ૧૬૮૨મા થીરુશાહે સઘપતિ થઇ શત્રુજય સઘ કાઢી ત્યા ગણધરોની પાદુકા કરાવી ૧૬૮૩મા દીવના શ્રીમાળી સઘે ગિરનારની પૂર્વ પાજનો ઉદ્ધાર કરાવ્યો ૧૬૮૫મા શત્રુજય પર ભરત રાજાના ચરણોની સ્થાપના થઇ ૧૬૮૮મા શત્રુજય પર શા ધરમદાસજી એ અદબદજી (અદ્ભુતજી)નુ દહેરુ બધાવ્યુ ને ત્યા આદિનાથની મૂર્તિ ગિરમાથી કોતરાવી ૧૬૮૭મા જબરો દુકાળ પડ્યો

૧૬૮૪મા શાતિદાસ શેઠે અમદાવાદમા સરસપુરમા ચિતામણિ પાર્શ્વનાથનુ દહેરુ સુદર અને ભવ્ય બધાવ્યુ તે વખતે ઔરગઝેબ ગુજરાતનો સુબો હતો તેણે ૧૭૦૦મા તે તોડી નાખ્યુ અને તેની મસજીદ કરી આથી આખા ગુજરાતમા હીંદુ અને મુસલમાનનુ મોટુ બડ થયુ હતુ શાતિદાસે શાહજહા પાદશાહને અરજ કરતા તેણે તે મદિર નવુ કરાવી આપવા હુકમ કર્યો હતો આ શાતિદાસ શેઠના વશજો અમદાવાદના નગરશેઠ (Lord Mayor) હજુ સુધી કાયમ રહેલા છે

હીરવિજયસૂરિ એ એક જબરા જૈન પ્રભાવક થયા આખા યુગ અને શતક પર તેમનો અને તેમના શિષ્યનો પ્રભાવ છે તેમના માટે તેમનાજ સમયમા અનેક સસ્કૃત અને ગુજરાતી કાવ્યો રચાયા પદ્મસાગરે ૧૬૪૬મા જગદ્ગુરુકાવ્ય શાતિચદ્ર આ અરસામા કૃપારસકોશ દયાકુશળે ૧૬૪૯મા લાભોદય રાસ દેવવિમલ કૃત હીરસૌભાગ્ય મહાકાવ્ય* છે નાની કૃતિઓ પુષ્કળ રચાઇ છે

*શ્રી આનદશકર કહે છે કે આ સત્તર સર્ગનુ એક મહાકાવ્ય લખેલ છે તે હીરવિજયજીની યાત્રા અને ધર્મપ્રવર્તન સબધી છે તેમણે દેહ છોડયા ત્યાર પછીનુ આ કાવ્ય છે એ સ્પષ્ટ છે ચોક્કસ સન અત્યારે નક્કી કરી શકાતી નથી મહાવીર સ્વામીની પટ્ટ પરપરાના આચાર્યોનુ એક સર્ગમા વર્ણન આપ્યુ છે તથા જૈન ધર્મના મત દહેરા વગેરેને લાગતી બીજી ઘણી હકીકત અદર સમાવી છે પણ આ જમાનના સામાન્ય વાચકને રસ ઉપજાવનાર વસ્તુ તો હીરવિજયજીએ અકબર પાદશાહની સભામા મેળવેલુ માન એમના ઉપદેશથી ગુજરાતમા જીવ્યા હિંસા વરાની કરવામા આવેલી મના તથા અમની મુસાફરીમા એમણે જોએલા શહેરો નદીઓ ડુગરોના વર્ણનો તથા તે તે સ્થળોના સસ્કૃત નામ વગેરે છે આ જૈન આચાર્ય ઉત્તરે દીલ્હી અને કદહાર સુધી દક્ષિણે ખાનદેશ અને વરાડ સુધી અને કાઠીઆવાડમાં દીવ અને ઊના સુધી ફર્યા હતા ગુજરાતના વર્ણનમા આ સ્વદેશાભિમની કવિ કહે છે કે

—ગુજરાતનુ સસ્કૃત સાહિત્ય

આ અરસામાં બીજી નીચેની ઐતિહાસિક કૃતિઓ થઇ છે –૧૫૪૮ મા ધર્મસાગરે તપગચ્છપટ્ટાવલિ સ્વોપજ્ઞ વૃત્તિ સહિત, સં. ૧૬૫૦ માં જયસોમે કર્મચંદ્ર ચરિત્ર, કૃષ્ણદાસે દુર્જનશાલ બાવની ૧૬૫૬, આદિ છે હીરવિજયસૂરિ માટે વિસ્તારથી હકીકત મેળવવા માટે જુઓ મુનિ જિનવિજયજી સંપાદિત કૃપારસકોશ અને મુનિ વિદ્યાવિજયજી કૃત "સૂરીશ્વર અને સમ્રાટ્."

સંસ્કૃત સાહિત્યમાં ૧૬૦૩ માં સોમધર્મે ઉપદેશસપ્તતિકા, ૧૬૦૬ ઉદયધર્મકૃત શતાર્થી, ૧૬૧૫માં પદ્મસુંદરે રાયમલ્લાભ્યુદય કાવ્ય (આના બીજા ગ્રંથ પ્રમાણસુંદર નામનો ન્યાયગ્રંથ, ધાતુપાઠ, પાર્શ્વનાથ કાવ્ય, જંબુસ્વામીકથાનક પ્રાકૃત છે. તેમણે અકબર બાદશાહ સમક્ષ એક બ્રાહ્મણ પંડિતને જીતતાં તેમને એક હાર, એક ગામ અને એક સુખાસન અકબરે આપ્યાં ને આગ્રામાં ધર્મસ્થાન બંધાવી આપ્યું. તેમના સ્વર્ગવાસ પછી તેમનો પુસ્તકસંગ્રહ રાજ્યભંડારમાં લીધો તે હીરવિજયજીને ભેટ કર્યો હતો), ૧૬૧૭ ધર્મસાગરે ઔષ્ટ્રિક મતોત્સૂત્રદીપિકા, ૧૬૨૧ જ્ઞાનપ્રમોદે વાગ્ભટ્ટાલંકાર પર વૃત્તિ, ૧૬૨૩ વિજયવિમલે સાવચૂરિ ભાવપ્રકરણ, ૧૬૨૪ નયરંગે પરમહંસસંબોધ ચરિત (કથાવસ્તુ જયશેખરના પ્રબંધચિંતામણિ જેવું), ૧૬૨૭ અજીતદેવે પિંડવિશુદ્ધિ પર દીપિકા, ને દિગંબર સકલભૂષણે ઉપદેશરત્નમાળા, ૧૬૨૮ ધર્મસાગરે કલ્પસૂત્ર પર કિરણાવલી ટીકા, ૧૬૩૦ માં પ્રાકૃત હિતાચરણ પર સકલચંદ્રે વૃત્તિની રચના કરી.

૧૬૩૨માં હેમવિજયે પાર્શ્વનાથચરિત્ર, ૧૬૩૩માં વીરભદ્રે કંદર્પચૂડામણિ, ૧૬૩૪માં પદ્મસાગરે સ્થૂલિભદ્ર ચરિત્ર, અને વિજયવિમલે ગચ્છાચાર પર વૃત્તિ, ૧૬૩૬ માં રવિસાગરે રૂપસેનચરિત્ર, ૧૬૩૯ માં ધર્મસાગરે જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ પર ટીકા, ૧૬૪૦ મા પુણ્યસાગરે પ્રશ્નોત્તર કાવ્ય પર વૃત્તિ ને જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ વૃત્તિ ૧૬૪૫ મા રચી

સમયસુંદરે ૧૬૪૧ માં ભાવશતક રચ્યું ને ૧૬૪૬ માં લગભગ અષ્ટલક્ષી રચવી શરૂ કરી. તેમાં राजानो ददते सौख्यं એ વાક્યના આઠ લાખ અર્થો કર્યા છે. આ સંપૂર્ણ ૧૬૭૯ માં થયો, પણ કેટલોક ભાગ ૧૬૪૯માં તૈયાર કર્યો હતો ને તે વર્ષમાં અકબરે રાજસભામાં વાંચી સંભળાવી સ્વહસ્તે આ પુસ્તકને લઇ કવિના હાથમાં આપી પ્રમાણભૂત કર્યો હતો. તેમણે વિશેષમાં રૂપકમાલા વૃત્તિ. (૧૬૬૩), કલિકાચાર્યકથા (૧૬૬૬), સમાચારી શતક (૧૬૭૨), વિશેષ શતક (૧૬૭૨), વિચારશતક (૧૬૭૪), વિસંવાદ શતક અને વિશેષસંગ્રહ (૧૬૮૫), દશ વૈકાલિક સૂત્રવૃત્તિ (૧૬૯૧), વગેરે રચેલ છે ને ખાસ કરી તેમની વૃત્તરત્નાકર નામના છંદ ગ્રંથ પર વૃત્તિ સં. ૧૬૯૪માં અને કાલિદાસના રઘુવંશ પર વૃત્તિ ધ્યાન ખેંચે છે.

પદ્મસાગરે ૧૬૪૬માં જગદ્દગુરુ કાવ્ય રચ્યુ, તે ઉપરાંત બીજા અનેક ગ્રંથો રચ્યા છે તિલકમંજરી વૃત્તિ, પ્રમાણપ્રકાશ નયપ્રકાશ યુક્તિપ્રકાશ, તર્કગ્રંથત્રય સૂત્ર વૃત્તિ, ઉત્તરાધ્યયન કથા (૧૬૫૭) ઉપરોક્ત સ્થૂલભદ્રચરિત્ર શીલપ્રકાશ, ધર્મપરીક્ષા, યશોધર ચરિત આદિ

ગુણવિનયે ૧૬૪૧ મા ખડપ્રશસ્તિ કાવ્ય ટીકા ૧૬૪ મા દમયતી કથા ચપૂ વૃત્તિ તથા રઘુવશ ટીકા રચી તે ઉપરાત વૈરાગ્યશતક ટીકા (૧૬૪૭) સબોધસત્તરી ટીકા (૧૬૫૧), લઘુશાંતિ ટીકા (૧૬૫ ), ઇદ્રિયપરાજય શતક વૃત્તિ (૧૬૬૪), ઉત્સૂત્રોદ્દઘટ્ટન કુલક ખડન કે જેમા ઉક્ત ધર્મસાગરના મતનુ ખડન કર્યુ છે (૧૬૬૫), શબ્દાર્થ સમુચ્ચય મિતભાષિણી વૃત્તિ આદિ રચેલ છે

ઉદયસિંહે ૧૬૫૬મા શ્રાદ્ધપ્રતિક્રમણ વૃત્તિ પર ભાષ્ય રચ્યુ ૧૬૫૦ માં શાંતિચદ્રે પ્રમેયરત્નમજૂષા નામની જબુદ્વીપ પ્રજ્ઞપ્તિ પર વૃત્તિ અને ૧૬૫૧મા અજિતશાંતિસ્તવની રચના કરી, તેમણે ઇડરમા રાયનારાયણની સભામાં વાદીભૂષણ દિગંબરને હરાવી જય મેળવ્યો હતો ૧૬૫૨ માં હીર વિજયસૂરિનો સ્વર્ગવાસ ઉનામા થયો ને દેવવિજયે રામચરિત્ર સ ગદ્યમા ને કનકકુશલે ભક્તામર સ્તોત્ર પર વૃત્તિ રચી તેજ દેવવિજયે ગદ્યમા પાડવચરિત્ર ૧૬૬૦ મા રચ્યુ

૧૬૫૬મા હેમવિમલે અપભ્રશતક અને ૧૬૫૭મા કથારત્નાકર રચ્યો તેમના બીજા ગ્રંથો—અન્યોક્તિ મુક્તામહોદધિ કીર્તિકલ્લોલિની, સૂક્તરત્નાવલી સદ્ભાવશતક, ચતુર્વિંશતિ સ્તુતિ, સ્તુતિત્રિદશતરંગિણી કસ્તૂરીપ્રકર વિજય સ્તુતિ, વિજયપ્રશસ્તિ મહાકાવ્ય છે છેનુ આ કાવ્ય ૧૬ સર્ગ કરી તેઓ સ્વર્ગસ્થ થતા તે પછીના પાચ સર્ગો તેમના ગુરુભાઈ ગુણવિજયે પોતાની ટીકા સહિત પુરા કર્યા–૧૬૬૮ મા

૧૬૬૦ મા જ્ઞાનતિલકે ગૌતમ કુલક પર વૃત્તિ, અને સકલચદ્રે પ્રતિષ્ઠા કલ્પ, ૧૬૬૧ મા વલ્લભે દુર્ગપદપ્રબોધ નામની હૈમવ્યાકરણ પર વૃત્તિ રચી આ વલ્લભે સ ૧૬૬૭ મા અભિધાન નામમાલા પર સારોદ્ધાર નામની વૃત્તિ રચી ૧૬૬૨ મા હર્ષપ્રમોદે સારગસાર વૃત્તિ રચી ૧૬૬૩ મા હર્ષકીર્તિએ અનિટકારિકા વિવરણ રચ્યુ તેમણે ધાતુતરંગિણી પણ રચેલ છે તે વર્ષમા શુભવિજયે તર્કભાષા વાર્તિક રચ્યુ આ શુભવિજયના ગ્રંથો—અમરચદ્રની કાવ્યકલ્પલતા વૃત્તિના સારરૂપ કાવ્યકલ્પલતાવૃત્તિમકરદ ૧૬૬૫ મા અમદાવાદમા, સવૃત્તિ સ્યાદ્દવાદ ભાષા ૧૬૬૭ પ્રશ્નોત્તર સગ્રહ (રત્નાકર) છે ૧૬૬૬ મા દેવવિજયે દાનાદિ ચાર કુલકપર વૃત્તિ, ૧૬૬૮ મા ગુણવિજયે નેમિનાથ ચરિત્ર અને હર્ષકીર્તિએ કલ્યાણમંદિર સ્તોત્રવૃત્તિ, ૧૬૭૦ મા તે દેવવિજયે સપ્તતિશત સ્થાનક વૃત્તિ અને તેના શિષ્ય જયવિજયે શોભનસ્તુતિ વૃત્તિ રચી આ

જયવિજયે કલ્પસૂત્ર પર કલ્પદીપિકા ૧૬૭૭માં રચી. વિશેષ માટે જુઓ આ કા. મ. મૌક્તિક ૭માં મારી પ્રસ્તાવના.

૧૬૭૧માં ભાનુચંદ્રે વિવેકવિલાસ પર વૃત્તિ (તેમના બીજા ગ્રંથો કાદંબરીના પ્રથમખંડ પર પ્રસિદ્ધ ટીકા, સારસ્વત વ્યાકરણ વૃત્તિ, શોભનસ્તુતિ ટીકા, વસંતરાજ શકુન પર ટીકા, સૂર્ય સહસ્રનામ આદિ છે), ૧૬૭૩માં હર્ષનંદને (કે જેણે ઋષિ મંડલ પર ટીકા કરી છે તેણે) મધ્યાન્હ વ્યાખ્યાનપદ્ધતિ, ૧૬૭૪માં સંઘવિજયે કલ્પસૂત્ર પર પ્રદીપિકા, અને રત્નચંદ્રે અધ્યાત્મકલ્પદ્રુમ પર વૃત્તિ, ૧૬૭૯ માં રત્નચંદ્રે કુમતાહિવિષ જાંગુલિ (ધર્મસાગરના મતના ખંડન રૂપે,) ૧૬૭૯ માં ભાવવિજયે ઉત્તરાધ્યયન પર વૃત્તિ, અને ૧૬૮૦માં સાધુસુંદરે ધાતુરત્નાકર–ક્રિયાકલ્પલતાની રચના કરી. આજ વર્ષમાં ગોસ્વામી તુલસીદાસ સ્વર્ગસ્થ થયા. ૧૬૮૫ થી ૧૬૮૮ માં ખરતર સહજકીર્તિએ અનેકશાસ્ત્ર સારસમુચ્ચય, ઋજુ પ્રાજ્ઞ વ્યાકરણ, સારસ્વત વૃત્તિ, સિદ્ધ શબ્દાર્ણવ આદિ રચ્યા. દયારત્ને ૧૬૯૫ આસપાસ ન્યાયરત્નાવલિ અને વિનયવિજયે ૧૬૯૬ માં કલ્પસૂત્ર પર સુબોધિકા ટીકા રચી.

ભાનુચંદ્રના શિષ્ય સિદ્ધિચંદ્રે કાદંબરીના ઉત્તર ભાગની ટીકા, ભક્તામર સ્તોત્ર વૃત્તિ, ધાતુમંજરી, વાસવદત્તા પર વૃત્તિ, અનેકાર્થનામમાલા વૃત્તિ, વૃદ્ધ પ્રસ્તાવોક્તિ રત્નાકર, ભાનુચંદ્ર ચરિત્ર આદિ રચ્યા છે ને વળી તે સિદ્ધિચંદ્ર ફારસી ભાષાના પણ એક સારા વિદ્વાન હતા, તેથી તેમની અકબરના ઘણા દરબારીઓ સાથે પ્રીતિ થઇ હતી.

આ શતકમાં પુષ્કળ ગુજરાતી કાવ્યો જૈનોના હાથથી રચાયાં છે અને તે સર્વનો નામનિર્દેશ સ્થળસંકોચને લીધે અત્રે કરી શકાય તેમ નથી, તેથી તે માટે મારો 'જૈન ગુર્જર કવિઓ'–પ્રથમ ભાગનો અત્રે વાંચકને હવાલો આપું છું માત્ર કવિઓનાં નામ ગણાવીએ:—

સોમવિમલસૂરિ (કાવ્યકાલ ૧૫૯૧-૧૬૩૩), વિનયસમુદ્ર (૧૫૯૯–૧૬૦૪), સુમતિ અને દર્શન (૧૬૦૧), હેમરત્નસૂરિ (૧૬૦૩–૧૬૪૭), ગુણવિમલ ૧૬૦૩, પુણ્યસાગર ૧૬૦૪, દેવગુપ્તસૂરિ શિષ્ય ૧૬૦૬, વિમલચારિત્ર ૧૬૦૫, હેમરાજ ૧૬૦૯, પ્રીતિવિજય ૧૬૧૨, હર્ષરાજ ૧૬૧૩, સિદ્ધિસૂરિ ૧૬૧૬–૧૬૨૩, કુશલલાભ ૧૬૧૬–૧૬૨૫, લાવણ્યકીર્તિ, વિજયસાગર અને માન ૧૬૧૭, સાધુકીર્તિ ૧૬૧૮ ૧૬૨૪, દેવશીલ ૧૬૧૯, ભીમ ૧૬૨૧, રત્નસુંદર ૧૬૨૨–૧૬૩૮, રાજપાળ ૧૬૨૨, જ્ઞાનદાસ ૧૬૨૩, હીરકલશ ૧૬૨૪–૧૬૭૭, નમનિકીર્તિ ૧૬૨૫, ભલાન ૧૬૨૬, બાવરત્ન ૧૬૨૨, જિનચંદ્રસૂરિ ૧૬૨૦–૧૬૩૩, પુણ્યરત્ન ૧૬૩૭, નયસુંદર ૧૬૩૭–૧૬૬૯, મંગલમાણેક ૧૬૩૮, સારંગ ૧૬૩૯–૧૬૫૧, હીરકુશલ ૧૬૪૦, પદ્મરાજ ૧૬૪૦–૧૬૫૯, ધર્મરત્ન ૧૬૪૧, વચ્છરાજ ૧૬૪૨–૧૬૪૮,

સકલચંદ્ર ૧૬૪૩-૧૬૬૦, કલ્યાણદેવ ૧૬૪૩, વિનયશેખર ૧૬૪૩, હેમશ્રી સાધ્વી ૧૬૪૪, મનજી ૧૬૪૬, હેમાણંદ ૧૬૪૬, મલ્લિદેવ ૧૬૪૮, નગર્ષિ ૧૬૪૯, પ્રીતિવિમલ ૧૬૪૯-૫૫, ધનવિજય ૧૬૫૦ આશરે, માલદેવ ૧૬૫૨ પહેલાં, જ્ઞાનસાગર અને લલિતપ્રભ ૧૬૫૫, ગુણવિનય ૧૬૫૫ ૧૬૭૪, નર્મદાચાર્ય ૧૬૫૬, **સમયસુંદર** (૧૬૫૮ થી ૧૭૦૧), જયવિજય ૧૬૫૨-૧૬૬૪, સુધર્મરુચિ અને પદ્મકુમાર ૧ આસપાસ, હેમવિજય ૧૬૬૧, વિમલચરિત્ર બીજા ૧૬૬૩, કનકસુંદર ૧૬૬૩-૧૬૬૭, મેઘરાજ ૧૬૬૪, હીરાનંદ બીજા ૧૬૬૪-૧૭૦૦, દામોદર-દયાકુશલ ૧૬૬૫-૧૬૬૯, પુણ્યકીર્તિ ૧૬૬૬-૧૬૮૮, ઋષભદાસ ૧૬૬૬-૧૬૮૭, વિજયમેરુ ૧૬૬૯ આસપાસ, સહજવિજય ૧૬૬૯-૭૯, હીરનંદન ૧૬૭૦-૭૪, ગંગદાસ ૧૬૭૧, વિદ્યાચંદ્ર ૧૬૭૧ પછી, આનંદોદય અને કૃપાસાગર ૧૬૭૨, રાજસાગર ૧૬૭૨-૯૮, ભદ્રસેન ૧૬૭૫ આસપાસ, ઉદયમંદિર ૧૬૭૫, મતિસાર ૧૬૭૫-૧૬૯૯, ધર્મકીર્તિ ૧૬૭૫, વિવેકવિજય ૧૬૭૫ (?) જયસોમ, ગુણસાગર, મતિસાગર, મનોહરદાસ, અને જ્ઞાનમેરુ ૧૬૭૬, ભુવનકીર્તિ ૧૬૭૬-૧૬૯૧, અમરચંદ્ર ૧૬૭૮-૭૯, કર્મસિંહ ૧૬૭૮, ગુણવિજય ૧૬૭૮-૧૬૮૩, લલિતકીર્તિ ૧૬૭૯, જિનોદયસૂરિ ૧૬૮૦, રાયચંદ (?) ૧૬૮૨, નારાયણ અને કેશરાજ ૧૬૮૩, સહજકીર્તિ ૧૬૮૪-૮૮, દયાકુશલ, કલ્યાણશા, અને સ્થાનસાગર ૧૬૮૫, સુમતિહંસ ૧૬૮૬, રાજસિંહ ૧૬૮૭, લુણસાગર અને ચંદ્રકીર્તિ ૧૬૮૯, દર્શનવિજય ૧૬૮૯ થી ૧૬૯૭, પ્રેમમુનિ, કમલવિજય, ૧૬૯૨, કનકકીર્તિ ૧૬૯૨-૩, લક્ષ્મીકુશલ ૧૬૯૪, દયારત્ન અને રાજરત્ન ૧૬૯૫, કલ્યાણ ૧૬૯૬ ૯૭, વિવેકચંદ્ર અને મતિકીર્તિ ૧૬૯૭, દેવચંદ્ર (?) ૧૬૯૫ આસપાસ, ભાવવિજય ૧૬૯૬, કનકસુંદર અને ધર્મસિંહ ૧૬૯૭, કીર્તિવર્ધન તે આસપાસ, દેવરત્ન ૧૬૯૮, જ્ઞાનચંદ તે આસપાસ, ત્રિકમ ૧૬૯૯-૧૭૦૬, જિનરાજસૂરિ ૧૬૯૯-૧૭૦૬. આ પૈકી નયસુંદર, સમયસુંદર અને ઋષભદાસ માટે વિસ્તારથી લખેલા મારા નિબંધો અનુક્રમે આનંદકાવ્યમહોદધિ મૌક્તિક ૬ ઠું, ૭ મુ અને સુરત સાહિત્ય પરિષદનો અહેવાલ જુઓ.

લોકકથા સાહિત્ય આ શતકમાં વિશેષ થયું છે ૧૬૧૬ મા સિદ્ધિસૂરિએ સંસ્કૃત પરથી સિંહાસનબત્રીશી, અને તેજ વર્ષમાં કુશલલાભે માધવાનળકથા, અને ૧૬૧૭ માં મારુઢોલાની ચોપઇ, ૧૬૧૯ માં દેવશીલની વેતાલપચવીસી, ૧૬૨૨ રત્નસુંદર કૃત પંચોપાખ્યાન (પંચતંત્ર) અને તેજ કવિનુ ૧૬૩૮ માં શુકબ્હોતેરી, વળી ૧૬૩૮ મા મંગલમાણેકનો વિક્રમ-ખાપરાચોર રાસ, ૧૬૪૬ માં હેમાણંદે રચેલ વેતાલ પચવીસી તથા ભોજચરિત્ર ચો., ૧૬૪૭માં ચારણી ઇતિહાસ જેવી

હેમરત્નની ગોરાવાદલ કથા (પદમણી ચો.), '૧૬૪૮ માં વચ્છરાજકૃત પંચતંત્ર ચો., ૧૬૫૧ માં સારંગની ભોજપ્રબંધ ચો., ૧૬૬૭ માં કનકસુંદરનો સગાલશાહ રાસ, ૧૬૨૩ આસપાસ થયેલ જ્ઞાનદાસનો શ્રીચરિત્ર રાસ, ૧૬૭૫ આસપાસ ભદ્રસેનકૃત ચંદન મલયાગિરિ રાસ, ૧૬૮૮ ગુણવિજયકૃત જયચંદ્ર રાસ આદિ છે. આ સર્વ કવિઓ શામળભટના પુરોગામી છે.

અતિહાસિક સાહિત્યમાં ૧૬૧૯ આણંદમોમકૃત સોમવિમલસૂરી રાસ, ૧૬૪૦ માં હીરકુશલ કૃત કુમારપાલ રાસ, ૧૬૪૬ માં મનજીનો વિનયદેવસૂરિ રાસ, જયચંદ્રકૃત રસરત્ન રાસ, ૧૬૫૫ માં ગુણવિનયકૃત કર્મચંદ્ર મંત્રી પ્રબંધ, અને જયવિજયકૃત કલ્યાણવિજયરાસ, ૧૬૬૨ નું સમયસુંદર કૃત ધંધાણીતીર્થ સ્તોત્ર, ૧૬૬૪ જયવિજયનો સમેતશિખર રાસ, ૧૬૭૦ ઋષભદાસનો કુમારપાલ મોટો તથા નાનો રાસ, ૧૬૮૪ માં હીરવિજય ૧૨ બોલ રાસ તથા ૧૬૮૫ માં હીરવિજયસૂરિ રાસ, ૧૬૮૮ માં સમયસુંદરનો વસ્તુપાલ–તેજપાલ રાસ, ૧૬૮૩ માં ગુણવિજયકૃત કોચરરાસ, ૧૬૮૫ માં દયાકુશલકૃત પદમહોત્સવ રાસ, ૧૬૯૭ ધર્મસિંહકૃત શિવજી આચાર્ય રાસ તેમજ હીરવિજયસૂરિ ઉપર ઘણી ટુંકી કૃતિઓ મળી આવે છે.

ઉપરોકત કુશલલાભની માધવાનળ કથા શામળભટ્ટની તેજ સંક્ષિપ્ત કથા સાથે સરખાવતાં શામળભટ્ટની ઝાઝાં માલ વગરની જણાય છે; તેજ પ્રમાણે શામળભટ્ટની વેતાળપચીસી, સિંહાસનબત્રીશી, સુડાબહોતરી તે તે કથા જૈનો કૃત છે તેની સાથે સરખાવતાં ઘણું જાણવા જેવું મળશે. લોકકથામાં જૈન કવિઓ સાધુ હોવા છતાં શૃંગારરસની ઝળક બતાવી શકે છે. શ્રી કૃષ્ણલાલના કથન પ્રમાણે "જૈન સાધુઓ સાધુત્વ સંપૂર્ણ અંશે પાળવા છતાં સંસારનું જ્ઞાન સંસારીઓને પણ કુદી જાય એવા ઉંડા પ્રકારનું બતાવે છે. કુશલલાભની શૃંગારરસની જમાવટ એ માહીતીની એક સાબીતી છે." છતાં તેમનો શૃંગાર મર્યાદિત અને સભ્ય હોય છે–એટલો અમર્યાદિત નથી હોતો કે જેમ નર્મદ જેવાને પણ શામળભટ્ટ માટે કહેવું પડયું કે 'શામળભટ્ટે કેટલીક વાર્તાઓ ન લખી હોત તો સારું,' તેમ જૈન સાધુઓ માટે કહેવું પડે. કથાઓને આલેખતાં જૈન સાધુઓ તે દરેકમાં અમુક સદ્‌ગુણનો મહિમા દર્શાવે છે. શ્રી કાંટાવાળા કહે છે કે "વિશેષમાં જૈન સાધુઓ જેમ અમુક સદ્‌ગુણનું પ્રતિપાદન કરે છે, તેમ આ (માધવાનળ કથાના) ગ્રંથમાં શીળનો મહિમા બતાવ્યો છે, એટલે તે બાબતમાં તે (જૈન કવિ) શામળભટ્ટ કરતાં ચઢે છે......"

શ્રી નાનાલાલ કવિએ એક સ્થળે કહેલું છે કે "ગુર્જર સાહિત્યમા કવિ પ્રેમાનંદે ગુર્જર ભૂમિનાંજ 'વૃત્તસંતાનો'–ગુજરાતી રાગો જેવા કે મારુ, રામેરી, રામગ્રી આદિ દેશી રાગોનો બહુ છુટથી ઉપયોગ કર્યો છે"–આ કથન

સબંધે કહેવાનું કે રાગોનો ઉપયોગ તો ગમે તે દેશી માટે—અરે દોહરાને માટે પણ કરી શકાય આ કથનનો મુળ આશય દેશીઓ—વલણ પિંગળના છંદોના માપને—માત્રાદિને નેવે મુકીને થતી લોકરાહોને—પ્રેમાનંદે વાપરી છે એવો હોવો ઘટે તે સામે જણાવવાનું કે પ્રેમાનંદના પૂર્વગામી જૈનકવિઓએ—લગભગ બધાએ દેશીઓનો છુટથી ઉપયોગ કર્યો છે, તેને 'ઢાળ' એ ખાસ નામ જૈન કવિઓએ વાપર્યું છે

શ્રી કૃષ્ણલાલ ઇસુની મોળમી સદી ( વિ સ ૧૪૪૪ થી ૧૫૪૪ ) ને પ્રાય નિર્વંશ જણાવે છે કારણકે તે સમયમા જૈનેતર કવિઓ ત્રણજ—નામે વસ્તો વચ્છરાજ અને તુલસી થયા એવુ તેઓ જણાવે છે પણ પછી વિશેષ શોધ કરતા તે સૈકામા નાકર તથા વિષ્ણુદાસ સ્થાન લે છે હજી પણ કદાચ થોડા મળી આવે, પણ ઉપરથી જણાયુ હશે કે જૈન સાધુ—કવિઓની ભાષા 'તેમના અમગ જીવનના જેવી શુદ્ધ અને સરલરૂપે સાહિત્યમા સ્ફુરે છે' અને તેમની સખ્યા પુષ્કળ છે, એટલે મધ્યયુગમા ખાસ કરી જૈનોમા કવિતાના સ્વર્ગીય ગાનના ધ્વનિ છેક મંદ પડી ગયો' એવુ તો નથી, એટલુજ નહીં પણ સહેજ પણ મદ નથી પડયો

આ સૈકો જૈનો માટે ઘણો પ્રતાપી હતો તે સદીમા અકબર જહાંગીર ને શાહજહા ( સ ૧૬૧૨ થી ૧૭૧૪ ) એ ત્રણેની શહેનશાહતમા ભારતમા શાતિની શતવર્ષી રહી જૈન સાધુઓ દીલ્હી દરબારના સસર્ગમા આવ્યા—તે આસપાસના પ્રદેશોમા પણ અખડ વિહાર કર્યો ને ત્યારથી (૧૬૪૦ થી) ઉર્દુનુ ભરાડુ ભાષામા થોડુઘણુ પણ પ્રવેશ પામ્યુ શહેનશાહો પાસેથી ફરમાનો, પરવાના તથા બિરુદો મેળવ્યા અન્ય ભાષા અને ધર્મોમા પણ ઘણી જાગૃતિ અને સાહિત્યવૃદ્ધિ પરિણમી દાદુ અમદાવાદમા થયો, હીંદી ભાષાના કવિઓ ગોસ્વામી તુલસીદાસ વિહારી અને કેશવદાસ મહારાષ્ટ્રી કવિઓ વિષ્ણુદાસ, મુક્તેશ્વર અને ત્યાના સત કવિઓ એકનાથ, તુકારામ સમર્થ રામદાસ આ શતકમા થયા અનેક ધર્મવીર કર્મવીર સાહિત્યવીર આદિથી આ શતક તેજોમય બન્યુ છે ધન્ય તે શતકને!

---

## પ્રકરણ ૧૪ મુ



### યશોવિજયજીનો સમય

( અઢારમુ શતક )

૧૭૦૫ માં સુમતિકલ્લોલ તથા હર્ષનંદને સ્થાનાગ વૃત્તિગત ગાથાવૃત્તિ ૧૭૦૮ મા ભાવવિજયે વીજાપુરમા ચપકમાલાચરિતની રચના કરી ૧૭૧૬ માં મેઘવિજયે પૂર્ણભદ્રનુ પચતત્ર,—અન્ય જૈન પચતત્રનો એક પદ્ય કલાશે—ધર્મ'

કલ્પદ્રુમ નામનો જૈન ગ્રંથ વગેરેની મદદથી એક ખાસ અલગ પંચતંત્ર' બનાવ્યું હતું ગદ્ય ફરીને લખવામાં આવ્યું હતું ને નવા શ્લોકો અને કથાઓ ઉમેરવામાં આવ્યાં હતાં, અને તેજ મેઘવિજયે ૧૭૨૭ માં સાદડીમાં દેવાનંદા ભ્યુદય કાવ્ય રચ્યું તેમાં વિજયદેવસૂરિનો ઐતિહાસિક વૃત્તાંત છે દિગ્વિજય મહાકાવ્યમાં વિજયપ્રભસૂરિનું વૃત્તાંત આપ્યું છે તેમના અન્ય ગ્રંથો ધર્મનગરમાં ૧૭૪૭ માં માતૃકાપ્રસાદ, ૧૭૫૭ માં આગ્રામાં ચંદ્રપ્રભા વ્યાકરણ, ૧૭૬૦ માં ટીપ્પણસહિત સપ્તસંધાન કાવ્ય, તેમજ તત્ત્વગીતા, શાંતિનાથચરિત્ર, વર્ષમહોદય, ધર્મમંજૂષા, યુક્તિપ્રબોધ નાટક, હૈમચંદ્રિકા, મેઘદૂત સમસ્યા લેખ, ભક્તામર સ્તોત્ર વૃત્તિ, વલ્લભકૃત વિજયદેવમાહાત્મ્ય ઉપર પ્રયોગોનું પરિસ્ફોટન આદિ છે ૧૭૩૧ માં ઉદયચંદ્રે પાંડિત્યદર્પણ ગ્રંથ (મરુદેશના અનૂપસિંહ રાજાની આજ્ઞાથી રચાયેલ છે કે જેમાં મનજી આદિ પંડિતના મતને તોડી પોતાના મતની પ્રમાણથી પુષ્ટિ કરી છે), ૧૭૪૫ માં લક્ષ્મીવલ્લભે સ્વોપજ્ઞ વૃત્તિ સહિત ધર્મોપદેશની રચના કરી આમાં મેરુવિજય તરી વળે છે

વિશેષમાં આ શતકમાં અતિ પ્રખર મહાવિદ્વાન યશોવિજય * થયા છે આ કવિ ઉપરાંત તાર્કિક શિરોમણિ ધુરંધર પ્રભાવક હતા હેમાચાર્ય પછી સર્વશાસ્ત્રપારગત, સૂક્ષ્મદષ્ટા અને બુદ્ધિનિધાન, યશોવિજય જેવા જૈનશાસનમાં કોઇ થયેલ નથી શ્રી હરિભદ્રસૂરિ જેવા તલસ્પર્શી વિદ્વાન જૈન શાસનમાં એકજ છે, અને તેમની પછી લગભગ એક હજાર વર્ષે આ થયા તેમના જન્મ દીક્ષા આદિ સંબંધી નિર્ણિતકાળ સાંપડતો નથી કાશીમાં પંડિતોએ તેમને 'ન્યાયવિશારદ', બીરુદ આપ્યા પછી જ્યારે તેમણે સો ગ્રંથો રચ્યા ત્યારે 'ન્યાયાચાર્ય'નું મહાપદ આપ્યું આ ગ્રંથો સાંપડતા નથી ત્યાંથી અભ્યાસ પુરો કરી ગુજરાતમાં આવ્યા તેમણે તદુપરાંત 'રહસ્ય' પદ વડે અંકિત એવા ૧૦૮ ગ્રંથ રચવા ઇચ્છ્યા હતા, તે પૈકી ભાષારહસ્ય, ઉપદેશ-

* શ્રી આનંદશંકર ગુજરાતના સંસ્કૃત સાહિત્યનો ત્રીજો યુગ (ઈ સ ૧૭ મું અને ૧૮ મું શતક) પાડી તેમાં હીરસૌભાગ્યના કર્તા દેવવિમલને પહેલા ગ્રંથકાર જણાવી કહે છે કે—'આ યુગના બીજા મહાન ગ્રંથકાર તે યશોવિજયજી છે તે ખંભાત વગેરે સ્થળે રહ્યા હતા એમણે ન્યાયરહસ્ય, ન્યાયાલોક, ખંડનખાદ્ય આદિ ઘણા કુશાગ્ર બુદ્ધિમત્તાથી શોભતા ગ્રંથો રચ્યા છે, અને એમની વિદ્વત્તાથી અંકિત થઇ કાશીના પંડિતોએ એમને 'આચાર્ય' પદ આપ્યું હતું એમના ગ્રંથોમાં બ્રાહ્મણ ગ્રંથોનો અભ્યાસ પુષ્કળ પ્રતીત થાય છે ન્યાય ખંડખાદ્યનું નામ શ્રીહર્ષના તેવાજ ગ્રંથનું સ્મરણ કરાવે છે, પરંતુ આ બે ગ્રંથ વચ્ચે નામ સીવાય બીજું થોડુંકજ સામ્ય છે શ્રીહર્ષ અનિર્વચનીયતાવાદ ફલિત કરવા માટે લક્ષણમાત્રનું ખંડન કરે છે, અને યશોવિજયજી તો આત્માના અસ્તિત્વાદિ સંબંધી બૌદ્ધ નૈયાયિક વગેરેના સિદ્ધાંતોની પરીક્ષા કરીને સ્યાદ્વાદનું પ્રતિપાદન કરે છે એ શ્રીહર્ષ અને યશોવિજય એ બેના ગ્રંથની પદ્ધતિ વચ્ચે ભેદ છે ખંડનખાદ્યની વાણી પ્રૌઢ અને સંસ્કારી છે, અને વિષય બહુ વૈશદ્યથી ઉપસ્થિત કર્યો છે,"

રહસ્ય અને નયરહસ્ય એ ત્રણજ ગ્રંથો મળ્યા છે. તેમના હાલ લભ્ય બીજા સંસ્કૃત ગ્રંથો નીચે પ્રમાણે છેઃ—

જૈન તર્કપરિભાષા, નયપ્રદીપ, નયોપદેશ, નયરહસ્ય, જ્ઞાનબિંદુ, અધ્યાત્મ સાર, અધ્યાત્મોપનિષદ્, યતિલક્ષણ સમુચ્ચય, અધ્યાત્મ મતખંડન—અધ્યાત્મ મતપરીક્ષા, દેવધર્મપરીક્ષા, પ્રતિમાશતક, ગુરુતત્ત્વ નિર્ણય, વૈરાગ્ય કલ્પલતા, જ્ઞાનસાર, ન્યાયખંડન ખાદ્ય, ન્યાયાલોક, અષ્ટસહસ્રી ટીકા, દ્વાત્રિંશત્ દ્વાત્રિંશિકા, શાસ્ત્રવાર્તા સમુચ્ચય ટીકા—સ્યાદ્વાદકલ્પલતા, પરમાત્મદશ નયચ-વિંશતિકા, પરમજ્યોતિ પંચવિંશતિકા, પાતંજલયોગસૂત્ર ચતુર્થપાદવૃત્તિ,—આ સર્વ મુદ્રિત છે. અમુદ્રિત અને લભ્ય ગ્રંથો-ષોડશકવૃત્તિ, કર્મ પ્રકૃતિ ટીકા, ધર્મપરીક્ષા સવૃત્તિ, પંચનિગ્રંથ પ્રકરણ પ્રતિમાસ્થાપન ન્યાય, મુક્તાશુક્તિ, સામાચારી પ્રકરણ સવૃત્તિ, સ્તોત્રો, તત્ત્વાર્થ ટીકાનો અમુક ભાગ આદિ. અલભ્ય ગ્રંથો, તેમના ગ્રંથોની એક ટીપ પાટણ ભંડારમાં મળી છે તે પરથી એ કહી શકાય છે કે વીરસ્તવટીકા શ્લોક ૨૦૦૦૦, સિદ્ધાંતમંજરી ટીકા, અલંકારચૂડામણિ ટીકા ૧૪૦૦૦, કાવ્યપ્રકાશ ટીકા, અનેકાંત વ્યવસ્થા ૮૦૦૦, તત્ત્વાલોક વિવરણ, જ્ઞાનાર્ણવ, વેદાંતનિર્ણય, કૂપદૃષ્ટાંતવિશદીકરણ તેમજ બીજી ટીપોમાંથી અધ્યાત્મોપદેશ, આત્મખ્યાતિ, છંદશ્ચૂડામણિ ટીકા, જ્ઞાનસારચુર્ણિ, તત્ત્વવિવેક, ત્રિસૂત્ર્યાલોકવિધિ, પ્રમારહસ્ય, સ્યાદ્વાદરહસ્ય, માર્ગપરિશુદ્ધિ, વિચારબિંદુ, વિધિવાદ, શઠપ્રકરણ, મંગલવાદ, દ્રવ્યાલોક, સિદ્ધાંત તર્કપરિષ્કાર, ચતુર્વિંશતિ જિન (ઐંદ્ર) સ્તુતય

આ સીવાય ભાષાકૃતિઓ તો જુદી છે. અનુમાનથી તેમનો જન્મ ૧૬૪૫ માં મુકી શકાય. તેમણે અમદાવાદમાં મહબતખાન પાસે અઢાર અવધાનો કર્યા હતા. સં. ૧૭૧૮ મા વાચક–ઉપાધ્યાયપદ મેળવ્યું. તેમનો સ્વર્ગવાસ ડભોઇમાં સ. ૧૭૪૩ માં થયો ને તેમનો સ્તૂપ તથા પાદુકા સ. ૧૭૪૫મા કરાવેલ સા હાલ વિદ્યમાન છે તેમની ન્યાયવિષય સાહિત્યસેવા માટે જુઓ પં. સુખલાલજી-નો નિબંધ 'જૈન ન્યાયનો ક્રમિક વિકાસ' (૭ મી સા. પરિષદ).

તેમના કાશીમાં સહાધ્યાયી વિનયવિજયે ૧૬૯૩ માં સુબોધિકા રચ્યા ઉપરાંત ૧૭૦૮ માં મહાગ્રંથ નામે લોકપ્રકાશ જુનાગઢમા, ૧૭૧૦ માં હૈમલઘુપ્રક્રિયાનો વ્યાકરણ ગ્રંથ સ્વોપજ્ઞ ટીકા સહિત રાધનપુરમા, નયકર્ણિકા દીવમાં, શાંતિસુધારસભાવના નામનો જુદા જુદા રાગોમાં સંસ્કૃતમાં ૧૬ ભાવનાઓ પર ગ્રંથ રચેલા છે. વળી ૧૬૯૪ મા સંસ્કૃતમાં વિજ્ઞપ્તિ રુપે આનંદ લેખ, તથા બીજી વિજ્ઞપ્તિ નામે ઇંદુદૂત રચી છે તેમાં આબુ, સિદ્ધપુર, અમદાવાદ, વડોદરા, ભરુચ, અને પછી સુરતના સુંદર વર્ણન કરેલા છે. તેમનો સ્વર્ગવાસ રાનેરમા સ. ૧૭૩૮ માં થયો.

વિનયસાગરે કચ્છના ભારમલ રાજાના કુંવર ભોજરાજના વારામાં તેના નામથી શ્લોક તથા કાવ્યમાં ભોજવ્યાકરણ રચ્યું છે. તેની ૧૭૬૩ ની પ્રત મળે છે ... 'આ શતકના પ્રારંભમાં આનંદઘનજી (લાભાનંદજી) નામના એક અધ્યાત્મ મસ્ત આદર્શયોગી થઇ ગયા. તેમણે ૨૦ જિન પર સ્તવનો ભાષામાં રચ્યા ને તે પર યશોવિજયે જે બાલાવબોધ રચેલ છે તે હજુ અલભ્ય છે. તે ઉપરાંત તે પર જ્ઞાનવિમલસૂરિએ અને જ્ઞાનસારે બાળાવબોધ રચ્યા છે. આ ઉપરાંત ઘણાં પદો–ભક્તિ વૈરાગ્ય પ્રેરિત રચ્યા છે કે જે આનંદઘન બહોતરી એ નામથી ઓળખાય છે. તે કબીર આદિ સંત કવિઓના પદને ટક્કર મારે તેવાં છે. તેમની પ્રશંસા યશોવિજયજીએ સમાગમ લઇ પોતાની આનંદઘન અષ્ટપદીમાં મુક્તકંઠે કરી છે.

અવકાશાભાવે આ શતકમાં ગુજરાતી ભાષાકૃતિઓ અત્રે મુકી શકાતી નથી. આ અને તે પછીના શતકો માટે મારો સંગ્રહ નામે 'જૈન ગુર્જર કવિઓ બીજો ભાગ' જોઇ લેવો. અત્રે કવિઓના નામનિર્દેશ કરી સંતોષ લઇશું. આનંદઘન, વિનયવિજય, યશોવિજય (કે જે ત્રણ વીશે ઉપર કહેવાયું છે), જ્ઞાનસાગર (કાવ્યકાલ ૧૭૦૧–૧૭૩૦), જયરંગ(૧૭૦૦–૧૭૦૬), જિનહર્ષ (૧૭૦૪–૧૭૬૧), લબ્ધિવિજય ૧૭૦૧–૧૭૦૩, આણંદ ૧૭૦૨–૪, રાજહર્ષ જયસોમ અને માનવિજય ૧૭૦૩, તેજમુનિ ૧૭૦૭–૧૭૫, લબ્ધોદય ૧૭૦૭, પદ્મ ૧૭૦૯, અભયસોમ ૧૭૧૧–૧૭૨૭, ઉત્તમસાગર ૧–૧૨, નયપ્રમોદ ૧૭૧૩, ગજકુશલ અને પદ્મચંદ્ર ૭૧૪, પદ્મવિજય ૧૭૧૫, વિદ્યારુચિ ૧૭૦૮–૧૭૧૭, ઉદયસૂરિ અને જિનદાસ ૧૭૧૯, વીરવિમલ, મહિમોદય, સુમતિ રંગ અને સુખલાભ ૧૭૨૨, મેરુવિજય ૧૭૨૧ ૨૨, માનસાગર ૧૭૨૪–૩૧, તત્ત્વવિજય ૧૭૨૪, ધર્મમંદિર ૧૭૨૫–૧૭૪૦, હીરાણંદ (૩) ૧૭૨૪–૧૭૨૭, લક્ષ્મીવલ્લભ ૧૭૨૫–૧૭૩૮, ભુવનકીર્તિશિષ્ય ૧૭૨૫, જીતવિજય ૧૭૨૬, લક્ષ્મીવિજય, અને વિજયસૂરિ ૧૭૨૭, ઉદયવિજય ૧૭૨૮, લાભવર્દ્ધન–લાલચંદ્ર ૧૭૨૮–૧૭૫૩, કુશલધીર ૧૭૨૮–૨૯, કનકનિધાન અને મતિકુશલ ૧૭૨૮, કર્મસિંહ અને વિવેકવિજય (૨) ૧૭૩૦, શાંતિદાસ અને ખેતો ૧૭૩૨, આણંદ ૧૭૩૩–૩૮, સુગવિજય ૧૭૩૨–૩૩, પદ્મનિધાન ૧૭૩૪, જિનવિજય ૧૭૨૮–૩૪, ધર્મવર્ધન (ધરમશી) ૧૭૧૯–૧૭૩૬, નયનશેખર, રુચિરવિમલ, દયાતિલક, અને અજીતચંદ ૭૩૬, લક્ષ્મીરત્ન, તિલકચંદ, ૧૭૪૧, માનસાગર ૧૭૪૬, જિનવિજય ૧૭૨૭ ૧૭૧૧, નેમવિજય ૧૭૫૦–૮૭, વિનયચંદ અને પ્રીતિસાગર ૧૭૫૨, ગોડીદાસ ૧૭૫૫, કેસરવિમલ ૧૭૫૬, ઉદયરત્ન ૧૭૫૫–૧૭૯૯, ગંગમુનિ ને દાનવિજય ૧૭૬૬, મોહનવિજય ૧૭૬૦–૧૭૮૩, લક્ષ્મીવિજય અને લબ્ધિવિજય ૧૭૬૧, દેવવિજય ૧૭૬૦–૧૭૯૫, લાધાશાહ ૧૭૬૪–૧૭૯૫, શિવરત્ન ૧૭૬૬–૭, કાન્તિવિમલ.

૧૭૬૭, ભાવરત્ન ને સુખસાગર ૧૭૬૯, લબ્ધિસાગર (૨) ૧૭૭૦, જ્ઞાનસાગર (૪) ૧૭૭૧-૧૭૯૭, ગગવિજય-૧૭૭૨-૭૭, ઋદ્ધિવિજય ૧૭૭૨, વલ્લભકુશલ ૧૭૭૫, નયવિજય (રંગવિલાસ) ૧૭૭૭, નિત્યલાભ ૧૭૭૬-૧૭૯૮, રામવિજય ૧૭૬૦-૧૭૮૮ ગજવિજય ૧૭૭૯ તિલકસૂરિ ૧૭૮૫, જિનવિજય (૩) ૧૭૭૯-૧૭૮૬, ઉદયસમુદ્ર ૧૭૮૬, શાતસૌભાગ્ય ૧૭૮૭, જિનવિજય (૪) ૧૭૯૧-૯૪, લાભકુશલ ૧૭૯૪, મહિમાવર્ધન ૧૭૯૦ અને ભાવ પ્રભસૂરિ ૧૭૯૭

લોકકથા સાહિત્ય-સુમતિહંસ કૃત ચંદનમલયાગિરિ ચો ૧૭૧૧, માનવિજય કૃત વિક્રમાદિત્ય પંચદંડ ચો ૧૭૨૨, અભયસોમકૃત વિક્રમચરિત્ર ખાપરા ચો. ૧૭૨૩ અને વિક્રમચરિત્ર લીલાવતી ચો ૧૭૨૪, પરમસાગરકૃત વિક્રમાદિત્ય ચો ૧૭૨૪, લક્ષ્મીવલ્લભકૃત વિક્રમાદિત્ય પંચદંડ રાસ ૧૭૨૮, કુશલધીરકૃત ભોજપ્રબંધ ચો ૧૭૨૯, નિત્ય સૌભાગ્યકૃત નંદબત્રીસી ૧૭૩૧, ૧૭૩૬ મા અજિતચંદ્ર કૃત તથા ૧૭૪૪ મા જિનહર્ષકૃત ચંદનમલયાગિરિ રાસ, કુશલસાગરકૃત વીરભાણુ ઉદયભાણુરાસ ૧૭૪૫, કાન્તિવિમલકૃત વિક્રમકનકાવતિ રાસ ૧૭૬૭, નિત્યલાભકૃત સદેવંત સાવલિંગા રાસ ૧૭૮૨

ઐતિહાસિક સાહિત્ય-કેસરકુશલકૃત જગડુપ્રબંધ રાસ ૧૭૧૦, તિલકસાગરકૃત રાજસાગરસૂરિ નિર્વાણરાસ, સુરજીકૃત લીંબાધર રાસ ૧૭૨૧ પછી, મેઘવિજયકૃત વિજયદેવ નિર્વાણરાસ, લક્ષ્મીરત્નકૃત ખેમા હડાલીઆનો રાસ ૧૭૪૧, દીપસૌભાગ્યકૃત વૃદ્ધિસાગર સૂરિ રાસ (૧૭૪૭ આસપાસ), કીર્તિસાગર સૂરિ શિષ્યકૃત ભીમજી ચો. ૧૭૪૨, સુખસાગરકૃત વૃદ્ધિવિજયરાસ, ૧૭૬૯, રામવિજયકૃત વિજયરત્નસૂરિ રાસ ૧૭૭૩, રામવિજયકૃત લક્ષ્મીસાગર સૂરિ નિર્વાણરાસ ૧૭૮૮ પછી, જિનવિજયકૃત કર્પુરવિજય ને ક્ષમાવિજય નિર્વાણ રાસ ૧૭૭૯-૮૬, ઉદયરત્નકૃત વિમલમેતાનો શલોકો ૧૭૯૫, લાધ શાહકૃત શિવચંદજી રાસ ૧૭૯૫, પુણ્યરત્નકૃત ન્યાયસાગર નિર્વાણ રાસ ૧૭૯૭, નિત્યલાભકૃત વિદ્યાસાગરસૂરિ રાસ ૧૭૯૮, ઉત્તમવિજયકૃત જિનવિજય નિર્વાણ રાસ ૧૭૯૯ પછી આ શતકમા જ્ઞાનવિમલ સૂરિએ યશોવિજયના ગુજરાતી ગ્રંથો પર તેમજ બીજાએ બાલાવબોધ આદિ ગદ્ય ગ્રંથ રચેલા છે.

---

## પ્રકરણ ૧૫ મું

### વિ. ૧૯ મું શતક

સંસ્કૃત સાહિત્યમા ૧૮૦૪મા ઉદયસાગર સૂરિએ સ્નાત્રપંચાશિકા, ૧૮૨૯-૧૮૬૯મા ક્ષમાકલ્યાણે ગૌતમીય કાવ્યવ્યાખ્યા, ખરતરગચ્છ પટ્ટાવલી ૧૮૩૦, આત્મપ્રબોધનુ શોધન ૧૮૩૩, ચાતુર્માસિક-હોલિકા વ્યાખ્યાન

૧૮૩૫, સાધુ–શ્રાવકવિધિપ્રકાશ ૧૮૩૮ યશોધર ચરિત, ૧૮૩૯, જીવ-વિચાર વૃત્તિ ૧૮૫૦, તર્કસંગ્રહ ફક્કિકા ૧૮૫૪, મેરત્રયોદશી–અક્ષય તૃતીયા –અષ્ટાન્હિકા વ્યાખ્યાન ૧૮૬૦, શ્રીપાલચરિત્ર વ્યાખ્યા ૧૮૬૯–રચ્યા તે અરસામાં ક્ષમાકલ્યાણના બીજા ગ્રંથો પરસમયસારવિચારસંગ્રહ, વિચાર-શતકબીજક, સમરાદિત્ય ચરિત, સૂક્તરત્નાવલી વૃત્તિ આદિ છે.

વિજયલક્ષ્મી સૂરિએ આ શતકમાં ઉપદેશપ્રાસાદ નામનો ગ્રંથ ૩૬૦ વ્યાખ્યાનમાં રચ્યો છે. જિનલાભ સૂરિએ આત્મપ્રબોધ ૧૮૩૩માં રચ્યો છે.

૧૮૯૩ માં શેઠ મોતીશાહે પાલીતાણામાં અંજનશલાકા ૩૦૦ બિંબની કરાવી શત્રુંજય પર ટુક કરાવી. અમદાવાદમાં હઠીસિંહ શેઠે ૧૮૯૩માં બિંબ-પ્રતિષ્ઠા માટે અંજનશલાકા કરાવી ને બાવન જિનાલય ને ભવ્ય પ્રાસાદ ત્યાં બંધાવ્યો; પણ તે પૂર્ણ થયા પહેલાં સ્વર્ગસ્થ થવાથી તેમનાં ધર્મપત્ની હરકોર શેઠાણીએ ૧૯૦૩ માં તેમાં પ્રતિષ્ઠા કરાવી આ પ્રાસાદ ખાસ એક જોવા લાયક સુંદર કારીગરીના નમુનારૂપ છે. ૧૮૯૭ માં કચ્છ નલીઆના શેઠ નરસિંહ નાથાએ ચંદ્રપ્રભનું ચૈત્ય શત્રુંજય પર કરાવ્યું. ૧૯૦૫ માં કચ્છ જખૌમાં શા જીવરાજ રત્નસિંહે ત્રણ લાખ કોરી ખર્ચી પુસ્તકોનો ભંડાર કરાવ્યો.

આ શતકમાં લોકકથા સાહિત્યમાં ગુજરાતી ભાષામાં ભાણવિજયકૃત વિક્રમાદિત્ય પંચદંડ રાસ ૧૮૩૦ મળી આવે છે, તથા ઐતિહાસિક સાહિત્યમાં ઉદયસાગર કૃત કલ્યાણસાગર સૂરિ રાસ ૧૮૦૨, માણિક્યસાગર કૃત કલ્યાણ-સાગર સૂરિરાસ ૧૮૧૭, વાન શ્રાવકકૃત વિબુધવિમલ સૂરિરાસ ૧૮૨૦, કવિયણ કૃત દેવવિલાસ ૧૮૨૫, પદ્મવિજય કૃત ઉત્તમવિજય નિર્વાણરાસ ૧૮૨૮, રૂપ-વિજય કૃત વિમલ મંત્રી રાસ સં. ૧૯૦૦ ઉપલબ્ધ થાય છે. તેમજ ગદ્ય ગ્રંથોમાં પદ્મવિજયજી આદિના અનેક બાલાવબોધો મળી આવે છે

ગુજરાતી કવિઓમાં–ઉદયસાગર ૧૮૦૨, જેમલ ૧૮૦૭, માલમુનિ ૧૮૦૯ આસપાસ, રત્નવિજય ૧૮૦૮, બુદ્ધિવિજય (૩) ૧૮૦૯, લબ્ધિવિજય ૧૮૧૦, રામવિજય (૩) ૧૮૧૪, દેવરત્ન (?) ૧૮૧૫, માણિક્યસાગર અને અમૃતસાગર ૧૮૧૭, મયારામ ૧૮૧૮, ફતેચંદ ૧૮૧૯, વાન ૧૮૨૦, નેમવિજય, સુજ્ઞાનસાગર ને ગુલાલ ૧૮૨૧, આલમચંદ અને શોભાચંદ ૧૮૨૨, કવિયણ ૧૮૨૫, દેવીદાસ ૧૮૨૭, ભાણવિજય ૧૮૩૦, **પદ્મવિજય** ૧૮૨૮–૫૮, **વિજય-લક્ષ્મીસૂરિ** ૧૮૨૭–૧૮૪૧, રત્નવિમલ ૧૮૩૨–૩૯, રાયચંદ ૧૮૩૩–૧૮૪૧, માલસિંદ, કાન્તિવિજય ૧૮૩૫, લાલચંદ ૧૮૩૭, ખેમવિજય ૧૮૩૯, દીપમુનિ ૧૮૩૯ પહેલાં. અમૃતવિજય ૧૮૪૦, ઋષભસાગર ૧૮૪૦ (?), ગુલાબવિજય ૧૮૪૬, ફત્તેંદ્રસાગર ૧૮૫૦, ક્ષમાકલ્યાણ ૧૮૫૫, માલમુનિ ૧૮૫૫–૫૭, માનવિજય (૩) ૧૮૫૭, પ્રેમમુનિ ૧૮૫૮, રામચંદ ૧૮૬૦, દીપવિજય (કવિબહાદુર) ૧૮૫૯–૧૮૮૬, રૂપવિજય ૧૮૬૦–૧૯૦૦.

જ્ઞાનસાગર ૧૮૧૧, ઉત્તમવિજય ૧૮૭૮–૮૯. **વીરવિજય** (જન્મે બ્રાહ્મણ; દીક્ષા ૧૮૪૮; સ્વ. ૧૯૦૮; કાવ્યકાલ ૧૮૫૭ થી ૧૯૦૩.), તેજવિજય અને ક્ષેમવર્ધન ૧૮૭૦, રૂપચંદ ૧૮૮૦, અમીવિજય ૧૮૮૯, ધર્મચંદ્ર ૧૮૯૬.

આ પૈકી વીરવિજય તે જૈનોનો દયારામ છે. દયારામે શૃંગારિક કવિતા ગરબીમાં ગાઈ છે, જ્યારે ગરબી જેવાં ગીતો, પુજા આદિમાં વીરવિજયે રચેલાં છે. વિશેષમાં વીરવિજયે મોટા મોટા રાસો પણ રચ્યા છે. દરેક નવીન ઢબની ગરબી કે એવી ચીજ સાંભળતા એટલે તે રાહમાં પોતે કાવ્યો રચતા.

## ઉપસંહાર

આ રીતે સ્થલસંકોચથી છેલ્લા ત્રણ શતકો ઘણા ટુંકમાં પતાવ્યા છે. શ્રી નાનાલાલે સન ૧૯૧૫ માં કહેલું છે કેઃ—"ઇસ્લામના આવવા પછી અમદાવાદ સ્થપાયું ત્યારે જૈનો ત્યાં જઇ રહ્યા અને નગરશેઠ તરીકે પ્રતિષ્ઠા જાળવી શક્યા તે અસર ખાસ વિચારવા જેવી છે. દીલ્લીની મુગલ શાહનશાહીના વખતમાં સુરતમાં જૈન કોમ કેટલી પ્રતિષ્ઠિત હતી તે પણ વિચારવાનો વિષય છેઃ આજે જ્યારે ખ્રીસ્તી રાજ્ય થયું છે ત્યારે હીંદનાં મુખ્ય શહેર મુંબઇ અને કલકત્તા પૈકી કલકત્તામાં મોટો વેપાર જૈનોના હાથમાં છે. જ્યારે મુંબઇમાં પણ પારસી ખોજા વગેરે સાથે જૈનોની જાહોજલાલી અને આચાર્યો (ધર્મગુરુઓ) ત્યાં જઇ ધર્મની જે ભાવના ફેલાવે છે, તે ધ્યાન ખેંચે છે.

"પાટણ જ્યારે પાટનગર હતું, તે વખતે અંધકારના મધ્યકાળમાં જૈનોએજ મહાન ભંડારો અને લાયબ્રેરીઓ સ્થાપેલ છે. વર્તમાન જમાનામાં અત્યાર સુધીમાં જો કોઇ વૈયાકરણી થયેલ હોય તો ફક્ત હેમચંદ્ર સૂરિ છે, કેમકે સાતસો આઠસો વર્ષ ઉપર જે પ્રાકૃત ભાષા બોલાતી હતી, તેનું પાણિની જેવું ઉચ્ચ વ્યાકરણ હેમચંદ્ર સૂરિએ રચેલું છે.

"જુનામાં જુની કવિતા ભાષાની મળી શકી છે–તેની પણ પહેલાં જૈનોના રાસાઓ લખાયા છે. તેમાં આવતી ભાવનાઓ, રસિકતા, સદાચાર વગેરે પ્રશંસનીય છે.

"શામળભટ્ટની વાર્તાના વળાં ને કથાભાગ—કે પ્રેમાનંદની દેશીઓ, ઢાળોનાં બંધારણ–એ સર્વમાં જૈન રાસાની કેટલી અસર ઉતરી છે તે જોવાનું છે.

"ગુજરાતી કવિતા વલ્લભ સંપ્રદાયની કહેવાય છે, છતાં ધાર્મિક કવિતા ગુજરાતીમાં છે, તેમાં જૈનોની મોટી અસર હતી. કવિતા ઉપરાંત સારા ગુર્જરાતને ઉત્તરથી દક્ષિણ સુધી શોભાવવામાં જૈનોનો મોટો ફાળો છે તે ભુલાય તેમ નથી. આબું, શત્રુંજય, જુનાગઢ વગેરે તીર્થો અને અમદાવાદ વગેરે શહેરોમાં જે ભવ્ય મંદિરો છે, તે આર્યોની શિલ્પકળાનો કીંમતી ખજાનો છે કે જેવો ફાળો હજુ કોઇએ આપેલ નથી.

"ગુજરાતના શણગારરૂપ આવાં શિલ્પકાર્યો પૂર્વનાં છે, તે ઉપરાંત અત્યારે પણ તેવા પ્રયત્નો જૈનો માટે ચાલુજ છે. હાલ અમદાવાદમાં બે નવાં

દેરાસર મેં જોયાં છે—તે આરસના રંગબેરંગી રીતિનો ગોઠવીને બનાવ્યાં છે. તે જાણે કે આરસમાં આરસ ગોઠવી જૈન મુનિઓએ રામા લખ્યા હોય તેવાં સુંદર છે.

"રસ, કાવ્ય અને શિલ્પ ઉપરાંત જૈનોના તત્ત્વજ્ઞાને જે કામ કરેલ છે, તે પણ વિચારવાનું છે. જૈનોનું અહિંસા ધર્મનું તત્ત્વ હીંદુ ધર્મે સ્વીકારેલ છે, અને તેના બદલામાં જૈનોએ બ્રાહ્મણોને લગભગ આચાર્યપદ આપેલ છે. તે રીતે અરસપરસ લેવદેવ થઇ અને સંબંધ દૃઢ થયો. જૈનોની બ્રહ્મચર્યની નવ વાડો વીશેની ભાવનાએ જે નૈતિક અસર કરી છે, તે સ્વામીનારાયણ સીવાય કોઇ ધર્મમાં નથી.

"વ્યાવહારિક રીતે જોતાં જ્યાં જ્યાં જૈનસંઘ છે ત્યાં ત્યાં પાંજરાપોળ છે. જીવદયા એ તેનો મુખ્ય સિદ્ધાંત છે. મનુષ્યને બુદ્ધિ છે તેથી તે પોતાનું સંભાળે છે તે ખરું છે, છતાં દુષ્કાળ જેવા પ્રસંગે જૈનો મનુષ્યજાતને પણ વીસારતા નથી. જગડુશાનું નામ ગુજરાતના ઇતિહાસમાં પ્રખ્યાત છે રાજકોટમાં જગડુશાનો કોઠો જાણીતો છે. તે જૈન પ્રાચીન ઉદારતાના નમુના છે

"આ ઉપરાંત ત્રીજી દૃષ્ટિએ જોવાનું એ છે કે જૈનોના ગૃહસ્થાશ્રમનું બંધારણ બ્રાહ્મણના નિત્યકર્મથી નીરાળું છે. જૈનોએ સંતોષ અને ક્ષમાના ગુણો ગુજરાતમાં ફેલાવેલ છે વ્યક્તિભાવનાએ વળી ઘણું શીખવ્યું છે. રાસામાં ફક્ત વૈરાગ્ય અને સદાચારનેજ કેળવ્યાં છે, છતા તેમાં શ્રાવકશ્રાવિકાની ભાવના કેવી રીતે કેળવેલ છે, તે પણ જોવાનું છે. બીજા કોઇપણ પંથના ધર્મગુરુ કરતાં જૈન ગુરુ પ્રત્યેનું માન અને મોભો જે અવિચ્છિન્ન જોવાય છે તે ઉપરોક્ત ઉચ્ચ ભાવના શિક્ષણનું ફળ છે."

સ્વ. રણજિતરામે ૧૯૧૭ માં જણાવ્યું હતું કે "જૈનની વસ્તી આખા હીંદુસ્તાનમાં છુટક છુટક પુષ્કળ છે. આપણા ગુજરાતમાં વસ્તી સારા પ્રમાણમા છે. એકંદર સ્થિતિ દ્રવ્ય સંબંધે સારી છે. વિદ્યાનું પ્રસારણ ઓછું હોવાથી સાર્વજનિક સેવાના પ્રદેશોમા જોઇએ તેટલી પ્રતિષ્ઠા—દ્રવ્ય અને સંખ્યાના પ્રમાણમાં જોઇએ તેટલી નથી

"ગુજરાતના ઇતિહાસ ઉપર અને વર્તમાન જીવન ઉપર જૈન સંસ્કૃતિનો સબળ પ્રભાવ છે. બીજા પ્રાંતોમાં વિદ્યાનુરાગી બ્રાહ્મણોનો જે પ્રભાવ છે તેવો પ્રભાવ ગુજરાતમાં ગુજરાતી બ્રાહ્મણોનો નથી બીજા પ્રાન્તોમાં બ્રાહ્મણો અને બ્રાહ્મણેતરો (શૂદ્રો) સીવાય બીજા વર્ણો નથી હોતા; પરંતુ ગુજરાતમાં બ્રાહ્મણો, વૈશ્યો અને શૂદ્રો એ ત્રણ વર્ણો છે. બ્રાહ્મણો અને શૂદ્રો વચ્ચે જે મોટું અંતર બીજા પ્રાંતોમાં છે તે આપણા પ્રાન્તમાં નથી બ્રાહ્મણો અને બ્રાહ્મણેતરો વચ્ચે તીખાશ મહારાષ્ટ્ર કે મદ્રાસ ઇલાકામાં છે તેવી આપણે ત્યાં નથી ગુજરાતમાં સમાજના થર અન્યોન્ય સાથે ગાઢ સંબંધવાળા છે; તેમની વચ્ચે વિશાળ અવકાશ નથી; એક થરમાંથી જવાની અમુક રીતે સુગમતા છે બ્રાહ્મણ, ક્ષત્રિય, શૂદ્ર

અનુકુળતાએ વૈશ્ય થઇ શકે છે અને વૈશ્ય બ્રાહ્મણ અથવા શૂદ્ર થઇ શકે છે. ઘર ઘર વચ્ચે અણરાગ, વિરોધ કે શત્રુતા નથી આ સર્વ શુભ વસ્તુસ્થિતિનું કારણ કેટલેક અંશે જૈન વેપારી કોમ (વૈષ્ણવ વેપારી કોમોમાંની પણ ઘણી પૂર્વે જૈન હોવાનો સંભવ લાગે છે એટલે તેમની અલાહીદી ગણત્રી નથી કરી) નું અસ્તિત્વ છે."

શ્રીયુત કૃષ્ણલાલભાઇ તાજેતરમાં જણાવે છે કે "જુના ગુજરાતી સાહિત્યના બંધારણમાં તથા તેના વિકાસમાં બ્રાહ્મણ, વાણીઆ, શ્રાવક અને જૈન સાધુઓએ મુખ્ય ભાગ લીધેલો છે, એટલે કે જૈનેતર તેમજ જૈન એ બન્ને કોમોએ સાહિત્યને ખીલવવામાં મદદ કરી છે એ બેમાંથી એકજ કોમે એવો દાવો કરવો કે એ સાહિત્ય અમારા વડેજ જીવતું રહ્યું છે તે કેવળ પ્રમાદ છે જુના ગુજરાતી સાહિત્ય નો સીલસીલાબંધ. સંબદ્ધ, (connected) ઇતિહાસ લખવો હોય તો જૈનોથી જૈનેતરની કૃતિ તરફ અને જૈનેતરથી જૈનોની કૃતિ તરફ દુર્લક્ષ થઇ શકે નહીં અમુક વિષયો સંબંધે બન્ને કોમોએ એકજ નદીના મુળમાંથી પાણી લીધેલું, એટલે કે સંસ્કૃત ગ્રંથપર આધાર રાખેલો; અમુક બાબનમાં વિચારની પરસ્પર આપલે થએલી (they acted and reacted on each other) એટલે ખરા ઇતિહાસની રચનામાં તો એ બન્ને કોમની કૃતિની આલોચના થવી જોઇએ.

"ખરું જોતાં તો વખત એવો આવી લાગ્યો છે કે જુના ગુજરાતી સાહિત્યનું ખરું ભાન કરાવવા માટે સાહિત્યમાં રસ લેતા અભ્યાસીને જેટલું જૈનેતર વર્ગના આચાર, વિચાર અને ધર્મનું જ્ઞાન હોવુ જોઇએ, તેટલુંજ જૈનોના આચાર, વિચાર તથા ધર્મનું હોવુ જોઇએ. એ પરિચય આવશ્યક છે. એ ન હોય તો દષ્ટિબિંદુ ખોટું ગ્હેવાનું (the perspective would be false) અને સાહિત્યના ચિત્રપર પડતું તેજ (light) અથવા તેને ઢાંકતી, ઝાંખું દેખાડતી તેજહીનતા (shade) બરાબર સમજાવાનાં નહીં હાલની એક બાજુ અત્યાર સુધી જોવામાં આવતી; હવે બે બાજુ જોવી પડે છે ને પડશે",

છેવટે જૈન અને જૈનેતર-એ બન્નેનું સાહિત્યમા એકી સાથેજ સ્થાન છે-બંને જુદા પાડી શકાશે નહીં એ નિર્વિવાદ છે એમ આ જૈન સાહિત્યના પ્રસ્તાવનારૂપે લખેલા ઇતિહાસથી પુરવાર થશે તો મારો આ પરિશ્રમ સફળ થયો માનીશ. તથાસ્તુ

---

## વિભાગ ૫ મો

# લોકવાર્તાનું સાહિત્ય અને તેનાં મુળ

## પ્રકરણ ૧ લું

### લોકસાહિત્યનો જન્મ

લોકસાહિત્યનો અર્થ આજે જેને આપણે ગદ્ય અને પદ્ય સાહિત્ય કહીએ છીએ તેટલોજ નથી. લોકસાહિત્ય એટલે લોકજીવનનો સ્મૃતિગ્રંથ. એ લોકસ્મૃતિના વિવિધ અધ્યાયોમાં પ્રેમશૌર્યભરી લોકવાર્તાઓ; ધાર્મિક જીવન દાખવતી વ્રત ઉત્સવની લોકકથાઓ; લગ્નગીત, ઋતુ અને બારમાસીનાં ગીત; રાસડા, હાલરડાં, ઉખાણાં વગેરે સુભાષિતથી ઓપતી લોકવાણી; તથા જાદુ, ભૂતપ્રેત અને ભેદભરમની દીલ ઉશ્કેરનારી વિનોદવાર્તાઓ—એ સર્વનો સમાવેશ થાય છે.

લોકસાહિત્યનો જન્મ મનુષ્ય પોતાના વિચારો પથ્થર અને ઝાડની છાલ ઉપર ચિત્રરૂપે અથવા બીજી રીતે નોંધવા લાગ્યો તે પહેલાંનો છે. ઘણું ખરું લોકજીવન અને લોકસાહિત્યની ઉત્પત્તિ એક સાથેજ થયેલી છે.

સાંપ્રત કાળમાં આ દુનીઆ આજે જેટલી સરળ, સામાન્ય અને સર્વસાધારણ-matter of fact-લાગે છે તેટલી, લોકસાહિત્યને જન્માવનાર લોકોને મન અરસિક કે સામાન્ય નહોતી. સૃષ્ટિમાં તેમને કૈંક અદ્ભુત, કૈંક અસાધારણ કૈંક અગમ્ય અને કૈંક ચમત્કારિક એ દૂર દૂરના ભૂતકાલમાં લાગતું. સૃષ્ટિ સૌંદર્યને ખોળે ઉછરનાર એ જમાનાના ગ્રામવાસીઓને મન ખુલ્લી અને ભેદ કુદરત મોટો ચમત્કાર હતો: એ એક અણઉકલ્યો કોયડો હતો.

ખુલ્લા આકાશ તળે વહી જતી નદીઓ, પુરાણા જલધોધ અને જલ પ્રવાહો, ઉંડી ઉંડી ખીણો અને ઉંચી ઉંચી પર્વતની ટોચો, ભૂતાવળ ભરી હોય તેવાં ગાઢ અને અંધારાં જંગલો—એ સર્વ સામગ્રી આ લોકોની આંખ આગળ તરવરતાં કુદરતનાં અનાદિ કાવ્યો હતાં જે જે અસાધારણ, અણદીઠું, અણ કથ્યું, અણસાંભળ્યુ, અગમ્ય અને અવર્ણનીય-તે બધું આ જનગના પહેલ અને જુના વતનીને મન ચમત્કારિક, ભેદભર્યું અને કાવ્યમય લાગતું.

ગોપજીવન ગાળનારા આ લોકોને વીજળી કે મેઘની ગર્જના કોઈ દેવકૃત્ય જેવાં સમજાતાં. જંગલો અને વનો એ તેમના અદૃષ્ટ દેશ હતા. બીજા

દેશના વિચિત્ર પહેરવેશવાળા અને વિચિત્ર રીતરીવાજવાળા લોકો કામરુ દેશમાંથી આવેલા લાગતા. ભ્રમણ કરતા કરતાં અવનવા પ્રદેશો ઉપર આ લોકો ઉતરી પડતા. ત્યાં તેમને જે કંઈ ન સમજાતુ અને અગમ્ય લાગતુ તેનું સમાધાન દૈવી કે રાક્ષસી શક્તિની કલ્પનાથી એ કરી લેતા. કુદરતમાં દેખાતા અગમ્ય બનાવો અને અદ્‌ભુત કીમીયાના ખુલાસા તે ખોળી શકતા નહીં એટલે જે કંઈ અચાનક અને અણધાર્યું નીપજતુ તેમાં તેમને ભૂત પ્રેત, કે પરીઓનો હાથ લાગતો.

કુદરતના દેખાવથી ભયભીત અથવા તો મુગ્ધ બનેલો ગામડીઓ કલ્પિત દેવદેવીઓ, વનદેવીઓ, પરીઓ વગેરેની કલ્પના કરતો, અને કાર્યકારણનો આદિ સબંધ ન સમજાતા બીજા કાર્યકારણ ગોઠવીને આવો કંઈક ખુલાસો જોડી કાઢતો. આ પ્રકારે મનુષ્યનો સ્વભાવ કુદરતનો કોયડો ઉકેલવા મથતો. અને આ મનુષ્ય પોતાની અંગીકૃત માન્યતાનો બીજાની પાસે સ્વીકાર કરાવતો પરમ્પર કહી સમજાવેલા આ અદ્‌ભુત કથનો કાળે કરીને સમાજમાં

અને નિત્ય ઉષાનું ચોક્કસ પુનરાગમન થતું જોઈને એ પ્રાચીન ઋષિઓને કુદરતમાં વ્યાપી રહેલા ચોક્કસ નિયમનું ભાન થયું. આ પ્રમાણે ઉત્તરોત્તર લોકજીવનમાં લોકસાહિત્યનો સંચાર થયો. લોકસાહિત્યનાં મુળમાંથી જેમ ભાષાનું મુળ ખોળી શકાય છે, તેમ લોકવાર્તાનું મુળ ઉદ્‌ભવસ્થાન પણ તેજ છે. એક રીતે કહીએ તો, લોકવાર્તા એ અખિલ વાર્તાસાહિત્યનો પિતા છે; અને લોકગીત એ કાવ્યસાહિત્યની માતા છે.

---

## પ્રકરણ ૨ જું

### વાર્તાનું સાહિત્ય

વાર્તા સાંભળવાનો શોખ દુનીઆના દરેક દેશમાં અને દરેક કાળમાં અખંડ જાગ્રત છે. સાહિત્યનું કોઈ પણ અંગ આબાલવૃદ્ધ—સર્વને એકસરખો આનંદ આપતું હોય તો તે વાર્તા છે. છોકરાંઓ બાળપણના ઉત્સાહને લીધે, તરુણો રસિકતાને લીધે અને ડોસાઓ નિવૃત્તિનો સમય આનંદમાં ગાળવા માટે વાર્તા સાંભળે છે. મનુષ્ય સ્વભાવના આ અંશનું પરીક્ષણ કરીનેજ દુનીઆના ગુરુઓએ વાર્તાઓ દ્વારા પોતાનો ઉપદેશ જગત આગળ મુકેલો છે.

પ્રત્યેક ભાષામાં વાર્તાનું સાહિત્ય અખુટ છે. એ સાહિત્ય અનેક રસે ભરપુર છે; અનેક રંગે રંગેલું છે; અને લોકજીવનને અસલ સ્વરૂપમાં ચીતરનારું છે. Classics—શિષ્ટ સાહિત્યનો અભ્યાસ સાહિત્યવિષયક કલાનું દર્શન કરાવી શકે છે; પરંતુ એ કલા નીચે ઢંકાએલો લોકજીવનનો પ્રાણ તો લોકસાહિત્યમાં ડોકીઉં કર્યાથીજ જોઈ શકાય છે.

આજ અર્થમાં લોકસાહિત્યને પ્રજાજીવનનું આભલું કહ્યું છે. કારણ કે શિષ્ટ જનોએ લોકજીવન ઉપર ઢાંકેલ પીછોડીને આપણું સ્વભાવજન્ય લોકસાહિત્યજ દૂર ખસેડી શકે છે, અને લોકહૃદયને ખુલ્લે ખુલ્લું બતાવી શકે છે. લોકનું બળાબળ, લોકના ભાવાભાવ, લોકના આશાઅભિલાષ—ટુંકામાં લોકનું સાચું હૃદય લોકસાહિત્ય દ્વારાજ વ્યક્ત થયેલું હોય છે.

દેશ દેશની અને પ્રાંત પ્રાંતની લોકવાર્તાઓ દેશ દેશના અને પ્રાંત પ્રાંતના માણસોની ખાસીઅતની પેઠે જુદી જુદી છે. તેથીજ જેટલા લોકરુચિના પ્રકાર છે તેટલાજ વાર્તાના પણ પ્રકાર છે. એકજ સમાજમાંયે વળી અનેકરંગી માણસો હોય છે. એક મનુષ્યને વિનોદની વાતો ગમે છે, તો બીજા માણસને ગાંભીર્યપૂર્ણ ઉપદેશમય વાર્તા રુચે છે; એકની મરજી દેવદેવીઓની વાતો સાંભળવાની હોય છે, ત્યારે બીજાની વૃત્તિ મનુષ્યચરિત્રોની વાર્તાઓ સાંભળવાની હોય છે; એકને કલ્પિત વાતોમાં મઝા આવે છે, તો વળી બીજાને ઐતિહાસિક વાતોમાંજ આનંદ મળે છે.

"त्रैगुण्योद्भवमत्र लोकचरितं नानारसं दृश्यते।" એ નાટક વીશે બોલાએલી લીટી વાર્તાસાહિત્યને ઠીક લાગુ પડી શકે છે વિવિધતા એ લોકરુચિનુ પ્રતિબિમ્બ છે એટલે કોઇને મધની મીઠાશ રુચે તો કોઇને કેરીની મીઠાશ ગમે, તો કોઇ વળી સેનઢીથીજ રાચે તેથી ભિન્નભિન્ન રસભોગી સમાજનુ મનોરજન કરનાર વાર્તાના સમૂહમા વૈવિધ્ય જોવામા આવે છે

ભૂસ્તરશાસ્ત્રી જેમ પૃથ્વીના પડે પડમાથી દરેક પડનો ઇતિહાસ ઉકેલી શકે છે તેમ વાર્તાઓ ઉપર પણ જે જુદા જુદા થર ચઢેલા હોય છે, એ દરેક થરમાથી સમાજજીવનના 'ઇતિહાસવાહી દર્શન કરી શકાય છે પ્રચલિત વાર્તાઓના સમૂહમા કે કે પડો ભળેલા છે કોઇ પુરાણા છે, તો કોઇ આધુનિક છે, કોઇ પરદેશી છે, તો કોઇ સ્વદેશી છે કોઇ સ્વાભાવિક છે તો કોઇ કૃત્રિમ છે કોઇ નીતિભરેલા છે તો કોઇ અનીતિપ્રેરક છે કોઇ ઉચ્ચ વિનોદપ્રધાન છે, તો કોઇ ઉપર ગ્રામ્યતાનો પાસ છે કોઇમા બુદ્ધિચાતુર્યનો મહિમા છે તો કોઇ વિજ્ઞાનની વાતો કહે છે જેમ જેમ સમાજ નવી રુચિ, નવી કલ્પના, નવા આદર્શ ધારણ કરે છે તેમ તેમ જુની રુચિ જુની કલ્પના અને જુના આદર્શોને સાપની કાચળી પેઠે છોડી દે છે

વાર્તાનો ઉદ્દેશ મનુષ્યને આનદ આપવાનો છે તેની કલ્પનાશક્તિ ખીલાવવાનો છે, તેમ તેની રસવૃત્તિને અનેક રીતે ઉનત કરવાનો છે વાર્તાની સાર્થકતા મનુષ્યના આત્માની જે સાહિત્યવિષયક કના છે તેને વ્યક્ત કરવામા રહેલી છે સગીત ધ્વનિપ્રધાન કલા છે ચિત્ર રૂપપ્રધાન કલા છે, સાહિત્ય કાવ્યપ્રધાન કલા છે, નાટક અભિનયપ્રધાન કલા છે, ત્યારે વાર્તાઓ અનેક કલાઓનુ એકીકરણ છે—નવે રસનો ભડાર છે વિવિધ રસના ભોક્તા વાર્તાથી એકસામટા સતુષ્ટ થાય છે, કારણ કે વાર્તામા અનેક રસની રમ્ય ગુથણી થયેલી હોય છે

વાર્તા સમાજના સમુદ્ધારનુ એક અગત્યનુ સાધન છે, કારણ કે વાર્તામા જાદુ ભરેલો હોય છે મમ્મટ કહે છે તેમ ધર્મના પુસ્તકો પ્રભુની પેઠે આજ્ઞા કરે છે, તેથી તેની અસર આપણને થોડી થાય છે પુરાણ તથા ઇતિહાસના ગ્રથો મિત્રની જેમ આપણા કાન ઉઘાડે છે, પણ એમનો બોધ માનવા—ન માનવા માટે આપણે હમેશ સ્વતત્ર રહીએ છીએ પરતુ વાર્તાઓ તો પ્રેમાળ સહધર્મચારિણીની પેઠે મનને વશ કરીને માનવસ્વભાવ અને માનવજીવન વીશે ઉપદેશ આપી, આપણને ખબર ન પડે તેમ ઉંચે ચઢાવે છે જે ઉપદેશ નીતિના પાઠ ઠસાવવામા નિષ્ફલ નીવડે છે, તે વાર્તાઓ સહેલથી ઠસાવી શકે છે

વાર્તા કેવલ વિનોદનુ સાધન છે એમ નથી વાર્તા લોકશિક્ષણના પ્રચારનુ પુરાણુ સાધન પણ છે અને વેદકાળથી આ શિક્ષણપરપરા અબાધિત રહી છે યાત્રાએ નીકળેલા ઋષિમુનિઓ પ્રવાસમા અનેક કથાનકો કહેતા અને

સાંભળતા. ભગવાન બુદ્ધ દરરોજ સાંજે શ્રમણ ભિક્ષુકોને ભેગા કરીને વાર્તા કહેતા. ઇસુ ખ્રીસ્ત ધર્મોપદેશ કરતા ત્યારે ટૂંકા વાર્તાપ્રસંગ દ્વારા-Parable દ્વારા ઉપદેશ ઠસાવતા. આપણે ત્યાં રાજપુત્રોને ધાર્મિક વાર્તાઓ દ્વારા બધું જ્ઞાન અપાતું. વિષ્ણુશર્માના 'પંચતંત્ર'ની વાર્તાઓ એવા ઉદ્દેશથીજ રચાઈ હતી.

ઉપનિષદોમાં, મોટા મોટા ઋષિઓ વિશ્વનાં રહસ્ય ઉકેલનાર સિદ્ધાંતોને આખ્યાયિકા દ્વારા પોતાના શિષ્યોના મન ઉપર ઠસાવતા. આપણો મધ્યકાલીન અને અત્યારે પણ ગામડાંમાં જીવનો માણભટ્ટ અને પુરાણીવર્ગ રામાયણ મહાભારત જેવા વિષયોને કથા વાર્તાની રસમાધુરી દ્વારાજ સમાજને પરિચિત કરે છે. જૈન સાધુઓ પોતાના શ્રાવક સમાજને 'રાસા' ઓની રસભરી વાર્તાઓ ભેગોજ શીલ, સત્ય, અસ્તેય, અહિંસા, દાન વગેરે તત્ત્વોનો ઉપદેશ લોકભાષામાં પાતા હતા.

લોકવાર્તા એ લોકસાહિત્યનું મહત્ત્વનું અંગ છે. હવે એના ઉત્તરોત્તર વિકાસનો વિચાર કરીએ.[1]

## પ્રકરણ ૩ જું

### સંસ્કૃત વાર્તાસાહિત્ય

મહાસંસ્કૃત કાળના ઋગ્વેદનાં સૂક્તોમાં, કુદરતના દેખાવો ઉપર ચેતનતત્વનું આરોપણ કરીને દેવતાઓની જે સૃષ્ટિ જન્મ પામી છે તે સૂક્તોમાં પ્રાચીન સંસ્કૃત લોકકથાનુ મુખ દેખા દે છે. વેદના અમર દેવતાઓ વીશે જેમ જેમ માનવી દેહની કલ્પના વેદકાળના ઋષિઓએ કરી તેમ તેમ તેમનામાં માનવ-લાગણીનો અધ્યારોપ પણ કરવામાં આવ્યો.

ઋગ્વેદના દસમા મંડલમાં બારેક દંતકથાઓના તુટક ખંડો નજરે પડે છે. રામાયણ મહાભારતના ઇતિહાસકાળમાં અને ભાગવતાદિ પુરાણોના પુરાણકાળમાં જે જે અવતાર—કલ્પના તથા ઉપાખ્યાનની ગુંથણી જોવામાં આવે છે તેમાંની કેટલીક ઋગ્વેદના દેવતાઓમાંથી ઉદ્દભવેલી છે.

વેદમાં વિષ્ણુ ને લગતાં સૂક્તોમાં એવું વર્ણન છે કે એ સૂર્યદેવ છે, એ उरुक्रम છે, એ ત્રણ મોટા પગલાં ભરે છે. વિશ્વના ત્રણે વિભાગમાં થઈને સૂર્ય ત્વરિત ગતિથી પસાર થાય છે—તે વાતનું ત્રણ પગલા વડે સૂચન છે. એનુ ઉંચામાં ઉંચું પગલું તે સ્વર્ગ—જ્યાં દેવલોકો અને પિતૃલોકો વસે છે—ત્યાં મુકાએલું છે. આ લક્ષણ ઉપરથીજ બ્રાહ્મણોમાં એની દંતકથા આપવામાં આવી છે કે પૃથ્વી જે વખતે અસુરોના તાબામાં ગઇ હતી તે વખતે તેને ત્રણ પગલાં ભરીને પાછી મેળવવાને માટે એક યુક્તિ તરીકે વિષ્ણુએ વામનનુ રૂપ લીધું હતુ. કલ્યાણ કરવાની વૃત્તિ એ વિષ્ણુનુ ખાસ લક્ષણ

૧ આ પ્રકરણ લખવામાં શ્રી. ગિજુભાઈનું 'વાર્તાનું શાસ્ત્ર' ઉપયોગમાં લેવાયું છે.

છે. તે ઉપરથી લોકના કલ્યાણને માટે એમણે જુદા જુદા અવતાર લીધા હતા એવી વાત વેદ પછીની પૌરાણિક કથાઓમાં આપવામાં આવી છે.

એવીજ ઇન્દ્ર અને વૃત્રની બીજી દંતકથા ખાસ ધ્યાન ખેંચે છે પ્રધાનપણે ઇન્દ્ર એ મેઘની ગર્જનાઓનો દેવતા છે વૃત્ર નામના અનાવૃષ્ટિ અથવા અંધકારના અસુર ઉપર એ વિજય મેળવે છે; અને પરિણામે અગાઉ વાદળામા ઘેરાઇ રહેલું પાણી બંધનમાથી છુટું થાય છે, અથવા સૂર્યનો પ્રકાશ પાછો પ્રાપ્ત થાય છે. આ એની દંતકથાનુ મુખ્ય તત્ત્વ છે. આ કથાનકને આધારે ઇન્દ્ર અને વૃત્રાસુરનું યુદ્ધ ભાગવત વગેરે પુરાણોમા વર્ણવાયુ છે

'સરસ્વતી' નદીનુ ચેતનારોપણુ કરીને વેદકાળના ઋષિઓએ એને લક્ષ્મી, સંપત્તિ, આરોગ્ય અને પ્રજા—એ બધું આપનાર દેવી તરીકે વર્ણવી છે એક ઠેકાણે કવિ પ્રાર્થના કરે છે કે "આકાશમાંથી મોટા પર્વત પરથી નીચે ઉતરીને તુ યજ્ઞ સમીપ હાજર થા"—આવાં વચનો ઉપરથી વેદ પછીના સમયની દંતકથાઓમાં ગંગાવતરણની કથા જન્મ પામી હોય એમ લાગે છે. બ્રાહ્મણોમાં સરસ્વતીને વાચ એટલે વાણીની દેવી કહી છે, ત્યારથી એ વિદ્યાની દેવી કહેવાઇ મહાભારતના ગદાપર્વમાં આ સરસ્વતીનુ ઉપાખ્યાન દાખલ કરેલું જોઇ શકાય છે.

આ પ્રકારે કવિઓની કલ્પનાના પ્રભાવને લીધે ઘણી આખ્યાયિકાઓ જન્મ પામતી ગઇ છે. ઉર્વશી અને પુરુરવસ્‌ની પ્રેમકથા ઋગ્વેદના દસમા મંડલમાં આવે છે. ઉર્વશી અપ્સરા હતી. એ અને એના મર્ત્ય લોકના પતિ પુરુરવસ્‌ની વચ્ચે સંવાદ ચાલે છે. ઉર્વશીનો પ્રેમી તેને પાછી ફરવાની વિનંતિ કરે છે; પણ એની વિનંતિ સ્વીકારવામાં આવતી નથી. તો પણ અમરત્વની પ્રાપ્તિનું વચન તેને આપવામાં આવે છે.

આજ વાર્તા શતપથ બ્રાહ્મણમા વધારે સવિસ્તર અને સુસંબદ્ધ રીતે કહેવામાં આવી છે. વેદકાળની આ જુનામાં જુની પ્રેમકથા છે. ઉર્વશી અને પુરુરવસ્‌નો એકબીજાની સાથે સંબંધ થાય છે, અને એ સંબંધ ક્યાં સુધી ટકી રહેશે તેનો આધાર એક શરત પાળવામાં આવે તેના ઉપર રહે છે. ગંધર્વોની યુક્તિને લીધે આ શરતનો ભંગ થાય છે એટલે તરત પેલી અપ્સરા પોતાના પ્રેમીની દૃષ્ટિ આગળથી અલોપ થઇ જાય છે. આથી પુરુરવસ્ ગાંડા જેવો બની જાય છે. આખરે, જળચર પક્ષીના રૂપમાં બીજી અપ્સરાઓની સાથે કમળસરોવરમાં તરતી હોય છે તે વખતે એ અપ્સરા એના જોવામાં આવે છે. ઉર્વશી પોતાનું ખરું સ્વરૂપ એના આગળ પ્રકટ કરે છે; અને પુરુરવસ્ એના પુષ્કળ કાલાવાલા કરે છે તેના જવાબમાં વર્ષ દિવસ પછી એક વાર એની પાસે આવી જવાનું એ કબુલ કરે છે. આ કથાનો આધાર લઇને કાલિદાસે પોતાનું 'વિક્રમોર્વશીય' નાટક રચ્યું છે.

વેદ પછી બ્રાહ્મણોમાં ખાસ રસ પડે એવું તત્ત્વ અનેક વાર્તાઓ તથા દંતકથાઓનું છે. ઐતરેય બ્રાહ્મણમાં શુનઃશેપ તથા હરિશ્ચન્દ્રની કથા ધ્યાન ખેંચે છે. હરિશ્ચન્દ્ર રાજાને કૈં પણ સંતાન નહોતું, તેથી તેણે એવી પ્રતિજ્ઞા લીધી કે "મને જો પુત્રની પ્રાપ્તિ થાય તો વરુણદેવને યજ્ઞ કરીને હું તેનું બલિદાન કરીશ." પછી રોહિત નામના પુત્રનો જન્મ થયો; પણ હરિશ્ચન્દ્રે પોતાની પ્રતિજ્ઞા પાળી નહી અને કૈં કૈં બહાનાં કાઢીને વિલંબ કર્યાં કર્યો. આખરે, એ છોકરો મોટો થયો એટલે વરુણના આગ્રહને લીધે એના પિતાને યજ્ઞની તૈયારી કરવી પડી. પણ રોહિત વનમાં નાસી ગયો, અને ત્યાં આગળ ૭ વર્ષ સુધી તેણે ભટકયાં કર્યું. તે દરમ્યાન વરુણની અવકૃપાથી રોહિતના પિતા હરિશ્ચન્દ્રને જલંધરનો રોગ લાગુ પડ્યો. આખરે એ હરિશ્ચન્દ્રને એક ભુખે મરતો બ્રાહ્મણ મળી આવ્યો, તેણે મો'ગાયો લઇને તેના બદલામાં રોહિતને સ્થાને બલિદાનાર્થે પોતાના પુત્ર શુનઃશેપને વેચવાનું કબુલ કર્યું. 'બ્રાહ્મણની કીમત ક્ષત્રિયના કરતાં વધારે છે' એવું કહીને રોહિતને સ્થાને શુનઃશેપને સ્વીકારવાને વરુણે હા પાડી. પછી શુનઃશેપને યજ્ઞના સ્તંભની સાથે બાંધવામાં આવ્યો અને ત્યાર પછીનો યજ્ઞવિધિ થવાની તૈયારી હતી તે વખતે શુનઃશેપ તરફથી વારા ફરતી જુદા જુદા દેવતાઓની પ્રાર્થના કરવામાં આવી. એક પછી એક મંત્ર એ બોલતો ગયો તેમ તેમ વરુણના પાશ દૂર થતા ગયા અને રાજાનો વ્યાધિ પણ મટવા લાગ્યો. એવી રીતે આખરે શુનઃશેપ છુટો થયો અને હરિશ્ચન્દ્રને પણ સંપૂર્ણ આરોગ્યની પુનઃ પ્રાપ્તિ થઇ.

આ આખ્યાયિકા રામાયણના બાલકાંડમાં પલ્લવિત કરેલી જોઇ શકાય છે. શતપથ બ્રાહ્મણનો ગ્રંથ કેટલાંક રસમય આખ્યાનોની ખાણ જેવો છે. આ બ્રાહ્મણની દંતકથાઓમાં રામાયણ–મહાભારતની વાર્તાઓનાં બીજ કેટલેક અંશે જોઇ શકાય છે. જલપ્રલયની અત્યંત રસ પડે એવી વાર્તા આ ગ્રંથમાં પહેલવહેલી નજરે પડે છે. મત્સ્યાવતારની કથા સાથે આ કથાને ગાઢ સંબંધ છે.

વેદ અને બ્રાહ્મણનો પ્રારંભકાળ વટાવ્યા પછી રામાયણ–મહાભારતનાં મહાકાવ્યોનો કાળ આવે છે. એ મહાકાવ્યોની છેલ્લામાં છેલ્લી આવૃત્તિ પ્રમાણે તેમાં અસંખ્ય લોકકથાઓને સાંકળી લીધેલી જોઇ શકાય છે. આ મહાકાવ્યોમાં, હજારો વર્ષોથી છુટાંછવાયાં વહેતાં વાર્તાનાં રસળતાં ઝરણને વાળી લેવામાં આવ્યાં છે. રામાયણમાં અરણ્યકાંડ અને મહાભારતમાં વનપર્વ એ બે ગ્રંથો ઉપાખ્યાનોથી ભરપુર છે.

મહાભારતના છેલ્લા પ્રકાશક સૌતિને એવી હોંસ હતી કે એ ગ્રંથને સઘળા પ્રકારની દંતકથાઓનો ભંડાર બનાવવો; તેથી એણે જેટલાં ઉપાખ્યાનો

અને ઇતિહાસ મળી આવ્યા તેટલા એમાં ટાંકી લીધા એણે નવી કથાઓ ગોઠવી નહોતી; પણ પ્રચલિત છુટીછવાઇ લોકકથાઓને આ ગ્રંથમાં સાંકળી લીધી હતી. આથીજ મહાભારતની શરુઆતમાં એણે કહ્યું છે કે "यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति नं कुत्रचित्। "

મહાકાવ્યો પછી પુરાણકથા એટલે જુની દંતકથાઓનો સમૂહ અસ્તિત્વમાં આવ્યો. એ દંતકથાઓ જુદે જુદે ઠેકાણે યોજાવાથી વર્ણનમાં કંઈ કે ફેરફાર પડતો ગયો; પરંતુ મૂલ વસ્તુ તો એકસરખુંજ રહ્યું આ પુરાણો આર્યાવર્તના બધા ભાગોમાં પ્રસિદ્ધ છે, તેથી તેમાંનાં આખ્યાનો પણ તેટલાંજ પ્રચલિત અને લોકપ્રિય છે હીંદુસ્થાનની પ્રત્યેક પ્રાંતિક ભાષાના સાહિત્યમાં આ પૌરાણિક આખ્યાનો ઉપરથી અસંખ્ય કાવ્યો રચાયાં છે.

---

## પ્રકરણ ૪ થું

### સંસ્કૃત વાર્તાસાહિત્ય—(ચાલુ)

સંસ્કૃત સાહિત્યમાં પૌરાણિક આખ્યાયિકા તથા ઉપાખ્યાનોથી અતિરિક્ત કેટલુંક વાર્તાસાહિત્ય છે. આ વાર્તાસાહિત્યને આપણે 'લોકસાહિત્ય' કહીને ઓળખીશું. સંસ્કૃત મહાકાવ્યો અને નાટકોમાંથી કેટલાકનું વસ્તુ ઇતિહાસ-પ્રસિદ્ધ કે પુરાણપ્રસિદ્ધ નથી; પરંતુ લોકોમાં પ્રચલિત એવી અથવા તો કલ્પિત કથાનો આધાર લઇને કવિઓએ તેમની રચના કરેલી છે.

સંસ્કૃત નાટ્યસાહિત્યમાં ભાસ કવિનાં 'સ્વપ્નવાસવદત્તા', 'પ્રતિજ્ઞા-યૌગન્ધરાયણ' અને 'દરિદ્ર ચારુદત્તમ્,' કાલિદાસનું 'માલવિકાગ્નિમિત્ર,' શૂદ્રકનું 'મૃચ્છકટિક,' હર્ષદેવની 'રત્નાવલી,' શ્રીહર્ષનું 'નાગાનન્દ,' ભવભૂતિનું 'માલતીમાધવ,' વિશાખદત્તનું 'મુદ્રારાક્ષસ,' રાજશેખરનાં 'વિદ્ધશાલભંજિકા' અને 'કર્પૂરમંજરી'—એ સર્વ નાટકોનું વસ્તુ લોકકથામાંથી લેવાયલું છે અથવા તો કલ્પિત છે.

ઉપર ગણાવેલાં નાટકો સંબંધી એ જાણવા જેવું છે કે ભાસના 'દરિદ્ર ચારુદત્તમ્' અને શૂદ્રકના 'મૃચ્છકટિક'માંનું વસ્તુ એકજ છે. તેમજ કાલિદાસના 'માલવિકાગ્નિમિત્ર' ઉપરથી હર્ષદેવની 'રત્નાવલી'નું વસ્તુ સુઝયું હોય એમ માનવાને આધાર છે. હર્ષદેવની ત્રીજી નાટિકા 'પ્રિયદર્શિકા'માં પણ 'રત્નાવલી'માંના ઉદયન રાજાનીજ કોઇ પ્રેમકથા આપવામાં આવી છે. ભાસના 'સ્વપ્નવાસવદત્તા' અને 'પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ'-માંજ આવતો પ્રસંગ સુબન્ધુએ રચેલી 'વાસવદત્તા' નામની ગદ્યાત્મક વાર્તામાં

વર્ણવાયો છે. ઉજ્જયિનીની રાજકુમારી 'વાસવદત્તા' અને વત્સના રાજા ઉદયનની લોકપ્રિય વાર્તાની આ ત્રીજી કે ચોથી આવૃત્તિ છે.

ગદ્યકથાઓમાં દંડીનું 'દશકુમારચરિત' સામાન્ય જીવનની લોકવાર્તાઓ ચર્ચે છે. સુબન્ધુની 'વાસવદત્તા' પણ એક ગદ્ય વાર્તા છે. બાણભટ્ટની 'કાદમ્બરી' એ સૌથી કાવ્યમય ગદ્યકથા છે. એમાં જન્મજન્માન્તરની કથા આપવામાં આવી છે. આ ગદ્યકથાનો એકલો પદ્યઅનુવાદ ગુજરાતી કવિ ભાલણે કર્યો છે. કાશ્મીરી કવિ સોમદેવનો રચેલો 'કથાસરિત્સાગર' ગ્રંથ એ કથાની નદીઓનો સાગરજ છે; એમાં અનેક લોકવાર્તાની નદીઓના રસજાતા પ્રવાહનાં વહેણ ભળ્યાં છે, અને એ એકઠાં થયેલાં પાણીથી વાર્તાઓનો એક મહાસાગર બની ગયો છે. આ કાવ્યગ્રંથમાં બાવીસ હજાર શ્લોકો છે. ગુણાઢ્ય નામના એક કવિએ 'બૃહત્કથા' નામનો વાર્તાગ્રંથ પૈશાચી ભાષામાં રચ્યો હતો તેના આધારે સોમદેવે પોતાનો ગ્રંથ રચ્યાનું એ ગ્રંથમાં કહેલું છે. સોમદેવ સીવાય તેના સમકાલીન કવિ ક્ષેમેન્દ્રે 'બૃહત્કથામંજરી'ની રચના મૂલ પૈશાચી ગ્રંથને આધારે કરી છે. આ બંને સંસ્કરણો પહેલાં નેપાળના બુદ્ધસ્વામીએ ચોથા સૈકામાં 'બૃહત્કથાશ્લોકસંગ્રહ' નામનું પ્રથમ સંસ્કરણ કરેલું છે.

પંચતંત્રની વાર્તાઓ એક રાજાના છોકરાઓને નીતિના નિયમોનું જ્ઞાન આપવાને માટે રચાઇ હતી. રાજાના ઢોઠ છોકરાઓ કંઈ ભણતા નહોતા, તેમને આર્ય વિષ્ણુશર્માએ વાર્તા દ્વારા છ મહીનાની અંદર ભણાવીગણાવીને ડાહ્યા બનાવી દીધા હતા. આ વાર્તાઓ ગદ્યમાં રચાયલી છે; અને તેની સાથે વચમાં વચમાં ટુંકાં ટુંકાં બોધવચનોના શ્લોકો આપવામાં આવ્યા છે.

આ વાર્તાઓ એટલી બધી પ્રસિદ્ધિ પામી છે કે તેનો પ્હેલવી ભાષામાં ઇ. સ.ના છઠ્ઠા સૈકામાં બાદશાહ ખુશરૂ અનુશીર્વાનના હુકમથી તરજુમો કરવામાં આવ્યો હતો. અને તેનું નામ, પંચતંત્રના પહેલા તંત્રમાં આવતાં કરટક અને દમનક એ બે શીયાળવાંના નામ ઉપરથી 'કલીલગ અને દમનગ' એવું પાડવામાં આવ્યું હતું. પ્હેલવી ઉપરથી આઠમા સૈકામાં અરબ્બીમાં ભાષાંતર થયું તેનું નામ 'કલિલાહ અને દિમનાહ' અથવા 'પિલ્પૈની વાર્તાઓ'—એવું રાખવામાં આવ્યું હતું. આ અરબ્બી ભાષાંતરમાં પ્રસ્તાવના એવી કરેલી છે કે એક નઠારો રાજા હતો તેને 'બિદ્બા' (સં. વિદ્યાપતિ) નામના એક બ્રાહ્મણે શીલસુઘે સુધાર્યો. આ 'બિદ્બા' ઉપરથી 'બિદ્પૈ' અને 'પિલ્પૈ' એમ શબ્દ બન્યો છે.

આ અરબ્બી ભાષાંતર યુરોપના માધ્યમિક યુગના વાર્તાસાહિત્યને ઘડવામાં ઠીક ઉપયોગી થયું છે; કારણ કે બીજાં ભાષાંતરો આ અરબ્બી

ઉપરથી થયેલાં છે. ગ્રીક, ઇરાની, સ્પેનીશ, અને હીબ્રુ એ પ્રમાણે તેરમા સૈકા સુધીનાં ભાષાંતરોનો ઇતિહાસ છે.

હીબ્રુ ઉપરથી પંદરમા સૈકામાં લેટીનમાં પંચતંત્રની કથાઓ જન્મ પામી. લેટીન ઉપરથી જર્મન ભાષામાં થયેલા ભાષાંતરનું નામ "પ્રાચીન ફીલસુફોની રચેલી વાર્તાઓનું પુસ્તક" એમ હતું. હીબ્રુ ઉપરથી એક ઇટાલીયન ભાષાંતર ૧૫૫૨ માં છપાયું હતું તે ઉપરથી ૧૫૭૦ માં—એટલે મુળ ગ્રંથ રચાયો તે પછી લગભગ એક હજાર વર્ષ પછી અંગ્રેજીમાં તેનુ ભાષાતર થયુ હતુ.[1]

વાર્તાઓનો આવો એક બીજો લોકપ્રિય સંગ્રહ 'હિતોપદેશ' એ નામથી વિખ્યાત છે એ ગ્રંથ મોટે ભાગે પચતંત્ર ઉપરથીજ લખાયો છે; અને પંચતંત્રમાંની ૪૩ વાર્તાઓમાંથી ૨૫ વાર્તાઓ એમાં લેવાઇ છે. રાજાઓને ગૃહનીતિ અને રાજનીતિનું શિક્ષણ આપવાના મુખ્ય ઉદ્દેશથી આ ગ્રંથો રચાયા હતા.

આવી બીજીજ વાર્તોનો સમૂહ બૌદ્ધ 'જાતકમાલા' નો છે. એમાં બુદ્ધના આગલા જન્મની વાર્તાઓ સંગ્રહેલી છે. એ પાલી ભાષામાં રચાયલી વાર્તો શિષ્યોને લોકભાષામા ઉપદેશ કરવા માટે યોજાયલી છે. ગ્રીક ભાષાની ઇસપ અને ઍગ્રીયસની વાર્તાઓનું પંચતંત્રની વાતો સાથે ઘણું સામ્ય છે. આ બધી વાર્તાઓમાં પશુઓને મનુષ્યના જેવી પ્રવૃત્તિ કરતાં વર્ણવ્યાં છે. આમ બૌદ્ધકાલીન જાતકકથાઓ, અને વિષ્ણુશર્માનું પંચતંત્ર—એ બધા વાર્તાગ્રંથોમાંથી એ બોધ નીકળી શકે છે કે સકલ જીવસૃષ્ટિમાં સર્વત્ર એકજ આત્મા છે.

સંસ્કૃત વાર્તાસાહિત્યનું ખાસ લક્ષણ એ હોય છે કે તેમાં એકજ વૃત્તાંતના ખોખાની અંદર જુદી જુદી અનેક વાર્તાઓનો સમાવેશ કરેલો હોય છે. આ વાર્તાઓમાં મુખ્ય કથાનાં પાત્રો હોય છે તે એકબીજાને જ્ઞાન આપવાને માટે અથવા તો પોતાની માન્યતાના સમર્થન માટે વારાફરતી જુદી

---

૧. ઈ સ ના સત્તરમા સૈકાના લગભગ આજ અરસામા, મોગલ સમ્રાટ્ અકબર (રાજ્યકાળ ૧૫૫૬ થી ૧૬૦૫) ના ફરમાનથી પુષ્કળ સંસ્કૃત ગ્રથોના ફારસી તરજુમા કરાવવામાં આવ્યા હતા. મહાભારત, રામાયણ, વિષ્ણુપુરાણ, નલ દમયંતી, સિંધાસનબત્તીસી, હિતોપદેશ, વગેરે વિશાલ ગ્રંથોના ફારસી તરજુમા અબદુલ કૈઝી, બદૌની વગેરે સમર્થ ફારસી શાયરોએ કર્યા હતા. 'સિંધાસનબત્રીસી' ને અસલ સંસ્કૃત ઉપરથી ફારસીમાં ઉતારનાર બદૌની હતો.

—જુઓ: 'અકબરના વખતના સંસ્કૃત ગ્રંથોના ફારસી તરજુમા' નામનો ડૉ જીવણજી જમસેદજી મોદીનો લેખ; Annals of Bhandarkar Institute, Vol VI, Part II (1925)

જુદી વાર્તાઓ કહી સંભળાવે છે. એક મુખ્ય વાર્તામાં અનેક આડકથાઓ આ રીતે આપેલી હોય છે, તેથી ચીનાઇ પેટીઓના સટની પેઠે એકની અંદર બીજી, બીજીમાં ત્રીજી એમ વાતનુ કોકડું ઉકેલાયાંજ કરે છે. ફારસી સાહિત્યની 'અરેબીયન નાઇટ્સ'ની વાર્તાઓમાં આ સંસ્કૃત પદ્ધતિ સ્વીકારાયલી જોઇ શકાય છે.

સંસ્કૃત લોકકથાઓ ઉપર ગણાવી ગયા તે સીવાય અગીયારમા શતકના પૂર્વાર્ધમાં એક સોડ્ઢલ નામના ગુજરાતી વાલભ કાયસ્થે 'ઉદયસુંદરી ચંપૂકથા' રચી છે. એની પ્રત પાટણના જૈન ભંડારમાં છે. કવિએ લખ્યું છે કે શાપાભિભૂત બાણભટ્ટે આ કથા વાંચીને અભિનંદી અને તેથી તેના શાપની મુક્તિ થઇ—એવી રસપૂર્ણ આ ચંપૂકથા છે એવી બીજી એક 'અશોકવતી કથા' તથા 'રત્નમંજરી ચંપૂકથા'નાં નામ પણ આ સમયમાં ગણાવાય છે.[1]

વળી 'ચતુર્વિંશતિ પ્રબંધ' તથા મેરુતુંગાચાર્યના 'પ્રબંધચિંતામણિ' જેવા સંસ્કૃત ગ્રંથોમાં ઇતિહાસમિશ્રિત લોકકથાઓને સંગ્રહી રાખવામાં આવી છે.

કલ્પનાના રંગથી રંગાયલી એવી સુંદર અને ચતુરાઇવાળી વાર્તાઓના ગ્રંથોનો એક જુદી જાતનો સમૂહ સંસ્કૃતમાં છે. તે ગ્રંથોનાં નામ *વૈતાલપચવિંશતિ, સિંહાસનદ્વાત્રિંશિકા* (અથવા *વિક્રમચરિત*) *ભોજપ્રબન્ધ* અને *શુકસપ્તતિ*. આ ગ્રંથો ગદ્યપદ્યમાં લખાયલા છે. વૈતાલપંચવીશીમાં વૈતાલ (શબમાં વસનાર સત્ત્વ) સંબંધી પચીસ વાર્તાઓ આપવામાં આવી છે. પહેલા બે વાર્તાસંગ્રહની ઉત્પત્તિ બૌદ્ધ ધર્મમાંથી થયેલી હોવાનુ મનાય છે.

ઉજ્જયિનીના રાજા વિક્રમને એક યોગી તરફથી એવું કહેવામાં આવ્યું કે "એક શબ્દ પણ બોલ્યા વગર આ ઝાડ ઉપરનું શબ તુ નીચે ઉતાર, અને ઉંચા પ્રકારની જાદુઇ શક્તિ મેળવવા માટેની સાધના જ્યાં કરવાની છે ત્યાં આગળ તુ એ શબને લઇ જા" રાજા એ શબને પોતાની ખાંધ ઉપર લઇને ચાલવા માડે છે એટલામાં એ શબની અંદર દાખલ થયેલો વૈતાલ બોલવા માંડે છે; અને એક વાર્તા કહે છે.

એક સવાલના પ્રત્યુત્તરમાં રાજાથી ભુલમાં બોલી દેવાય છે, એટલે પેલું શબ એકદમ અદશ્ય થઇ જાય છે, અને પાછું પેલા ઝાડ ઉપર લટકતું દેખાય છે. રાજા પાછો જઇને એ શબને લઇ આવે છે અને ફરી પાછુ એવું ને એવું થાય છે. એવી રીતે વૈતાલ બધી મળીને પચીસ વાર્તાઓ કહે છે ત્યાં

---

૧. જુઓ: રા. ચીમનલાલ દલાલ, એમ. એ. નો 'પાટણના જૈન ભંડારો' વીશેનો લેખ; પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદનો રીપોર્ટ.

સુધી એ પ્રમાણે ચાલ્યા કરે છે એ દરેક વાર્તા એવી રીતે રચવામા આવી છે કે તેને છેડે અમુક ગુચવણભરેલો પ્રશ્ન ઉપસ્થિત થાય છે, અને તે પ્રશ્નનો ઉત્તર રાજા પાસેથી માગવામા આવે છે

સિહાસનબત્રીસીમા વિક્રમ રાજાનુ સિહાસન દટાયલુ તે શાલિવાહનના વશમા થયેલા ભોજ રાજાને મળે છે તે સિહાસન ઉપર બત્રીસ પુતળીઓ હતી જેવો રાજા સિહાસન ઉપર પગ મુકવા જતો તેવી એક પુતળી બોલતી કે "રાજા, આ સિહાસન ઉપર પગ ન મુકીશ વિક્રમ જેટલો તુ પરદુઃખ ભજન અને ઉદાર થઇશ ત્યારેજ તે ઉપર બેસવાને લાયક થઇશ" એમ બત્રીસે પુતળીઓ બત્રીસ વાર્તાદ્વારા વિક્રમચરિત્ર વર્ણવે છે

સુડાસીત્તેરી (શુકસપ્તતિ)ની વાત એવી છે કે એક સ્ત્રીનો પતિ બહારગામ ગયો હતો તે દરમ્યાન તેની સ્ત્રીને પરપુરુષનો સંગ કરવાની ઇચ્છા થઇ આવી એના પતિનો પાળેલો પોપટ ઘણો ચતુર હતો તેની એ સલાહ લે છે પોપટ પોતે જાણે પેલી સ્ત્રીના વિચારની વિરુદ્ધ ન હોય તેવી રીતનુ વલણ બતાવે છે, પણ એવા કર્મ કરવામા કેટલુ જોખમ રહેલુ છે તે તરફ પેલી સ્ત્રીનુ ધ્યાન ખેચે છે, અને ગુચવણને પ્રસગે 'ફલાણી સ્ત્રીએ પોતાની જાતનો જેવી રીતે બચાવ કર્યો હતો તેવી રીતનો બચાવ કરતા આવડે તેમ ન હોય તો કોઇ પુરુષને મળવા જવુ નહીં'—એવી રીતનું તેની પાસેથી વચન લે છે

તે અમુક સ્ત્રીએ કેવા પ્રકારની મુશ્કેલીમા કેવી રીતે પોતાનો બચાવ કર્યો હશે તે વીશે જિજ્ઞાસા થવાથી તે સ્ત્રી તે વીશેની વાર્તા કહી સભળાવવા પોપટને વીનવે છે, એટલે પોપટ પછી વાર્તા કહે છે વાર્તા કહેતા કહેતા જ્યા આગળ ગુચવણનો પ્રસગ આવે ત્યાથી એ વાર્તા અધુરી રાખે છે, અને પછી તે સ્ત્રીનેજ પુછે છે કે 'આવી ગુચવણને પ્રસગે પેલી સ્ત્રીએ શુ કરવુ જોઇએ?' આ વિકટ પ્રશ્નનો ઉત્તર પેલી સ્ત્રીથી નથી આપી શકાતો, એટલે પોપટ તેને કહે છે કે 'આજની રાત તમે ઘરમા રહો તો હુ તમને એનો ખુલાસો કહુ.' આવી રીતે સીત્તેર દિવસ નીકળી જાય છે એટલામા તે સ્ત્રીનો પતિ પરદેશથી પાછો આવી જાય છે અને સ્ત્રીનુ શીલ રક્ષાય છે

આટલા દિગ્દર્શન ઉપરથી સસ્કૃતમા વાર્તાસાહિત્યનો ઇતિહાસ કેવો છે તે જાણી શકાય છે[૧]

---

૧ પ્રો મેક્ડોનલના 'સસ્કૃત સાહિત્યનો ઇતિહાસ' નો પ્રો મોહનલાલ દવે, એમ એ એલએલ બી એ કરેલો અનુવાદ આ પ્રકરણ લખવામા ઉપયોગમા લીધો છે

# પ્રકરણ ૫ મું

## પ્રાકૃત લોકકથાઓ

સંસ્કૃત વાર્તાસાહિત્ય એજ એકલું પુરાણું વાર્તાસાહિત્ય છે એમ નહી; વિદ્વાનોની શિષ્ટ ભાષામાં લખાયલા એ સાહિત્ય સીવાય પુષ્કળ સાહિત્ય લોકોની લોકભાષામા રચાયલું અસ્તિત્વ ધરાવતુ હતુ, કારણ કે સંસ્કૃત ભાષા સર્વ કોઇને માટે નહોતી. જનસમૂહની ભાષા તો પ્રાકૃત હતી. વેદના મંત્રો રચાયા તે વખતે પણ સાહિત્યની ભાષાથી ઘણી જુદી પડતી એવી લોકવ્યવહારની પ્રાકૃત ભાષા અસ્તિત્વમાં હતી.

આ લોકભાષામાં શિષ્ટ સાહિત્ય ઘણું નહીં હોય; પરંતુ ભગવાન બુદ્ધ જ્યારે ઇ. સ પૂર્વે છઠ્ઠા શતકમાં સઘળા લોકો સમજી શકે તે માટે પોતાનો ઉપદેશ સામાન્ય લોકસમૂહની ભાષામાં કરવા માંડયો ત્યારથી પ્રાકૃત ભાષાનું સાહિત્ય ખેડાવા માંડ્યું એમ અનુમાનાય છે બૌદ્ધ ધર્મનું બધું સાહિત્ય તેમજ લગભગ તેજ અરસામા જન્મ પામેલું જૈન ધર્મનુ સાહિત્ય મગધ દેશમા બોલાતી પ્રાકૃતમાં લખાયુ.

બુદ્ધ ભગવાનના જન્મ વીશે અનેક દંતકથાઓ પ્રચલિત હતી, તે 'બુદ્ધલીલાવિસ્તાર' અથવા 'લલિતવિસ્તાર' એ નામે સંગ્રહિત છે. જેમ હીંદુ ધર્મમાં અવતારની કલ્પના છે તેમ બૌદ્ધ લોકોમાં બોધિસત્ત્વની કલ્પના છે. એકજ જીવ અર્હત્પદ પ્રાપ્ત કરવાની મહેચ્છાથી અનેક જન્મને અંતે 'બુદ્ધ' થઇ જાય છે એવી માન્યતા બૌદ્ધોમાં પ્રચલિત હતી ગૌતમ બુદ્ધે પોતાના પૂર્વ જન્મની કેટલીક વાતો કહેલી તે ઉપરથી અનેક જાતની જાતકકથાઓ રચવામા આવી; અને બુદ્ધનો લીલાવિસ્તાર વધ્યો. બુદ્ધનુ ઐતિહાસિક સાદું જીવન અનેક જાતના ચમત્કારોથી ઢંકાઇ ગયું, અને લોકવાર્તાઓનો વિસ્તાર વધ્યો. એ જાતકમાલામાંથી તે વખતની લોકભાવના, લોકજીવન, લોકવહેમ વગેરે ઠીક ઠીક જાણવાને મળે છે :

આ પ્રકારે બુદ્ધે જુની સંસ્કૃત પરંપરા તોડી અને લોકભાષાને અપનાવી; તેજ અરસામાં મહાવીર સ્વામીએ પણ પોતાનો અહિંસાધર્મ લોકભાષામાંજ ઉપદેશ્યો આર્યસમાજમાં પ્રચલિત વૈદિક ધર્મના સંસ્કૃત પુરાણો અને આખ્યાનો લોકોમાં બહુ આદર પામતાં હતાં, તેની સરસાઇમાં જૈનોએ પણ એ સંસ્કૃત પુરાણકથાઓનો આધાર લઈ જૈન ધર્મનાં પુરાણોની લોકભાષામા રચના કરી; અને એ આખ્યાનો અને કથાઓમાં પોતાના ધર્મના સિદ્ધાંતોને

વણી લીધા. જૈન ધર્મનાં પુરાણોમાં કેટલીક કથાઓ વૈદિક પુરાણોની કથાઓ સાથે ઘણે અંશે મળતી આવે છે.

એક તરફ બૌદ્ધો અને જૈનોએ વૈદિક ધર્મની સ્પર્ધામાં ઉતરી અનેકાનેક ઉપદેશથી પોતાનો ભાવિક લોકસમાજ ઉભો કર્યો, ત્યારે બીજી તરફ વેદધર્મીઓએ બુદ્ધ અને જૈન ધર્મના પહેલા તીર્થંકર ઋષભદેવને એમની અવતારગણનામાં મેળવી લીધા અને પોતાના ધર્મની સર્વમાન્યતા સિદ્ધ કરી.

જેમ બૌદ્ધ ધર્મમાં, ઉપર કહ્યું તેમ, બોધિસત્ત્વની કલ્પના છે, અને જૈન ધર્મમાં તીર્થંકરની કલ્પના છે, તેવીજ રીતે વૈદિક ધર્મે જૈન અને બૌદ્ધ ધર્મની નકલ કરી અવતારની કલ્પના ઉભી કરી એમ કેટલાકનો મત છે. વિષ્ણુના દસ અવતાર છે એમ મનાય છે; બીજી ગણત્રી પ્રમાણે ચોવીસ મનાય છે એ દસ અવતારમાં 'બુદ્ધાવતાર' અને ચોવીસમાં 'ઋષભદેવ'ની ગણના છે.

જૈનોએ રામાયણની સ્પર્ધામાં વિસ્તૃત પઉમચરિયમ્ નામે પદ્મ (રામ) ચરિત્ર વિક્રમ સવત ૬૦ માં રચ્યું છે. આ પ્રકારની પૌરાણિક કથાઓ સીવાય બીજી પુષ્કળ લોકકથાઓ પ્રાકૃત સમાજમાં પ્રચલિત હશે એમ લાગે છે; પરંતુ હજી તેવું સાહિત્ય પ્રાપ્ત થઇ શક્યું નથી. ઇ. સ. ના પહેલા સૈકામાં પૈશાચી ભાષામાં રચાયલી કહેવાતી ગુણાઢ્યની 'બૃહત્કથા' આવા અનુમાનને સબળ પુષ્ટિ આપે છે. લોકવાર્તાઓના ભંડારના ભંડાર લોકોને પરિચિત હતા, એમ આ હાલમાં લુપ્તપ્રાય થયેલી બૃહત્કથાનાં નવાં સંસ્કરણોના આધાર ઉપરથી કહી શકાય છે.

છતાં પ્રાકૃત ભાષામાં રચાયલું પુષ્કળ સાહિત્ય નષ્ટ થયું હોવું જોઇએ એમ ભાષાના ઇતિહાસવેત્તાઓ કહે છે, કારણ કે જે કાળમાં, ગ્રંથો લખવામાં પ્રાંતની પ્રાકૃત ભાષાનો ઉપયોગ કરવાનું વલણ હતુ અને સાહિત્યવ્યવહારમાં એ ભાષાઓ બધાને સમજાતી હતી તે કાળમાં, પ્રાકૃત લોકકથાઓ ઢગલાબંધ રચાતી હતી. પણ ધીમે ધીમે, સંસ્કૃત ભાષાએ પાછો પોતાનો સર્વોપરિ અધિકાર પ્રાપ્ત કરતાં, પાછળથી પ્રાંત ભાષાઓ વ્યવહારમાંથી ખસતી ગઇ અને સમજવી કઠણ થતી ગઇ. તેથીજ કેટલાક જુના પ્રાકૃત ગ્રંથોનું વિસ્મરણ ન થાય તે હેતુથી તેનાં નવાં સંસ્કરણો થવા મંડ્યાં જેમ ઇ સ. ની શરુઆતમાં લખાયલી અને પાછળથી નાશ પામેલી બૃહત્કથાનાં એ જાતનાં ત્રણ નવાં સસ્કરણ હાલ મળી આવે છે તેમ ઇસ્વી સનના બીજા કે ત્રીજા સૈકામાં રચાયલી એક 'તરંગવતી' નામની કથાનું થયું છે.

આ 'તરંગવતી' અથવા 'તરંગલોલા' નામની લોકવાર્તા એક જૈનાચાર્યની રચેલી હોવાનું જાણવામાં આવ્યું છે. એક કાળે જ્યારે સંસ્કૃત ભાષાની સર્વશ્રેષ્ઠ ગદ્યકથાના નિર્માતા બાણભટ્ટનો જન્મ પણ થયો નહોતો ત્યારે પાદલિપ્તાચાર્યની 'તરંગવતી' કથા સહૃદય વિદ્વાનોનાં સુકુમાર મનને ગંગાના કલ્લોલો માફક

નચાવ્યા કરતી હતી. "સંસ્કૃત વાસવદત્તા અને પ્રાકૃત તરંગવતી—એ બને કથાઓ સેંકડો વર્ષો સુધી ભારતીય સરસ્વતી દેવીની કર્ણકલિકાઓ મનાતી હતી."

'કુવલયમાલા' કથાના કર્તા દાક્ષિણ્યચિહ્ન ઉદ્યોતનસૂરિએ સં. ૮૩૫ માં પોતાની કથાના પ્રારંભમાં આ 'તરંગવતી' માટે લખ્યું છે કે :—

चक्कायजुवलसहिया रम्मत्तण-रायहंस-कयहरिसा ।
जस्स कुलप्पव्वयस्स व वियरइ गंगा तरंगम (व)ई ॥[1]

આચારાંગ સૂત્રકૃતાંગવૃત્તિકાર શીલાચાર્ય પોતાના 'મહાપુરિસચરિય' (રચના સં.૯૨૫)માં તરંગવતીનો આ પ્રમાણે પરિચય આપે છે:—

सा नत्थि कला, तं नत्थि लक्खणं जं न दीसइ फुडत्थं पालित्तयाइविरइय तरंगमइयासु य कहासु ॥[2]

માલવપતિ મુંજ અને ભોજની સભાના જૈન બ્રાહ્મણ પંડિત ધનપાલે ૧૧ મા શતકમાં પોતાની 'તિલકમંજરી' નામની અપભ્રંશ કથાની પીઠિકામાં આ વાર્તા માટે લખ્યું છે કે:—

प्रसन्न गम्भीरपथा रथाङ्गमिथुनाश्रया ।
पुण्या पुनाति गंगेव गां तरंगवती कथा ॥[3]

વળી, સં. ૧૧૯૯ માં सुपासनाह चरियम् (સુપાર્શ્વનાથચરિત) રચનાર લક્ષ્મણગણિએ 'તરંગવતી'ને આમ સંભારી છેઃ—

---

૧ સંસ્કૃત છાયાઃ—

चक्रवाकयुगलसहिता रम्यत्वराजहंसकृतहर्षा ।
यस्मात् कुलपर्वतादिव विचरति गंगा तरंगवती ॥

[આ તરંગવતી કથા ચક્રવાકયુગલ સહિત, રમ્ય રાજહંસોથી હર્ષિત થઈ વિચરે છે, કે જેમ ગંગા નદી બને તીરે વસતાં ચક્રવાકયુગલોથી શોભે છે, રમ્ય રાજહંસોથી હર્ષવતી દેખાય છે, અને કુલપર્વતમાંથી વહે છે.]

૨ સંસ્કૃત છાયાઃ—

सा नास्ति कला तन्नास्ति लक्षणं यद् न दृश्यते स्फुटार्थं पादलिप्तविरचित

को न जणो हरिसिज्जइ तरंगवइ–वइयरं सुणेऊण ।
इयरे पबंध–सिन्धू वि पाविया जीए महुरत्तं ॥[१]

'કાદમ્બરી'કાર બાણને માટે જેમ કહેવાયું છે કે 'बाणोच्छिष्टं जगत्सर्वम्।' તેમ આ તરંગવતી કથાએ પોતાના રસની માધુરીથી બીજા પ્રબંધસિંધુઓને પણ મીઠા બનાવી દીધા છે ! આવી લોકપ્રસિદ્ધ કથાના કર્તાનું મૃત્યુ સાંભળી એક કવિએ દુઃખોદ્‌ગાર કાઢેલો તેની પ્રાચીન પ્રાકૃત ગાથા નીચે પ્રમાણે છેઃ—

सीसं कह वि न फुट्टं जमस्स पालित्तयं हरतस्स ।
जस्स मुहनिज्झराओ तरंगलोला नई वूढा ॥[२]

આ 'તરંગવતી' કથા ગુણાઢ્યની બૃહત્કથા પેઠે આજે પણ પ્રાપ્ત નથી; માત્ર એક નેમિચંદ્રગણિ નામના જૈન યતિએ મૂલ કથાના સારરૂપ ૧૬૪૪ પ્રાકૃત આર્યાઓનો ગ્રંથ લખેલો પ્રાપ્ત થયો છે તેની બે પ્રતો ઉપરથી જર્મન પંડિત ડૉ. અર્નેસ્ટ લૉયમેને સંક્ષેપમાં જર્મન અનુવાદ ૧૯૨૧ માં પ્રકટ કર્યો. તે જર્મન ઉપરથી ગુજરાતીમાં શ્રી. નરસિંહભાઇ પટેલે 'સાધ્વીની કથા' હમણાં બે વર્ષ ઉપર પ્રકટ કરેલી છે.[૩]

આ પ્રકારે સૈકાઓથી જેમાનો રસ સુકાયો નથી એવી મનોરમ 'તરંગવતી' વાર્તામાં એવું મોહક શું છે તે ટૂંકામાં આપવાનો પ્રયત્ન કરીએ.

પૂર્વે મગધ દેશમાં ધનપાલ નગરશેઠ રહેતા હતા; તેમની શેઠાણીનું નામ સોમા. શેઠના મકાનની પાસે એક ઉપાશ્રય હતો. ત્યાં એક સુવ્રતા નામે સાધ્વી પોતાની અનેક શિષ્યાઓને લઈને ઉતરી હતી. એ શિષ્યાઓમાંથી એક બહુ વિનીત શિષ્યાને એક સવારે છઠ્ઠવ્રતનાં પારણાં કરવાં હતાં. તેથી એક બીજી નવદીક્ષિત ભિક્ષુણીને લઈ ને એ ભિક્ષા લેવા બહાર નીકળી.

---

૧ સંસ્કૃત છાયા—

को न जनो हृष्यति तरंगवतीव्यतिकरं श्रुत्वा ।
इतरे प्रबन्धसिन्धवोऽपि प्रापिता यया मधुरत्वम् ॥

[તરંગવતીનો કથા પ્રસંગ સાંભળીને ક્યા મનુષ્યને હર્ષ થતો નથી ? કારણ જેના વડે બીજા પ્રબંધરૂપી સિંધુઓ મધુરતાને પ્રાપ્ત કરે છે.]

૨ સંસ્કૃત છાયાઃ—

शीर्षं कथमपि न स्फुटितं यमस्य पादलिप्तं हरतः ।
यस्य मुखनिर्झरात् तरंगलोला नदी वहिता ॥

[પાદલિપ્તને હરણ કરનાર યમનું માથું કેમ ફૂટ્યું નહીં ? કારણ જેના મુખરૂપી ઝરામાંથી તરંગલોલા નદી વહે છે ]

૩. આ વાર્તાની બે પ્રતો જર્મની મોકલનાર રા. કેશવલાલ પ્રેમચંદ મોદી બી. એ. એલએલ. બી એજ આ ગુજરાતી અનુવાદ છપાવ્યો છે; અને એક રીતે, મૂલ કથાને પ્રસિદ્ધિમાં મૂકવામાં તેઓ ખાસ નિમિત્તરૂપ થયા છે.

એક ઉંચી હવેલીના આંગણામાં આવીને એ સાધ્વી ઉભી રહી. તેને જોઇ શેઠાણી ઘરની બહાર આવી અને ભિક્ષા લેવા તેને અંદર બોલાવી ગઇ. આસન મુકીને આદરપૂર્વક ભિક્ષા આપ્યા પછી, સાધ્વીના સ્વરુપથી મુગ્ધ બનેલી શેઠાણીએ તેને પ્રશ્ન કર્યો: "સાધ્વીજી! સમય હોય તો અમને કે ધર્મકથા કહો." સાધ્વીએ હા પાડી; અને ધર્મરહસ્ય સંભળાવ્યું. ઉપદેશ પુરો થયો એટલે શેઠાણીએ ફરીથી સાધ્વીને વિનયથી પુછ્યું: "આ વયમાં આપને કયે દુઃખે સાધ્વી થવું પડયું તેની વાત કહો." આગ્રહ જોઇને સાધ્વીએ પૂર્વકથા કહેવા માંડી:—

"યમુનાને કીનારે વત્સ દેશની રાજધાની કોશામ્બીનો રાજા ઉદયન્ હતો. તેની રાણીનું નામ વાસવદત્તા. ઋષભસેન નગરશેઠ રાજાનો મિત્ર હતો. તે શેઠને આઠ પુત્રો થયા. પછી એમણે યમુનાને પ્રાર્થના કરી; તેના ફલરુપે હું અવતરી એટલે મારું નામ (તરંગવતી યમુનાના તરંગોની કૃપાથી હું અવતરી માટે) 'તરંગવતી' પાડયું.

હું પુષ્કળ લાડકોડથી ઉછરી; અને પછી વયમાં આવી એટલે મારા શરીરનાં અંગો ખીલી ઉઠયાં; અને સ્નેહજીવન શુ છે તે સમજવા લાગી. મારી સખી સારસિકા મારા વિવાહ સંબંધી જે વાતો ચાલતી તે મને કહી જતી.

એક વખત કુટુંબનું બધું સ્ત્રીમંડલ ઉજાણીને મિષે શહેરના એક બાગમાં જવા તૈઆર થયું. અમને રાજમાર્ગે ઉપરથી રથમાં બેસીને જતાં જોઇ નગરના યુવાનો એકીટશે જોઇ રહ્યા; અને કેટલાક તો મારા સૌંદર્યથી ઘાયલ થયા.

બાગમાં પહોંચતાં હું ત્યાંના કમળ સરોવર ભણી સારસિકાની સાથે ગઇ. ત્યાં અનેક શ્વેત હંસ, બતક અને નરમાદાની જોડીએ ચાલતાં ચક્રવાકો અમે જોયાં કમળની લીલી પાંખડીઓ ઉપર આરામ લેતાં ચક્રવાકોનો પરસ્પરનો સ્નેહ અને મમતા જોઇને મારા મનમાં અગમ્ય વિચારો આવવા લાગ્યા. આ જન્મમાં ન અનુભવેલી એવી લાગણી મને સર કરી બેઠી; અને વિચારમાં ને વિચારમાં મને મારો પૂર્વ અવતાર પ્રત્યક્ષ થઇ આવ્યો. એ સ્મરણથી મને મૂર્છા આવી ગઇ; અને હું બેભાન થઇ ગઇ.

જ્યારે મને ભાન આવ્યું ત્યારે મારી સખી કમળના પડીઆમાં જલ લાવી મારી આંખો ઉપર છાંટતી હતી. સારસિકાએ સ્નેહથી મને પુછ્યું: "બહેન, આ'તને એકાએક શું થયું? તને તે થાક લાગ્યો કે મધમાખે તને ચટકાવી?" મેં મારી વહાલી સખીને કુંજમાં લઇ જઇ, મારા પૂર્વજન્મની વાત કહેવા માંડી:—

"અંગ દેશ આગળ ગંગા નદી વહે છે. તેની બને તીરે ગામ વસેલાં છે અને જળપંખીઓનાં ટોળેટોળાં ત્યાં વસે છે. હંસની પંક્તિ એ નદીની જાણે કટિમેખલા રચે છે; અને પાણીની સપાટી ઉપર પાકા રાતા ઘડા તરતા

હોય એવી ચક્રવાકની જોડ જલમાં કુદાકુદ કરી મુકે છે. હું ગયા જન્મમાં એમાંની એક ચક્રવાકી હતી. મારા ચક્રવાક સાથે પ્રભાત થતાં તરવા જતી; ઉડતી પણ તેની સાથેજ. કમળસરોવરે, રેતીને કીનારે કે કીનારાના જંગલે જ્યાં જતાં ત્યાં અમે સાચા સ્નેહથી બંધાઇને સાથેજ રહેતાં.

એક સમે અમે જળપક્ષીઓ ગંગાના પાણીથી બનેલા તળાવમાં રમતાં હતાં. તેવામાં તાપથી બળ્યો બળ્યો થતો એક હાથી નદીમાં નહાવા આવ્યો. એણે મનભર પાણી પીધું અને પછી સુંઢ વતે ઉછાળવા મંડયો. અમે ભયથી ઉંચે ઉડી ગયાં. તેવે સમે જમદૂત જેવો એક જુવાન પારધી ત્યાં આવી પહોંચ્યો. તેણે હાથીને જોઇને તીર ખેચ્યું; પણ કમનશીબે એ નીશાન ચુક્યો અને તે તીર હાથીને ન વાગતા સામેજ ઉડતા મારા ચક્રવાકને ચોંટયું. એટલે પવનના બળથી તુટી પડેલું કમળ હોય તેવી તેમની એક પાંખ કપાઇ નીચે પડી; અને તેની સાથે એ તમ્મર ખાઇને પાણીને કીનારે પડયા. મેં પણ તેમની વેદના સહન ન થવાથી, તેમની પાછળ નીચે પડતુ નાખ્યું.

મારા ચક્રવાકના શરીરમાં હજી બાણ ચોટેલું હતુ. મારી ચાંચ વડે મેં એમના ધામાથી બાણુ ખેંચી કાઢ્યું; અને રડતી આંખે મારી પાંખો વડે મેં તેમને પવન નાખ્યો. પછી મેં એમને બોલાવ્યા; પણ એ તો નિશ્ચેષ્ટ થઇને પડી રહ્યા હતા. મને બધું સમજાઇ ગયું એટલે હું વેદનાથી બેભાન થઇ ગઇ. પછી ખુબ આક્રંદ કરવા લાગી અને આસપાસ ઉડવા લાગી.

પાછો પેલો ક્રૂર પારધી આવ્યો અને મારા જીવનના સાથી ઉપર નજર કરવા લાગ્યો. ત્યાં તો હાથીને બદલે મારા પ્રિયને પડેલા જોયા. એને પણ તેથી ભારે ખેદ થયો જણાયો. એણે એમને ઉપાડી રેતી ઉપર મુકયા અને પછી લાકડાં વીણી લાવી તેમાં અગ્નિ મુકયો. મેં એ અગ્નિમાં ઝંપલાવ્યુ; પણ મને એ અગ્નિ હિમ જેવો ટાઢો લાગ્યો, કારણકે હું મારા પ્રિયની મોડમાં હતી. હું મારા પતિની પાછળ ગઇ.

આ પ્રકારે ચક્રવાકનો જન્મ પુરો થતાં હું નગરશેઠને ત્યાં જન્મી, અને આ વખતે કમળસરોવરના જલતરંગો જોતાં મારા પૂર્વજન્મની વાત મને સાંભરી આવી. તળાવમાં ફરતાં ચક્રવાક જોઇ મને સ્નેહસ્મૃતિ થઇ આવી. "ઓ સારસિકા, હું મારા એ પૂર્વના સ્વામીને મળવા તલસી રહી છું!" એમ હું બોલી ઉઠી. સખીએ મને આશ્વાસન આપ્યું.

અમે ત્યાંથી મારી બા પાસે ગયાં અને બધાંમાં ભળી ગયાં. પણ મારી માતાએ મારું દુ:ખ મોં ઉપરથી પારખ્યું. મેં બહાનું બતાવ્યું કે 'મારું માથું દુખે છે.' બધાને મુકીને, મારી બા મને ઘેર લઇ ગઇ.

મારા પિતાએ વૈદ્ય બોલાવ્યો. મને એદ્જ્વર છે એમ એણે કહ્યું. આખી રાત હું અસ્વસ્થ રહી. પહેલે દિવસે મને જોઇને રૂપમુગ્ધ થયેલા જુવાનોના

પિતા તરફથી સવારે મારે માટે માગાં આવવા લાગ્યાં. મારા પિતાએ એ સૌ પાછાં વાળ્યાં.

મારી અંતરની વેદનામાં મને એક વિચાર સુઝયો; અને મેં કેટલાંક ચિત્રપટ આલેખ્યાં. મારા પાછલા ભવના બધા અનુભવોને એમાં પીંછીથી વ્યક્ત કર્યા. એવે કાર્તિકી પૂર્ણિમાનું કૌમુદીપર્વ આવ્યું. નગરમાં લોકોનો મેળો ભરાયો. તે નિમિત્તે મેં મારી છબીઓ લોકોને જોવાને માટે આંગણામાં મુકાવી; અને તેની સંભાળ રાખવા મારી ચતુર સખી સારસિકાને પાસે ઉભી રાખી, તે એવી કામનાથી કે મારા પૂર્વજન્મના સ્વામી જે મનુષ્ય યોનિમાં આવ્યા હશે તેમને જરૂર ખોળી શકાય.[1] મેં સખીને કહી મુક્યું હતું કે "મારા સ્વામીને પાછલા ભવનું શોકસ્મરણ આ ચિત્રોથી જેવું જાગશે કે તરત એ મૂર્છા પામશે અને 'ચિત્રો કોણે દોર્યાં?' 'તે કાલ્પનિક છે કે સાચાં?'—એવું અધીરાઇથી એ પુછવા માંડશે. તો તેજ મારો પતિ હશે તેની તું ખાતરી કરી લેજે."

તે રાતે મને સુસ્વપ્ન આવ્યું. સવારે સારસિકા દોડતી દોડતી આવી ને ફત્તેહ મળ્યાના સમાચાર આપ્યા. સખીએ કહ્યું કે "રાતે મેં છબીઓ ચોતરા ઉપર ગોઠવી તે વખતે અસંખ્ય લોકો ચાંદનીમાં લહેર કરવા નીકળી પડ્યા હતા. તેથી ચિત્રો આગળ ખુબ ભીડ થઇ. પછી મોડી રાતે ભીડ ઓછી થઇ. એટલામાં કેટલાક યુવાનો ત્યાં આવી ચઢ્યા તેમાંથી એક નવજુવાન ચિત્રોની હારને ઝીણવટથી નીહાળી રહ્યો. એ આમ જુએ છે તેટલામાં તો એ બેભાન થયો; અને વાંસ ઉપર બાંધેલી ધજાની દોરી કપાતાં ધજા ધબ દઇને જમીન ઉપર પડી જાય તેમ એ ધરણી ઉપર ઢળી પડ્યો. તેના મિત્રો એને ત્યાંથી દૂર લઇ ગયા. હું પણ પાછળ પાછળ ગઇ. ત્યાં પેલા જુવાનને પૂર્વજન્મનાં સ્મરણથી દુખી થતો બબડતો જોયો. એણે મિત્રોને ચક્રવાકની કથા કહી બતાવી, અને દરેક ચિત્રમાંથી તેનું સામ્ય એણે વર્ણવી બતાવ્યું એટલે એને ફરી મૂર્છા આવી પછીથી એણે મિત્રોને ચિત્ર ચીતરનારની તપાસ કરવા કહ્યું તે સાંભળી હું ઉતાવળી ઉતાવળી પાછી આવી અને ચિત્રો પાસે આવી ઉભી અને તેમણે પ્રશ્ન પુછ્યો એટલે મે તમારું નામ કહ્યું.

પેલા મિત્રો જુવાન પાસે જઇ કહેવા મડ્યા "પદ્મદેવ, ચિંતા ન કરીશ, તારી પ્રિયા મળી આવી છે. આપણા નગરશેઠની પુત્રી તરંગવતીએજ એ ચિત્રો દોર્યાં છે; અને એમાં એક માયા જીવનની કરુણ કથા આલેખી છે, એમ એની સખી કહે છે"

---

૧. ચિત્રપટ દોરીને પતિને ખોળી કાઢવાની કલાપૂર્ણ યુક્તિ જેમ 'ઓખાહરણ'માં દેખા દે છે, તેમ શિવદાસની રચેલી 'હંસાવલી'ની વર્તામાં વીરજીની 'કામાવતી'માં અને સામળભટ્ટની 'મદનમોહના'માં આ તરંગવતીએ યોજેલી સુંદર યુક્તિનો ઉપયોગ થએલો છે.

આ સાંભળી પદ્મદેવનુ મુખ મલક્યું; પણ પાછો એને ખેદ થયો: 'એ નગરશેઠ મારું માગું કેમ સ્વીકારશે ?' મેં એ યુવકની હકીકત જાણી લીધી

[સાધ્વી તરંગવતી શેઠાણીને વાત કહી સંભળાવે છે:-] "મારી સખીએ મને હકીકત કહી કે અમારા ગામના સાહસિક વ્યાપારી ધનદેવ શેઠનો એ પુત્ર હતો મેં સવારનું નિત્ય કર્મ પરવારી લીધુ એટલામા મને સારસિકા કહેવા આવી કે ધનદેવ શેઠે પદ્મદેવ માટે કરેલું મારું માગુ મારા પિતાએ પાછુ વાળ્યું. વેપાર માટે પરદેશ રહેનાર માણસને કન્યા આપવાની તેમણે ના પાડી, કારણ કે દીકરીને તેથી સદા પ્રોષિતભર્તૃકા રહેવું પડે પદ્મદેવના પિતા આ ઉત્તરથી માનભંગ થઈને શોકાતુર વદને જતા રહ્યા

આ સાભળી, મારી તો આશાવેલ ઉગતીજ કરમાઈ મે એક સ્નેહપત્ર લખી સખી સાથે પદ્મદેવ ઉપર મોકલ્યો, તેના જવાબમા એણે સામો પત્ર આપી સંદેશો કહાવ્યો કે 'આપેલી આશા ઉપર જીવીને હું આજે સુખીઓ થાઉંછું; હવે મારે માટે ધીરજ ધરજે.'

ધીમેધીમે દિવસ નમી ગયો અને રાત પડી. રાત પડતાં મારી ઉત્કંઠા વધી અને ધીરજ ખુટી ગઈ. સ્નેહની વેદી ઉપર મારી લાજ હોમવા હું તૈયાર થઈ ગઈ. મારી સખીને સમજાવી તેને સાથે લીધી; અને હુ મારા પ્રિયને મહેલ જવા તૈયાર થઈ ગઈ મારું હૈયું તો તોફાને ચઢીને ક્યારનુંએ આગળ જઈને ઉભું રહ્યું હતુ

અમે રાજમાર્ગે થઈને લપાતાં લપાતા હવેલી આગળ આવી પહોચ્યા સખીએ મને દૂરથી એમને ઓળખાવ્યા. અત્યારે એ મિત્રો સાથે વીણા વગાડતા હતા તેમની રૂપસુધા મેં દૂરથી પીધા કરી. પછી મિત્રો જ્યારે વીખેરાયા ત્યારે સારસિકા એમને મળી એમણે સદેશો માગ્યો. સખીએ કહ્યુ કે 'એ જાતેજ અહીં આવી છે'[1]

હું આ પળે તેમની પાસે જઈને ઉભી રહી; અને પગે પડી એમણે મને રાતે એકલાં આવવા માટે મૃદુ ઠપકો દીધો; અને પાછાં ઘેર જવાને કહ્યું. એટલામા કોઈ રસ્તે જનારને એમ બોલતા સાંભળ્યો કે "જે પોતાની મેળે ચાલી આવેલી પ્રિયા, યૌવન, અર્થ, રાજલક્ષ્મી, વર્ષાસમય, જ્યોત્સ્ના અને ચતુર સ્નેહીઓના સમાગમના આનંદનો ઉપભોગ કરી શકતો નથી તે તેની કીમત જાણતો નથી" એ ઉદ્ગારથી પ્રેરાઈને મારા પ્રિયે કહ્યું કે "જો આપણે પરદેશમાં ચાલ્યાં જઈએ તો વિઘ્નથી બચીએ અને આનંદે રહી શકીએ." મે એ જ્યાં જાય ત્યા સાથે જવાની તૈયારી બતાવી

પછી એમણે મુસાફરી માટેની તૈયારી કરી લીધી. મે સખીને

---

૧ અહીં વર્ણવેલી પ્રેમીઓની વિરહપીડા અને નાયિકાના અભિસરણ સાથે 'કાદમ્બરી'માંના મહાશ્વેતાનો પુંડરિકને મળવા જવાનો પ્રસંગ સરખાવવા જેવો છે

મારાં ઘરેણાં લેવા ઘેર મોકલી. એટલામાં તો એ તૈયાર થઇ ગયા; અને સખીને માટે રાહ જોવા રહેવાની એમણે ના કહી, કારણ કે 'ત્રીજું માણસ વળી પીડારૂપ થાય.' તેથી અમે બન્ને જણ રસ્તે પડ્યાં. રાતે ઉઘાડા રહેતા દરવાજામાંથી અમે યમુનાને કીનારે જઇ પહોંચ્યાં. ત્યાં એક મછવો ખોળી કાઢ્યો. તેનો દોર છોડીને અમે અંદર ચઢી ગયાં. મારા પ્રિયે હાથમાંની ઝવાહીરની થેલી અંદર મુકી અને હલેસું પકડ્યું. હોડી હંકારી તે વખતે અમને શીયાળવાંના રુદનના અપશુકન થયા.

અમે લાંબા વિયોગ પછી આ ઘડીએ એકલાં, એકલાં મળ્યાં. વાતો કરતાં કરતાં અમને ચક્રવાકનો ભવ સાંભર્યો; અને એમણે મને સ્નેહના ઉછાળામાં ગાઢ આલિંગન દીધું. એટલી વારમાં અમારો મછવો અમને ગંગાનાં પાણીમાં લઇ આવ્યો. એક વાર જેમ પૂર્વભવમાં આ નદી ઉપર અમારી ચક્રવાકની જોડી તરતી હતી તેમ આજે અમારા સ્નેહી યુગલની જોડી તરવા લાગી.

પહો ફાટયો એટલે અમે એક રેતીવાળે કીનારે મછવો લાંગર્યો અને નીચે ઉતર્યા. અમે સામે સુધી પુરી નજરે કરી રહ્યાં નહોતાં ને એકાએક દૂર ઝાંખરાંમાંથી લુંટારા આવતા દેખાયા. સ્નેહસાહસને અંગે જે સંકટ રહેલું છે તેનું આ ક્ષણે અમને ભાન આવ્યું. અમને લુંટારાએ પકડ્યાં, લુંટ્યાં અને બાંધી લીધાં. મારાં બધાં ઘરેણાં તેમણે ઉતારી લીધાં; અને અમારી ઝવેરાતની થેલી પણ તેમને હાથ આવી.

પછી અમને પર્વતની અંદરની ઉંડી ગુફામાં લઇ જવામાં આવ્યાં. અમારા જેવું ભક્ષ મળેલું જોઇ લુંટારાનો સરદાર હરખાયો. (અહીં લુંટારાના સંસ્થાનનું[૧] બીહામણું વર્ણન આપવામાં આવ્યું છે.) અમને બાંધીને કાલિકા દેવીને બલિદાન આપવા માટે એક ખંડમાં મોકલી દેવામાં આવ્યાં; અને એક લુંટારાના નાયકને અમારી દેખરેખ સોંપી. અમે અમારાં જેવાં બીજાં ઘણાં દુખી સ્ત્રીપુરુષોને ત્યાં દીઠાં. તેમણે અમને આવેલાં જોઇ પુષ્કળ દીલાસો આપ્યો; અમારા સમાચાર પુછ્યા. દુઃખ બીજાને કહેવાથી હલકું થાય છે એમ જાણીને અમે અમારા પૂર્વજન્મથી માંડીને કર્મની કહાણી તેમને કહી સંભળાવી. તે કર્મકથા વેગળેથી સાંભળતાં, અમને સાચવનાર નાયકને પણ ડંક લાગણી થઇ આવી. તેણે અમને છુટા કરવાનું વચન આપ્યું. સવાર પડતા પહેલાં પાછલી રાતે એ અમને છુપા વનમાર્ગથી ગુફાની બહાર લઇ ગયો; અને વનના છેડા સુધી મુકી ગયો. અમે બન્નેએ એ નાયકનો પાડ માન્યો.

---

૧. આ લુંટારાના સંસ્થાનનું વર્ણન ઘણી ગુજરાતી લોકવાર્તાઓમાં દર્શન દે છે; 'ઠગપુર પાટણ', 'ધુતારાપુર' વગેરે નામથી એ ઓળખાય છે. સરખાવો વીરજીની 'કામાવતી' વાર્તામાંનું 'ધુતારાપુર' અને શામળભટ્ટની 'ભદ્રામામિની'માંનું 'ઠગપુર પાટણ.'

ભુખ અને થાકથી તો અમે અધમુવા જેવા થઇ ગયા હતા પડતા આખડતા અમે એક ગામ આગળ આવી પહોચ્યા કેટલાક ગોવાળીઆના છોકરાઓને અમે સીમના ખેતરોમા જોયા તેમને કહ્યુ કે 'ભાઇ, અમે ભુલા પડ્યા છીએ તેથી ગામ બતાવો'

ગોવાળીઆઓ સાથે આવ્યા અમે ગામમા પેઠા અને એક સીતા મદિરનો ચોરો જોયો ત્યા જઇને અમે પગ વાળ્યો એવામા અમે એક યુવાનને ચપળ સીંધી ઘોડા ઉપર બેસીને આવતો જોયો એ સ્વાર અમારી આગળ થઇને પસાર થયો, ત્યારે મારા સ્વામીને અચાનક દેખતા, એકદમ ઘોડા ઉપરથી છલગ મારીને તે ઉતરી પડયો એ એમનો એક બાલગોઠીઓ હતો એણે એમને ઓળખ્યા અને તેમને ભેટી પડયો પછી કુશળ સમાચાર કહેતા તેણે જણાવ્યુ કે "તમારા ચાલી ગયા પછી સારસિકાએ તમારા પાછલા ભવની બધી કથા કહી સભળાવી, અને શા માટે તમે નાસી ગયાં તે વાત પણ કહી એટલે નગરશેઠ તમારા પિતા કને આવ્યા અને તમારી શોધ કરાવવા કહ્યુ બાપા તો તમનેજ ઝખ્યા કરે છે હવે તમે ઘેર ચાલો તમને ઓળવા ચારે બાજુ માણસો નીકળી પડ્યા છે' પછી તે સ્વારે શેઠના લખેલા પત્રો બતાવ્યા તેમા 'ઘેર આવો' એમ ખુબ વાત્સલ્યથી લખ્યુ હતુ

આખરે જમી પરવારીને અમે ઘરભણી ચાલ્યા અમારાં સગા એક ગામ આગળ આવીને સામા તેડવા આવ્યા હતા અમે નગરમા પ્રવેશ કર્યો ત્યારે અમને જેવાને રાજમાર્ગ ઉપર લોકોની ઠઠ જામી હતી

અમે ઘેર પહોચ્યા અમારી સુખદુ ખની વાતો બધા સબધીઓ આગળ ફરીફરીને કહી પછી વસત ઋતુમા એક શુભ મુહૂર્તે અમારાં સર્વિધિ લગ્ન થયા અમે પાછા કમળ સરોવરમાના ચક્રવાકની પેઠે એકતા અનુભવી આનદ કલ્લોળથી રહેવા મડ્યાં

બારેક માસ પછી એક દિવસ ફુલના દડાથી ખેલતા અમે બાગમા કલ્લોલ કરી રહ્યા હતા ત્યા એક અશોક વૃક્ષ નીચે મુકેલી શિલા ઉપર કોઇ સાધુને બેઠેલા જેયા તેમને દેખતાં વેતજ મે વાળમા ફુલ પરોવ્યા હતા તે ખરી પડયા મુખ પર ઉડેલો પુષ્પપરાગ પાલવ વડે મે લુછી નાખ્યો મારા પતિ સ્વસ્થ થઇ ગયા, અને અમે બને પેલા સાધુ પાસે ગયાં તેમને વદન કરતા તેમણે અમને નિર્વાણપ્રાપ્તિનો આશીર્વાદ આપ્યો, અને કેટલોક ધર્મોપદેશ કર્યો

મારા પતિએ સાધુની પૂર્વકથા જાણવા સહજ ઉત્કઠા બતાવી, એટલે સાધુ બોલ્યા "પૂર્વ ભવમા હુ હાથીનો શીકાર કરનાર પારધીરાજનો યુવરાજ હતો મારી બાણવેધની નિપુણતાને લીધે મને બધા 'સિદ્ધબાણ' કહેતા એક વખત ઉનાળામા એક વનહાથીની શોધમા હુ નીકળ્યો હતો પુષ્કળ ભટક્યા

પછી છેક ગંગાને કીનારે મેં એક હાથી જોયો, અને મેં તેના ઉપર બાણ તાક્યું. પણ ચોટ ખાલી ગઇ. અને તીર હવામાં ઉંચે ઉડ્યું. એ જીવસંહારક બાણુથી હાથી ન વીંધાતાં એક ચક્રવાક વીંધાઇને નીચે પડયો. એની ચક્રવાકી રુદન કરતી આમતેમ ઉડવા લાગી પછી ચાંચ વડે એણે બાણ ખેંચી કાઢ્યું અને ચક્રવાક મરી ગયો ! તેને મેં રેતી ઉપર અગ્નિદાહ કર્યો ચક્રવાકી પણ સ્નેહસંબંધથી તણાઇને એ અગ્નિમાં પડી અને તેની સાથે બળી મુઇ. તે જોઇ મને પુષ્કળ પશ્ચાત્તાપ થયો; એટલે એ અગ્નિમાં મેં પણ ઝંપલાવ્યું અને મારા પાપી શરીરને બાળી મુક્યું. મેં કરેલા પાપના પશ્ચાત્તાપને લીધે હું નરકમાં પડવાને બદલે એક શેઠને ત્યાં જન્મ્યો. મોટો થયા પછી મેં મારા પિતાનું ધન જુગારમાં ઉડાવી દીધુ; ધીમેધીમે મને ચોરીનો છંદ લાગ્યો અને ચોરમાંથી લુટારો બન્યો. લુંટવામાં મારી હોંશીયારીથી મને એક લુટારાના સરદારે નાયક બનાવ્યો. એક વખત અમારી ટોળીમાંના કેટલાક, એક યુવાન સ્ત્રીપુરુષને શીકાર લઇને આવ્યા. તેમને ગુફામાં રાખવામાં આવ્યાં. એ બીચારાં નવજુવાનોએ, મૃત્યુ પાસે આવ્યું હોય એમ કલ્પીને, એમના પૂર્વજન્મથી માંડીને પોતાની કર્મકથની બીજા કેદીઓને કહેવા માડી મેં તે વાત દૂરથી સાંભળી અને મને મારા પૂર્વભવનુ ભાન એકાએક થઇ આવ્યું. 'મેં બાણુથી મારેલું નિર્દોષ ચક્રવાકનુંજોડું તે આજ'– એમ મને થયું. એટલે મેં તેમને રાતે ને રાતે ગુફામાંથી છુપે માર્ગે નસાડી મુક્યાં ત્યાર પછી હું પાછો ગુફામાં ગયોજ નહીં. હું વિરક્ત થયો હતો, સંસારની અસારતા મને ખુબ સાલતી હતી. ભાગ્યયોગે એક ગુરુ મળ્યા. તેમણે મને જિજ્ઞાસુ જાણી વીતરાગ દીક્ષા આપી. હવે મને, સંસારમાનો અજ્ઞાન ઝાંખરાંએ પુરાઇ ગયેલો માર્ગ જે તીર્થંકરોએ ચોખ્ખો કરેલો, તે જડયો છે. હવે હું મારાં પૂર્વકર્મને સંયમ વડે બાળી રહ્યો છું."

[સાધ્વી આગળ કથા કહે છેઃ–] જ્યારે અમે આ ખેદજનક અનુભવકથા સાંભળી ત્યારે અમે પૂર્વે અનુભવેલું દુઃખ અમને જાણે નવેસર સાલવા માંડ્યું. આંસુભરી આંખે અમે એકબીજા તરફ જોયું. અમને લાગ્યું કે "આ સાધુ અમને વિષ તેમજ અમૃત સમાન નીવડ્યા છે!" વીતેલાં દુઃખનો વિચાર આવતાં અમને અમારા સ્નેહના ભોગવિલાસ ઉપર ઉપરતિ થઇ. અમે એ સાધુને અમારા જીવનતારક માન્યો.

સાધુએ અમારી તીવ્રતા નીહાળીને અમને ત્યાંજ બોધ કર્યો; એટલે સંસાર ઉપર અમને અણગમો થયો અને દીક્ષા લઇ પવિત્ર સાધુ જીવન ગાળવાનો અમે સંકલ્પ કરી, અમારાં માબાપને અમારો નિશ્ચય જણાવ્યો. બધા સ્નેહીઓએ તથા નગરજનોએ અમને ખુબ વાર્યા; પણ અમારો નિશ્ચય અડગ હતો અને વિરાગ દૃઢ હતો, તેથી સૌને અણુપાલવતે પણ સંમતિ આપવી પડી.

મારા સ્વામી એક સાધુની દીક્ષા લઇને તપસ્યા કરવા ત્યાંથીજ છુટા પડયા. તેમનાથી ઉલટી દિશામાં હું એક સુવ્રતા નામની સાધ્વી પાસે ગઇ; અને તેમની પાસેથી દીક્ષા પામી. આજે એમની સાથે વિહાર કરતાં કરતાં અમે અહીં આવી પહોંચ્યાં છીએ; અને આજે મારે છઠનાં પારણાં હોવાથી ભિક્ષા માગવા નીકળી છું."

સાધ્વી તરંગવતીએ પોતાની આત્મકથા પુરી કરી ત્યારે શેઠાણીને થયું કે આમણે આટલી નાની વયમાં જે કઠણ તપસ્યા આદરી છે, તે મારાથી બને તેટલું મારે પણ કેમ ન કરવુ? સંસારમાં રહીનેએ સાધુ જીવન કયા નથી ગાળી શકાતું? સાધ્વી તરંગવતીએ શેઠાણીને આચારમાં મુકાય તેટલો બોધ કર્યો, અને પછી ભિક્ષા લઇને ઉપાશ્રયમાં પાછી આવી.

આ પ્રકારની 'તરંગવતી કથા' છે. એનો જરા વિસ્તારથી આપેલો સાર એટલા પુરતો મહત્ત્વનો છે કે આ વાર્તાને એક આદર્શ (Model) તરીકે આપણે ગણી શકીએ એવી એની રચનાશૈલી છે. ભારતના કથાત્મક સાહિત્યમાં જે કૈં નવું આપણને મળે છે તેમાંનુ ઘણુંખરું આ વાર્તામાં છે. વળી મહાકાવ્યના નિરસ વિસ્તારની અને લઘુકાવ્યના સરલ અર્કની વચ્ચેની શૈલીમાં એ રચાયલી છે.

કાદમ્બરી વગેરે કથાઓમાં દેખા દેતી જન્મજન્માન્તરની કથા, પશુ-પક્ષી વગેરે યોનિમાં મનુષ્યનો થતો જન્મ અને પૂર્વભવની સાંભરી રહેતી સ્મૃતિ, વળી વાર્તાની ગુંથણીમાં *wheels within wheels* જેવી પદ્ધતિ -એટલે એક જણ બીજાને કથા કહે તે ત્રીજા માણસના શબ્દોમાં ચોથા માણસના સંબંધમાં કહે એવી રીતે-એ બધાં વિશિષ્ટ તત્ત્વો આ વાર્તાને ખાસ મહત્ત્વ અપાવે છે.

પુનર્જન્મનો સિદ્ધાંત કેવી પ્રબલતાથી ભાવનામય પ્રદેશ ઉપર અસર કરીને ઠેઠ વસ્તુસ્થિતિમાં આવી ઠરે છે એ આ વાર્તાદ્વારા જોઇ શકાય છે. પ્રકૃતિજીવનની સાચી કથા પણ આમાં ગુંથવામા આવી છે. સારસ જોડની જેમ પોતાના સ્નેહ માટે પ્રખ્યાત થએલા ચક્રવાક પંખી માટે આમાં કેવુ સુંદર પ્રતિપાદન કરવામાં આવ્યું છે! પારધીને હાથે ક્રૌંચના જોડામાથી એકનો વધ થતાં બીજાના આક્રંદને લીધે વાલ્મીકિના મહાકાવ્યની સ્ફુરણા થઇ હતી એ પ્રસંગમા આવતા પક્ષીયુગ્મનો સ્નેહ આ ચક્રવાકયુગ્મથી સાંભરી આવે છે.

બીજી પ્રાકૃત કથાઓમાં, દાક્ષિણ્યચંદ્રસૂરિનુ 'કુવલયમાલા' નામનુ મનોહર પ્રાકૃત ગદ્યકાવ્ય તથા હરિભદ્રસૂરિની 'સમરાઇચ્ચ કહા' (સમરાદિત્ય કથા) એ મુખ્ય છે. પ્રાકૃત પછી, અપભ્રંશ સાહિત્યમાંનુ કથાસાહિત્ય વિચારીએ તો જણાશે કે દસમી સદીમાં એક ધનપાલ નામના વૈશ્ય કવિએ 'ભવિસયત્ત કહા' અથવા 'સુપચમી કહા' નામની એક લાંબી વાર્તા અપભ્રંશમાં રચી

છે. અગીઆરમી સદીમાં, ભોજના સમકાલીન બ્રાહ્મણ કવિ ધનપાલે 'તિલક-મંજરી' નામની પ્રસિદ્ધ જૈનકથા રચી છે. વળી મૂલરાજ સોલંકીના વખતમાં શ્રી ચંદ્રમુનિએ એક 'કથાકોષ' નામના ગ્રંથમાં ૫૦ રોચક ઉપદેશપૂર્ણ કથાઓ કહેલી છે. સં. ૧૧૨૩ માં એક સાધારણ નામના કવિએ 'વિલાસવઇ કહા' (વિલાસવતી કથા) પ્રાકૃત 'સમરાઇચ્ચ કહા' ઉપરથી રચી છે. આ બારમી સદીમાં એક ધાહિલ કવિએ 'પઉમસિરિ ચરિય' (પદ્મશ્રી ચરિત્ર) નામની એક સતીના શીલની કથા ગુંથી છે.

પ્રતિષ્ઠાન (પૈઠણ) ના શાલિવાહનને નાયક કલ્પીને ભૂષણભટ્ટસનુ નામના જૈનેતર કવિએ 'લીલાવતી' નામની ગાથાબદ્ધ શૃંગારમિશ્ર કથા મહારાષ્ટ્રીય પ્રાકૃતમાં રચી છે. કથાનું વસ્તુ કવિની સ્ત્રી પ્રિયતમાએ કહેલું છે અને કવિએ તે કથામાં ગુંથ્યું છે. આ કથાના શ્રવણ કરનારા વિરહથી દુ:ખિત થતા નથી એમ ફલશ્રુતિ જણાવી છે:—

'दीहच्छि कहा एसा अणुदियहु जे पढंति नि सुणन्ति ।
ताय पियविरहदुक्ख न होइ वस्यावि तणुअंगी ॥'[1]

વળી તીર્થંકરોનાં પ્રાકૃત ચરિત્રકાવ્યો તથા કથાઓ પુષ્કળ છે. શીલાચાર્યે સં. ૯૨૫ માં चउप्पन्न महापुरिस चरिय રચ્યું છે. એમાં ૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, ૯ વાસુદેવો (૯ પ્રતિવાસુદેવોને ગૌણ સ્થાનમાં મુકીને), તથા ૯ બલદેવોનાં ચરિત્ર આપ્યાં છે. હેમાચાર્યે त्रिषष्ठिशलाका पुरुष चरित्र (સંસ્કૃત)માં ૯ પ્રતિવાસુદેવોને સ્વતંત્ર વર્ણનના વિષય બનાવી ૬૩ ચરિત્રો પુરાં કર્યાં છે. 'વસુદેવ હિંડી' નામની સવાલક્ષ પ્રમાણ કહેવાતી બૃહત્કથામાં કૃષ્ણના પિતા વાસુદેવે સો સ્ત્રીઓનાં પાણિગ્રહણ કરતાં કરતાં જે ભ્રમણ કર્યું હતું તેનું વર્ણન છે; તેમાં ઘણી કથાઓ અંતર્ગત છે.

આ પ્રકારે પ્રાકૃત લોકકથાઓનું ઝાંખું દિગ્દર્શન અપભ્રંશ કાળ સુધીના સાહિત્યમાંથી થઇ શકે છે. અપભ્રંશ પછી, દેશી ભાષાઓની લોકવાર્તાનો પ્રદેશ વિચારવાનું પ્રાપ્ત થાય છે.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું

## દેશીભાષામાં લોકવાર્તાઓ

ઇસ્વી સનનાં લગભગ એક હજાર વર્ષ પછી, આધુનિક હીંદુસ્થાનની બધી આર્ય ભાષાઓની ઉત્પત્તિ જુદી જુદી પ્રાકૃતોમાંથી થઇ છે. લગભગ દસમી સદીથી તેરમી સદી સુધીનું મળી આવતું અપભ્રંશ સાહિત્ય એ દેશી ભાષાઓના સંધિકાળનું સાહિત્ય છે, કારણ કે આ અરસામાંજ હાલની

---

[1] રા. ચીમનલાલ દલાલ એમ. એ. ના 'પાટણના જૈન ભંડારો' નામના લેખમાંથી.

પ્રાતિક ભાષાઓનો વિકાસ થતો ગયો છે

સસ્કૃત યુગની પડતી થતા અને હીંદુ સમાજની રાજકીય ધાર્મિક તથા સામાજિક પરિસ્થિતિમા ભારે પરિવર્તન થતા દેવભાષાની અવગણના થઇ પરતુ એ દેવભાષામા રહેલુ ધાર્મિક કથાવાર્તાનું સાહિત્ય પ્રાકૃત જન સમાજને અગમ્ય હોનાથી તે સાહિત્યને લોકભાષામા ઉતારી લેવાની તાત્કાલિક જરુર જણાઇ તેને પરિણામે શાસ્ત્રીય સાહિત્યના પ્રાકૃત ભાષાવતારનો યુગ બેઠો આ સમય દેશીભાષાઓના ઉત્કર્ષકાળનો સમય કહી શકાય

આ પ્રવૃત્તિને પરિણામે આ યુગમા સસ્કૃતના લગભગ બધા લોકપ્રિય ગ્રથોના પદબધ ભાષાતરો અને અનુવાદો થવા માડ્યા જૈનેતર સમાજમાં લગભગ આખુ રામાયણુ આખુ મહાભારત આખુ ભાગવત શિવપુરાણુ દેવીપુરાણુ—એટલા ધાર્મિક ગ્રથો અને કાદમ્બરી પચોપાખ્યાન કથાસરિત્સાગર દશકુમારચરિત વૈતાલપચવિશતિ, સિહાસનદ્વાત્રિંશિકા વગેરે રસિક લોકકથાઓના પણ રસિક અનુવાદો થવા માડયા

સસારીઓથી અસગ જીવન ગાળનાર જૈન સાધુઓએ તેમના જિન શાસનને લગતા ધાર્મિક કથાસાહિત્યમાથી વસ્તુ લઇને અનેક 'રાસા' અને 'પ્રબધો' રચવા માડયા પ્રાચીન પ્રાકૃતમાથી અપભ્રશમા અને અપભ્રશ માથી જુની ગુજરાતીમા—એમ ઉત્તરોત્તર જેમ જેમ લોકસમૂહની લોકભાષામા પરિવર્તન થતુ ગયુ તેમ તેમ પ્રચલિત લોકભાષામા પોતાના ઉપદેશને સર્વમાન્ય કરવાના હેતુથી જૈનોએ પોતાનું ધાર્મિક—પૌરાણિક કથાસાહિત્ય ઉપજાવ્યા કર્યું છે

વળી પ્રાચીન કાલમા જ્યારે સસ્કૃતે પોતાનો સર્વોપરી અધિકાર પ્રાપ્ત કર્યો હતો ત્યારે પણુ જૈનોએ પોતાના પ્રાકૃત ગ્રથોના સસ્કૃત ભાષામા સરકરણ કરવામા પાછી પાની કરી નહોતી એ સસ્કૃત ગ્રથોનાએ આ યુગમા અપભ્રશ તેમજ જુની ગુજરાતીમા અનુવાદો થયા છે એટલે પૌરાણિક ઉદ્બોધનની ચોખ્ખી અસર જૈન સાહિત્ય ઉપર પણ થવા પામી છે જૈનેતર સમાજમા રસભેર વચાતા પૌરાણિક ભાષાતરોની લોકપ્રિયતાને પહોચી વળવા માટે જન સાધુઓ રામાયણુ મહાભારત તથા બીજા પુરાણો જેવા હીંદુ ધર્મના લોકમાન્ય ગ્રથોના રચતા સસ્કરણો જૈન સમાજને માટે કરી લેવાનું ચુક્યા નહીં, અને આ રીતે તેમણે જૈનોનો કથાપ્રેમ પોષ્યો હતો

દેશી ભાષાઓના પૌરાણિક અનુવાદકો કેટલીક વાર પુરાણાતરમાથી કથાસબધ મેળવી તેમની રચનામા ચમત્કાર, વર્ણન અથવા તો વૈવિધ્ય લાવતા જણાય છે પરતુ જૈન લેખકો તો તેમના રાસાઓમા લોકમા પ્રચલિત કોઇ દતકથા અથવા તો સાપ્રત ઇતિહાસની હકીકતને કવિત્વપૂર્ણ વાણીમા વણી લેતા અને એ પ્રમાણે લોકવાર્તાઓની ગુથણીથી રાસાઓમા રસની ભરતી લાવતા

પૌરાણિક ઉદ્બોધનને અગે ફેલાયલા ધાર્મિક ઉત્સાહને લીધે કેવલ ધમ

કથાઓજ કવિઓએ સમાજને આપ્યાં કરી છે એમ કહેવું એ એકદેશીય અને અધુરું કથન છે. પ્રાંતિક ભાષાઓના સાહિત્યમાં એકલી પુરાણકથાઓજ નહીં પણ લોકકથાઓ, શૃંગાર અને પ્રેમની કથાઓ, અદ્ભુત કથાઓ, વીરકથાઓ, તથા માનવકથાઓને પણ કવિઓએ બહલાવ્યા કરી છે.

આમ જોઇ શકાય છે કે બધી પ્રાંતિક ભાષાઓમાં પ્રેમકથા અને લોકવાર્તાનું સાહિત્ય પુરાણોની દેવકથાઓની સાથે સાથે જન્મ પામતું ગયું છે. વય વયનું સાહિત્ય જુદું છે; અને તે સાહિત્યના ભોક્તા પણ જુદા જુદા હોય છે. સાહિત્યના સારસ્વત પ્રવાહમાં આ પ્રમાણે દેવકથા અથવા પુરાણકથા–પ્રેમકથા અથવા લોકકથા અને વેદાન્ત કથા અથવા તત્ત્વચિન્તન–એ ત્રણેની ત્રિખંડ ત્રિવેણી અખંડિત વહેતી આવી છે અને હજુ વહેશે.

કેવલ ધર્મપ્રધાન નહીં એવું પુરાણેતર સાહિત્ય પ્રજાની તે તે સમયની સમાજસ્થિતિ, લોકભાવના, લોકરુચિ અને લોકમાન્યતાઓનો સર્વતોભદ્ર ખ્યાલ આપી રહે છે.

લોકવાર્તાઓની લોકપ્રિયતાનું એક કારણ એ લાગે છે કે દેવકથામાં બધા લોકોને એકસરખો મોહ કે શ્રદ્ધા રહેતાં નથી. વળી દેવકથાઓમાં આવતાં ઉત્કૃષ્ટ પાત્રોની ઉંચી ભૂમિકા, પ્રાકૃત લોકોને મન 'વામણો ઇચ્છે આંબાફળ'–ના જેવી લાગે છે. પુરાણકાલના ઉંચા આદર્શો બતાવી શ્રોતાઓની હીંમત હરાવવા જેવું એમાં લાગતું હતું. તેથી પોતાના જેવાંજ માનુષી પાત્રોની બનેલી માનવકથાઓ–જેમાંનાં જીવતાં જાગતાં પ્રતિબિંબો–types, અથવા સાદૃશ્યો સમાજમાં ખોળી શકાતાં–તેની અદ્ભુત ચમત્કારવાળી પ્રેમકથાઓ સમાજને બહુ રીઝવતી વળી વાર્તામાં આવતું દેશદેશનું વર્ણન, દરીયાઇ માર્ગે પ્રાચીન હીંદુસ્થાનના બહોળા વેપારનું વર્ણન, દેશદેશની રમણીયતા અને અદ્ભુતતાનું વર્ણન, પ્રેમ અને સાહસનાં કલ્પનાએ દોરેલાં ચિત્રાલેખન—એ બધું નીતિ તથા વ્યવહારજ્ઞાનની ખાણ જેવી આ વાર્તાઓમાંથી સાંભળીને, રસિક શ્રોતાઓ આનંદ અને ઉપદેશ મેળવતા.

## હીંદી વાર્તાસાહિત્ય

હીંદી ભાષાનું લોકવાર્તાનું સાહિત્ય અદ્ભુત કૌતુકભર્યું છે. વીરરસના રાસા અને પ્રબંધમાં આવતી માનવકથાઓ તો છેક દસમા સૈકાથી રચાવા માંડી હતી. સ. ૯૦૦ માં રચાયલો 'ખુમાન રાસો,' સં. ૧૧૨૫ માં જુની પ્રાકૃત હીંદીમાં રચાયલો ચંદનો 'પૃથવીરાજ રાસો,' સં. ૧૩૪૪ માં નારહ કવિનો રચેલો 'બિસલદેવ રાસો' તથા સં. ૧૩૭૫ માં રચેલો 'હમ્મીર રાસો'—એટલું સાહિત્ય હીંદી ભાષાનું વીરરસ સાહિત્ય છે પુરાણકથાઓથી અતિરિક્ત સાહિત્ય તરીકેજ અહીં એને ગણાવવામાં આવ્યું છે.

ગુજરાતી વાર્તાસાહિત્યમાં જેમ જૈનોનો ફાળો મોટો છે તેમ હીંદી

લોકવાર્તાનું સાહિત્ય મોટે ભાગે મુસલમાની કવિઓને આભારી છે સ ૧૫૭૬ માં મલિક મોહમ્મદ જાયસીએ 'પદ્માવત' નામની પરમોત્તમ પ્રેમ કથા પૂર્વી ભાષામા રચી છે એક કતબન શેખે સ ૧૫૬૬ મા 'મૃગાવતી' નામની મનોહર પ્રેમકહાણી લખી છે એની રચનાશૈલી મલેક જાયસીની 'પદ્માવત' ને મળતી આવે છે કતબન અને જાયસી પછી નૂર મોહમ્મદનુ નામ આવે કે એણે 'ઇન્દ્રાવતી' નામની વાર્તા રચી છે હમણા એક 'મધુમાલતીની વાર્તા' ખડિત સ્વરૂપમા પ્રાપ્ત થઇ છે[1] તે પણ વિક્રમના સોળમા સૈકામા રચાયલી માનવામા આવે છે આ વાર્તામા તે સમયમા લોકોને પરિચિત અને લોકપ્રિય એવી 'સપનાવતી,' ખડરાવતી,' 'મૃગાવતી' વગેરે વાર્તાઓના ઉલ્લેખ થયેલો છે તેથી બીજી ઘણી વાર્તાઓ લુપ્તપ્રાય થયેલી હોય એવુ ધારી શકાય છે સ ૧૬૭૦ મા ઉસમાન કવિએ 'ચિત્રાવલી' નામનો વાર્તાગ્રથ રચ્યો છે

સ ૧૬૦૫ મા મલેક જાયસીએ 'પદ્માવત' ની વાર્તા રચી છે તેમા તેના પુરોગામીઓએ રચેલી સપનાવતી, ખડરાવતી, મૃગાવતી તથા મધુમાલતી, એટલી વાર્તાઓનો ઉલ્લેખ કર્યો છે એ વાર્તાઓનો ઇ સ ૧૯૦૦ સુધી હીંદી સમાજને કૈ પત્તો લાગ્યો નહોતો પછી એકાએક સ ૧૫૬૬ મા રચાયલી મૃગાવતી વાર્તાની એક પ્રત મળી આવી એટલે લોકોની ખાત્રી થઇ કે 'પદ્માવત' મા ગણાવેલી વાર્તાઓ અત્યારે લુપ્તપ્રાય લાગતી છતા ખરેખર અસ્તિત્વમા હોવીજ જોઇએ છેક ૧૯૧૨ મા મધુમાલતી વાર્તાની ખડિત પ્રત ઉર્દુ લિપિમા લખેલી ઉસમાન કવિની 'ચિત્રાવલી' નામના પદ્યાત્મક વાર્તા ગ્રથના સશોધકને હાથ લાગી

તે ઉપરથી 'મધુમાલતી' ની વાર્તાના કવિનુ ઉપનામ 'મઝન' હોવાનુ જણાયુ છે એ વાર્તા વિક્રમના સોળમા શતકના અતમાં રચાયલી લાગે છે વાર્તાનો કવિ મુસલમાન હશે એમ વાર્તામા આવતા 'પીર' ઉપરથી તથા સુફી સમ્પ્રદાયના વચનો ઉપરથી અનુમાન થાય છે

આવી પુરાણ માંહેલી અવતાર કથાઓથી અતિરિક્ત અને તે કથાઓ સાથે રજ પણ સબધ વગરની લોકવાર્તાઓ મુસલમાની કવિઓએ હીંદી ભાષામા બનાવી છે હીંદુ કવિઓએ પોતાના કાવ્યોમાં દેવતાઓ, અવતાર અને પૌરાણિક આખ્યાનોનેજ પસદ કર્યાં છે, ત્યારે આ લોકવાર્તાના શોખીન મુસલમાની કવિઓએ ઇશ્કની કહાણીઓ રચી છે

આ સીવાય 'સિહાસનબત્તીસી' 'શુકબહત્તરી' 'બત્તીસપુતલી' વગેરે જુની સસ્કૃત લોકવાર્તાઓ તો હીંદી સમાજને કેટલીએ સદીઓથી જાણીતી છે

૧ જુઓ હીંદી માસિક 'માધુરી,' આષાઢ, ૧૯૮૧, તુલસી સ ૩૦૧

## બંગાળી વાર્તાસાહિત્ય

બંગાળી સાહિત્યનું લોકવાર્તાનું અંગ કંઈક જુદી ભાત પાડે છે. ત્યાં તો કેટલીક લોકવાર્તાઓનાં મૂલ બંગાળી પ્રજાના જન્મની સાથેજ રાપાયાં હોય એમ લાગે છે. 'ચંદ્ર સોદાગર' તથા 'સુંદર સોદાગર'ની વાર્તા, 'બેહુલા'ની વાર્તા, 'ધરા અને દ્રોણ'ની વાર્તા, 'વિક્રમ અને શનિશ્ચર'ની વાર્તા–વગેરે લોકવાર્તાઓનું સાહિત્ય તો સૈકે સૈકે નવપલ્લવ થતું ગયું છે. એ વાર્તાઓના વિષય કદી જુનો થયો લાગતો નથી.

## મરાઠી વાર્તાસાહિત્ય

મરાઠી વાઙ્મય આ શુદ્ધ લોકવાર્તાના સાહિત્યથી બેનસીબ રહ્યું લાગે છે. એ સાહિત્યના પંડિત કવિઓએ રામાયણ, મહાભારતનાં આખ્યાનોમાંજ આ લોકવાર્તાનું અંગ સાંકળી લીધું હોય એમ લાગે છે. લોકસમૂહની ધાર્મિક રસવૃત્તિને પારખી લઈ, મરાઠી કવિઓએ ચમત્કાર તથા નવીનતા દાખલ કરવા માટે 'પુરાણ'ની છાપ મારેલી હોય એવાં ઉપાખ્યાનને નામે પુષ્કળ લોકવાર્તાઓને વણી લીધી છે. ગમે તેવા ઉપાખ્યાનને કોઈ વિસ્તૃત પુરાણનો આધાર બતાવવામાં આવતો, એટલે પછી કોઈ એ કથાની સત્યતા માટે શંકા ઉઠાવી શકતું નહીં.

રામાયણ મહાભારતની કથાના હીંદી, બંગાલી, ગુજરાતી તથા મરાઠી અનુવાદકોએ કથાવિસ્તારમાં ઘણો ફેરફાર કરેલો જોઈ શકાય છે. ગોસ્વામી તુલસીદાસનું 'રામચરિતમાનસ' એ જેમ મૂલ વાલ્મીકિના રામાયણથી એટલું બધું જુદું પડે છે કે એ એક નવોજ ગ્રંથ બની ગયો છે, તેમ બધી દેશી ભાષાઓમાં પુરાણકાળનાં પાત્રોનાં ચરિત્રમાં લોકવાર્તાના પુષ્કળ નવા થર જામતા ગયા છે. પ્રાંતિક ભાષાના અનુવાદો આ દૃષ્ટિએ નવાં સ્વતંત્ર કાવ્યોજ છે. ગુજરાતી સાહિત્યમાંથી એક ઉદાહરણ આપીએ. મહાભારત યુદ્ધમાં ચક્રવ્યૂહનો ભેદ કરનાર અભિમન્યુ, પૂર્વજન્મમાં દાનવ હતો અને તેવા દાનવનો વધ થાય એ ઇષ્ટ છે એવું જણાવીને શ્રીકૃષ્ણે સાતમા કોઠાના ભેદનું જ્ઞાન એને આપ્યું નહોતું એમ તે સંબંધી 'અભિવન ઉઝણું' નામનું જુનામાં જુનું ગુજરાતી કાવ્ય બોલે છે. આ પૂર્વજન્મની કલ્પના, મામાએ ભાણેજનો વધ કરાવ્યો ને ઇષ્ટ થયું એમ અસર કરવા માટેજ યોજાઈ હોય એમ લાગે છે.[1] આમ હોવાથી, મરાઠી સાહિત્યમાં લોકવાર્તાનું સ્વતંત્ર સાહિત્ય નજરે પડતું નથી. લગભગ આખા હીંદુસ્થાન ઉપર જાણીતી એવી 'સિંહાસનબત્રીશી,' 'વૈતાલપચ્ચીશી'—જેવી લોકવાર્તાઓનો પરિચય પણ છેક વિક્રમના ઓગણીસમા સૈકામાં મહારાષ્ટ્રી સમાજને થયો છે.

---

૧ જુઓ તાપીદાસકૃત 'અભિમન્યુ આખ્યાન'ની મારી આવૃત્તિ, પ્રસ્તાવના પૃ. ૫૩.

## ગુજરાતી વાર્તાસાહિત્ય

ગુજરાતી ભાષામા લોકવાર્તાનુ વિશિષ્ટ સાહિત્ય સારા પ્રમાણમાં અસ્તિત્વ ધરાવે છે; અને બીજી પ્રાંતિક ભાષાઓના સાહિત્યની સાથે એની સરખામણી કોઇ કરે તો ગુજરાતીનુ સ્થાન જરૂર ઉંચું જણાયા વગર નહીં રહે તેથી ગુજરાતી લોકકથાઓનો પરિચય એક સ્વતંત્ર પ્રકરણમાજ આપવો ઠીક થઇ પડશે.

એકજ પ્રજાની લોકવાર્તાઓ ઘણે અશે મળતી આવે છે, એ સામ્ય ઉપરથી પ્રાંતિક સ્થાનભેદને લીધે જુદી જુદી લાગતી પ્રજાઓ મુળ એક કુટુમ્બનાં કુટુમ્બીઓ હોય એમ નક્કી કરી શકાય છે તુલનાત્મક સાહિત્યનો અભ્યાસ અભ્યાસીની આંખ ઉઘાડે છે અધમ, મધ્યમ અને ઉત્તમ–એ ત્રણ કોટિનું સાહિત્ય પ્રાંતિક અભિમાનથી કોઇ ખુબ વખાણે અથવા તો ખુબ નીંદી કાઢે–તેવા અસમાન દૃષ્ટિકોણને તુલનાત્મક અભ્યાસ સામ્યાવસ્થામાં લાવી મુકે છે શ્રેષ્ઠત્વ અને હીનત્વ–એ ગુણો સાપેક્ષ છે તેનુ ત્યારે સાચું ભાન થાય છે.

હીંદુસ્થાનની વાર્તાઓનુ કયા કયા પર્યટન થાય છે તેનો વૃત્તાત જગતના સાહિત્યવિષયક ઇતિહાસમા સૌથી ચમત્કારવાળો લાગે એવો છે. વાર્તાઓનુ 'પીયર' શોધવાનુ કામ ખરેખર રસિક છે પુરાતત્ત્વવેત્તાઓ પોતાનુ આખું જીવન તે પાછળ ખર્ચી નાખે છે

વાર્તાઓ એક ભાષામાથી બીજી ભાષામા અને બીજી ભાષામાથી ત્રીજી ભાષામા ભટકતી ફરે ત્યારે મુસાફરીથી એનામા કેટલા ફેરફાર થઇ જાય છે એ તપાસવુ આનદજનક થઇ પડે

પુરતત્ત્વવેત્તાઓ વાર્તાઓનો આ દૃષ્ટિએ અભ્યાસ કરે છે. ગુજરાતી, બગાળી અને હીંદુસ્તાનની લોકવાર્તાઓમા જણાતુ સામ્ય આ દૃષ્ટિએ વિચારી શકાય ગુજરાતી ભાષાની લોકવાર્તાઓનોજ વિચાર કરીએ તો તેમાં પણ આવા તુલનાત્મક અભ્યાસને પુષ્કળ અવકાશ છે. એકજ વાર્તાનું વસ્તુ લઇ, જુદા જુદા કવિઓ મૂલ વાર્તાબીજને ખીલવવા જે વિવિધ રસસિંચન કરે છે તેનો પર્યેષક બુદ્ધિથી અભ્યાસ થવાનો હજી બાકી છે

---

# વિભાગ ૬ ઠ્ઠો

## મુસલમાન જેવા પરસંસ્કાર અને ગુજરાતી સાહિત્ય

### પ્રકરણ ૧ લું

#### મુસલમાની સત્તાનો પ્રભાવ

આ વિષયનો ઉહાપોહ કરતાં પહેલો પ્રશ્નજ એ ઉઠે છે કે મુસલમાન અથવા ઇતર પરસંસ્કારે આપણા પ્રાંતમાં પ્રવેશ કર્યો તેથી આપણા સાહિત્ય ઉપર તેની કોઇ પણ રીતે તેના પર પ્રભાવ પાડી શકે એવી અસર થઇ ખરી? મધ્યકાળનું આપણુ સાહિત્ય મોટે ભાગે ધાર્મિક અને પૌરાણિક વિષયને પકડી બેસી રહેલું, તેમાં વચમાં વચમાં સામળની વાર્તા કે અખાના ચાબખા કે ધીરાની કાફી કે બાપુ સાહેબનાં ભજનની ભાત નજરે પડે છે; પરંતુ તે કાલના સાહિત્યનું મધ્યબિંદુ તો જે હતું તેજ રહ્યું, તેનો વેશ પણ હતો તેજ રહ્યો: મતલબ કે દરેક લેખક પોતાના વિચારોને કવિતાનો પોશાકજ પહેરાવતો રહ્યો.

આપણા સાહિત્યનાં એ બે અંગ–વિષયની ધાર્મિકતા અને વિચારપ્રદર્શન માટે કાવ્યમય રૂપની આવશ્યકતા—નાં મૂલ એટલાં ઉંડાં ગએલાં કે જેથી પર સંસ્કારના આવવાથી જે કંઈ સહેજસાજ નવું સાહિત્ય હસ્તીમાં આવ્યું તે તેના પર કોઇ પણ જાતનો પ્રભાવ પાડવાને બદલે તેના પ્રભાવ તળે દબાઇ ગયું. પરસંસ્કારીઓએ કાં તો પોતાનું સાહિત્ય કાવ્યમાં અને ધાર્મિક બાબતો સંબંધેજ લખ્યું, અથવા તો જો ધર્મ સીવાય કોઇ બીજો વિષય પસંદ કર્યો તો તેને પણ કાવ્યમાં એવી ઢબથી ગોઠવ્યો કે જે એ સાહિત્યની પ્રચલિત ઢબથી જુદો પડતો દેખાય નહીં. ટુંકામાં, ઇમારતનો દેખાવ તો તે સમયમાં ચાલુ ફેશનનો, અંદર વાપરેલો માલમસાલો જુદો. પહેલી બાબતનું ઉદાહરણ ખોજા પંથના કે મતીઆ પંથના સાહિત્યનું; બીજી બાબતનું, પારસી કવિ એરવદ રુસ્તમ પેશોતનના સીયાવક્ષનામાનું. આમ હોવાથી ખરેખરી રીતે તો એ સંબંધે લખવાનું થોડુંજ હોઇ શકે. જો લેખના ઉદ્દેશને અક્ષરશઃ વળગી રહીએ તો માત્ર એટલુંજ લખવું બસ થાય કે પરસંસ્કારોના ગુજરાતમાં આવવાથી પ્રચલિત સાહિત્ય પર તેનો કંઇજ જાણવા જેવો પ્રભાવ પડ્યો નહીં–ઉલટો એ સાહિત્યે તે પરસંસ્કારોને અંગે હસ્તીમાં આવેલા સાહિત્ય પર પોતાનો પ્રભાવ પાડ્યો. પરંતુ

એ નવુ સાહિત્ય એક રીતે આપણા સાહિત્યનુ અગ થઇ ગએનુ હોવાથી તેની અવગણના થઇ શકે નહીં અને તેથી તત્સબધે થોડુ ઘણુ વિવેચન રસ શૂન્ય તો નહીંજ થઇ પડે એમ ધારી અત્રે તે બાબત થોડો ઉલ્લેખ કર્યો છે

લેખનુ મથાળુ મુસલમાન જેવા પરસસ્કારોને મ ઓવી કરવામા આવ્યુ છે, પરતુ તે માત્ર વર્ણનાત્મકજ છે, તેમા મુસલમાન સીવાય બીજા પરસસ્કારો નો પણ સમાવેશ થઇ શકે છે આપણા પ્રાત પર મુખ્ય ત્રણ જુદી જુદી કોમના સસ્કારોની છાપ પડી છે મુસલમાન પારસી ને યુરોપીઅન (મુખ્યત્વે અગ્રેજી) છેલ્લી કોમ સીવાયની બીજી બે તો આપણા પ્રાતની વતની થઇ ગઇ હોવાથી તેણે આપણી ભાષા, ઘણે ભાગે આપણા આચારવિચાર, અને છેવટ આપણા સારામાઠા આશય પણ પોતાના કરી લીધા છે છેલ્લી કોમનો સબધ આપણા સાહિત્ય જોડે ઘણોજ અલ્પ છે મીશનરીઓને ગુજરાતી ભાષા બોલતી જાતોને વિશ્વાસી ધર્મ પર શ્રદ્ધા બેસાડવા માટે અમુક જાતના સાહિત્યની જરુર લાગી તે સાહિત્ય જો ગુજરાતીમા હોય તોજ તેમની મતલબ પાર પડે આને લીધે તેમને ગુજરાતી જોડે સબધ બાધવો પડયો, અને તેથી તેમણે પોતાની જરુર પુરતુ એક નવુજ સાહિત્ય ઉભુ કર્યું છે, નથી તે સાહિત્ય પર આપણા પ્રચલિત સાહિત્યનો પ્રભાવ પડયો કે નથી તે સાહિત્યે આપણા સાહિત્ય પર પોતાનો પ્રભાવ પાડયો જેમ એક વાસણમા પાણી અને તેલ એ બે પ્રવાહી ભેગા રહે છે ખરા પણ ભેળાતા નથી, તેમ એ સાહિત્ય ગુજરાતી સાહિત્ય ભેગુ એક રીતે રહે છે ખરુ પણ હજુ સુધી તે ગુજરાતી સાહિત્યમા ભેળાઇ ગયુ નથી, ગુજરાતી સાહિત્ય થઇ ગયુ નથી, તેનુ રુપાતર થયુ નથી.

મુસલમાનોના સસર્ગથી જેમ આખો દેશ કૈંક અશે વિલાસી અને મોજશોખ માણવાને ઉત્સુક થતો ગયો, તેમ ગુર્જર પ્રજા પણ તે વિકારના પાશથી મુક્ત રહી શકી નહીં એ મધ્યમયમા મુસલમાન સત્તાના ભારે દોર નીચે ગુજરાત કચડાઇ ગયુ હતુ અલહીલવાડ પાટણ અલાઉદ્દીન તરફથી સર થયા બાદ ગુજરાતને મુસલમાન સુબાઓ વગેરેની હાડમારી વેઠવી પડી ત્યાર બાદ ખુદ અમદાવાદને પોતાની રાજધાની બનાવી પોતાને સુલતાન કહેવડાવી એમણે માળવા ઉજ્જન, ઇડર, ચાપાનેર, મેવાડ વગેરે પ્રદેશો પર ચઢાઇ કરી પોતાની સત્તા પુર જોરમા સ્થાપી, અને છેવટ અકબર બાદશાહે ગુજરાત જીતી લીધુ અને મોગલોની સત્તા સ્થાપી ત્યા સુધી પ્રાતે રાજકીય બાબતમા તો અધાધુનીજ અનુભવી વખતે કોઇક ઘણો સત્તાવાન સુલતાન ગાદીએ હોય તો થોડો વખત શાતિ પ્રવર્તતી, પરતુ મોટે ભાગે તો બડ, બખેડાઓ તુમલાઓ, નવીનવી ચઢાઇઓ વગેરેને લીધે પ્રજા અશાતિજ અનુભવતી

મોગલ સત્તાનો પાયો નખાયા બાદ થોડો વખત મુકાબલે કૈં રાહત મળતાં, મોગલાઇ અને મરાઠાનો વિગ્રહ શરુ થયો, અને જ્યાં સુધી અંગ્રેજી સત્તા જામી ત્યાં સુધી મરાઠા, પેશવા અને મુસલમાનોના ત્રેવડા કોરડાથી ગુજરાતને ખમવું પડયું આવી અશાંતિને કારણે મુસલમાનોને પોતાના સસ્કારની છાપ આપણા સાહિત્ય પર બેસાડવા અવકાશજ મળેયો નહીં, કારણ અબુલ ફઝલ કે ફૈઝી જેવો એક વિદ્વાન ગુજરાતમાં થયો નથી કે જે આપણી ભાષા શીખી તેમાંથી સારાં પુસ્તકોનાં ફારસીમાં ભાષાંતર કરે યા આપણી ભાષામાં સ્વતંત્ર ગ્રંથ લખે.

રાજ્યકર્તાની ભાષા ફારસી (અને પાછળથી ઉર્દુ) હોવાથી પરિણામ એ આવ્યું કે મુસલમાનો આપણી ભાષા શીખે તેને બદલે આપણે તેમની ભાષા શીખવી પડી; અને જેમ જેમ મુસલમાની દોરનાં મુળ વધારે ને વધારે ઉંડાં બાઝતાં ગયાં, તેમ તેમ નાગર, બ્રાહ્મણ, કાયસ્થ વગેરે મુત્સદ્દી વર્ગ અરબ્બી, ફારસી, ઉર્દુ શીખતો ગયો અને એ ભાષાઓમાં—મુખ્યત્વે ફારસી અને ઉર્દુમાં તો ખુદ મુસલમાન વિદ્વાન અને પંડિતો જેટલીજ કાબેલીઅત મેળવી, રાજ્યમાં દફતરદાર, બક્ષી, અમીન વગેરેના ઉંચા હોદ્દા મેળવતો થયો. આને લીધે તે વખતે ઉર્દુ, ફારસી સાહિત્યનું જ્ઞાન થોડેઘણે દરજ્જે આપણામાં પ્રચલિત થયું, અને પ્રેમાનંદ સંબંધે જે હકીકત જણાવવામાં આવે છે તે સાચી હોય તો તે સાહિત્યે એના પર એટલી તો અસર કરી કે એને પોતાના એક શિષ્ય વીરજીને ઉર્દુ અને ફારસી ભાષામાં લખાતી કવિતાની ઢબ ઉપર ગુજરાતીમા કવિતા લખવાની સુચના કરવી પડી; અને એ રીતે ઉર્દુ અને ફારસીને પણ હીંદી (વ્રજ) અને મરાઠી એ બે ભાષાની સફમાં બેસાડવી પડી, કારણ વલ્લભને હીંદી અને રત્નેશ્વરને મરાઠીની ઢબ પર કવિતા લખવા સુચવવામાં આવ્યું હતું. આવી રીતે એ પરકોમના સંસ્કારે આપણા સાહિત્ય પર અલ્પ પ્રભાવ પાડયો. વીરજીની લખેલી કવિતા જોવામાં આવી નથી. તેમ વળી કવિ દયારામ માટે પણ કહેવાય છે કે તેમણે જેમ મરાઠી, વ્રજ વગેરે પરભાષામાં પદ લખ્યાં છે તેમ ઉર્દુમાં પણ (૭૫) પદ લખ્યાં છે.

મુસલમાની સત્તાએ ગુર્જર પ્રજા પર બેવડી અસર કરી. એક તો ઉપર કહ્યું તેમ પ્રજાને કૈંક વિલાસી બનાવી; હોજ, બાગ, બગીચા, વગેરેનો ઉપભોગ કરતાં શીખવ્યું; બીરયાની, પુલાવ વગેરે મુસલમાની ખાણાની લહેજત (છુપી રીતે) ચાખતાં શીખવ્યું; જામા, ડગલા, પહેરણ, ઇજાર, પાયજામા એવા વજનમાં હલકા અને તેથી પહેરવા ગમે તેવા સુરીવાની ને મુલાયમ પોશાક તરફ મન દોડાવ્યું—ટુંકામાં આપણી હમેશની રહેણીકરણીમાં અંગ્રેજીમાં જેને Taste અથવા Refinement કહે છે તે રેડયું—આપણે રાજકર્તાની ફેશનની રેસમાં તણાયા. બીજી અસર એ કરી કે બને તેટલી રીતે હીંદુઓને મુસલ-

માન કરવાની નીતિને તેણે ઉત્તેજન આપ્યું. કેટલાક સુલતાનોએ (દાખલા તરીકે, મહમ્મદ બેગડા જેવાએ) તો હીંદુઓને મુસલમાન બનાવવા એજ પોતાની રાજનીતિનું ધોરણ રાખેલું. આ રાજનીતિ સીવાય બીજે રસ્તે પણ હીંદુઓને મુસલમાની ધર્મમાં લેવાનું કાર્ય ચાલુ થયું હતુંજ. ઇ. સ. ૧૯૧૫ માં સુરતમાં ભરાએલી પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદને અંગે મેં "ગુજરાતમા ઇસ્લામી ઉપદેશકો" એ નામનો એક લેખ લખ્યો હતો, તેમાં એ ધર્મના ઉપદેશકોએ ધીમે ધીમે ગુજરાતમાં કેમ પગપેસારો કર્યો તે ટુંકમા બતાવ્યું છે. તેમાં ધર્મપ્રચારની ત્રણ રીતો બતાવી છેઃ સમજાવટ Persuasion), વટલનારનો સ્વાર્થ અને જોરજુલમ (Persecution). ઇસ્લામે ત્રણે રીત કામે લગાડી છે, પરંતુ મોટે ભાગે સમજાવટની રીતે પ્રધાનપદ લીધુ હોય એમ લાગે છે. એ સમજાવટને પરિણામે મેમણ, ખોજા, પીરાણા પંથીઓ વગેરે કોમ હસ્તીમાં આવી અને તે કોમને અંગે એક અમુક જાતનું સાહિત્ય એ પ્રચારકોએજ પેદા કર્યું. એ સાહિત્ય એટલું અલ્પ છે કે ગુજરાતી સાહિત્યના મહાસાગરને મુકાબલે માત્ર તે એક નાની તલાવડી જેટલું લાગે છે; પરતુ તે ગુજરાતીમાં છે, અને ગુજરાતના વતનીઓના એક મોટા ભાગ જોડે સંબધ ધરાવે છે, એટલે તેની ઉપેક્ષા થઇ શકે નહીં, અને તેથી તે કેવી ઢબનું છે તે આપણે જોવું જોઇએ.

---

## પ્રકરણ ૨ જું

### ઇસ્લામી ઉપદેશકોનું સાહિત્ય

અસલ સીંધના હીંદુ લોહાણાઓને ઇ. સ. ના પંદરમા સૈકામાં બગદાદના પ્રખ્યાત પીર મૌલાના અબદુલ કાદર ગીલાનીના વશજ સૈયદ યુસફે કેવી રીતે મુસલમાન ધર્મમાં વટલાવ્યા તેનો સંક્ષિપ્ત અહેવાલ એ સાહિત્ય પરિષદવાળા નિબંધમાં આપવામાં આવ્યો છે. સીંધમાંથી એ કોમ કચ્છમાં, ને ત્યાંથી કાઠીઆવાડમાં આવી, અને પછી ગુજરાતમાં પેઠી. મુકાબલે કચ્છ–કાઠીઆવાડ કરતાં ગુજરાતમાં મેમણોની સંખ્યા ઘણી કમી છે. કેટલાકનું કહેવું છે કે જે લોહાણા એવી રીતે વટલ્યા તે મેમણ કહેવાયા,' અને કેટલાકનું કહેવુ છે કે તેઓ ખોજા કહેવાયા. એ બાબતમાં સાચી હકીકત શુ હશે તેની સાથે આ લેખને સંબધ નથી, કારણ ખોજા અને મેમણ કોમને સંબધે એ ઉપદેશકોએ જે સાહિત્ય હસ્તીમાં આણ્યું તે લગભગ એકજ અથવા એકસરખું છે. લોહાણા અને મેમણો બને શ્રી દરીઆલાલ અથવા લાલ ઉડેરો, અથવા લાલ સાંઇને

સરખુ માન આપે છે. એ પીરની જગામા હીંદુ પુજારી અને મુસલમાન મુજાવર રહે છે.

ખોજા કોમને માટે એવુ કહેવાય છે કે ઇ સ ૧૦૦૧ માં હસન સબ્બાહ નામના ઇસ્માઇલી પંથના એક રાજકર્તાના વંશજ હસન ઝકરીઆએ નુરુદ્દીન નામના એક ઉપદેશકને હીંદુસ્તાન મોકલ્યો. એવી એક દંતકથા છે કે એ નુરુદ્દીને ભીમ સોલકીને વટલાવ્યો હતો. એ નુરુદ્દીનનુ હીંદુ નામ નુર સતગુરુ અથવા નુર સતાગર રાખવામા આવ્યું હતું. નુરુદ્દીન પછી પીર શમસુદ્દીન અને પીર સદરદ્દીને પોતાનો ઉપદેશ ચાલુ રાખ્યો અને ધીમે ધીમે તેમના અનુયાયીઓની સંખ્યા વધતી ગઇ. એ સઘળા ઉપદેશકોમાં પીર સદરદ્દીન બહુ બાહોશ હતો. તેણે હીંદુ ધર્મનો ઘણો બારીક અભ્યાસ કર્યો, અને પોતાના ઉપદેશના પ્રચાર માટે બે ધોરણો ગોઠવ્યાં (૧) પોતાના ધર્મના વિચારો છુપા રાખવા, અને (૨) જેઓને પોતાના ધર્મમા લાવવા માગતા હોય તેમના ધર્મનો મોટો ભાગ પોતાનો કરી કબુલ રાખવો–તેમને પ્રસન્ન કરવા જરૂર પડે તો ઇસ્લામની નિંદા પણ કરવી. *

બીજા નંબરના ધોરણને અનુસરી પીર સદરદ્દીન કે જેમણે પોતાનું હીંદુ નામ સહદેવ રાખેલુ, તેમણે હીંદુ ધર્મના બધા અવતાર કબુલ રાખી માત્ર છેલ્લો એટલે કલકી અવતાર તે હઝરત અલીનો, એવી રીતનો ઉપદેશ આપી હીંદુઓને વટલાવવાનો માર્ગ સુગમ કરી દીધો. માતા અથવા શક્તિસપ્રદાયવાળા–શાકતો–પર મોટે ભાગે એ ઉપદેશની અસર થઇ એમ કહેવાય છે, જોકે ખરી રીતે શાક્ત, શૈવ, વગેરે બધાજ એ ઉપદેશથી લલચાઇ ગયા લાગે છે. ગુજરાતના હીંદુઓ (પછી તે ગમે તે સપ્રદાયના હોય, શાક્ત, શૈવ, કે વૈષ્ણવ) નું ધાર્મિક સાહિત્ય તે યુગમા ગુજરાતીમા અને કવિતામાં હતુ, માટે એ ઉપદેશકોને પણ તેવુજ હથીઆર ઘડવું પડયું, અને તે તેમણે ઘણી સારી રીતે ઘડયું. ભજનરૂપી કાવ્યને મુખ્ય પદ આપી સેંકડો ભજન રચવામાં આવ્યાં, અને તેની ભાષા એવી રાખી કે કાછીઆ, કોળી જેવી નિરક્ષર જાતો પણ તે સમજી શકે.

ખોજા પથ સંબધી હકીકતના બે ત્રણ પુસ્તકો છે. સચેદીના નાનજીઆણી કૃત "ખોજા વૃત્તાંત", એદલજી ધનજી કાબા કૃત "ખોજા કોમની તવારીખ," જાફર રહેમતુલ્લા કૃત "ખોજા કોમનો ઇતિહાસ." પરંતુ ખોજા

* એમના એક ભજનમા છે કે એક એવો યુગ આવશે કે જે
"પડાવી મસ્જીદો, ધર્મશાળાઓ ચણાવશે."
— લોહાણા જ્ઞાતિની ઉત્પત્તિ, પૃષ્ઠ ૧૮૮

પંથસંબંધી સઘળાં ભજનોનું સાહિત્ય પુસ્તકરૂપે પ્રસિદ્ધ થએલું મારી જાણમાં નથી, જો કે તેમાંનાં કેટલાંક ભજન તથા પદ, 'ખોજા વૃત્તાંત" અને "ખોજા કોમની તવારીખ"માં પ્રસિદ્ધ થએલાં છે, તે ઉપરથી એ ભજનોની ભાષાનો ટુંક ખ્યાલ આવે છે.

(૧)

" સતજુગ મધે રાજા પેરાજ પદરો પાયો
પાંચ કોડીરો રાજા સુખી કહેવાયો
... ... ... ... ... રોએ કર જોડી કુતબુદીન બોલ્યા
તો મારા જુગારો પદરો પાયો"

— લોહાણા જ્ઞાતિનો ઇતિહાસ, પૃ. ૧૮૭.

(૨)

" અલમુત ગઢ આલી ભણે, કોકો પુંજ ભાખત્ર પાળશે,
પરવીરા ગામ સો સતપન, એતરમે સદ સંભળાવે
તબ હઠયો નૂર સતાગર તેણુ વાર, દેવ તારા ભાખત્ર પાળશું
જેમ હજરત અલી કહે તેમ કરશું, હમણુ જઈ ગમત કરશું."

આ ઉતારો સ્વ. રણછોડરામ વાવાભાઇના 'લોકગીત' (પહેલી સાહિત્ય પરિષદ સમક્ષ વાંચેલા લેખ)માંથી લીધો છે. એજ લેખમાં તેઓ લખે છે કે: "નૂરસત સાગર હીંદુસ્તાન જઇ ઇસ્લામ ફેલાવવાનું બીડું ઝડપે છે. હીંદુઓ, જે અવતારવાદમાં શ્રદ્ધાશીલ છે તે વાદનો ઉપયોગ કરવામાં આવે છે. બુદ્ધને વિષ્ણુનો અવતાર ગણી જેમ બૌધ ધર્મ અને હીંદુ ધર્મના ભેદ ઓગાળી નાંખવામાં આવ્યા હતા તેમ ઇસ્લામ ને હીંદુ ધર્મ અભિન્ન છે એમ બતાવવા અલી પણ અવતારવાદનો આશ્રય લે છે. પ્રચલિત દસ અવતારમાંના નવ અવતાર કાયમ રાખી પોતાને દસમો અવતાર લેખાવે છે.

"નવ અવતાર આગે અમો, ... ... ... ... ...
દસમો મેધવારે જે ધરે, મહેસરી માતંગ આયો દેવ"

× × ×

અમો એ આલી, અમો એ ઈશ્વર, અમો એ રૂપ આગળ ધરતે
પદક્ષિપ જંબુખંડ, ડંમર માતંગ નામ હમરંતે."

મેં આગળ નવ અવતાર ધર્યા હતા; હાલ દસમો અવતાર લીધો છે. હું અલી છુ, હું ઇશ્વર છું. એવાં અનેક રૂપ આગળ લીધાં હતાં અને હાલ લઉ છુ. હમણાં જંબુખંડમાં માતંગ નામે મે અવતાર લીધો છે:—આવો ઉપદેશ આપી નુર સતાગરને મોકલે છે. નુર સતાગર, બ્રહ્મા તે પેગંબર

મહમ્મદ, વિષ્ણુ તે અલી, ને મહેશ તે બાવા આદમ એવી રીતે હીંદુ ત્રિમૂર્તિને મુસલમાની પહેરવેશ પહેરાવે છેઃ૬

હીંદુસ્તાનમાં આવી પાલણદે નામની ગરાશીઅણને પરણે છે. હીંદુઓ જોડે હળીમળી, તેમના ધર્મનો અભ્યાસ કરી ઇસ્લામ અને હીંદુ ધર્મ સરખા છે એવું બતાવી એણે લુહાણા, 'કણબી' વગેરેની સુન્નત કરાવી. એણે પ્રચારમાં મુકેલો ધર્મ અદ્વૈતવાદનો પાશ પામ્યો.' કબીર, નાનક વગેરેનો એકેશ્વરવાદ મુસલમાની મજહબ'અને અદ્વૈતવાદના પ્રભાવથી જન્મ પામ્યો હતો. આવુંજ નુર સતાગરે ફેલાવેલા પંથમાં પણ બન્યું.

સતગુરુ કહે રે દિલમાં દેવળ પુજીયે, અને દિલમાં દેવ દુવાર,
દિલમે સાંઇઆં આપ વસે તો દિલમાં આપ દીદાર.
'સતગુરુ કહે રે' આપે હરી આવે રે, અને આપે વરસે નૂર,
"આપે સબઘટ દીસતા સો અધા કે મન દૂર."

(૩)

માતાપંથીઓ માને છે કે નકલંક (કલંકી) અવતાર સાથે પાંચ પાંડવો આવશે. એ વાતને ઇસ્લામી ઉપદેશકોએ ખુબીથી પોતાના લાભાર્થે પોતાનાં કાવ્યોમાં જોડી દીધી છે.

"અન્ન પણીના તતગરા લેશે,
લુણ પાણીના હિસાબ લેશે;
ખરા ખોટાના પટંતરા લેશે,
લાખ ટકો દઇ બાવો પાટ ધારશે;
તુમરાને બાંહી ઘાલી પીલશે,
એણે સમે પાંચ પાંડવ આવશે;
પાંચ પાંડવનાં નામ ધરાવશે,
ઇસો ને આલમદીન, એજા ને કમલદીન
મકરદીન...................... ........

(૪)

દશાવતાર તથા મોમણ ચેતામણ નામે ગ્રંથોમાં પણ આવાં આવાં ઘણાં ભજનો છે.

એજી નુર સતગુરુ નુર પરથમ જાહેર થયા,
તે પણ પામીઆ એ ઘર ભીંતર
તેણે સેવા કીધી નર અલી તણી,
તારે આલીએ સતપંથ સારન્ચેતો. ' ૧૧

---

૬ "જી રે ભાઈ આજ કલયુગનાં ઇશ્વર આદમ નામ બણાયાં,
ગુરુ બ્રહ્મા તે નબી મહમદ કહાવ્યા, હોજી રે ભાઈ,
જી રે ભાઈ એ પુરુષ ઉત્તમ વિષ્ણુજી અલીરૂપે નામ ભણાયાં,
તે તો નામ ઇશ્વરે પાર્યાં, હોજી રે ભાઈ."

એજી વારે સતગુરુ ગુર પ્રબોધ કરી,
તેણે આપીઓ ધરમ સભાર,
એ વીરા ભાઈ મારા તમે સાંભળો,
સતગુરુ કરે છે પુકાર—ચેતો ૧૯૯

એજી તેણે બાંધીને ખોજા કરીઆ,
અને આપીઓ તે ધરમ આચાર,
ત્યાથી સતપંથ ચાલીઓ,
કસોટ તણુ વેહેવાર—ચેતો ૨૦૦

(૫)

"ઇમામ બાવાના પ્રછા"મા છે કે,

રહેવાશી લોહગર શહેરના, લવાણા બ્રાહ્મણનો સાથજી,
તેના ગોરે કામ કેવા કર્યા, સુણો મુમન તેની વાતજી,
પ્રગટ પછોરે ગોર ઇમામનો—૯૩

પ્રબોધ દીવો પ્રેમથી જનોઈ ઉતારી છે ત્યાયજી,
નામરૂપી જનોઇ પહેરીએ, એવુ બોલ્યા સૌ ત્યાંયજી,
પ્રગટ પછોરે ગોર ઇમામનો—૯૪

સર્વે જનોઇયુ ઉતારીયુ, ઉતારા પણ તે સરાએજી,
ત્યાથી સૌએ ગોર થાપીઆ, સેવક બન્યા સૌ ત્યાયજી,
પ્રગટ પછોરે ગોર ઇમામનો—૯૫

ગોરે સૌ સેવક તણા, ખોજા ઠક્કર ધરાવ્યા નામજી,
જગત તારણ છે રે જાગતો, ધણી મારો કેવા કરે કામજી,
પ્રગટ પછોરે ગોર ઇમામનો—૯૬

પછે ગોરનો જાહેર છે, નાના રોજાની માહેજી,
હાલ જનોઈ કાયમ છે તહી, જુઓ સૌ વારવારજી,
પ્રગટો પઠોરે ગોર ઇમામનો—૯૭

ખોજા ભાઇઓ અત્યાર સુધી ગુજરાતી યા કચ્છી બોલતા, હવે ધીમે ધીમે તેમણે મુસલમાન કોમમા ભળી જવા માટે ઘરમા પણ હીંદુસ્તાની યા ઉર્દુ બોલવા માડ્યું છે.

મતીઆ અથવા પીરાણા પંથ, જેના ઉપદેશક અથવા સ્થાપક હઝરત ઇમામશાહ બાવા હતા, તે ખોજાઓને ઉપદેશ કરનાર પીર સદરુદ્દીનના પુત્ર કુતબુદ્દીનના પુત્ર થાય એ ઇમામશાહ અમદાવાદ પાસે પીરાણા ગામમા રહેતા હતા અને એમની દરગાહ ગીરમઠામા છે એક દંતકથા એવી પણ છે કે જે

મતીઆ તથા ખોજાઓના ધર્મસંબંધી મત તથા આચારવિચાર કેટલેક ભાગે મળતા આવે છે, એટલે એમનાં ભજન વગેરેનું સાહિત્ય પણ ઉપર આપેલા ઉતારાઓને મળતુ આવે છે. એ પંથના હીંદુઓ ગુપ્તી (ગુપ્ત રીતે મુસલમાન અને બહારથી હીંદુ) અને મુસલમાનો પ્રગટી (એટલે ખુલ્લી રીતે મુસલમાની ધર્મ પાળનારા) કહેવાય છે. મતીઆ પંથમાં ઘણાએક કણબીમાંથી (જલાલપોર, બારડોલી તરફના), તેમજ ડુમસ, ભીમપોર, નવસારીના કોળીઓમાંથી પણ મોટે ભાગે, વટળેલા અને કેટલાએક અમદાવાદ તરફના કાછીઆઓમાંથી વટળેલા, એટલે ભજનોની ભાષા એવા અશિક્ષિત વર્ગથી સમજાય તેવી રાખવી પડેલી. કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિમાં પણ પીરાણા પંથે ઘણો પગપેસારો કરેલો છે, ને એ જ્ઞાતિના કેટલાક યુવકો એ પંથમાથી પોતાના જ્ઞાતિભાઇઓને ખસેડવાની તજવીજ કરી રહ્યા છે (જુઓ શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદનો અહેવાલઃ ઘાટકોપર મુકામે, તા. ૧૮ એપ્રીલથી ૨૦ મી એપ્રીલ ૧૯૨૪ સુધીનો; કચ્છ વર્તમાન તા. ૩–૫–૨૪ નું). એ પંથ ગુપ્ત હોવાથી એનું સાહિત્ય જાહેરમાં ઝાઝું આવ્યું નથી, છતાં પણ સુરતના સાહિત્ય પરિષદના પ્રદર્શનમાં એને લગતા બે ગ્રંથ મુકાએલા. (૧) સતગોર સહદેવની મતીઆ પંથની હકીકત; (૨) મતીઆ પંથનાં કાગ્યો, ઉપદેશ, સતગોર સહદેવ અને બીજા. ત્રીજો ગ્રંથ–સદ્ગુરુવાચા, સિદ્ધાંતકથન, સદ્ગુરુ મહદેવ પણ એજ પંથને લગતો હોવો જોઇએ.

એ પંથનાં ઘણાં ગીતો સ્ત્રીઓ મોઢે ગાય છે ત્યારે દેખાવ જોવા લાયક હોય છે. એ રીતે એ પદો, ભજનો તથા ગીતો લોકસાહિત્યનો એક અંશ થઇ ગયો છે.

ગુજરાતમા વસતા વોરાઓમાંથી દાઉદી ને સુલેમાની વોરાઓ કે જે અસલ પરદેશથી આવેલા તે બાદ કરતાં પણ કેટલાક બીજા વોરાઓ રહે છે. ચમારગામ, ઇટોલા, અને તેની આસપાસ રહેનાર ગામડીઆઓ જેઓ ખેતીનું કામ કરે છે, અને જેઓ બોલીચાલી, રીતરીવાજ, પહેરવેશમાં હીંદુ જેવા છે, તેઓ સુન્ની મતના છે, અને તેમને જોરજુલમથી વટાળેલા; તેમને પોતાને અંગે વિશેષ ધાર્મિક સાહિત્ય ભાગ્યેજ હોઇ શકે. પરંતુ એમાંના કેટલાક વોરા–કાનમ અને સુરત જીલ્લાના–હઝરતશાહ કાયમુદ્દીન બાવા ચિસ્તીના પંથને માનનારા છે. એમની દરગાહ મહી નદીને કાંઠે આવેલા એકલબારા ગામમાં છે; અને એમની ગાદીએ બેસનાર પીરજાદાઓનો વંશ હજુ કાયમ છે. દર વરસે એકલબારામાં મોટી જાત્રા યા ઓરસ ભરાય છે, જ્યાં એ પંથના હજારો શિષ્યો ભેગા થાય છે. એ ગાદીનશીન પીરજાદાઓના શિષ્યોમાંથી ઘણા કવિઓ થઇ ગયા છે, અને તેમણે હીંદુ ભકત કવિઓને પગલે ચાલી પોતાના પીર માટે ભજનો ("એ લોકો તેને "કલામ" કહે છે) રચ્યા છે. એ કવિઓમા એક રતનબાઇ નામે સ્ત્રી કવિ પણ થઇ ગઇ. બીજાઓનાં નામ અમરાવ બાવા, ઉમર બાવા,

નખી મીઆ, પુજા બાવા, અને જીવણુ મસ્તાન આ ભજનનુ સાહિત્ય રા બા હરગોવિંદદાસભાઇએ જાન્યુઆરી ૧૯૨૨ થી ડીસેબર ૧૯૨૨ ના "સાહિત્ય"ના અંકોમા પ્રસિદ્ધ કર્યુ છે, અને તેમાના કેટલાક ઉતારા નીચે આપ્યા છે

રતનબાઇના લખેલા ભજન ૧૫૦ વરસ પર લખાએલા કહેવાય છે બાઇ નિરક્ષર હતી

(૧)

(કયારે મળશે મારો કહાન, જોશીડા જોશ જુઓને—એ રાગ)

આવીને પકડયો છે હાથ રે કાયમદીન પીર અમારા,

આવીને પકડયો છે હાથ—એ ટેક

ડુબી હતી હુ તો ઘરઘધામાં મુરરાદે લીધી સગાથ રે—કાયમ ૧
ધુણી ધીકાવી દીધી પ્રેમ અગ્નિથી, લજ્જા રાખે દીનાનાથ રે, કાયમ ૨
શેઠિયા તો મેણા મુને મારે ઘણેરા, લઢવા આવે ભરી બાથ રે કાયમ ૩
મુરરાદ નામની માળારે લીધી, છોડુ કદી નહીં સાથ રે કાયમ ૪
બાઇ રતનને મુરરાદ મળીઆ, એજ અમારા છે નાથ રે, કાયમ ૫

—સાહિત્ય જાનેવારી ૧૯૨૨ પૃ ૫

આમા મીરાંબાઇના પદ તથા ભાવની છાયા છે

(૨)

અરજી

(રાગ ધોળ)

મને મળીઆ કાયમદીન પીર, ભાયગ મારૂ ઉઘડયુ,
અબળા દાસીને દીધી ધીર, ભાયગ મારૂ ઉઘડયુ—ટેક
હુ તો ડુબી હતી જગજળમા, હાથ પકડીને કાઢી બહાર ભાયગ
લેયુ એક નજરથી સુજભણી, મનનો દૂર થયો વિકાર ભાયગ

× × ×

—સાહિત્ય ફેબ્રુઆરી ૧૯૨૨ પૃ ૧૦૨

# પ્રકરણ ૩ જું

## પારસી સાહિત્યની ખાસીઅતો

પારસી કોમે આફતને મારે આપણા પ્રાતનો આશ્રય લીધો, અને લગભગ આપણામાં ભળી ગઇ, પોતાનો ધર્મ માત્ર સાચવી રાખ્યો, બાકી પહેરવેશ, ભાષા અને આચાર આપણાંજ કબુલ રાખ્યાં. એમની મુળ ભાષા પણ ફિરદોસી ભાષા માફક ફારસીજ હતી; પણ આફતના માર્યા આવેલા એટલે ખેતી, વ્યાપાર વગેરે પોતાના બીજા ધંધામાં એટલા રોકાઇ ગયા કે સાહિત્યની વૃત્તિ કેળવવાનો તેમને શરુઆતમાં અવકાશજ ન રહ્યો. વખત જતાં તેમણે એ દિશા તરફ દૃષ્ટિ કરી, પરંતુ તે પણ તેમના પોતાના ધર્મ યા રીતરીવાજ સંબંધે. જ્યારે એ બે બાબતમાં એમને કોઇ રીતનો શક પડતો ત્યારે પોતાની કોમના વિદ્વાન મોબેદો યા ધર્મગુરુઓને અથવા તેમ ન બને તો તે સંબધી કાગળો તેઓ પોતાના અસલ વતનમાં મોકલતા, અને ત્યાં જે થોડા ઘણા જરથોસ્તીઓ હીંમતથી પાછળ રહી પોતાનો ધર્મ પાળી રહ્યા હતા તેમની પાસે ખુલાસો મેળવતા. એ ખુલાસા પોતાના હમદીનોને જણાવવા માટે પ્રસિદ્ધ કરતા. તેની ભાષા જો કે ગુજરાતી રહેતી તો પણ તે કેળવાએલી યા સાહિત્યને શોભાવે તેવી ભાષા ન હતી અને હોય પણ નહીં, કારણ એ ખુલાસા જેને માટે પ્રસિદ્ધ થતા તે પારસીઓ પોતે પણ ઉચ્ચી કેળવણી પામેલા ન હતા. પરંતુ આ મધ્યકાળના પૂર્વભાગમા પારસી મોબેદો ઘણાખરા સંસ્કૃતનો અભ્યાસ કરી તેનુ સારું જ્ઞાન મેળવતા. એમના ધર્મ-પુસ્તકોનુ અસલ પહેલવી યા ઝંદ ભાષામાંથી તેઓ સંસ્કૃતમાં ભાષાંતર કરતા, અને પછી પાછા તેનો ગુજરાતીમા અનુવાદ કરતા દાખલા તરીકે "અર્દ-વિરાફનામા"ની એવી રીતની એક પ્રત સંવત ૧૫૦૭ ની બહેરામ લખમીધરના હાથની કરેલી મળી આવી છે. વળી "મીનોઇ ખીરદ" નામના પુસ્તકનો પણ એવીજ રીતનો અનુવાદ થએલો (સંવત ૧૬૧૭). એ અરસામા પારસીઓની કલમથી લખાએલા કેટલાક લેખોના ઉતારા રા નરસિંહરાવે સવત ૧૯૭૦ના કાર્તિક માસના "વસંત"ના અંકમાં આપ્યા છે. તેમાંનો એક ઉતારો (અર્દ-વિરાફનામામાથી) એ ભાષાના નમુના તરીકે અત્રે આપ્યો છે—

"૧૦૦૦ જોત સમસાંહણુની। તેવન એક સદ્રુસ જોનની મમસ્યાણુની વગત મમસ્યાણુ બલઇંહુદ ૩ ત્રન વેહેન ભૂમ છાંડય। તાહ આતમાઝદનિ। જાન કી જાઇ।"

પ્રોફેસર હોડીવાળાએ Studies in Parsi History નામે પોતાના પુસ્તકમાં "કેટલાક જુના પારસી દસ્તાવેજો"ના નમુના આપ્યા છે, તેમાં સંવત ૧૬૦૦ અને ૧૭૦૦ મા દસ્તાવેજો તથા પરસ્પર પત્રવ્યવહારમાં પારસીઓ કેવી ભાષા વાપરતા તેના દાખલા મળી આવે છે

સંવત ૧૫૯૦માં લખાએલા એક ખતમાંથી બેત્રણ લીટી લીધી છેઃ-

"લી. આ. નાગુજ રુસ્તમ આ. રાણા જેસંગ જે [ગજ] ત એકેક માંહી સીમ આંગણાંનીનું જગડુ કરતા હતા તે જગડુ માંહોમાંહા તરીમ થટઇ નસ્તા રિઉ."

સાર પછી આશરે પચાસ વરસે લખાએલા કાગળની ભાષા નીચે મુંજબ છે (પૃ૪ ૨૨૦):-

"સ્વરત શી નુશારી સ્થાંને પુજ માતાજી શ્રી ધનાઇ વા. શંમરત એતૈ લાહુર સ્થાંનાત નુશેરવાન [ના] કેન્ય દોઆ જત ઇહાં ભલું છિ તહારા [સ]માચાર લખજો."

આ સમયની લગભગ પારસી કવિઓએ ગુજરાતીમાં કવિતા કરેલી તેના દાખલા પણ આ લેખને સંબંધે જોવા ઉપયોગી થઇ પડશે. મારા Milestones in Gujarati Literature નામના પુસ્તકમાં એ કાવ્યો વીશે ઉલ્લેખ કર્યો છે. એરવદ રુસ્તમ પેશોતને લખેલા એક કાવ્ય (નામેહ)માંથી તેમાં દાખલા આપ્યા છે, તે ઉપરથી જણાશે કે અસલી ઇરાનની પારસી સ્ત્રીનું વર્ણન વાંચતાં જાણે કોઇ સંસ્કૃત કાવ્યમાંથી તે લીધું હોય તેવું લાગે છે, ને ઇરાનીઓના ખાણાની તફસીલ વાંચતાં જાણે કોઇ હીંદુની જમણવારની હકીકત વાંચતા હોઇએ એવું લાગે છે.

"તમ નીડાળ ટીક શુધ બ્રહસ્પત શુકર જડી,
તમ નાશકા નથ તે શબ ચેરાગ કોણે ઘડી."

આ લીટીઓ વાંચતાં ફારસી અને સંસ્કૃતનું મિશ્રણ સહેજે જણાઇ આવશે સંસ્કૃતના ભારથી દબાઇ ગએલો કવિ પોતાનું અસલ ફારસીનું જ્ઞાન ભુલતો નથી, તેથી નથને "શબ ચેરાગ"ની ઉપમા આપે છે.

"ખાજાં લાડુ જલેબી ઘેવરજ છે સાર,
મેવા મીઠાઇ ખુઆન ભરી મેલ્યાં તેઆર"

હીંદુનાં ખાજાં જલેબી જોડે ઇરાનીના મેવામીઠાઇ ભેળાઇ જાય છે અને તે પણ પીરસાય છે "ખુઆન" એટલે ખુમચામાં, નહીં કે થાળી કે કચરોટમાં.

પારસી કલમથી લખાએલા આ સાહિત્યે જો આપણા સાહિત્ય પર કૈં પણ પ્રભાવ પાડ્યો હોય તો તે માત્ર એક તરીકેજ, એટલે કે એ સાહિત્ય ખીલ્યું ખરું પણ તે કેટલેક અંશે માત્ર એક કોમી સાહિત્ય તરીકેજ. શીયાવક્ષ-નામેહ કે એજ કવિના રચેલા વિરાફનામેહ, અસપંદીયાર નામેહ, જરથોસ્ત-નામેહ, નામનાં બીજા કાવ્યો, એ કોમને લગતા વિષયોના સબંધે રચાએલાં છે, તેમાં અલબત્ત અયોગ્ય કશુ નથી. આપણાં નળાખ્યાન, કે બીજાં આખ્યાનો ખાસ આપણાં ધર્મપુસ્તકો કે પુરાણોને અંગે લખાએલાં છે, અને તે કાવ્યોનો ઉદ્દેશ આપણને એટલે આપણે હીંદુઓને જ્ઞાન આપવાનો તથા રીઝવવાનો છે; એજ ધોરણે પારસી કવિઓએ પોતાનાં ધર્મપુસ્તક તથા પુરાણો કે ઇતિહાસ-માંથી વસ્તુ લઇ તે સંબધે કાવ્ય રચ્યાં છે. તેમાં આપણને ઝાઝો રસ ન પડે તો તેમાં તેમનો દોષ નહીં, પરતુ એ કાવ્યોની ભાષા એવી રાખવામાં આવી છે કે જેને છંદ, પહેલવી કે ફારસી ભાષાનું જ્ઞાન ન હોય તે એ સમજી શકે નહીં. એ કાવ્યોમાંએ પરભાષાના શબ્દો તથા શબ્દોનાં જોડકાં એટલાં બધાં વાપરવા-માં આવ્યાં છે, વળી ભાષાની લઢણ (idiom અને genius) પણ તે વખતમાં પ્રચલિત ગુજરાતીથી એટલી જુદી પડે છે કે કેવળ ગુજરાતી ભાષા જાણનાર તે સમજી શકે નહીં તો પછી તેવી ઢબનાં કાવ્યનો ક્યાંથીજ રચી શકે?

પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ ફારસી શૈલીનો ભાર કૈંક ઓછો થતો ગયો. ઇ. સ. ૧૬૫૦ના અરસામાં લખાએલા એક કાગળમાંથી થોડી લીટીઓ અત્રે ઉતારી છે '(પ્રોફેસર હોડીવાળાની, Studies in Parsi History પૃ. ૨૩૩). "અપરંમ બીન આ વુ. શ્રી. ૫ હીરજી વાછાનુ સાથ નુસારી આતસની દરધા આવેઆ હતા. તેને સંજાણએ કહેઉ જે અ૦ સુરત નાનુ નહીં લાગતુ તે વાત પર બેહેદીને હમારે હક નહી આપેઉં કહેઉ જે અ૦ સુરત જાઇને પુછી આપસુ." સત્તરમા સૈકાની આખરથી અને અરાઢમા સૈકામાં પારસી લેખો વધતા ગયા, અને જો કે તેનું જોમ તો ફારસીજ રહ્યુ તો પણ ગુજરાતીનો અંશ તેમાં વધારે ભેળાતો ગયો. ઓગણીસમી સદીના મધ્ય સુધીમાં એ ભાઇઓને હાથે લખાએલા લેખની ભાતમાં બે તરાહ જુદી માલમ પડી આવે છે, પદ્ય અને ગદ્ય બનેમાં. એ સદીની અધવચ સુધીમાં પારસીઓએ ગુજરાતી સાહિત્ય ખીલવવામાં ઘણો આગળ પડતો ભાગ લીધો. જોકે ઘણાંખરા નાટક, વાર્તાઓ, અને કાવ્યો ફારસી લઢણ પર ઉતરી જતાં હતાં, અને કેટલાક ગદ્ય લેખનું પણ તેમજ હતુ, છતાં એકજ સરકારી યા ગામઠી નીશાળમાં બને કોમના છોકરાઓને શીખવાનું હોવાથી, તેમની ભાષા અને લખવાની ઢબ આપણી ઢબને વધારે મળતી આવતી થઇ. દાખલા તરીકે ફરદુનજી મર્ઝબાનના ગુલેસ્તાનના ગુજરાતી તરજુમામાં તેના નામ ("ફુલેસ્થાન પોથી") તથા વસ્તુ બંનેમાં ફારસી ઢબ તરી આવતી દેખાય છે, તો પણ તેમની

કલમથી લખાએલી બીજી કવિતામા તેનુ કૈંક કમીપણુ પણ જોવામા આવે છે વળી એમનાજ પ્રયાસથી પ્રસિદ્ધ થએલુ પહેલુવહેલુ ગુજરાતી વર્તમાનપત્ર 'મુબઇ સમાચાર" ઘણુીજ સરળ બાનામા છપાતુ અમે સઘળાને વિનતિ કરીએ છીએ કે તેમણે અમને બધી ખરખબરો મોકલવી કોઇ વસ્તુ વેચવી હોય અગર લેવી હોય એવા સાટાની હમને ખબર કરવી સાહિત્યની કોઇ પણ બાબતની અમને ખબર આપવી કે વાર્તા કે કવિતા હોય તો અમને લખવી' (સાઠીનુ સાહિત્ય_પૃષ્ઠ•૨૮૦) આમા ફારસી સઇ હબ લગભગ અદૃશ્ય થઇ છે

વળી એ સદીની શરુઆત થયા પછી કેટલાક કારણોને લીધે હીંદુ અને પારસી બને કોમના અગ્રણીઓ કે જેમણે એકજ નીશાળ યા કોલેજમા શિક્ષણુ લીધેલુ હોવાથી એકસરખા વિચાર ગ્રહણ કયા હતા, તેમણે કોમ પર કોમનો તફાવત ન રાખતા એકજ ચીલે ચાલવા માડયુ આને લીધે જ્ઞાનપ્રસારક મડળી જેવી મડળીએ જે કાર્ય કર્યું તે બને કોમની ભેગી મદદથી નવા ધોરણુ પર કેળવણી આપવાની શરુઆતના એ ફળ હોવાથી એ ફળને અગે આપણા સાહિત્યે જે એકદમ આગળ પડતુ પગનુ ભર્યું અને જુના ચીલામાથી નીકળી નવી સડકે ચાલવા માડયુ તેને આ લેખની મતનબ સાથે કઈં સબધ નથી, કારણ એ અગ્રેસરોને હાથે આપણા સાહિત્યે જે નવુ રૂપ ધારણ કરવા માડયુ તે કોઇ પરધર્મીઓના સસ્કારે પાડેલા પ્રભાવથી નહીં પરતુ આપણને મળતી કેળવણીનુ સ્વરુપ ફેરવાઇ ગયુ તેથી માટે દાદાભાઇ નવરોજી, અરદેશર ફરામજી મુસ, નાનાભાઇ રુસ્તમજી રાણીના વગેરેને હાથે જે પુસ્તકો લખાયા અથવા તેમની કલમથી જે સાહિત્ય અસ્તિત્વમા આવ્યુ તે એક જુદુજ પ્રકરણ છે, તેને અને આ વિષયને સબધ નથી જુની ફારસી બેતબાજીના ધોરણ પર એમની કવિતા લખાતી રહી, ફારસી ગદ્યની ધાટી પર એમનુ ગદ્ય લખાતુ રહ્યુ, પણ તે થોડાજ વખત માટે એકાએક એકી ફલગે જુનુ છોડી નવુ પકડાય નહીં માટેજ એમ થોડો વખત ચાલુ રહ્યુ, અને પછી તેઓએ પણ આપણી માફકજ અગ્રેજી ધાટી પકડી

---

## પ્રકરણ ૪ થું



## ખ્રીસ્તી પાદરીઓનું સાહિત્ય

મુખ્ય આ બે–મુસલમાન તથા પારસી–પરસંસ્કારો ઉપરાંત એક ત્રીજા પરસંસ્કારનો પણ ગુજરાતી સાહિત્ય સંબંધે વિચાર કરવો ઘટે છે, જો કે ગૌણ ભાગે એ ત્રીજો પરસંસ્કાર તે ખ્રીસ્તી પાદરીઓનો. જુના વખતની વાત કરતાં, "ગુજરાતમાં ઇસ્લામી ઉપદેશકો"વાળા લેખમાં મેં લખ્યું છે કે, "પોતાને હીંદુ કહેવડાવી, કેટલાક ખ્રીસ્તી ઉપદેશકોએ પણ હીંદુઓને ભ્રમમાં નાંખી વટાળ્યા છે. મદ્રાસ તરફના પ્રખ્યાત પાદરી એબીડ્યૂબો (Abbe Duboise)ના પુસ્તકમાંથી એવા દાખલા મળી આવે છે. જેમ નુર સતાગર અને પાછળથી બીજા પીરોએ હીંદુઓને લાયક થઇ પડે તેવાં ભજનો વગેરે રચી પોતાના કામમાં મદદ મેળવેલી તેવી એ પાદરીઓએ તે પ્રદેશની ભાષામાં પુરાણો લખી ખ્રીસ્તી ધર્મ ફેલાવવામાં મદદ લીધેલી. એવા એક પુરાણ વીશે દા.કુન્હાએ Origin of Bombay નામના ગ્રંથમાં કહ્યું છે. પુરાણકારનું નામ Father Guimaraes (ફાધર ગીમારીસ) છે. એ પુરાણ ઇ. સ. ના સોળમાં સૈકામાં લખાયલું અને તેમાં ઇસુ ખ્રીસ્તની જીંદગીનો અહેવાલ છે. એને ક્રાઇસ્ટ પુરાણ કહે છે." એ એક જાતની મરાઠી બોલીમાં લખાએલું છે. આવી રીતનું પુરાણ ગુજરાતીમાં રચાયું નથી, કારણ પોર્ટુગીઝ એટલે રોમન કેથલીક મીશનરીઓનું જોર મુંબઇ અને તેની આસપાસ સાષ્ટી તાલુકાનાં ગામોમાંજ અથવા દમણ સુધીજ પહોંચેલું. પ્રોટેસ્ટંટ અને પ્રેસ્બીટેરીઅન ફીરકાના મીશનરીઓનો પેગપેસારો મોડો થયો, અને તેથી તેમને હાથે વટળેલા હીંદુ પારસીઓને ઉપયોગી થઇ પડે એવાં ભાષાંતરો તથા પુસ્તકો પણ મોડાં લખાયાં.

ઇ. સ. ૧૮૧૭ માં સુરતમાં મીશન છાપખાનું સ્થપાયું, અને એજ વરસમાં રેવરંડ ફ્રેવી અને સ્કીનર નામના બે પાદરીઓએ બાઇબલના કેટલાક ભાગનું ભાષાંતર–નવા કરારનું તથા જુના કરારના શરુઆતના ભાગનું–બહાર પાડયું. ત્યાર બાદ ૧૮૨૦માં કલકત્તાવાળા શ્રીરામપોર મીશનવાળા રેવરંડ કેરીએ ૧૮૦૯માં શરુ કરેલું ભાષાંતર બહાર પડયું. એ અનુવાદની ભાષા એવી અપરિચિત અને ન સમજાય એવી છે કે ખ્રીસ્તી થઇ ગએલા ગામડીઆ હીંદુ ગુજરાતીઓ ભાગ્યેજ તે સમજી શકતા હોય. "વળી ત્યે ત્યેને પાસે બાલ્કોને લાવ્યોં ક્યે ત્યે ત્યેઓણને અડે વળી શિષ્યોયે સ્યાવા વાલાઓને ડાટ્યા। પરતુ યિશુ ત્યેને જોઇને ઘણુ રીસમા હતૌ।

રેવરડ ફ્લીવાળા ભાષાતરની ભાષા નીચે મુજબ છે "તાહારે તેની મા તથા ભાઇ તેની પાસે આવા ને ભીડ માટે તેને મલઉં નહીં ॥ ને તેને ખબર થઇ કે તાહારી મા તથા તાહારા ભાઇ બાહાર ઉભા તને જોવાનુ ચાહે છે ॥

આવા ધોરણ પર લખાએલી ભાષાવાળા તરજુમા ત્યાર બાદ ઉત્તરોત્તર બહાર પડતાજ ગયા એ વિષયને સબધે એક ઘણો સારો લેખ રાજકોટવાળા રેવરડ મી સ્ટીવનસને રાજકોટમા મળેલી ત્રીજી સાહિત્ય પરિષદ પાસ રજુ કર્યો હતો, અને તેમાથીજ ઉપલા ઉતારા લીધા છે આપણા સાહિત્યનો એ ભાગ જોતા પણ એજ નિર્ણય પર આવવાનુ થાય છે કે એ પરસસ્કારે આપણા સાહિત્ય પર કંઈ પ્રભાવ પાડયો નથી રેવરડ ડો ટેલરે લખેલા વ્યાકરણ, કે રેવરડ મોટગોમેરીએ બનાવેલો નકશો, એણે અલબત્ત આપણા સાહિત્યને ખીલવવામા મદદ કરી, પણ તેથી સાહિત્ય પર એવો પ્રભાવ પડયો કહેવાય નહીં કે જેથી તેની દિશા બદલાઇ યા તેના કલેવરમા ફેરફાર થયો

ટુકામા એજ કહેવાનુ કે પરમસ્મરના દાખલ થવાથી આપણા સાહિત્ય પર તેનો પ્રભાવ ઘણો અલ્પાશે પડયો સાહિત્યનુ કલેવર તો હતુ તેવુ ને તેવુજ દેખાવમા રહ્યુ, માત્ર શરીર કંઈક વધારે પુષ્ટ થયુ, અને તે પુષ્ટતા આવી તે પરસસ્કારીઓની ભાષામાથી આપણી ભાષામા ઘણા શબ્દો દાખલ થઇ ગયા તેને લીધે ઠેઠ મીરાબાઇની

— "ચુદડી ઓઢુ ત્યારે રગ ચુવે રે, રગ બેરંગી હોય,
ઓઢુ હુ કાળો કામળો, દુજો દાઘ ન લાગે કોય" —

થી માડીને દયારામની

"બોલ ખરુ ગોરસનુ શુ થાય છે,
મુલ આપીને લઇશુ તારો માલજો"

સુધી એ ફેરફારની અસર એકસરખી જોવામા આવે છે નર્મદ મદદરીને રંગ ભરેલી કહે છે, તો પ્રેમાનદ કાગળ જેવો શબ્દ વાપરે છે, ને "પારસી" ભાષા 'હુડી'મા કૃષ્ણ પાસે "તોતડી" બોલાવે છે. "જીતી બાજી હાર્યો રે" એવુ કેટલાએ કવિઓ કહે છે, ને ધીરો પોતાના પદમા સૌને 'ખબરદાર' રહેવા કહે છે કેળવણીનું ધોરણ ફેરવાઇ તેને લીધે જે નવી વિચારસૃષ્ટિ અમલમા આવી અને તેનો જે પ્રભાવ આપણા સાહિત્ય પર પડયો તેવો સચોટ પ્રભાવ મધ્યકાલમા પરસસ્કારોના આપણા પ્રાતમા આવવાથી બીલકુલજ પડયો નથી, એમ કહેવામા અતિશયોક્તિ નથી

---

## પ્રકરણ ૫ મું

### ગુજરાતીઓએ ફારસી ભાષામાં કરેલા મુખ્ય પ્રયાસો
(વિવેચન ને ઉતારા સાથે)

આ કાળમા મુસલમાનો ગુજરાતમાં પગભર થઇ ગયા હતા, અને તેમની સત્તા સંપૂર્ણપણે જામી ગઇ હતી. આશરે એક દોઢ સૈકા બાદ મોગલોએ ગુજરાતના સુલતાનને હરાવીને ગુજરાત પર પાછી દીલ્લીની સત્તા બેસાડી, છતાં રાજ્યકર્તાઓની ભાષા તો તે ને તેજ રહી. ગુજરાતના સુલતાનોએ ફારસી ભાષા રાજકીય કામકાજમાં દાખલ કરી દીધી હતી અને તેજ ભાષા દીલ્લીના બાદશાહોની પણ હતી, એટલે મુસલમાની અમલને લીધે ગુજરાતીઓએ ફારસી ભાષાનો અભ્યાસ કરવા માંડેલો તે તો તેમને તેમ ચાલુજ રહ્યો

ગુજરાતીઓમાં તે વખતે પણ ત્રણ કોમો હતી: હીંદુ, પારસી ને મુસલમાન. આમાં પારસીઓની અસલ ભાષા તો ફારસીજ હતી—તેઓએ જો કે ગુજરાતીને રફતે રફતે પોતાની માતૃભાષા બનાવી તો પણ તેમના પંડિતો, મોબેદો, અને અગ્રેસરો તો ફારસીજ શીખતા· વળી આ અરસામાં અને ત્યાર બાદ બીજાં બસો અઢીસો વરસ સુધી પોતાના વતન ઇરાન જોડે, તુટક તુટક તોપણ એક સરખો તેમનો વ્યવહાર ચાલુ હતો. પોતાના ધર્મ સંબંધી પ્રશ્નો બાબત કંઈ શંકા ઉભી થતી તો તેનો નીકાલ તેઓ હમેશાં ઇરાન પોતાનામાંના કોઇ મોબેદ યા બેહેદીનને અથવા તો પત્ર મોકલીને કરાવતા. ઇરાનમાં પાછળ રહી ગએલા ઝરથોસ્તીઓને ફારસીજ આવડતું એટલે અત્રેના પારસીઓને પણ ફારસી જાણ્યા વિના છુટકો ન હતો.

ગુજરાતમાં આવી વસેલા મુસલમાનોની તો માતૃભાષાજ—ફારસી હતી અને ગુજરાતમાં પણ તેમણે તે ચાલુજ રાખી હવે રહ્યા હીંદુઓ; મુસલમાની રાજદરબારમા પણ કેટલાક એવા માણસોની જરુર હતી કે જે એ દેશના રીતરીવાજથી વાકેફગાર હોય, અને તે માત્ર હીંદુઓજ હતા. આવા માણસોને રાજ તરફથી નોકર રાખવામાં આવે એટલે તેમણે રાજદરબારી ભાષા જાણવીજ જોઈએ. તે ઉપરાંત રાજ્યમાં ઉંચા હોદ્દા મેળવવા માટે પણ ફારસીના જ્ઞાનની જરુર હતી, અને તેથી પણ હીંદુઓ ફારસી શીખવા લલચાયા. અલબત્ત તેઓ શરુઆતમાં કામચલાઉ, ને જરરી જ્ઞાન મેળવતા, પણ પાછળથી પોતાની જાતહુશીઆરીને લીધે નાગર ને કાયસ્થ જેવી જાતો ફારસીના જ્ઞાનમાં એટલી આગળ વધી ગઇ કે ખુદ મુસલમાન કવિઓ, ઇતિહાસના લેખકો, હીસાબીઓ, હકીમો

વગેરે જોડે હરીફાઇમાં ઉતરી તેમની બરાબરી કરી શકી. એ ફારસીનો અભ્યાસ કેટલે દરજ્જે આગળ વધી ગયો હતો તેનો કંઈક ખ્યાલ નીચલા ઉતારા પરથી આવશેઃ—

"તે વેળા જે જમાનો અસ્ત પામતો હતો, તે અદ્ભુત હતો. નવાબી પડી પડી પણ ઉજાસ મારતી હતી. તેના ઝાંખા તેજમાં સૌ ઝંખવાયલાજ હતા. ફારસીનો પ્રચાર ઝાઝો હતો. આ ફારસીની ગાંડાઇ એટલે લગી ચાલેલી કે મુત્સદ્દીઓમાં એકઠા કહેવડાવતા રાયજી કુટુંબમાં તો નામ પણ બદલાઇ "મીજલસરાય", "સાહેબરાય" નામ રખાયાં. સાહેબરાય તો સખ્યા પણ ફારસીમાં બોલે ને કાળને અનુસરી આ ક્રોધી પુરુષના કુળગોરને પણ ફારસી બોલવું પડતું. બે[હિ]તબાજીનો લોકોને બહુ શોખ હતો, ને ઉત્તર હીંદુસ્તાનમાં-લખનૌ તથા દીલ્લીમાં-"મુશાયરા" (કવિઓના જલસા) મળતા. તેમ સુરતમાં પણ નાગર કાયસ્થ મળી પોતપોતાના કસીદા[1] કહી સંભળાવતા.[2] અભેરામ નામના કાયસ્થને પોતાના ફારસી ભાષાના જ્ઞાનની ભારે તુમાખી હતી." (નંદશંકર જીવન-ચિત્રઃ પૃ. ૪૯)

આ પ્રમાણે જ્યાં જ્યાં નવાબી હતી ત્યાં ત્યાં ફારસી પણ જડ ઘાલી બેઠી હતી. અમદાવાદ, સુરત, ભરુચનો હીંદુ મુત્સદ્દી વર્ગ ફારસીમાં માહેર હતો; પરંતુ તેઓ ફારસી શીખેલા તે હાલ જેમ આપણે મોટે ભાગે અંગ્રેજી શીખીએ છીએ તેમ, માત્ર ભાષાનું કામ પુરતું જ્ઞાન મેળવવા. ફારસી સાહિત્યના મેદાનમાં પોતાનો "રખશ (અશ્વ) દોડાવવા" માટે તો નહીંજ. આને લીધે એમના તરફથી સાહિત્યમાં થએલા પ્રયાસો એકંદરે ઝાઝા મળી આવતા નથી, અને જે મળી આવે છે, તેનો દાખલો મળવો મુશ્કેલ છે, કારણ છેલ્લાં પચાસ પોણોસો વરસમાં પોતાના કુટુંબમાં રહેલાં ફારસી પુસ્તકોનો ઘણાએ તેને કીંમત વગરનાં સમજી નાશ કરી નાંખ્યો છે, યા તો તે રદ્દેદફે થઇ ગયાં છે. દાખલા તરીકે રા. સારાભાઇ, ભોળાનાથભાઇના પિતા અને રા. નરસિંહરાવના

---

૧. "કસીદો" એટલે એક જાતનું પ્રશંસાત્મક કાવ્ય, નાનું કે મોટું.

૨. એ બૈતબાજી કેવી રીતે થતી, તે નીચેની હકીકત પરથી સમજાશેઃ—

"સુરતમાં નવાબી રાજ હતું, અને તેથી મેળવતા હતા ઘણાઓ પ્રવિણતા રાજની ભાષામાં, એટલે ફારસીમાં. ભંડારની મોટી અગત્યની નાત થતી ત્યારે, નાગર ગૃહસ્થોમાં, ત્યારે જમણ પીરસવાનો આરંભ થતાં પહેલાં બૈતબાજી ચાલતી હતી, હાજર રહેલા વિદ્વાનોમાં. તેમાં પણ એવો નિયમ હતો કે એક જણ બૈત બોલી રહે તો તેણે કહેલી બૈતના છેલ્લા શબ્દથી શરુ થતી બૈત તેની પછીના બેસનારે બોલવી જોઇએ. કેટલાક વિદ્વાનો ફારસી ભાષામાં છુટક છુટક બૈતો અને ગ્રંથો લખી ગયા છે પણ......તેની શોધ થઇ નથી." રા. મધુવચરામનું ભાષણઃ સુરત સાહિત્ય પરિષદ સમક્ષ.

દાદા, સારા ફારસી લેખક મનાતા. તેમણે ફારસીમાં કવિતા લખી છે એમ સાંભળ્યું છે, પણ તેનો પત્તો મળતો નથી. ખુદ ભોળાનાથભાઇ પોતે પણ ફારસી ઘણું સારું લખતા, તેમની કૃતિ પણ હાથ લાગતી નથી. એજ પ્રમાણે સુરતમા તો ઘણા કાયસ્થો ને નાગરો કવિ થઇ ગયા છે, અને જો કે તેમણે લખેલાં કાવ્યો વગેરે માટે મેં શોધ કરી તો પણ તે મને મળ્યાં નથી.

સુરતમાં ખતનવીસનું કામ તો કાયસ્થોજ કરતા. ખતનવીસ એટલે કાગળ લખનાર; પણ ખરું જોતાં કાગળ લખવા ઉપરાંત બીજું ઘણું કામ એ ખતનવીસો કરતા. ખતનવીસો ઘણું ખરું ગામેગામ રહેતા અને મુખ્ય શહેરો અને કસ્બાઓમાં તો જરુરજ સંખ્યાબંધ મળી આવતા. એમનું કામ, સુલતાન, નવાબ કે બાદશાહ જેના રાજમાં પોતે રહેતા હોય તેમને ગામેગામના સમાચાર પત્રદ્વારા પુરા પાડવાનું હતું. તે ઉપરાંત લોકોને એકબીજા પર કાગળ લખવા હોય તો તે તેઓજ લખતા. તે ઉપરાંત દીલ્લી, અમદાવાદ વગેરે વગેરે રાજ્યધાનીઓમાં સુલતાન કે બાદશાહને રૈયત તરફથી જે અરજીઓ જતી તે અરજીઓ પણ એજ ઘડતા. એ ખતનવીસ વળી ઘણાખરા ખુશનવીસ પણ રહેતા, એટલે કે એમના અક્ષરનો મરોડ ને અક્ષર પણ બહુ ખુબસુરત રહેતા.

આ ખતનવીસીને લીધે એઓ લગભગ તવારીખનવીસનું (ઇતિહાસ લેખકનું) કામ કરતા. હાલના કસ્ટમ ખાતામાંથી વાનપ્રસ્થ થએલા રા. બા. કલ્યાણભાઇ સુરજરામ ઠાકીના દાદા ચીમનલાલ ઠાકી જોકે કામ કરતા તો આખુંદજીનું (છોકરાઓને ફારસી ભણાવવાનું), તો પણ હતા તવારીખનવીસ. કવિ નર્મદાશંકરને સુરતની મુખ્તેસર હકીકત માટે એમણેજ બધી હકીકત આપેલી. પોતે હતા ગરીબ, પણ ઠાઠ બહુ રાખતા, તેથી એમને સૌ ઠાઠી કહેતા. ફારસી પુસ્તકો એમની પાસે ઘણાં હતાં અને તેને ઉંદર કરડી ન ખાય માટે પોતે બીલાડી પાળતા. એ બીલાડીને ખવડાવવા રોટલી જોઇએ, તે પોતે તો ક્યાંથી કાઢે? તેટલા માટે તેમને ત્યાં શીખવા આવતા છોકરાઓને મહેતાજીની "શીખ"માં રોટલી લાવવાનો હુકમ હતો.

દરુ કુટુંબના એક સદ્‌ગૃહસ્થ એટલા હુશીઆર હતા કે તેઓ દર બેસતે વરસે એક "કસીદો" દીલ્હી મોગલ બાદશાહને મોકલતા. સુરત સાહિત્ય પરિષદના પ્રદર્શનમાં એક ફારસી કસીદો દરુ ઠાકોરદાસ સુંદરલાલ (સુરતના વાલ્મિક કાયસ્થ)ના કુટુંબી માધવદાસ ભગવાનદાસ તરફથી મુકવામાં આવેલો અને આખા પ્રદર્શનમાં ફારસી ગ્રંથ એ એકજ આવેલો, અને રા. મણિલાલ બકોરભાઇને ટીકા પણ કરવી પડી કે "હજુ લગી કોઇ ગુજરાતી હીંદુનું ફારસી કાવ્ય પ્રકાશમાં આવ્યું નથી." કાયસ્થ કવિ ભગવાનદાસ ઉર્ફે ભાઉ કવિ ઉર્ફે ભાઉ મુળજી (સંવત ૧૬૮૧-૧૭૪૧) ફારસી, અરબ્બી, સંસ્કૃત, મરાઠી અને ગુજરાતી પાંચ ભાષા

જાણતા હતા તેમણે ઘણા ગ્રંથો રચ્યા હતા. તેઓ અમદાવાદના નવાબ મોહબ્બતખાનના દીવાન હતા, સુરતના નવાબના પણ તેઓ દીવાન હતા, તેમના ગ્રંથમાનો એક પણ હાથ લાગતો નથી કાઠીઆવાડમા આ પ્રમાણે મુત્સદ્દીવર્ગમા ફારસીનો ઘણો પ્રચાર હતો, તેનો એકજ દાખલો બસ થશે મુસલમાન સાહિત્યનુ એક મુખ્ય ઉપયોગી અંશ તે ઈતિહાસ અથવા તવારીખ છે એ તવારીખ લખવાનો ભાવ કેટલેક દરજ્જે હીંદુઓમા એમના તરફથી આવ્યો છે. દીવાન રણછોડજી અમરજીએ કાઠીઆવાડનો ઇતિહાસ ફારસીમા લખ્યો છે, એને સાધારણ રીતે તારીખે સોરઠ કહે છે, પરતુ એનુ ખરુ નામ "વગાઇએ સોરઠ" (સોરઠની હકીકત)છે પોતાના પુત્ર શકરપ્રસાદને કાઠીઆવાડના ઇતિહાસથી વાકેફ કરવા પોતે એ પુસ્તક લખ્યુ, ત્યારે એ શકરપ્રસાદને પણ કેટલુ સારુ ફારસી આવડતુ હશે! એ પુસ્તક ઇ સ ૧૮૨૫ ની આસપાસ પોતાની જાતમાહીતીથી દીવાનજીએ લખેલુ, તેનો અગ્રેજીમા મી બર્જેસે તરજુમો કર્યો છે અને ગુજરાતીમા ગ મણિશકર જટાશકર મજમુદારે કર્યો છે ગુજરાત કાઠીઆવાડના ઇતિહાસ લખનાર દરેક લેખકને એ પુસ્તક ઘણુ ઉપયોગી થઇ પડે છે. દરેક મુસલમાન પોતાનુ પુસ્તક બિસ્મિલ્લા ઉ(લ)ર રહેમાન ઉ(લ)ર રહીમથી શરુ કરી અલ્લાની અને ત્યાર બાદ મહમ્મદ પેગબર તથા તેમના કુટુબની તારીફ કરી પછી પોતાનો વિષય શરુ કરે છે પારસી લેખક માત્ર ઇઝદ (ઇશ્વર)ની તારીફથી શરુ કરે છે, તે મુજબ રણછોડજી દીવાને "શકર, જગતપતિ"ની પ્રશંસાથી શરુ કર્યું છે એ આખી તવારીખ ઉચી કાસમની ફારસી ભાષામા લખાએલી છે, અને મુસલમાની તવારીખનવીસની માફક પોતે જ્યા જ્યા બેત કે કવિતાઓ દાખલ કરી છે, ત્યા ત્યા તે બેત અને કવિતાઓ પરથી ફારસીનુ એમનુ ઉંડુ જ્ઞાન જણાઈ આવે છે ફારસીમા પત્રવ્યવહારની સુદરતાને પણ મોટો દરજ્જો આપવામા આવ્યો છે પત્ર અથવા કાગળને "રુકઆત" (રુક્કાનુ બહુ વચન) કહે છે એવા ઘણા લેખકોના "રુકઆત" પ્રસિદ્ધ છે દીવાન રણછોડજીએ પણ "રુકઆતે ગૂનાગૂન" "વિવિધ પત્રો"–એ નામે પત્રોનો એક સમૂહ રચ્યો છે. શ્રીદાસ* નામના એક ગુજરાતના નાગર બ્રાહ્મણે "ફતુહાતે આલમગીરી" "ઔરંગઝેબના વિજય' એ નામે એક તવારીખનો ગ્રંથ લખ્યો છે. તેની રચના સાલ ઇ સ ૧૭૩૧ છે અને તેની નકલ ઇ સ ૧૭૪૯ મા પાટણમા થએલી પોતે જે બનાવો લખ્યા છે તે તેણે જાતે જોએલા, અને તેથી ઐતિહાસિક સત્યને અગે એ ગ્રથ ઘણો ઉપયોગી થઇ પડ્યો છે અબ્દુલ વહ્હાબ અમદાવાદીના છોકરા શેખઉલ ઇસલામ (અમદાવાદના મુખ્ય

* આ શ્રીદાસ તે પ્રોફેસર જદુનાથ સરકારના Studies in Mogul India, (pp. 242 247) માં જણાવેલો ઇશ્વરદાસ, એને ૨૫૦ ઘોડાના મનસબદારનો દરજ્જો પ્રાપ્ત થયો હતો.

ઝખ્ઝા)ની નોકરીમાં એ પહેલાં હતો અને પાછળથી ગુજરાતના સુબા શુજાઅતખાન (૧૬૮૪–૧૭૦૧)ની નોકરી હતો, અને તેથી એને ઘણું જોવાનું તથા જાણવાનું મળ્યું હશે. આ પુસ્તક પોતે પુરું કર્યું ત્યારે છોતેર વરસની ઉમરે એ પહોંચ્યો હતો. ગુજરાતના ઇતિહાસના બે મોટા ફારસી ગ્રંથો, મિરાતે અહમદી (ઇ. સ. ૧૭૫૬) અને મિરાતે સિકંદરી જો કે લખ્યા છે મુસલમાનોને હાથે, તો પણ તે બંને લેખકો ગુજરાતમાંજ રહેતા હતા. મહમદ અલીખાન (મિરાતે અહમદીનો કર્તા) મુળ બરહાનપોરનો દોલ્લીની શહેનશાહત તરફથી ગુજરાતના દીવાન (Revenue Minister)નું કામ કરતો હતો. એને સાધનો મેળવવામાં મુખ્ય મદદ, મીઠાલાલ કાયસ્થ નામના એક માણસની હતી, કે જે મીઠાલાલનું કુટુંબ પહેલેથી એ દીવાની ખાતામાં નોકરી કરતું આવેલું હતું. વળી જુદા જુદા ઇલ્કા (સરકાર) તથા તેના તરફથી નજરને મળતી ઉપજના વિગતવાર અહેવાલ મુળચંદ નામના અમલદાર પાસેથી લઇને લખેલો. એ મુળચંદ ને એના વડવાઓ પહેલેથી નિઝામતના દફતરદાર તરીકે કામ કરતા આવેલા.

મિરાતે સિકંદરી (ઇ. સ. ૧૬૬૧)નો લેખક અહેમદાવાદમાં જન્મેલો, એટલે એતો તળ ગુજરાતનોજ વતની કહેવાય. એ ઇતિહાસ લખવામાં એણે વળી એના પહેલાં લખાએલાં કેટલાંક ઇતિહાસનાં પુસ્તકો, તારીખે બહાદુરશાહી, તારીખે મુઝફ્ફરશાહી, વગેરેનો ઉપયોગ કરેલો, અને તે બધાં પુસ્તકો પણ ગુજરાતના સુલતાનોને લગતાં હોઇ ગુજરાતમાંજ રચાએલાં.

પારસીઓ નવસારી ને સુરતની આસપાસ મોટે ભાગે રહેતા. "કિસ્સએ સંજાણ" (ઇ. સ. ૧૬૦૦) નામનું પુસ્તક એમની કોમને ઇરાન કેમ છોડવું પડયું અને ત્યાર બાદ હીંદુસ્તાનમાં તેઓ કેવી રીતે આવ્યા, રહ્યા ને પોતાની ધર્મ સંબંધી સ્વતંત્રતા જાળવવામાં ફતેહમંદ થયા તેનું વર્ણન આપે છે. એનો લેખક બહમન કયકોબાદ નવસારીનો વતની હતો. એ પુસ્તકનો ગુજરાતીમાં "હાદેસાનામું" એ નામે તરજુમો થયો છે અને અંગ્રેજીમાં પણ બે ત્રણ જણાને હાથે થયો છે. પારસીઓમાં જે મોટામાં મોટો ફારસી લેખક થઇ ગયો તે તો મુલ્લા ફીરોઝ બીન કાઉસ. દસ વરસની ઉમરે (ઇ. સ. ૧૭૬૮માં) ભરુચ છોડી તે પોતાના બાપ જોડે પોતાના ધર્મનો અભ્યાસ કરવા ઇરાન ગયો ને ત્યાં બારેક વરસ રહ્યો. તે અહીં પાછો ફર્યો તે વારે તો ગુજરાતી પણ લગભગ ભુલી ગએલો. એ મુલ્લા ફીરોઝે પોતાના ધર્મ સંબંધી ફારસીમાં કેટલાંક વિવેચન કર્યાં છે તથા પુસ્તકો પણ લખ્યાં છે; પરંતુ એનું મોટામાં મોટું પુસ્તક તો "જયોર્જ નામે" છે. હીંદુસ્તાન અંગ્રેજોએ કેમ જીત્યું તેનો ફારસી કાવ્યમાં ફીરદોસીના શાહનામે જેવો અહેવાલ લખવા મુંબઇના ગવર્નર જોનાથન ડંકને એની પાસે દરખાસ્ત

મુકી (ઇ. સ. ૧૮૦૭) મુલ્લા ફીરોઝે તે કબુલ રાખી અને ઘણા વરસની મહેનત બાદ લગભગ સીત્તેર વરસની ઉંમરે એ કાવ્ય પોતે પુરું કર્યું. એમા ઇ. સ ૧૮૧૭ સુધીનો અહેવાલ—અંગ્રેજોએ પુના લીધુ ત્યાં સુધીનો—આપવામાં આવ્યો છે. એ પોતે ઇ. સ ૧૮૩૦ મા ગુજરી ગયો, પણ એના ભત્રીજા રુસ્તમ બીન કેખોબાદે એ પુસ્તક ઇ. સ. ૧૮૩૭ મા શીલાછાપમાં છપાવી બહાર પાડયુ ફીરદોસીના શાહનામેને બેતબાજીમાં ઘણે ભાગે એ પુસ્તક મળતું આવે છે, ભાષા પણ ફીરદોસીના જેવી સહેલી અને સરળ, ફારસી, રુપક પણ ફીરદોસીના જેવાજ ઘરગથ્થુ અને સાધારણમા સાધારણ માણસ પણ સમજી શકે તેવાં, ઐતિહાસિક બનાવોની સચ્ચાઇ પુરેપુરી જળવી; એથી, એવી બધી રીતે શાહનામે જેવુજ એ પુસ્તક લાગે છે શાહનામે ફીરદોસી પોતાના વતન માટે જે લાગણીથી લખનો હતો, તે લાગણી અહીં જોવામાં આવતી નથી, કારણ કે ફીરદોસી ઇરાનનો વતની હતો, ને ઇરાનના જુના વખતના યોદ્ધાઓનાં પરાક્રમ વર્ણવનો હતો, એટલે એની લાગણી સ્વાભાવિક હતી; અત્રે એક પારસી ઇતિહાસ લેખક એક પરદેશી પ્રજાનાં પરાક્રમ વર્ણવે છે, અને તે પણ પોતાના દેશ પર તે પારકી પ્રજાએ મેળવેલો વિજય; એટલે એ તફાવતને લીધે, ભાવપ્રદર્શનમાં પણ જો તફાવત જોવામાં આવે તો કૈં નવાઇ નહીં.

ખામખા આ લેખમાં ફારસીમાંથી ઉતારા આપ્યા નથી, કારણ ગુજરાતી લિપિમાં ફારસી લખવા યા છાપવાથી તેની મઝા ચાલી જાય છે, અને વળી એકંદર ખુદ ફારસી વાંચનાર કે સમજનારની સંખ્યા પણ આપણામાં થોડી છે.

---

## વિભાગ ૭ મો



# સ્વામીનારાયણ સંપ્રદાય અને ગુજરાતી સાહિત્ય

## પ્રકરણ ૧ લું

### સંપ્રદાયનો ઉદ્ભવ

धर्मकर्ता धर्मधर्ता धर्मात्मा धर्म संस्थितिः ।
धर्मरक्षावतारो मे प्रियतां धर्मनन्दनः ॥

સાહિત્યનો વિચાર કરતી વખતે, જે સમયના કે સમાજના કે ધર્મના સાહિત્યનો વિચાર કરતા હોઇએ ત્યારે પ્રથમ વિચાર એ ઉઠશે કે અમુક ભાષાના સામાન્ય સાહિત્યમાં એને વ્યક્તિત્વ શાથી પ્રાપ્ત થયું, અને તેને તે કાળના સામાન્ય સાહિત્યથી જુદું પાડી અન્ય દિશામાં વહેવડાવનારાં કારણો કયાં હતાં ?

આનો વિચાર કરતાંજ પ્રથમ તો તે કાળે તે દેશની, તે સમાજની અને તે ભાષાની સ્થિતિ કેવી હતી, તે જાણવું જરૂરનું છે. તે જાણવાથી આ સામાન્ય વહનમાંથી તેને નિરાળે માર્ગે દોરી જનાર કારણો, તેમજ તેને નવીનતા અને વિશેષતા આપનાર લક્ષણો સહેજમાંજ સમજી શકાશે. આમ હોવાથી તે સમયની ગુજરાત (કાઠીઆવાડ–કચ્છ યુક્ત) ની રાજકીય, સામાજિક અને ધાર્મિક સ્થિતિનું ટુંક અવલોકન અત્રે કરીશું તો તે અસ્થાને નહીં થઇ પડે.

આ સંપ્રદાયના મુળ સ્થાપક પુરુષ શ્રી સહજાનંદ સ્વામી–જેમને આજે તેમના અનુયાયીઓ સર્વોપરી પ્રકટ પુરુષોત્તમ અવતારી માને છે તે–ન હતા પરંતુ તેમના સદ્ગુરુ સ્વામી શ્રી રામાનંદજી હતા; એટલે કે સંપ્રદાયનો આરંભ-કાળ શ્રી સ્વામીનારાયણના પોતાના જન્મકાળથી વીસ પચીસ વર્ષ પૂર્વનો ગણી શકાય. સ્વામીનારાયણનો જન્મ વિ. સં. ૧૮૩૭ ના ચૈત્ર શુક્લ નવમીએ અયોધ્યા પાસેના છપૈયા ગામમાં થયો હતો; એટલે સંપ્રદાયની શરૂઆત વિ. સં. ૧૮૧૨ (ઇ. સ. ૧૭૫૫) ના અરસામાં થઇ ગણાય. ઇ. સ. ૧૭૫૭ તથા ૧૭૬૧ ના વર્ષોનું સ્મરણ તે કાળના ભારતવર્ષની સ્થિતિનું ભાન કરાવવાને ઇતિહાસના અભ્યાસીઓ માટે તો પુરતું છે.

આ અસ્થિર અને કોનાહલી ઉથલપાથલવાળી રાજકીય સ્થિતિનું પ્રતિબિંબ તત્કાલીન સામાજિક અને ધાર્મિક સંસ્થાઓમાં દેખાય એ સ્વાભાવિક છે તે સમયે દેશની સ્થિતિ અશાંત હતી ચારે તરફ લૂંટાલૂંટી મારફાડ ને લુંટાલુંટ ચાલતી અને સ્ત્રી ધન અને જમીન ની પ્રાપ્તિ અને રક્ષણમાંજ સર્વ બળ અને સાધનો નિરંકુશ નિર્બાધ અને અમર્યાદપણે વપરાતા 'મારે તેની તરવાર અને જીતે તેનો દેશ' 'વરે તેની નહીં પણ હરે તેની સ્ત્રી' એ કહેવતોનો પ્રત્યક્ષ અનુભવ ચારે તરફ થતો

આવા સમયમા સમાજના ઘટનાક બંધનો નિરુપયોગી બની શિથિલ થઇ જતાં ત્યારે કેટલાક વધારે દૃઢ બની પોતાના હેતુથી વિરુદ્ધનું કામ કરતા અને દરેક નવા વિચારને કે હીનચાલને કચડી નાખવાને સમર્થ થતાં સમાજમા સ્ત્રીનું સ્થાન છેક્જ છેલ્લી પાયરીએ ઉતારી પડાયામા આવ્યુ હતુ વાતવાતમા તેને પગરખા સાથે સરખાવવામા આવતી ધર્મમા તત્ત્વજ્ઞાન તો એકડા વગરના મીંડા જેવુંજ, માત્ર પોપટ પંખીના રામની માફક મુખથી ઉચ્ચારણ કરવામાંજ આવી રહ્યુ હતુ નીતિના નિયમોનુ ઉલંઘન માત્ર સાખી લેવામાંજ નહોતુ આવતુ પણ છડેચોક અનીતિનો ઉપદેશ અને પ્રચાર થતા શુદ્ધ અદ્વૈત વેદાંતના નીતિમય વૈરાગ્ય યુક્ત જ્ઞાનની જગ્યા અબાધપણે વિષયનુ સેવન કરી શકાય અને લૌકિક તથા શાસ્ત્રીય દરેક નિયમ ને બંધનનો ઉચ્છેદ કરી શકાય તેની જાતના શુષ્ક વેદાંતના કથન અને પ્રચારે લીધી હતી–

જગતજનની આદ્ય શક્તિ લક્ષ્મી કે પાર્વતીની કે તેનાં અન્ય સ્વરુપો–અંબા ભવાનીની ઉપાસનાને બહાને પંચમકારનુ છડેચોક પ્રતિપાદન કરી પ્રસાર કરનાર શક્તિપંથ તેમજ પશુના ધર્મ મનુષ્યમા ફેલાવી વિષયવાસનાને નિરંકુશપણે પોષનાર અને તેની તૃપ્તિના માર્ગો શોધીને પ્રવર્તાવનાર વામમાર્ગી, કુંડાપંથી કાચળીઆ પંથી અને એવા બીજાઓ પ્રકાશમા કે ગુપ્તપણે પોતાનો કાબુ જનસમાજ પર જમાવી રહ્યા હતા ત્યાગ વૈરાગ્ય અને બ્રહ્મચર્યના પવિત્ર નિયમોને ભસ્મીભૂત કરવામાં મગરૂરી માનીને મચીપચી રહેતા અને જનસમાજમાં અનેક પ્રકારનો ત્રાસ પોતાની સિદ્ધાઇને નામે વર્તાવવામા કુશળતા મેળવી રહેતા ખાખી વૈરાગી અને ઇતર નામધારી સન્યાસી અને સાધુઓએ ગુજરાતમા ચારે દિશાએ પોતાના થાણા જમાવ્યા હતા ભક્તિમાર્ગને સ્થાપી મનુષ્યના પળેપળના જીવનને ઇશ્વરમા તન્મય બનાવી નાખનાર દરેક ક્ષણ કે સાધન સામગ્રીને દેવસેવામા ગુંથી નાખવાનો માર્ગ કાઢી જીવનને ઇશ્વરાર્પણ કરવાનું સરળતાથી શિખવનાર મહાન આચાર્યોની ગાદીઓના અધિકારીઓ સમાજ પર પોતાનો સખ્ત દાબ બેસાડી પ્રકાશમા કે ગુપ્ત રીતે ધર્મ અને નીતિનો ભંગ કરતા કે કરાવતા છતા ગુરુપદ ભોગવી રહ્યા હતાં

. પંચશીલ અને ત્યાગવૈરાગ્યને પ્રધાનપદ આપનાર જૈન મતના અનેક ગચ્છોની દેશના સર્વે ભાગોમા ફેલાતી છતાં તે ધર્મના શિક્ષણની અસર સમાજમાંના તેમના અનુયાયીઓના જીવનક્રમ પરથી સરતી સરતી છેક લુપ્તપ્રાય થઇ ગઇ હતી, અને તેઓ પણ આસપાસના વાતાવરણમાં લેપાતા જતા હતા

આવા સમયમા ર્હેણી અને કહેણી—આચાર અને વિચાર—ઉપદેશ અને વર્તન—વાણી અને ક્રિયાની ઐકતા પ્રવર્તાવનાર અને તે ઐકયના સંરક્ષણમાંજ ધર્મનો સમાવેશ કરનાર આ નવીન સંપ્રદાય ઉદ્ભવ્યો હતો ઉપરોક્ત સર્વ દોષોને નિંદનાર અને વગોવનાર અને તે દ્વારા તેના પાલક કે પ્રવર્તકોને પણ સમાજમાં ઉઘાડા પાડી—હલકા પાડી—તેમને પદભ્રષ્ટ કરી તેમના અંકુશમાંથી લોકોને છોડાવનાર આ સપ્રદાય હતો ખાનગીમાં અને જાહેરમાં, દેવાલયોમા અને દરબારોમા, કથા અને પુરાણોના કે યજ્ઞાદિકના મેળાવડાઓમા, સર્વ કાળે અને સર્વ સ્થાને આવા પ્રચલિત દોષોને નિંદી તેનો ત્યાગ કરાવનાર, તેને સ્થાને મદ્ય, માસ, ચોરી, અવેરી (અસત્ય), વ્યભિચાર એ પાંચેના ત્યાગરૂપી વાડ બાધનાર, ને તેમાજ વસી ત્યાગી કે ગૃહી, સ્ત્રી કે પુરુષ, બાલક યુવાન કે વૃદ્ધ, ગુરુ કે શિષ્ય, દરેકને આ વાડામાંજ રાખનાર, વાણીની સાથે વિચારની અને વિચારની સાથે વર્તનની ઐકતા રાખવામાજ સવ સાધનોની સમાપ્તિ સમજાવનાર અને પ્રવર્તાવનાર આ સંપ્રદાય જન્મ્યો હતો.

કુદરતી રીતેજ તેમના આ કાર્યે ચારે તરફ કોલાહલ મચાવી મુક્યો અને દરેક જુના સ્થાપન થઇ રહેલા સંપ્રદાયો અને મતપંથોએ તેમને પોતાના સ્વાર્થના વિરોધી જાણી તેમના વિરુદ્ધ, તેમના વિનાશ અર્થે બની શકતા પ્રયત્નો કર્યા; અને જ્યાં બની શકયું ત્યાં રાજ્યની મદદ લઇને પણ તેનો ઉચ્છેદ કરવા મથ્યા. જોઅન વડતાલા જેવા ચરોતર અને ગુજરાતના તે તરફના ભાગને દિવસે અને રાત્રે યથેચ્છિતપણે ત્રાસ આપી રહેલા કોળી, પગી, વાઘેર, ભીલ વગેરે મનુષ્યનો જીવ લેવામાં સહેજ પણ સંકોચ નહીં અનુભવનાર, નિર્જીવ કારણે પણ તેને ચીભડાં માફક કાપી નાખનાર, કુળના ખોટા અભિમાનને વશ થઇ પોતાનીજ બાળકીઓને પણ દુધ પીતી કરતા સહેજ પણ આચકો નહીં ખાનાર કાઠી, ગરાસીઆ અને એવી રજપુત જ્ઞાતિઓને સુધારનાર, શાંત જીવન આપનાર, અહિંસામય, સત્યમય, અપરિગ્રહમય, સ્તેન કર્મથી વિમુખ, બ્રહ્મચર્ય પાળનાર, પાણિગ્રહણ કર્યા વગરની દરેક સ્ત્રીને, મા, બહેન, કે

પુત્રીવત્ ગણનારા બનાવનાર આ સંપ્રદાયનો વિરોધ કે તેના અનુયાયીઓની પજવણી કરવામાં કોઇ કચાશ રાખતા નહોતા.

પણ જેમ જેમ વિરોધ, ઉપાધિ, હેરાનગતિ વધતાં ગયાં, તેમ તેમ અડગપણે ગુરુવચનમાં દૃઢ શ્રદ્ધા અને વિશ્વાસ રાખીને આ નવીન સ્થાપક અને તેના અનુયાયીઓ મચ્યા રહ્યા. તેમની આ પ્રવૃત્તિ અને તેમના આ સંસ્કારોએ ભાષામાં પણ નવીન બળવાળું—નવીન આશયોવાળું—નવીન વિચારવાળું—ચાલુ કાળના સાહિત્યથી જુદું પડનારું—વિશેષતાવાળું સાહિત્ય રચ્યુ.

---

## પ્રકરણ ૨ જું

### સંપ્રદાયનો ઇતર સંપ્રદાયો સાથે સંબંધ

આ સંપ્રદાયના મુળ ચાલક શ્રીઆત્માનંદજી આરંભમાં નિરાકાર સ્વરુપના ઉપાસક હોઇ શંકરમતના સિદ્ધાંતોને માનવાવાળા હતા. પરંતુ રામાનંદજી તેમજ સહજાનંદજી બંને સાકાર ઉપાસક હોઇ તેમણે શ્રીસંપ્રદાયના સિદ્ધાંતો સ્વીકારેલા હતા શ્રીરામાનંદજી સ્વય શ્રીરામાનુજાચાર્યના શિષ્ય હતા અને શ્રીસ્વામીનારાયણે પોતે ખાખી વૈરાગીઓના ત્રાસના કાળ સુધી તો સર્વ બાહ્ય ચિન્હોનો ત્યાગ કરાવ્યો હતો ને પોતાના સાધુઓને પરમહંસ દીક્ષા આપી હતી. તે સમય સુધીના તેમના પત્રોમાં સ્થાને સ્થાને નિરાકાર બ્રહ્મનું પ્રતિપાદન કરતા હોય તેવાં લખાણો જોવામાં આવે છે; છતાં તેમની ઉપાસના સાકાર સ્વરુપની હોઇ શ્રી કૃષ્ણની ભક્તિનોજ તેમનો ઉપદેશ સર્વ કાળમાં હતો. શ્રીનરનારાયણના સ્વરુપની આરંભમાં અને પાછળથી તો શ્રીરાધાકૃષ્ણ, લક્ષ્મીનારાયણ આદિ સ્વરૂપોની ઉપાસના, સેવા અને ભક્તિજ તેઓ પ્રવર્તાવતા

શ્રી कृष्ण परंब्रह्म परमात्मा पुरुषोत्तमः ।
उपास्य इष्ट देवोनः सर्वाविर्भाव कारणम् ॥
सराधया युतो ज्ञेयो राधाकृष्ण इति प्रभुः ।
रुक्मिण्या रमयोपेतो लक्ष्मीनारायणः सहि ॥
ज्ञेयोऽर्जुनेन युक्तोऽसौ नरनारायणाभिध : ।

રામાનુજના એ તત્ત્વના સિદ્ધાંતો તેમણે સ્વીકાર્યા છે; અને ભક્તિની તથા સેવાની રીત તેમણે તે કાળે ગુજરાત—કાઠીઆવાડમાં વિશેષ પ્રચાર પામેલ શ્રીવલ્લભીય સંપ્રદાયની માન્ય રાખી છે.

નેમની શિક્ષાપત્રીમાં આ વાત સંક્ષેપમાં પણ મુદ્દાસર કહેલી છે. આટલું છતાં પણ વચનામૃતોમાંની તેમની શૃંગારયુક્ત ભક્તિમાંથી નીપજતા પરિણામો તરફની ચેતવણીઓ અને ટીકાઓને લીધે, તેમને તેમના અનરોધાર્થે લીધેના ઉપાયો અને ચલાવેલી જુદી પ્રથાને લીધે પોતાના શિષ્યોની સંખ્યામાં થતી હાનીને લીધે વલ્લભીય સંપ્રદાયે આ સંપ્રદાયના નવીન અનુયાયીઓ પર ત્રાસ વર્તાવવામાં કસર કરી નહોતી, અને તેની અસર આજે પણ કાઠિયાવાડમાંની ઘણી ન્યાતોમાં દેખાય છે. વળી જો કે વૈષ્ણવમાં રહી આ સંપ્રદાયે પંચાયતન દેવોનું પ્રતિપાદન કરેલું છે —

' विष्णु. शिवो गणपति पार्वती च दिनाकर ।"

અને ખાસ કરીને તો ઉક્ત બને વૈષ્ણવ સંપ્રદાયોની પ્રચલિત રૂઢીથી વિરુદ્ધ પડી શિવજીની ભક્તિ અને ઉપાસના ઉપદેશ્યા છે —

एकात्मनत्व विज्ञय नारायणमहेशयो ।
उभयोर्ब्रह्मरूपण वदपु प्रतिपादनात् ॥

તેમજ ઉપાસકની શુદ્ધિને ઉદ્દેશીને ભક્તને પોતાને પોતાનું સ્વરૂપ શુદ્ધ-ચૈતન્ય-બ્રહ્મનું સમજવું છે.—

*निजात्मान ब्रह्मरूप दहत्रय विलक्षणम् ।*
*विभाव्य तेन कर्तव्या भक्ति कृष्णस्य सर्वदा ॥*

છતાં ભક્તિ તો ફકત શ્રીકૃષ્ણ સ્વરુપનીજ રાખેલી છે અને તે કારણને લઇને શૈવોએ પણ તેમનો વિરોધ આરંભથી તે હાલના સમયમાજ દ્વારિકાની પીઠ પર થઇ ગયેલા માધવતીર્થના સમય સુધી ચાલુ રાખ્યો છે.

---

## પ્રકરણ ૩ જું

## સંપ્રદાયનો વિકાસ અને અસર

આ સંપ્રદાયની અસર સમાજજીવન પર ઘણીજ થયેલી છે. જે સમયે સ્ત્રીઓને શૂદ્રની પંક્તિમાં મુકીને વિદ્યાની અનધિકારિણી ગણવામાં આવતી અને શૂદ્ર વર્ણના લોકોને વિદ્યા અને શાસ્ત્રના જ્ઞાનના અનધિકારી ગણવામાં આવતા, તેવે સમયે પણ તેમણે તે લોકોને પોતાના સંપ્રદાયમાં છડેચોક સ્વીકાર્યા અને વિદ્યાનો અભ્યાસ સર્વેએ કરવો એવી આજ્ઞાપત્રિકા કાઢી એમ તેમણે શિક્ષાપત્રીમાં આપેલી આજ્ઞામાંથી સિદ્ધ થાય છે.

स्तोत्रादिरथ कृष्णस्य पाठ कार्यं स्वशक्तितः ।
तथाऽनधीत गिर्वाणैः कार्यं तन्नाम कीर्तनम् ॥
प्रत्यहं कार्यमित्थ हि मत्तेऽपि मदाश्रितैः ।
संस्कृत प्राकृत ग्रंथाभ्याम श्चापि यथामति ॥
शिक्षापत्र्याः प्रतिदिन पाठोऽस्या मदुपाश्रितै ।
कर्तव्योऽनक्षरोज्ञैस्तु श्रवण कार्यमादरात् ॥

ઉક્ત શ્લોકોમાથી બીજી મહત્ત્વની બીના એ સિદ્ધ થાય છે કે તેમણે તે સમય સુધી ભક્તિ, ઉપદેશ વગેરેમાં સંસ્કૃત વાપરવાની જે પ્રથા હતી તેનું પણ ઉલ્લંઘન કર્યું અને પ્રાકૃત સ્તોત્રાદિકનુ તેમજ પાઠ્યપુસ્તકોનું પ્રતિપાદન કર્યું, અને તે દ્વારા સંસ્કૃતને સ્થાને ગુજરાતી ભાષાના સાહિત્યનો વધારો કરાવ્યો; અને તેમના પોતાના પત્રો તથા સપ્રદાયમા જ્ઞાન, વૈરાગ્ય, ત્યાગ, ધર્માદિકની દૃઢ પ્રવૃત્તિ કરનાર સમ્પ્રદાયનો સર્વોત્કૃષ્ટ ગ્રથ 'વચનામૃત' ગુજરાતીમાંજ તેમણે લખ્યો. તેમણે પોતાના મોટામા મોટા શિષ્યો મુક્તાનંદ સ્વામી, બ્રહ્મમુનિ, પ્રેમસખી, નિષ્કુળાનદ સ્વામી આદિને ગુજરાતીમાંજ ગ્રથો રચવાની આજ્ઞા આપી સાહિત્યની વૃદ્ધિ કરાવી

પોતાના અનુયાયીઓના જીવનક્રમને ઉલટાવી નાંખનાર આ સંપ્રદાયની સમાજ પર થયેલી અસર તો તે કાળના અંગ્રેજી અને ગાયકવાડી અમલદારોનાં લખાણોમાથી જેવી તરી આવે છે તેવી કોઇ પણ લેખક ભાગ્યેજ પ્રકટ કરી શકશે ભૂમિ, ધન, સ્ત્રી અને જીવનની જે કાળમાં બીલકુલજ સ્થિરતા નહોતી એવા રાજ્યક્રાંતિના અને અશાંતિના સમયમા ભય અથવા તો બળાત્કારથી નહીં, પણ પોતાના ઉપદેશથી અને પ્રેમથી તેમણે એ ચારેને સ્વસ્થતા અને પવિત્રતા બક્ષી આરભમા જણાવ્યું છે તેમ કોળી, કાઠી, વાઘેર, આદિ સ્તેનક્રિયામાં કુશળ, મારફાડ અને લુંટના કાર્યમા મચીપચી રહેલ, બાળહત્યા કે સ્ત્રીહત્યાને નિર્દોષ લેખનાર, રજોતમોગુણપ્રધાન, નિડર અને શૌર્યવાળી પણ ઉદ્ધત અને નિરંકુશ વર્તનારી જાતોને તેમણે સત્યમય બનાવી દૃઢ વચનાનુગામી બનાવી હતી. તે કાળ સુધી અસ્પૃશ્ય ગણાતી કોળી વગેરે જ્ઞાતિઓને તેમણે અપનાવી હતી, તેમજ અંત્યજોને પણ તેમણે ઇશ્વરભક્તિના અધિકારી ઠરાવ્યા હતા.

જે સમયે દરેક ધર્મો ને ધર્માચાર્યો સ્ત્રીને ઉતારી પાડતા–પુરુષને પોતાના ધર્મમાંથી, આત્મસાધનની મહેચ્છાઓમાથી પાડી નાંખવાના હેતુથી બનાવેલી જણાવી સર્વદા ત્યાજનીય વર્ણવી નિંદતા, તેવા કાળમાં આ સંપ્રદાયે સ્ત્રીનો દરજ્જો વધારનારો–તેને પુરુષના જેટલીજ સ્વતંત્રતા આપનારો ઉપદેશ ફેલાવ્યો. સ્ત્રીને સાધનમાથી ભ્રષ્ટ કરનારી ન જણાવતાં તેના પ્રતિ પવિત્ર

વ્યવહાર રાખવાનું સમજાવ્યું. અને તેમ કરવાથી તે સાધનમાંથી ભ્રષ્ટ નહીં કરે પણ તેથી ઉલટું તેની સહાયતાથી શ્રેયઃસાધનાનું કાર્ય વધુ સરળ અને સહેલું થઇ પડશે એમ ઉપદેશ્યું.

ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં પણ, લગ્ન કરી ગૃહીધર્મને અનુસરવા છતાં પણ બ્રહ્મચર્ય પાળી શકાય છે, ને તે પાળનાર પણ બ્રહ્મચારીજ ગણાય છે એમ સમજાવ્યું. સ્વસ્ત્રી શીવાય અન્ય સ્ત્રી માત્રનો ત્યાગ કરનાર–મન વચન કર્મે કરીને પોતાની પરિણીત સ્ત્રી વગરની સર્વ સ્ત્રીમાત્રને માતા, પુત્રી કે બ્હેન તુલ્ય ગણનાર, સ્વપત્નીનો પણ વ્રતને દિવસે, ઋતુકાળ શીવાયના અન્ય સમયે, તેમજ તેની ઇચ્છા વિરુદ્ધ સમાગમ નહીં કરનાર સ્ત્રીપુરુષને તેમણે બ્રહ્મચર્યવ્રતધરજ કહી સંયમનું માહાત્મ્ય વધાર્યું; અને આ પ્રમાણે સ્ત્રી અને પુરુષનો સંબંધ તેમણે અતિશય પવિત્ર સમજાવીને સ્ત્રી તરફ પવિત્ર અને શુદ્ધ ભાવ ઉત્પન્ન કર્યો.

સ્ત્રીઓમાં બ્રહ્મચર્યનો પ્રચાર કરી, અત્યારે પણ અતિશય ગુંચવાડો ઉત્પન્ન કરી રહેલ વિધવાવિવાહના પ્રશ્નને તેમણે સુંદરતાથી ઉકેલી નાંખ્યો. તેમના ઉપદેશથી જીવનક્રમ કેવો પવિત્ર અને નિર્દોષ બન્યો છે, અને આજે પણ બને છે, તેનો પુરાવો આથીજ સ્પષ્ટ થાય છે. આજે પણ સંપ્રદાયનો વિરોધ કરનારા શૈવ, જૈન, કે વલ્લભીય વગેરે ઇતર વૈષ્ણવ સંપ્રદાયના અનેક જનો પણ મુક્તકંઠે આ સંપ્રદાયમાં વર્તી રહેલી રહેણી અને કહેણીની ઐક્યતાવાળી પવિત્ર, શુદ્ધ, નિર્દોષ જીવન-રીતિની મનમાં પ્રશંસા કરે છે; અને અનેક બાળવિધવાઓને સંપ્રદાયમાં પ્રવેશાવે છે. અન્ય કયાંએ પણ ન જોવામાં આવતી સ્ત્રીપુરુષોનાં જુદાં જુદાં મંદિરની અને ઉપદેશની રીતિઓ સંપ્રદાયે કાઢી છે, તેમજ ઘણેક સ્થાને આવશ્યકતા જોઇ છેકજ અસ્પૃશ્ય ગણાતાઓ માટે પણ જુદાં મંદિરો કરાવ્યાં છે. તે કાળમાં આટલું પણ સમાજ પાસે કરાવવું ઘણું મુશ્કેલ હતું, જ્યારે જોબન પગી જેવાઓને તો તેમણે પોતાના મંદિરમાં પ્રવેશાવ્યા હતા એટલુંજ નહીં, પણ તેમના હાથનાં અન્નજળ પણ સ્વીકાર્યાં હતાં. તેમજ કોઇ પણ પ્રકારની શુદ્ધિ વગેરેની ધાંધલ મચાવ્યા વિના તેમણે અનેક ખોજા વગેરેને પણ શુદ્ધ કરી માંસાહારાદિ છોડાવી પંચવર્તમાનના નિયમો પળાવી અપનાવી પોતાનાં મંદિરોમાં અને સંપ્રદાયમાં પ્રવેશાવ્યા હતા.

પ્રમાણિક અને ઉદ્યોગી, પોતાની ફરજ અદા કરવાના દૃઢ નિશ્ચયવાળાં, અને નીતિના દરેક નિયમોનું દૃઢ પાલન કરવાવાળાં, નિર્દંભ, નિષ્કપટ, અને નિર્દોષ જીવન ગાળવાવાળાં સ્ત્રીપુરુષોથી આ સંપ્રદાયે દેશને આબાદ કર્યો, અને સમાજમાં શાંતપણે બાહ્ય આડંબર વિનાનો ફેરફાર કરી નાંખ્યો. સમગ્ર

ગુજરાતમા તે પ્રસરી ગયો અને પોતાના અનુયાયીઓ ઉપર તેમજ ઇતર સમ્પ્રદાયના અનુયાયીઓ ઉપર પણ તેની અસર થઇ અને એમ પ્રત્યક્ષ તથા પરોક્ષ ઉપદેશને લીધે તથા તેમના સાહિત્યના પ્રચારને લીધે તે જનસમાજના હૃદય પર દૃઢ જામી ગઇ

સમગ્ર દેશમા અને વિશેષપણે ગુજરાતમા વહેમોનુ બળ વિશેષ છે અને તે કાળે તો તે હાલના કરતા પણ વિશેષ હતુ એમ કહેવામા અતિશયોક્તિ નહીંજ ગણાય ભૂત પ્રેત મત્ર જત્ર સાધના વગેરેમા જનસમૂહ સહુજ માનતો અને તેના ભયથી અનેક મતપથીઓ અને ઢોળધાતુ સાધુવેરાગીઓ પોતાનો અડ્ડો જમાવી બેઠા હતા એટલજ નહી પણ તે દ્વારે અને નામે અત્યાચારો અને હત્યાઓ પણ થતા આ બધાનો અટકાવ ઘણે અશે આ સમ્પ્રદાયે કર્યો અને લોકોના મનમાથી તેની ભીતિ ઓછી કરી કાઢી નાખવામા આ સપ્રદાયે મોટો ફાળો આપ્યો છે

શ્રીસ્વામીનારાયણે પોતે આવા કોઇને પણ ન માનવા ને ફક્ત ઇશ્વર ઉપરજ દૃઢ શ્રદ્ધા રાખી પતિવ્રતાના જેવો દૃઢ ટેક રાખીને વર્તવુ એવો ઉપદેશ આપ્યો અને તેની અસર સચોટ થઇ તેમના અનુયાયીઓ કોઇ પણ દેવ દેવી ભૂત પ્રેત કે જત્રમત્રને માનતા નહીં એટલુજ નહી પણ તેના કશાના ભયથી ડરતા નહીં કે કોઇ તેવો ભય દેખાડનારને ગણકારતા નહીં આજે પણ તેમના અનુયાયીઓમા આ ગુણ પ્રમળપણે જોવામા આવે છે પોતાના ઇષ્ટદેવની ટેક એટલે સુધી તેમનામા દૃઢપણે છે કે પોતાના એકના એક પુત્રના અવસાન સમયે પણ જો કોઇ કહે કે અમુક દેવ કે દેવીની માનતા કે બાધા રાખો તો એ બચી શકે તો પણ તેમ કરવા તે તૈઆર થતા નથી પણ દૃઢ વિશ્વાસ અને શ્રદ્ધાથી ઉત્તર આપે છે કે જે મારા પ્રભુને ગમશે તેજ થશે ને તેમા હુ રાજી છુ

भूताद्युपद्रवे क्वापि वर्म नारायणात्मकम् ।
जप्यच हनुमन्मत्रो जायो न क्षुद्र दैवत ॥

—शिक्षापत्री ८५

વળી સ્વામી શ્રીમુક્તાનદ તથા નિષ્કુળાનદ વગેરે પણ સ્થાને સ્થાને એવોજ ઉપદેશ આપે છે —

શ્વેતદ્વિપપતિ શ્યામ બીન, ધરત ભરોસા ઓર,
મુક્ત કહે સો મનુષ્યકો નહીં નરકમે ઠોર
વાસુદેવકુ ત્યાગીકે પુજત ભૈરવ ભૂત
મુક્ત કહે ગો મૂઢ નર મકે પેટ કપૂત
વાસુદેવ પ્રભુ છોડીકે અન્ય દેવ ઉર લેય
મુક્તાનદ કહે ગગતટ ખનત કૂપ શઠ સોય

—વિવેકચિંતામણી

"આજ છે રાજ રે નરવીર નાથનું રે, ભ્રૂડા તું જરૂર જરૂર જાણજે રે,
"હુકમ ન હોયે રે આજે કોય એકનો રે, નરનારાયણ સહુના નાથ રે.
"અવરની ઓટ રે ખોટ મોટી આવશે રે, સમ ખાઈ કહું છુ સાચી વાત રે;
"જ્યાં જ્યાં જાશો રે ત્યાં કાળ આવશે રે,, ધણી વળ, થાશે કહું છું ઘાત રે
"ભૈરવ ભવાની રે વિનાયક વીરને રે, કરગરે કાંતુ થઇ કંગાળ રે,
"સિદ્ધ ઓલીઆ રે પંડિત પીરને રે, સેવતાં નહીં ટળે દુઃખનું સાલ રે"
(નિષ્કુળાનંદ.)

આવાં વેણો પદે પદે જડે છે; પણ સમાજજીવન પર થયેલી વિશિષ્ટ અસર દર્શાવવા માટે માત્ર આ બેજ અત્રે ટાંકયા છે

આવી મનની દઢતા, નિશ્ચલતા, પ્રભુ પરની આસ્થા, તથા પોતાના સ્વામી શ્રીહરિને વીશે પતિવ્રતાના જેવી અચલ ટેક તથા તજ્જન્ય મનોબળ આ સંપ્રદાયના જનોને ઇતર સામ્પ્રદાયિક સ્ત્રીપુરુષોથી જુદાં પાડે છે. વૈષ્ણવ છતાં શૈવોથી એને વિરોધ નથી; રામાનુજી છતાં વલ્લભીયનો નિષેધ નથી: પંચાયતનને સ્વીકારતા હોવા છતાં સામાન્ય દેવદેવી પર નથી શ્રદ્ધા કે નથી તિરસ્કાર; પણ તે દરેક સંપ્રદાયોમાંના જનમાં પ્રચલિત દોષો પ્રત્યે તેમનામાં દઢ વિરોધ પ્રત્યક્ષ થાય છે, અને પોતામાં તે ન આવે તે માટે તેઓ પ્રયત્નશીલ ને નિરંતર સાવધાન રહે છે; છતાં અતિરસ્કારને લીધે નેમનામાં સહિષ્ણુના વિશેષ હોઇ તેઓ બીજાઓ સાથે પ્રેમથી રહી શકે છે આ ગુણજ તેમની વિશિષ્ટતાદર્શક છે, અને આજ વિશિષ્ટતા સંપ્રદાયના પ્રચારનું મુળ કારણ છે.

સ્વામીનારાયણે સમાજમાં પ્રવર્તી રહેલી એક બીજી પણ મોટી બદીનો નાશ કર્યો હતો અને તેમના સત્સંગીઓમાંથી તો એ દોષ પૂર્ણપણે દૂર થયો છે. આ દોષ તે લગ્નાદિક પ્રસંગે તેમજ હોળી વગેરે કેટલાક ઉત્સવોમાં ફટાણાં વગેરે બીભત્સ ગીતો ગાવાનો હતો. લગ્નાદિકમાં આ ચેપ બહુજ ફેલાયો હતો અને અન્ય પ્રસંગે પોતાના વડીલોને કર્ણે પોતાનો સ્વર પણ જવા નહીં પામે એટલી સાવધપણે વર્તનારી બાળાઓ અને વહુઓ આવા પ્રસંગે સર્વ વિનય, લજ્જા, ભય ને મૃદુતાનો ત્યાગ કરી ભાન ભુલી ગઇ હોય તેમ ગમે તેવા અસભ્ય બીભત્સ શબ્દો મુખેથી મોટે અવાજે છચોક બોલતી અને રસભેર તેવાં ફટાણાં ગાતી અને ઝીલતી.

આ દુરાચાર માત્ર ઉતરતા વર્ગની સ્ત્રીઓમાંજ નહોતો પણ ઉંચામાં ઉંચી, શિષ્ટમાં શિષ્ટ સંસ્કારવાળી જાતિમાં તેમજ સુશિક્ષિત સ્ત્રીવર્ગમાં એ ઘર કરી બેઠો હતો. તેજ પ્રમાણે હોળીના પ્રસંગે પણ સ્ત્રી અને પુરુષ ઉભય જાતિ પોતાનો વિવેક તજી ગમે તેવા શબ્દો બોલતાં, ગમે તેવાં ગીતો ગાતાં કે ગમે તેવા ચાળા કરતાં લેશ પણ સંકોચ પામતાં નહીં. આ બધી બદીનો સ્વામીનારાયણે બે પ્રકારના ઉપાયથી અટકાવ ને નાશ કર્યો. એક

તો તેમણે તેની મનાઇ કરી, તે વીશે એક જાણવા જેવી વાત અત્રે નોંધવી યોગ્ય છે.

એક સમયે રાત્રે પોતાના ઉતારામાં ગઢડામાં સ્વામીનારાયણ સુતેલા હતા ત્યાં તેમને કાને આવાં ગીતોના શબ્દો આવ્યા. તે સાંભળી ઉદાસ થઇ તુરતજ ચુપચુપ તેઓ ત્યાંથી ચાલી નીકળ્યા ને ગઢાળી ગામ ગયા. ત્યાં પણ લગ્નનો પ્રસંગ હોવાથી સ્ત્રી અને પુરુષો આવાંજ ગીતોમાં લુબ્ધ થઇ રહ્યા હતા, એટલે ત્યાંથી પણ ચાલવા માંડયું ચાલી નીકળ્યા કે પેલા સ્ત્રીપુરુષોને ભાન આવ્યું ને પાછળ પાછળ તેમને પાછા લાવવાને ગયા. ત્યાં માર્ગમાં ગઢડાથી પાછા બોલાવવા આવેલા જનો પણ મળ્યા. બધાએ ઘણુંએ સમજાવ્યા પણ આંખોમાંથી અશ્રુની નીકો વહી રહેલી એવા તે દયાળુ પ્રભુએ તેમના અયોગ્ય વર્તન માટે ઠપકો આપી પાછા ફરવા માટે ના પાડી અને જ્યારે હાજર રહેલા સર્વેએ ફરીથી કદી પણ એવું ન કરવાનો, એવા પ્રસંગોમાં સામેલ ન થવાનો તથા એવું થતું અટકાવવાનો પ્રયત્ન સ્વસામર્થ્યાનુસાર કરવાનો નિયમ લીધો ત્યારેજ તેઓ પાછા ફરી ગઢડા આવ્યા, અને ત્યાંથી સવારમાંજ પોતાના દેશદેશના અનુયાયીઓ ઉપર પત્ર લખી તેની બધી કરી તે દિવસથી આજ પર્યંત તેમના સત્સંગીઓ તેમની આ આજ્ઞા અદ્દુજ ચીવટથી પાળે છે, ને પળાવવાને મથે છે. બીજો ઉપાય તેમણે પોતાના કવિ લેખકોને લગ્નાદિક તેમજ હોળીના પ્રસંગોએ ગાવાને માટે ઇશ્વરભક્તિનાં અને તુલસી, રાધા, રૂક્મિણી આદિકના વિવાહનાં પદો ને ધોળો તે તે પ્રસંગે ગવાતા રાગ અને ઢાળનાં, બનાવવાની આજ્ઞા આપી, અને પોતાના આશ્રિતોને તેવાંજ પદો ગાવાની આજ્ઞા આપી નિંદ્ય ગીતોનો ત્યાગ કરાવ્યો.

તે કાળમાં બીજો પણ એક દોષ સમાજમાં ઘર કરી બેઠો હતો, અને જો કે હવે તે દિવસે દિવસે ઓછો થતો જાય છે તો પણ તે બીલકુલ તો ગયો નથીજ. આ દોષ તે સ્ત્રી અને પુરુષ બંને વર્ગમાં અને ખાસ કરીને પુરુષ વર્ગમાં એવી માન્યતા પ્રચલિત હતી કે વ્યભિચારનો દોષ સ્ત્રીનેજ મુખ્યપણે લાગુ પડે છે, પણ પુરુષ માટે તે એટલો નિંદ્ય નથી; એટલુંજ નહીં પણ આજે પણ જેમ કોઇ કોઇ એવા માણસો મળી આવે છે કે જેઓ તેમાં પોતાની બહાદુરી સમજે છે ને તેવાં દૂષિત કર્મ માટે લજ્જા પામવાને બદલે શેખી કરે છે તેમ તેવા કહેવાતા પુરુષો—પણ ખરેખર તો સ્ત્રૈણો—તે કાળે વિશેષ હતા, અને તેનું કારણ આરંભમાંજ જણાવી ગયેલ, કેટલાંક માર્ગી વગેરે પંથોનો પ્રચાર એજ હતું

શ્રીસ્વામીનારાયણે વ્યભિચારને નિંદ્યો—વખોડયો ને તેની મનાઇ કરી, તે માત્ર સ્ત્રીનેજ ઉદ્દેશીને નહીં પણ બંને વર્ગને ઉદ્દબોધીને કરી.

જેટલો દોષ, જેટલું પાતક વ્યભિચારથી સ્ત્રીને લાગે છે, તેટલાંજ-બલ્કે તેથી વિશેષ પુરુષને લાગે છે, એમ તેમણે સમજાવ્યું. પુરુષ અધિકારી હોય, રક્ષક હોય, વધુ સ્વતંત્ર હોય, સ્ત્રીના શિયળનો, પતિવ્રતનો ભંગ કરે કે કરાવવામાં સાધનભૂત થાય તે પરાધીન, પરાવલંબી અબળા જાતિના કરતાં વિશેષ દોષ પાત્ર છે; ને તેનું પ્રાયશ્ચિત્ત પણ તેથી વિશેષ છે એમ તેમણે સંભળાવ્યું; અને પોતાના શિષ્યોમાં પંચશીલના-પંચવર્તમાનના નિયમો ફેલાવી, વ્યભિચારકર્મનો સમૂળો નિષેધ કર્યો.

> व्यभिचारो न कर्तव्यो पुम्भिः स्त्रीभिश्च मामाश्रितैः
> द्युतादि व्यसनं त्याज्यं नाद्यं भंगादि मादकम् ॥
> स्तेनकर्म न कर्तव्यं धर्मार्थमपि केनचित् ।
> सस्वामि काष्टपुष्पादि न ग्राह्यं तदनाज्ञया ॥

આજ પ્રમાણે ચૌર્યકર્મનો નિષેધ કરી, મદ્યાદિક સેવનનો ત્યાગ કરાવી તે સમયમાં પણ નિંદ્ય ગણાતા માંસ ને મદ્ય માત્રનોજ નહીં, પણ તે કાળે નિર્દોષ મનાતાં અફીણ, ગાંજો; ભાંગ વગેરેનો ને ખાસ કરીને આજે પણ દોષિત ન ગણાતા તમાકુમાં વ્યસનનો પણ નિષેધ કરી તેમણે સમાજની ભારે સેવા કરી છે. તેમના આ ઉપદેશની અસર હજુ આજે પણ તેમના આશ્રિત સ્ત્રીપુરુષોમાં પ્રત્યક્ષ થાય છે, અને તેમની પાછળ લોપ થવા પામી નથી.

## પ્રકરણ ૪ થું

### સંપ્રદાયમાં સાહિત્યની વિશિષ્ટતા

સંપ્રદાયનું સાહિત્ય એટલે કે ધર્મજ્ઞાનવૈરાગ્યયુક્ત ભક્તિ—એકાંતિકી ભક્તિનો ઉપદેશ આપનારા, તેના સ્થાપકના ગુણાનુવાદ ગાનાર, તેમના ઉપરનો તેમનો દૃઢ નિશ્ચય અને આસ્થા પ્રકટ કરી અન્યના હૃદયમાં તેને ઉતારી તેવાંજ દૃઢ બનાવનાર; તેમના અચલ સિદ્ધાંતોનું પ્રસરણ કરાવનાર તથા તેને પુષ્ટી આપનાર તેમના ભક્તોનાં લખાણો. આ લેખકો આદિથી અંત સુધી ખરા ભક્તોજ—અનન્ય સેવકોજ હતા, અને ભક્તિ કરતાં કરતાં કવિતામાં સરી પડવાથી કવિની પંક્તિમાં ભળી ગયા છે.

તે સમયના અન્ય લેખકો કે ભક્ત કવિઓને નહીં પ્રાપ્ત થએલ એવી હૃદયને ડહોળી નાંખનાર, અંતરની ગુહાઓને દયમચાવી અજાણકારે તેમાંથી હૃદયવીણાના તારો પાસેથી સુર કઢાવનાર, પ્રબળ અભિલાષોને જન્મ આપનાર—પોતાના ગુરુ કહો કે ઇષ્ટદેવ કહો એની ભક્તિ; એનો સમાગમ, એનો ગંગાના વેગવાન ઓઘ જેવો ઉપદેશનો

પ્રવાહ તેમને પ્રાપ્ત થયો હતો. આવી જાતના, ગુરુભક્તિ, ઇશ્વરભક્તિ, દેશભક્તિ, ભૂતદયા વગેરેની પ્રબળ અસરોથીજ મનુષ્યહૃદયની વીણાના તારોમાંથી સુંદર ભાવનામય, સ્વાભાવિક (કૃત્રિમ નહીં), બળે કે કળે ઉત્પન્ન કરેલું નહીં પણ સ્વાનુભવજન્ય આનંદના તરંગોમાંથી ઉદ્દ્ભવી આવતું સંગીત–પદ્યમય કે ગદ્યમય, ચિત્રમય કે શિલ્પમય–જ કવિતાના નામને યોગ્ય છે, ને સાહિત્યમા સ્થાયી સ્થાન મેળવે છે.

હૃદયની ભાવનાનો સતત વાઙ્મય પ્રવાહ તેજ કવિતા, અને એ દૃષ્ટિએ તો આ કવિઓના ઉદ્દ્ગારોને તેમા ઉચ્ચ સ્થાન આપવું પડશે. એમને મળેલા આ વિશિષ્ટ કારણોને લીધે તેમના કાવ્યોમાં પણ તેજ વિશેષતા જોવામાં આવે છે પોતાના ગુરુના, ઇષ્ટદેવના સ્વરુપના સ્વાભાવિક ચેષ્ટાના, વિરહના, લીલાના કીર્તનોમાં, તેમની નિષ્ઠા, ટેક, દૃઢતા અને કેફ પ્રગટી આવે છે. પણ આ સીવાયનાં તેમનાં પદોમાં જ્ઞાન, વૈરાગ્ય અને ત્યાગના જનક અને પોષક એવા શાંત પણ હૃદયભેદી, મનની ચંચલતા અને અનેક ઉણપણાઓને દૂર કરનાર અને તેના ઉપર કવિના હૃદયના ભાવોનો દૃઢ ઉંડો પટ બેસાડનાર તેમનો ઉપદેશ ઝળહળી ઉઠે છે અને એ ઉપદેશશ્રેણીમાંજ તેમની કેટલીક વિશિષ્ટતા રહેલી છે, જે સંપ્રદાયના સાહિત્યને અન્ય સાહિત્યથી જુદું પાડે છે.

તે સમયના, તેની પૂર્વના, અને હાલના આપણા કવિઓ–ભક્તકવિઓ–ની માફક એમનાં પદોમાં પણ સંસારની અસારતા અને નાશવંતતા ઉપર પ્રહારો છે; પરંતુ અન્ય કોઇએ નહીં ઉચ્ચારેલ એવી તીવ્રતાથી તેમાં મનુષ્ય જન્મની મહત્તા પર ભાર અપાતો જોવામાં આવે છે. આર્યશાસ્ત્રોમાં ઘણે સ્થાને આ સંબંધી ઉલ્લેખ છે; પરંતુ કોઇએ પણ તેને આટલી મહત્તા આપી પદે પદે અને કડવે કડવે તેને વખાણ્યું નથી.

તે કાળના અન્ય કવિએ દેહને માયામય, ત્રિગુણમય, પંચભૂતમયરુપી ગણેલો છે; અને આ દેહ નાશવંત ને ભારરુપ છે એવું વર્ણન ને ઉપદેશ કરી તેની તુચ્છતાજ તેઓ હૃદયમાં ભરતા અને તેની પ્રત્યે અનાદરજ કરાવતા. જ્યારે તેવાજ કાળનાં આ ભક્તકવિઓનાં ઉચ્ચારણો છતાં, આ શરીરની ક્ષણભંગુરતા ને અપવિત્રતા વગેરે સમજતા છતાં તેઓ તેની આવશ્યકતા, તેની શ્રેષ્ઠતા ને તેનું દુર્લભપણું સમજાવી તેનું સંરક્ષણ કરવાને અને તેને રક્ષી તે દ્વારા કલ્યાણ સાધી લેવાને–શ્રેય સિદ્ધ કરી લેવાને પ્રેરતા.

અન્યત્ર તન, મન, અને ધન ગુરુચરણે–પ્રભુચરણે–અર્પણ કરવાના ઉપદેશ નિમિત્તે, અનિચ્છનીય પ્રકાર ફેલાવા પામતો ત્યારે આમનાં કાવ્યો તેને પવિત્ર રાખવા, તેને શુદ્ધ બનાવવા, તેને દેવમય, બ્રહ્મમય, દિવ્ય

બનાવવાને તથા અર્પણ એટલે કે તેમની—ગુરુની કે ઇષ્ટદેવની—નાનીમોટી આજ્ઞાઓના, વર્તમાનોના પાલનને વીશે તત્પર ને તેને માટે તેની કુરબાની કરવાને નિશ્ચયી અને આતુર બનાવતા. મહામોંઘેરા સ્વર્ગના દેવો પણ જેની નિરંતર વાંછના કરે છે, જેને અર્થે પ્રાર્થનાઓ કરે છે એવા ચાર ખાણોના ચોર્યાસી લાખ દેહોને અંતે મળેલા એવા આ દુર્લભતમ મનુષ્ય દેહનો અકાળે કે અબુધપણે નાશ ન થવા દેતાં, તેનો સદુપયોગ કરી લેવાને, ઇષ્ટદેવના સિદ્ધાંતોને અનુસરી તે વડે પોતાનું શ્રેય, ઇહલૌકિક કે પારલૌકિક બંને શ્રેય સાધી લેવાને, વીજળીને ઝબુકે મોય પરોવી લેવી હોય તેમાં રાખવી જોઇતી ચાનક ને સાવધગીરી જેવીજ સાવધાનતા અને તત્પરતા તેમાં રાખવાને તે પ્રેરે છે.

એમનો ઉપદેશ ફક્ત ભણેલા માટે નથી, ફક્ત ઉચ્ચ વર્ણોના ગણાતા શિષ્યોને માટેજ નથી, પણ સમાજમાંના અજ્ઞમાં અજ્ઞ અને બુદ્ધિવાનમા શ્રેષ્ઠ એવા દરેકને માટે છે. ઉચ્ચમાં ઉચ્ચ બ્રાહ્મણો અને બ્રહ્મચારી સન્યાસીઓથી આરંભી તે કાળે (અને અદ્યાપિ પણ કેટલેક અંશે) અધમમા અધમ ગણાતી સ્ત્રીઓ તેમજ નીચમાં નીચ લેખાતા શૂદ્રો, અતિશૂદ્રો, અંત્યજો, સર્વને તેમાં તરબોળ કરી શકે—તેમાં ભેળી શકે એવો હોઇ તે સર્વને પ્રભુના માર્ગે ચઢવાને, પોતાના ઇષ્ટદેવના ચરણના શરણને અનુસરવાને, તેમના નિયમ ને આદેશોને ચીવટપણે વળગી રહી અનુસરવાને ઉત્સાહપૂર્વક, નિર્દંભપણે, નિષ્કપટ વેણે બોલાવે છે.

આ કારણથી તેમની શૈલી તથા ભાષા સરળ, સાદી હોઇ હૃદયગામી નીવડે છે. તે અંતરની ગુહાઓમાંથી અકૃત્રિમપણે, સ્વેચ્છાએ ને સ્વબળે સરી આવતી હોવાથી તે દરેકના અંતરમાં પણ તેજ મુજબ સરી પડી, તેને ડહોળી નાંખી, પોતાનાજ જેવા પ્રભુમય, પ્રભુભક્તિમાં, જ્ઞાન અને વૈરાગ્યની પ્રાપ્તિના સાધનમાં ને ક્રિયામાં, ત્યાગ અને સેવામાં તન્મય કરી નાંખે છે. તે સરળમાં સરળ, સાદામાં સાદી, એક ગામડીઆના જેવીજ નિષ્કપટ, નિર્દંભમય વાણી અને શૈલીમાં હોઇ વેદાંત અને ઉપનિષદના સિદ્ધાંતોને સામાન્યમાં સામાન્ય જનના જીવનની રહેણી અને કહેણીમાં ઉતારે છે, અને બાહ્ય આડંબરમાંજ ચળચળાટ કરી રહેલ દંભમય જીવન ગાળી, માત્ર જીભથી ઉપદેશ આપી રહેલ, આચાર અને વિચાર તેમજ વાણી અને વર્તનની ઐક્યતાથી અનેક ગાઉ દૂર વસી રહેલાઓથી બચાવી જીવનને મન, વચન અને કર્મની ત્રિપુટીની ઐક્યતાવાળું બનાવે છે. એજ આ સંપ્રદાયના સાહિત્યની વિશિષ્ટતા છે અને એ કાર્ય કરવું એવી અંતરની પ્રેરણા અને કેન્દ્ર એના મુળમાં છે.

પોતાને પ્રાપ્ત થયેલ વસ્તુ અતિ મહત્ત્વની છે અતિશય અપ્રાપ્ય ને દુર્લભ છે અને તેના આશ્રય વિના બીજો કોઈ પણ ભવસાગરની પાર ઉતરવાને માર્ગ નથી કે ઉતારનાર ખેવટીઓ નથી એવો કેફ એવું જોમ તેમના શબ્દેશબ્દમા પ્રગટી રહ્યુ છે એના ખપવાળા બનાવવાની એવોજ પ્રેમ અને આગ્રહ અને એવોજ કેફ ઉત્પન્ન કરવાની તેમના પદોમા સ્વાભાવિક શક્તિ આવી રહી છે પ્રયાસપૂર્વક ખોળી ખોળીને યોજેલા શબ્દો અને વિચારોવાળી તેમની કવિતા ન હોવાથી તે તેનું કાર્ય સચોટપણે આજે પણ બજાવે છે ગભીર ને શાત, જ્ઞાન અને વિજ્ઞાનના તત્ત્વોમય માતાની પ્રમાણે સમજાવીને ઉપદેશ આપનારી મુક્તમુનિની વાણી રોમેરોમમા ઉત્સાહ અને શૌર્ય પ્રેરનારી બ્રહ્મમુનિની ઉક્તિ હૃદયને હચમચાવી રડાવનારી તથા હસાવનારી શુદ્ધ નિસ્વાર્થ પ્રેમ ભક્તિને પોષનારા પ્રેમસખીના ગુજન અને લલકારો, આ જગત ઉપરથી મનને હઠાવી તીવ્ર દૃઢ અને શુદ્ધ સાત્ત્વિક વૈરાગ્યને હૃદયમા સ્થાયી કરનારી વૈરાગ્ય મૂર્તિ નિષ્કુળાનદના તથા દેવાનદ અને મજુકેશાનદના પદો, ચાબખાઓ અને સાખીઓ આજે પણ શ્રોતા, વક્તા, અને વાચકના ઉપર તેવીજ અસર કરે છે, અને એનેજ લીધે તે ભાષાના સાહિત્યમા જુદુ સ્થાન મેળવે છે, અને સ્થા ટકી રહે છે

તેમની ગુરુભક્તિ ગુરુ વીશે પરમાત્માપણાની નિષ્ઠા, તેમના કવિત્વની જનક અને પોષક છે, અને તેમના શિક્ષણ અને સિદ્ધાતો જનસમૂહને સમજાવવા, તેમના અતરમા ઉતારવા તેમના જીવનમા પ્રગટાવવા અને તેમ કરી તેમના જીવનક્રમને, તેમની રીતિનીતિને તથા તેમના આચાર વિચારને પલટાવી નાખવા એ તેમનો હેતુ છે આ હેતુને લઇનેજ તેમના પદોમા સ્થાને સ્થાને કહેણી કરતા રહેણી ઉપર, ઉપદેશ કરતા સ્વજીવનની સર્વ ક્રિયાઓ અને આચારો પર વધુ ભાર મુકાતો પ્રત્યક્ષ થાય છે જો તેઓ પોતાના ઇષ્ટદેવની દૈનિક ક્રિયા કે લીલા વર્ણવે છે તો તેમા મુખ્ય હેતુ તો એજ છે કે તેવેજ માર્ગે આપણે જઇએ અને તેમની લીલાને સાર્થકતા આપીએ જોકે તેમના પદોમાં પણ કૃષ્ણની લીલા, કૃષ્ણના શૃગાર કે તે નિમિત્તે પોતાના ઇષ્ટદેવના શૃગાર વગેરે છે ખરા પણ તેમનાં કવનોનો મુખ્ય ભાગ અને તેનુ વલણ આવી લીલા પછવાડે રહેલુ ગુપ્ત રહસ્ય કે તત્ત્વ સમજાવવાનુ છે

શ્રીસ્વામીનારાયણે પોતાના વચનામૃતોમાં ખાસ ભાર મુકીને વારવાર ઉપદેશેલી ધર્મ, જ્ઞાન વૈરાગ્ય અને આત્મનિષ્ઠાયુક્ત નિષ્કામિકી એકાતિકી ભક્તિ નિષ્કામ સેવા સતસમાગમ અર્થાત સત્સગ, બ્રહ્મચર્ય આદિકના પાલન વગેરે સિદ્ધાતોને તેમાં ઓતપ્રોત પરોવેલા છે અને

એ વિનાની શક્તિ તો ખાલી નિર્જીવ શબ જેવી છે, એમ પ્રયત્નપૂર્વક કહેવામાંજ તેની વિશિષ્ટતા છે. તે દરેક ભક્ત કવિએ પોતાના ગુરુના-ઇષ્ટના-વચન પર પોતાની કુરબાની કરી હતી, તે સર્વ પ્રકારે તેમની ઇચ્છાને આધીન તેઓ વર્ત્યા હતા; અને તેવીજ કુરબાની, તેવોજ આત્મભોગ અને સ્વાર્થત્યાગ તે આપણી પાસે પણ કરાવવા મથે છે. એજ તેમનું ખાસ લક્ષણ છે; અને તેવી નિર્વ્યાજ, નિષ્કામ, પરોપકારની વૃત્તિજ તેમના લેખોનું મુળ છે.

---

## પ્રકરણ ૫ મું

### સંપ્રદાયના મુખ્ય કવિઓ અને તેમના લેખો

સંપ્રદાયના સર્વત્ર જાણીતા તેમજ થોડા જાણીતા કે અપ્રસિદ્ધ એવા લગભગ સર્વ લેખકોની કૃતિઓની મળી શકેલી ટીપ મેં 'ગુજરાતી' પત્રની સાહિત્યપૂર્તિના અંકોમાં સં. ૧૯૭૭ માં આપી હતી. અત્રે તો માત્ર મુખ્ય અને તે પણ ગુજરાતી ભાષાનાજ મુખ્ય લેખકોની નોંધ લઇશ અને તેમની ઓળખાણ વાચકોને કરાવીશ, કે તેમને પણ તે પ્રસાદીનો સ્વાદ લેવાની ઇચ્છા થાય. ગદ્યમાં અને પદ્યમાં તેમના લેખો છે અને બીજા નાનામોટા લેખકોની ઓળખાણ કરાવતા પહેલાં શ્રી સ્વામીનારાયણનો પોતાનો તેમજ તેમના અષ્ટ કવિઓનો પરિચય પ્રથમ કરાવીશ.

(૧) શ્રી સ્વામીનારાયણ કોણ હતા તે તો ઉપર જણાવેલુંજ છે. ઉત્તર હીંદના હોઇ ખડી ભાષા તેમની માતૃભાષા હોવા છતાં તેમના ગુજરાતી લેખોની ભાષા અને શૈલી ખાસ આકર્ષક છે તેમના લેખોમાં તેમણે કહેલાં વચનામૃતો, તેમણે પ્રસંગે પ્રસંગે લખેલા પત્રો, તથા વેદરહસ્ય નામનું એક પુસ્તક છે.

**વચનામૃતો**—ગહનમાં ગહન એવાં તેમજ સરળમાં સરળ જણાતાં, પણ વાસ્તવિકપણે આચારમાં મુકાયા વિનાનાજ રહી જતા વેદાંતના, ધર્મશાસ્ત્રના, નીતિના, વૈરાગ્યના અને ભક્તિના સિદ્ધાંતો તેમાં તદ્દન સાદી ઘરગતુ ભાષામાં સમજાવેલા છે.—સમજાવ્યાજ માત્ર નથી પણ તેને જીવનમાં કેમ ઉતારવા, તેના આચરણ દ્વારા જીવનને ઉચ્ચ અને ઉચ્ચ શ્રેણી પર કેમ ચઢાવતા જવું તેના સહેલા અને વ્યવહારમાં મુકી શકાય તેવા ઉપાયો બતાવ્યા છે. ગુજરાતી ભાષામાં આવો ઉત્તમ બીજો ગ્રંથ અદ્યાપિ પર્યંત મારા જોવામાં આવ્યો નથી. તેની શૈલી પણ તેવીજ સરળ અને અંતરને ઢંઢોળી નાંખનાર ને તેમાંના સુપ્ત ભાવોને જાગ્રત કરે તેવી મર્મસ્પર્શી છે.

કહેવાતી રીતે આ સંપ્રદાયે શ્રીમદ્ રામાનુજાચાર્યના સિદ્ધાંતો અને શ્રીમદ્ વલ્લભાચાર્યની પૂજારીતિ ગ્રહણ કરેલી છે-"मत विशिष्टाद्वैत मे" (શિક્ષાપત્રી.)

सर्व वैष्णवराज श्रीवल्लभाचार्यनंदनः ।
श्री विठ्ठलेशः कृतवान् य व्रतोत्सव निर्णय ॥
कार्यास्तमनुसृत्यैव सर्व एव व्रतोत्सवाः ।
सेवा रीतिश्च कृष्णस्य ग्राह्या तदुदिता वै ॥

પરંતુ તેમના અને આ સંપ્રદાયના સિદ્ધાંતોમાં ભેદ તો કેટલેક અંશે છેજ. દાક્ષિણાત્યાચાર્યોના શિષ્યોમાં જોવામાં આવતા શિવ કે શૈવીઓ પ્રત્યેના અભાવને અત્રે સ્થાન નથી, એ આપણે પ્રથમજ કહેલું છે શંકરમતનો અસ્વીકાર છતાં તેના પ્રત્યે દ્વેષબુદ્ધિ નથી; પરંતુ તેની થઈ પડેલી ઉતરતી દશા-જેને તેઓ શુષ્ક વેદાંતના નામે ઓળખાવે છે તેનોજ પ્રતિકાર જોવામાં આવે છે. પરંતુ આ બધું છતાં કેવળ જ્ઞાનને કે કેવળ ભક્તિનેજ તેમણે કલ્યાણનું સાધન માન્યું કે જણાવ્યું નથી; પણ આ સંપ્રદાયમાં બોલાય છે તેમ ચારે ગુણયુક્ત-ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને માહાત્મ્યયુક્ત એકાંતિકી -નિષ્કામિકી ભક્તિનેજ તેમણે સ્થાને સ્થાને પ્રશંસી છે. અને પ્રવર્તાવી છે. તેમના સર્વ શિક્ષણનો સાર તેમણે પોતેજ પોતાની શિક્ષાપત્રીમાં જણાવ્યો છે કે બ્રહ્મ થઇ પરબ્રહ્મને ભજવું. निजात्मानं ब्रह्मरूप देहत्रय विलक्षणं। विभाव्यतेन कर्तव्या भक्तिः कृष्णस्य सर्वदा ॥ તથા तत्र ब्रह्मात्मना कृष्ण सेवा मुक्तिश्चगम्यताम् ॥ ગુજરાતી ભાષાની હાલની શૈલીની મૂલ રચના વચનામૃતની શૈલીમાં છે, એમ નીચેના ઉતારા પરથી સ્પષ્ટ થશેઃ—

"જેટલા કલ્યાણને અર્થે વ્યાસજીએ ગ્રંથ કર્યા છે તે સર્વે સુરત રાખીને અમે સાંભળ્યા. તે સર્વે શાસ્ત્રોમાં એજ સિદ્ધાંત છે અને જીવના કલ્યાણને અર્થે પણ એટલીજ વાત છે જે આ સર્વ જગત છે તેના કર્તાહર્તા એક ભગવાન્ છે. અને એ સર્વે શાસ્ત્રને વીશે ભગવાનનાં ચરિત્ર છે, કાં ભગવાનના સંતનાં ચરિત્ર છે."

**પત્રો**—તેમના પત્રો ઘણા મળી આવે છે. તેની ભાષા વચનામૃતના કરતાં ક્લિષ્ટ પણ છે અને હીંદી મિશ્રિત પણ છે. આ પત્રો અને વચનામૃતો તથા વેદરહસ્યનાં પુસ્તકો સર્વે છપાઇ ચુકયાં છે. પત્રો છાપવાની કળા જ્યારે પ્રવર્તાઇ નહતી તેમજ કોલમો ભરવા ખાતરજ લખવું એવી પણ પ્રથા પડેલી નહોતી, આગગાડીના ને ટપાલના લાભ-ગેરલાભથી દેશ પીડાતો નહોતો, તે વખતે લખવામાં આવેલા છતા આશ્રિત જનોમાં તે પત્રો ફેલાતા જતા હતા અને તેમના જીવનને પલટાવતા હતા. ટુંકામાં, સુદ્દાસર અને બની શકતી ઘરગતુ પણ કૈંક હીંદીના મિશ્રણવાળી ભાષામાં સચોટ ઉપદેશ કરનારા આ આજ્ઞાપત્રો હતા.

**વેદરહસ્ય**—આ ગ્રંથનુ નામ સાંભળતાં તેમાં વેદના મંત્રોના અર્થો અથવા તેના સંબંધીના લખાણો હોવાની આશા રહે; પરંતુ તેવું કશુ આમાં નથી, છતાં તેનુ નામ વેદરહસ્ય શા માટે રાખ્યું છે તે વિચારણીય છે. તે કાળે કે હીંદની સંસ્કારિતાના ઉષઃકાળથી આરંભી મધ્યાહ્ન થઇ સંધ્યા સમય આવ્યો અને રાત્રિ જેવા ગાઢ અંધકારમાં દેશ ડુબી જઇ પાછો પ્રભાતનાં-ઉષાનાં દર્શન કરવા લાગ્યો તેટલા દીર્ઘ કાળમાંના કોઇ પણ સમયે હીંદના આર્યોએ પોતાના વેદમાં બાળકોના લવારા કે જડવાદના પટપટારા છે કે ભૌતિકશાસ્ત્રના કે ખગોળ રસાયનાદિનાંજ સુત્રો ગ્રંથી રાખવાનો વેદનો હેતુ છે એવું માન્યું ન હતુ તેમને માટે તો વેદ અધ્યાત્મશાસ્ત્રનો ભંડારજ હતો, છે અને રહેશે તેમાં જીવનના ગુહ્યમા ગુહ્ય અને આત્મા-પરમાત્માના પરમ ગહન સિદ્ધાંતોનોજ ભંડોળ તેઓએ જોયો છે અને આ સિદ્ધાંતોનું ક્રમ પાલન કરવું અને કેવી રીતે આ ગુહ્ય તત્ત્વોનું જ્ઞાન મેળવી, સંસારના આદિથી અત્યાર સુધીના તેના અસ્તિત્વ આદિના તેના તથા સૃજનનાં કારણો જાણી, જન્મમરણના હેતુઓ વિચારી આ ભવાબ્ધિમાંથી પાર ઉતરવાના સાધનોજ તેમાં ભરેલાં છે એમ માન્યું છે. અને તેથી તેવે માર્ગે લઇ જનાર, તે માર્ગમાં પ્રયાણ કરી રહેલાઓને માર્ગમાંનાં વિઘ્નો દર્શાવી તેમાંથી બચવાનો તથા પ્રયાણમાં આગળ ને આગળજ ધપ્યા જવાનો માર્ગ દેખાડનાર બોધ ને આત્માપરમાત્માનો સાક્ષાત્કાર કરવામાં સહાયભૂત થનાર જ્ઞાનનેજ તેઓ વેદરહસ્ય ગણે છે. આ નાનકડા પુસ્તકમાં પંચજ્ઞાનેંદ્રિયોના પંચ-વિષયોથી થતાં પરિણામોને દર્શાવી, આત્મોન્નતિના મોક્ષ માર્ગમાં તે કેટલો અને કેવી કેવી જાતનો અંતરાય નાંખે છે તે અલંકારમય ભાષામાં વર્ણવી તેમાંથી ઉગરવાનો માર્ગ બતાવ્યો છે. તેની શૈલી અને ભાષા સંબંધે તેમાંના એચાર ઉતારા જેટલું કહી શકશે તેટલું મારા શબ્દો નહીં કહી શકે. આ ગ્રંથ પણ પત્રના રુપમાંજ છે

"સ્વસ્તિ શ્રી પરમહંસ મંડળ મહાશુભસ્થાને પુજ્યારાધે ઉત્તમોત્તમ પરમપૂજ્ય અર્ચનીય સકલ શુભગુણનિધાન સર્વેશુભોપમાયોગ્ય ભાઇ શ્રી સ્વયંપ્રકાશાનંદજી સ્વામી તથા સમસ્ત પરમહંસ એતાનશ્રી અનિર્દેશથી લિખાવિતં સ્વામી શ્રી ૭ સહજાનંદજીના જયસચ્ચિદાનંદ વાંચજો. બીજું લખવા કારણ એમ છે જે જે પરમહંસને પોતાના મનમાં જાગતાવસ્થાને વીશે કામક્રોધાદિકના અતિશય સંકલ્પ ઉપજ થાય તે પરમહંસે એમ વિચાર કરવો જે દેહને સંકલ્પ હું નહી, હું તો એનો દ્રષ્ટા છું. વળી તે દ્રષ્ટાનો વિચાર જીવનમુક્તના લક્ષના દષ્ટાંતે કરીને કહીએ છીએ" આ પ્રમાણે આરંભી પ્રથમ તો દેહ અને આત્માનો જુદો જુદો વિચાર કરી તેને ક્રમ નોખા સમજવા અને આત્મસ્વરૂપમાં રહીને બ્રહ્મ સંબંધી વિચાર કરવો,

તો બ્રહ્મવિદ્યાનો વિચાર આપવાનુ જણાવી પચશીલ; નિર્લોભ, નિર્માન નિઃસ્વાર્થ, નિષ્કામ અને નિસ્પૃહ કેમ સિદ્ધ કરવા તે અર્થે તેના સ્વરૂપોનું દૃષ્ટાંતોથી પૂર્ણ બ્યાન છે તેમા નિર્લોભ વર્તમાનને માટે લખતા પ્રથમજ નીચે પ્રમાણે લખે છે —

"બીજુ સત્સગી ગૃહસ્થ તથા પરમહસ તે તો સુઝે એટલુ દેહને કષ્ટ દે અથવા કટુક વચને કરીને હૃદયને કષ્ટ દે તે સર્વે ખમવાજ અને સત્સગીનો ગુણજ લેવો પણ અવગુણ લેવોજ નહીં, જેમ કદરજને વિમુખ દુષ્ટ જીવે કષ્ટ દીધુ તેનો અવગુણ કદરજે ન લીધો તેમ આપણે સ સગીનો અવગુણ લેવોજ નહીં અને જો સ સગીમો અવગુણ લેશો તો મોક્ષના માર્ગમાથી પડી જશો અને વળી કુસગીનો પણ અવગુણ ન લેવો, કા જે જે યોગીને કુસગીનો અવગુણ આવે છે તેને ભેદદૃષ્ટિ જે સ્થુલ ઉપાધિને વીશે જ્યેષ્ઠ કનિષ્ઠપણુ રહે છે; અને કૃત્ય દૃષ્ટિ જે પચવર્તમાનનુ કર્તૃત્વપણુ તે રહે છે, અને અભિમાન દૃષ્ટિ જે સત્વમય મૂર્તિને વીશે અહ પણુ તે રહે છે'—આ પ્રમાણે વ્યષ્ટિ અને સમષ્ટિ દેહોનો ભેદ સમજાવી તેને ખોટા કરી નાખી કેવા પ્રકારના થઇ આત્મવિચાર કરવો તે શિખવે છે અલકારયુક્ત લખાણના દૃષ્ટાંતો નીચે આપ્યા છે—

"હે પરમહસો! ભોગરૂપ જે સર્પ છે, તેને રહ્યાનુ સ્થાનક દ્રવ્યરૂપ રાફડો છે, અને વિષયરૂપ પવનનો આહાર કરતો થકો તે સર્પ કે' દહાડે નથી ધરાતો અને વળી મોહરૂપ જે ઉન્મત્ત હાથી છે તેને રહ્યાનું સ્થાન આ દ્રવ્યરૂપ પર્વતનુ વન છે, અને શુભગુણરૂપ જે સુરજમુખી કમળ છે તેની એ દ્રવ્ય રાત્રિ છે, અને વળી ભોગરૂપી જે ચંદ્રમુખી કમળ છે તેનો એ ચદ્રમા છે અને વૈરાગ્યરૂપી જે કુમુદિની છે તેનો નાશ કરવાને અર્થે દ્રવ્ય કરાંરૂપ છે, અને જ્ઞાનરૂપ જે ચંદ્રમા તેનો ઢાંકનારો એ દ્રવ્ય રાહુ તુલ્ય છે, અને મહા મોહરૂપ જે ઘુડ છે તેને એ દ્રવ્ય રાત્રિરૂપ છે; અને દુ ખરૂપ જે બીજ છે તેનું એ દ્રવ્ય ક્ષેત્ર છે; અને તૃષ્ણારૂપ જે વેલી છે તેનો વધારનારો એ દ્રવ્ય મેઘરૂપ છે, અને વાસનારૂપ જે તરગ છે તેને રહ્યાનો એ દ્રવ્ય સમુદ્રરૂપ છે, અને ભોગરૂપ પિશાચોને એ દ્રવ્ય રાત્રિરૂપ છે, અને તૃષ્ણારૂપ ભ્રમરોની એ દ્રવ્ય કમલિની છે; અને ઘણાક જન્મોના દુ ખરૂપ જે જળ તેને રહ્યાનુ એ દ્રવ્ય સ્થાનક છે હે પરમહસો! દેખ્યા માત્રમા એ દ્રવ્ય સુદર લાગે છે પણ સર્વ દુ ખનુ કારણ છે, જેમ તરવારની ધાર દેખ્યામા સારી લાગે છે પણ અડવે કરીને નાશ કરી નાખે છે તેમ એ દ્રવ્ય છે, અને અવગુણરૂપ જે વીજળી છે તેનો એ દ્રવ્ય મેઘ છે, અને વિચારરૂપ મેઘનો નાશ કરનારો એ દ્રવ્ય પવન છે, અને વિચારરૂપી દીપકનો નાશ કરનારો એ દ્રવ્ય વાયુ છે

હે પરમહંસો ! એ અમે વિચારીને જોયું છે, જે એ દ્રવ્યને- વીશે કં સુખ નથી, કેવળ અતિશય દુઃખ છે"—આ પ્રમાણેજ આ 'લેખ ચાલ્યો જાય છે ને નિર્લોભ પ્રકરણને અંતે જે લખેલું છે તેનો આજે કેટલો અ...ર થાય છે તેના સ્મરણમાં એ વાક્યો ટાંકીશ-"તે, સારુ કપટરૂપ એ દ્રવ્ય જાણીને સર્વે પરમહંસોએ તેનો ત્યાગ રાખવો તેની વિગત.-સોનું, રૂપું, ત્રાંબું, પીત્તળ, શીશું, લોઢું, કાંસું, પવાલાં, હીરા, મોતી, કાચ એ સર્વેનો ત્યાગ રાખવો. અને સપ્ત ધાતુ માંહેથી કોઇ ધાતુએ યુક્ત જે વસ્ત્ર હોય તેનો પણ ત્યાગ રાખવો; અને કંથા, કોપીન, ઝોળી, પાણીનું ગરણું, એને અર્થે જુનાં વસ્ત્ર માગી લેવાં ને કંથા શીવવાને સારુ દોરા માગીને લેવા ને સોય રાખવી. એ વિના બીજું કંઈ માંગવું નહીં, ને જે માગે તે સત્સંગ બહાર છે !"

નિષ્કામ વર્તમાન, વીશે લખનાં, સ્ત્રી થકી પુરુષને કેટલો ભય ને કેવું બંધન થાય છે તે જણાવી સ્ત્રીના દેહની અનેક અલંકારયુક્ત ભાષામાં વખોડણી કરી તેઓ તેજ પ્રમાણે પુરુષના દેહને પણ નિંદે છે. આ પ્રમાણે પુરુષના દેહની નિંદા કરી સ્ત્રીને પોતાનું શ્રેય સાધવાને અર્થે તેનાથી બચવાનો ઉપદેશ આપવાનો નવો પ્રકાર આ સંપ્રદાયમાં ચાલુ કર્યો; બાકી આ પૂર્વે અને આજ સુધી દરેક લેખકો, કવિઓ કે શાસ્ત્રકારો સ્ત્રીના દેહને નિંદવામાં અને તેનાથી પુરુષને થતી હાની બતાવવામાં પાછા પડ્યા નથી. તેઓ લખે છે કે, "જેમ એ સ્ત્રી જે તે મુમુક્ષુ પુરુષને બંધનકારી છે તેમ જે મુમુક્ષુ સ્ત્રી હોય તેને એ પુરુષ પણ એમજ બંધનકારી છે. હે પરમહંસો ! એ દેહ તો સ્ત્રીપુરુષ બંનેનો મલીન છે, અને હાડકાંનો પાંજરો છે અંતે ચામડે મઢ્યો છે; અને માંહી મલમૂત્ર વિકાર ભર્યો છે, અને મુખમાંથી થુંક લાળ પડે છે, અને બીજા દ્વારમાંથી પણ નરક ઝરે છે, અને એ પેટમાં ક્યારેક પેટપીડ થાય છે, ક્યારેક માથું દુખે છે, ક્યારેક આંખ દુખે છે, ક્યારેક કાન દુખે છે,—એ રીતે અનેક દુઃખનું મૂળ એવો દેહ છે; અને મેદ, મજ્જા માંસ અને રગ-રગમાં રગત ભર્યો છે, અને મુખ હાડકે કરીને ભર્યું છે એ રીતે સર્વે હાડકાંનો ઓઘરાખનો દેહ છે તેની મુમુક્ષુ કેમ ઇચ્છા કરે?" આ પ્રમાણે અનેક ઉપમાઓથી સ્ત્રીપુરુષના સંસર્ગને કલ્યાણનો વિરોધી બતાવતા જાય છે; અને સ્ત્રીની ઇચ્છાનો ત્યાગ કરવો તથા પ્રત્યક્ષ સમાગમનો ત્યાગ મુમુક્ષુએ કરવો એમ કહી છેવટે ૨૬ પ્રકારે ત્યાગ પાળવાનો જણાવી તેનાં પ્રાયશ્ચિત તેઓ તેને માટે લખે છે. તે ૨૬ પ્રકાર નીચે પ્રમાણે છેઃ—

૧. જન્મમૃત્યુનું બીજ સ્ત્રી છે, તે સારુ સ્ત્રીની વાત કરવી નહીં.
૨. સ્ત્રીની વાત સાંભળવી નહીં

૩. સ્ત્રી સાથે હાસ્યવિનોદ કરવો નહીં.
૪. સ્ત્રીને જોવી નહીં.
૫. સ્ત્રી સાથે સંકેતનો મર્મ કરવો નહીં.
૬. સ્ત્રીના રૂપનું મનમાં ચિંતવન કરવું નહીં.
૭. સ્ત્રીનો સ્પર્શ કરવો નહીં.
૮. સ્ત્રીનો સંગ કરવો નહીં.
૯. સ્ત્રીની તરફ પીઠ કરીને બેસવું, પણ સન્મુખ બેસવું નહીં.
૧૦. સ્ત્રી જે સ્થાનકે બેઠી હોય તે સ્થાનકે ચાર ઘડી પછીજ બેસવું.
૧૧. સ્ત્રીને અડેલ વસ્ત્ર ધોઈને ઓઢવું.
૧૨. જે ઘરમાં સ્ત્રીનું ચિત્રામણ કે છબી હોય તેમાં રહેવું નહીં
૧૩. ચિત્રામણની સ્ત્રીને પણ જોવી નહીં.
૧૪. સ્ત્રીના ચિત્રને અડવું નહીં.
૧૫. સ્ત્રીનું ચિત્ર કાઢવું નહીં.
૧૬. જે ઘરમાં સ્ત્રી રહેતી હોય ને જે કરેકરો હોય તેવા ઘરમાં રહેવું નહીં; કરેકરો ન હોય ત્યાંજ રહેવું.
૧૭. ગૃહસ્થના ફળીઆમાં જે ઘરનો નિકાલ હોય તેમાં રહેવું નહીં; પણ જ્યાં ગૃહસ્થના ફળીઆમાં નિકાલ ન હોય ત્યાં રહેવું.
૧૮. સ્ત્રીના સ્વરૂપ શૃંગારાદિકના વર્ણન કરનાર ગ્રંથને ભણવો નહીં.
૧૯. તેવા ગ્રંથનું વ્યાખ્યાન કરવું નહીં.
૨૦. તેવો ગ્રંથ સાંભળવો પણ નહીં.
૨૧. સ્ત્રીના નામનો ઉચ્ચાર પણ નહીં કરવો.
૨૨ સ્ત્રીને ઉદ્દેશી ઉપદેશવાર્તા ન કરવી.
૨૩. સ્ત્રી નહાતી હોય તે સ્થળે નહાવું નહીં.
૨૪. સ્ત્રી જ્યાં દિશાએ જતી હોય ત્યાં દિશાએ જવું નહીં.
૨૫. સ્ત્રી જ્યાં લઘુશંકાદિએ જતી હોય ત્યાં લઘુશંકા કરવા પણ જવું નહીં.
૨૬. અને જે ગુરુ એટલા પ્રકારે કરીને સ્ત્રીનો ત્યાગી ન હોય, તે ગુરુ પાસે બ્રહ્મવિદ્યાનું શ્રવણ પણ કરવું નહીં.

આ પ્રમાણે સ્ત્રીએ પણ ૨૬ પ્રકારે પુરુષ સંબંધીના નિયમો પાળવા. અને તેમાં જો મન વશ થઇને ફેર પડી જાય તો ઉપવાસ કરવો, ને જો સંગ થઇ જાય તો ચાંદ્રાયણ વ્રત કરવું; ને જો તે પ્રમાણે વ્રત ન કરે તો તેને સત્સંગમાંથી બહાર કાઢી મુકવી.

આ ઉપરથી તે સમયની ગુજરાતી ગદ્યની લેખનપદ્ધતિ અને પાછળની વચનામૃતની લેખનશૈલી વચ્ચેનો ફેર જણાઇ આવશે. પ્રથમના વેદરહસ્યના ગ્રંથમાં અલંકારયુક્ત ભાષા છે, લાંબાં લાંબાં વાકયો છે, એક વાકયમાં અનેક નાનાં નાનાં પેટાવાકયો ચાલુ છે, ને ભાષા પણ કાઠીઆવાડમાં બોલાતી છે. વ્યાકરણમાં પણ ક્રિયાપદની અને વિશેષણની જાતિમાં ભુલો રહે છે, ત્યારે વચનામૃતની ભાષા સરળ, ટુંકાટુંકા વાકયો, મુદાસરનીજ બીના,

અલંકારાદિ રહિત સ્પષ્ટપણે ઉલ્લેખ, વ્યાકરણમાં બરોબર અને હાલના જેવીજ શુદ્ધ મોટે ભાગે છે.

અત્રેજ સત્સંગના ગદ્યલેખ સંબંધીનો ઉલ્લેખ પુરો કરીશું. આ સીવાય જે ગદ્યલેખો સત્સંગમાં છે તે સંતોની વાર્તારૂપે લખાઇને જળવાયા છે. પરિણામે તે બોલનાર કરતાં સાંભળનારની ભાષા વધારે કહી શકાય બીજા જે લેખો છે તે તો સસ્કૃત ગ્રંથોનાં ભાષાંતરો છે. આ ભાષાંતરની શૈલી ઘણે ભાગે તે સમયના પૌરાણિકોની શૈલીને મળતીજ હોઇ તેમા કંઇ વિશેષપણું નથી. માત્ર એટલું કહેવુ જરુરનું છે કે તે ભાષાંતરોમાં પણ બનતાં સુધી ભાષા ઘણીજ ઘરગતુ ને સાદી સહેલીજ રાખેલી છે, અને તેનુ કારણકે તે દરેક સ્ત્રી-પુરુષથી વાંચીને સહેલાઇથી સમજી શકાય તે હેતુથી લખાએલી છે.

સ્વામીનારાયણના સમયમાં અને ત્યાર પાછીથી અત્યાર સુધીમાં આ સંપ્રદાયમા અનેક ભજનિક કવિઓ થયા છે અને તેમાંનાં ઘણાંખરાંના નામો અને પુસ્તકોની યાદી પરિશિષ્ટમાં આપેલી છે. અત્રે તો મુખ્ય મુખ્ય ભકત લેખકો જેઓ ભક્તકવિની પંક્તિમા સહેલાઇથી આવી શકે તેમના સંબંધેજ ઉલ્લેખ છે. સ્વામીનારાયણના પોતાના મુખ્ય કવિઓ આઠ છેઃ—(૧) સદ્ગુરુ સ્વામી શ્રી મુક્તાનંદ, (૨) બ્રહ્માનંદ, (૩) પ્રેમાનંદ, (૪) નિષ્કુળાનંદ, (૫) વાસુદેવાનંદ, (૬) દેવાનંદ, (૭) મંજુકેષાનંદ, (૮) દીનાનાથ શાસ્ત્રી. આમાંના બે—વાસુદેવાનંદ તથા દીનાનાથ શાસ્ત્રીના તો ફક્ત સસ્કૃત લેખોજ છે, ને બાકીના છના ગુજરાતી પદો, આખ્યાનો તથા ગ્રંથો પણ છે. મેં પરિશિષ્ટમાં આપેલી ટીપમાંના મોટા ભાગને કવિની ટીપમા મુકી શકાય કે કેમ તે વિવાદયોગ્ય લેખું છુ. મારા મતે તો તેમાના કોઇએ કવિ હોવાનો વિચારજ કર્યો નથી, પણ ભક્તિ કરતાં કરતાંજ તે કવિના વર્ગમા સરી પડયા છે ખરું જોતાં તો બેચાર નામો બાદ કરતા તે કાળ સુધીમાં ગુજરાતી ભાષામા ભક્ત નહીં એવા સ્વતંત્ર કવિઓજ નથી। ટીપમા જણાવેલામાંના કેટલાક પોતાના કાવ્યની સરસાઇને લીધેજ સત્સગમા અને બહાર પ્રતિષ્ઠા અને પ્રીતિ પ્રાપ્ત કરી શકયા છે. આમાં ઉપર કહેલાને અગ્રસ્થાને મુકી શકીએ, અને તેમાં પણ પ્રથમ કહેલ ત્રણને તો ગુજરાતી ભક્ત કવિઓની ટીપમાં પ્રથમ પંક્તિના કવિઓમાં અત્રે કદાચ ન મુકી શકીએ તોપણ બીજી પક્તિના કવિઓની ટીપમાં રાચે નો ગણવાજ પડશે, ને ઘણીક વખત તો તેમને પ્રથમ પક્તિમા પણ ઉચ્ચ સ્થાન આપવુ પડશે. પાછીના લેખકોમાં કવીશ્વર દલપતરામભાઇ સીવાય તેજ ભક્ત, કેશવજી ભકત ક્વચિત્ ક્વચિત્ કવિના માર્ગમા સપડાઇ જાય છે એટલુંજ, બાકી તો સર્વ ભકતોજ છે.

આ સર્વ ભક્તકવિઓના લેખનનો વિષય ઇશ્વરભક્તિ, કે ઇશ્વર તુલ્ય ગુરુદેવની ભક્તિજ છે, અને તેથી તેમના લેખોના મુખ્ય બે વિભાગ થઇ શકે:—

(૧) ગુણાનુવાદ કહેતાં સ્વરૂપ અને લીલાચરિત્રનાં અંગ; અને

(૨) જ્ઞાનકથન અને ઉપદેશના અંગો.

સદ્‌ગુરુસ્વામી શ્રી મુક્તાનંદજી. આમને પ્રથમ પંક્તિમાં મુકતાં મન અચકાય તેમ નથી. જન્મથીજ વૈરાગીઓની સાથે સંબંધ ધરાવતા હોઇ વૈરાગીઓના અખાડામાં મોટા થયેલા છતાં તેમની ભાષા શુદ્ધ અને સંસ્કારી છે. તેમના લેખોમાં 'મુકુંદબાવની', 'ઉદ્ધવગીતા', 'સતી ગીતા' મુખ્ય ધ્યાન ખેંચે છે. તેઓ જ્ઞાની કવિ હતા, અને આજન્મ વૈરાગ્યવાન્ હોવા છતાં સહજાનંદ સ્વામીના સંસર્ગથી તેમની વૃત્તિઓમાં કોમલતા પોષાઇ હતી. ઉપદેશક તરીકે તેમની ખ્યાતિ ઘણીજ છે. તેઓ ઉપદેશ આપતા ત્યારે વચમાં વચમાં ભજનો, સાખીઓ ને દોહરા બોલતા. તેમના દરેક વાક્યમાં ગુરુ ઉપર અચલ શ્રદ્ધા, દઢ નિશ્ચયયુક્ત ભક્તિ અને વૈરાગ્ય ઝળકી ઉઠે છે. તેમનું પૂર્વાશ્રમનું નામ મુકુંદદાસ હતું; અને તેથી જેમનો પ્રથમ ગ્રંથ 'મુકુંદબાવની' કહેવાયો છે; તેને હાલમાં કેટલાક 'મુક્તબાવની' પણ કહે છે.

"સાંભળ બેની હરિ રીઝયાની રીતડી,
મોહન વરને માન સંગાથે વેર જો;
સાધન સર્વે માન બગાડે પળ વારે,
જેમ ભળીયું પય સાકરમાંહી અહીં ઝેર જો"

આ લીટીઓમાં જણાતી નિર્માનીપણાની ગ્રંથીનો તેમના જીવનમાં સાક્ષાત્કાર થાય છે. મુળમાં રામાનંદ સ્વામીના પટ્ટશિષ્ય હતા અને સત્સંગમાં તેમના અધિકારી ગણાતાં તેમને જ્યારે સ્વામીએ પોતાનું પદ તુરતમાંજ આવેલા નવિન એવા સહજાનંદ સ્વામીને આપ્યું ત્યારે તેનું શિષ્યપદ સ્વીકર્યું; સ્વીકાર્યું એટલુંજ નહીં પણ આજીવન તેમની નાની મોટી આજ્ઞાઓ પાળી અને પળાવી તેમના ઉપદેશને ચારે તરફ ફેલાવ્યો.

"દાસી થઈને રહેજે તું દીનદયાળની,
નીચી ટહેલ મળે તો માની મોટું ભાગ્ય જો;
ભવ બ્રહ્માદિકને નિશ્ચે મળતી નથી,
પુરુષોત્તમ પાસે બેઠાની જગ્ય જો."

આમાં ગુરુનું માહાત્મ્ય તેઓ કેટલું કેટલું જાણતા તે પ્રત્યક્ષ થાય છે; તેમજ તેથી વધુ તેમની કૃતિમાં તે આપણે જોઇ શકીએ છીએ. વયે મોટા, ગુરુના પટ્ટશિષ્ય હોઇ મોટા બધું જેવા, તેમનીજ પાસે પ્રથમમાં સહજાનંદ સ્વામી આવેલા ને રામાનંદ સ્વામીની આજ્ઞાનુસાર તેમના શિષ્ય પ્રમાણે લગભગ

વર્ષ સુધી રહેલા, ને આજીવન તેમના પ્રતિ ગુરુ પ્રતિ રાખતા તેવોજ ભાવ અને વિનય રાખી રહેલા છતાં સ્વામી તેમની પાસે પગે ઘુઘરા બાંધી, હાથમાં કરતાલ લઇ નાચતા, ને કીર્તનો ને પદો બોલી બોલીને રીઝવતા. આટલુ નિર્માનીપણું, આવો ગુરુનો મહિમા, આવો સતસંગનો ખપ અને તેમના ઉપર શ્રદ્ધા તેમનામાં હતા. "તન અભિમાન તજે પુરણ સુખ પામીએ" એ તેમનું અડગ કથન તો તેમના જીવનમાં આબેહુબ સાક્ષાત્કાર થાય છે.

"છાંડી કે શ્રી કૃષ્ણ દેવ ઓર કી જો કરૂં સેવ;
'કાટી ડારો કર મેરો' 'તીખી' તલવારસે."

એમાં અનન્ય ઇશ્વરભક્તિ, અને એ ઇશ્વર તેજ એમના ગુરુદેવ છે એવો દૃઢ અચળ નિશ્ચય તેજ ચોસરમાંના...

"છાંડી કે શ્રી ઘનશ્યામ ઓર મે જો ધરૂં ધ્યાન,
ફેરી ડારો છાતી મેરી કઠીન કુડાર સે."

આ પદમાં પ્રત્યક્ષ થાય છે. 'સંત સતી અરૂ શૂરલા, પીછા ધરતજ પાવ," એ તેમનો અચળ ભાવ દર્શાવે છે.

તેમને ભગવાનનું તેમજ ભગવાનના ભકતનુ માહાત્મ્ય કેટલું હતું તે ઉધ્ધવ ગીતામાં કડવે કડવે દેખાય છે. તેમની કરુણરસ ચીતરવાની શક્તિ તેજ ગ્રંથમાંના સીતાજીના વચનમાં પ્રગટી નીકળે છે. તેમજ રઘુનાથજીનો સીતાનો ત્યાગ કરવામાં આશય, સમાજમાં શિથળનાં બંધનો શિથિલ ન થાય તે લોકસંગ્રહજ માત્ર હતો અને સીતાજી ઉપર અવિશ્વાસની તેમાં ગંધ પણ નહોતી, તે જણાવતાં શ્રી રામજી પાસે કહેવડાવે છે કેઃ—

"અમે સુરજવંશી નરેશ રે, નિંદા થાય તે કરીએ ન લેશ રે;
...　　...　　...　　...
તમે જાણો છો લક્ષ્મણ વાત રે જેમ વનમાં થયા ઉત્પાત રે;

વળી—

કીધુ સીતાનું રાવણે હરણ રે, પામ્યો કુટુંબ સહિત તે મરણ રે;
સીતા લાવ્યો બિભિષણ જ્યારે રે, અમે ગ્રહણ કરી નહીં ત્યારે રે,"

'આવ્યા પાવક મારૂત સૂરરે, આવ્યા ઇંદ્ર ને ચંદ્ર હજુર રે,'
'આવ્યા બ્રહ્મા ને દશરથ તાત રે, તેણે આવી કહી એહ વાત રે,'
'સીતા પરમ સતી રઘુનાથ રે, એને ત્યાગશો મા લિયો સાથ રે
આવી અગ્નિમાં ઝીલીને જ્યારે રે, મુને ઇંદ્રે સમર્પી છે ત્યારે રે;
મુનિ દેવ મંડળ મોઝાર રે જાણી સીતાને શુદ્ધ અપાર રે;
શુદ્ધ જાણી લાવિયો હું આંહી રે, બોલે લોક તો કોઇનું કાંઇરે.
સિધ્યાં છે તેમે અપજશ વીર રે, મુને ખટકે છે અંતર જેમ તીર રે.
'મારે લોકની લાજ અપાર રે,' 'રાખી કીર્તિને ત્યાગવો દેહ રે'
'એમાં ના કહેશો તમે કાય રે, મારે રાણુ સમાન છો સોય રે.'

જનસમાજના રક્ષણાર્થે જેમ પોતે નિઃસંદેહ હતા તેવી સીતાનો ત્યાગ કરવામાં આવ્યો આગ્રહ દેખાડતા છતાં રામચંદ્રજી નિષ્ઠુર કે કઠોર નહોતા, તે જણાવવા સ્વામી કહે છે કે.—

"એનુ મનગમતુ કરી આજ રે, સારો યુક્તિથી આપણુ કાજ રે,
એ । વચન કહે રઘુવીર રે, પામ્યા કષ્ટ વહે દૃગે નીર રે,'
રે ઉદ્ગાર એવા સારંગપાણી રે, એનો કોઇ ન શકે મર્મ જાણી રે'
રે પહેલી સીતા તજવા કરી ત્યારી રે, પછી અતિ રોયા સુખકારી રે
રે કઠીણતા વજ્ર થકી ભારી રે, કોમલતા ત્રિભુવનથી ન્યારી રે,"

નિર્દોષ નિષ્કપટની મૂર્તિ સીતાજી કેવા નિઃસંદેહપણાથી વિશ્વાસી મને જતાં હતાં તે રથમા તેમની અને લક્ષ્મણજીની વાત પરથી જણાય છે:—

"સીતા બોલિયા લછમન સંગ, લીધા આભરણ વસ્ત્ર સુરંગ;
"વીરા સંગ લીધુ છે મે જેહ, ઋષિપત્નીને આપીશ તેહ;
"મારે આશ હતી મન એજ, રઘુવીરે પુરી કરી. તેજ;"

છતાં નિર્મળ અંતઃકરણ ભવિષ્યની આગાહી આપવા ચુકતું નથી:—

"સીતા વાટે જતાં કહે વાત, મુને અશુભ શુકન થાયે ભ્રાત
મારું ધ્રુજે છે થરથર અંગ, મારા ઉરમાંથી ભાગ્યો ઉમંગ,
મારું જમણું વચન કર નેય, ફરકે દુઃખદાયક સોય;
મારા મનમાં તે સુખ નથી લેશ, થયા રોમાંચિત તન વેશ;

એવા અશુકન દેખી અપાર, સીતા ડરપે છે વારંવાર;
બોલ્યા લછમન સંગે વચન, મારું ભય થકી દાઝે છે મન;
મુને સુનો લાગે છે સંસાર, મારો જીવ થયો નિરાધાર,
તેહું કારણ પરમ સુધીર, મુને શોધતાં મળ્યું નહીં વીર,
સીતા એમ કહી જોડી હાથ, રૂડું કરજો ત્રિલોકના નાથ,
……….. ………………વંદી બોલિયા લછમન વાણી,
માતા સૌનું વિચારો છો સારું, તેણે અતિ શુભ થાશે તમારું.
એવા એણી પેરે લછમન વીર, રોયા દીન થઇ તજી ધીર;
તન કંપને વ્યાકુળ ભારી, મુખ સૂકે વહે, દૃગ વારી."

લછમનજીના આ હાલ જોઇ નિર્દોષતાની મૂર્તિ નિષ્કપટ જગતજનની પુછે છે કે:—

"જોઇ જાન્હવી તટ સાક્ષાત, કહો કારણ દુઃખ કેરું ભ્રાત;
"અતિ હર્ષ સમે ભય આવો, તેનુ કારણ કહી સમજાવો;"

ફરી પોતા પેરે તેમને પણ રઘુનાથજીના વિયોગથીજ દુઃખ થતું હશે જાણી પુછે છે.—

"નિત્ય રહો છો તમે પ્રભુ પાસ, આજ દૂર જાણી રઘુનાથ;
આવા દુખિયા થયા હશો તાત, કહો દુખના કારણ કેરી વાત;
મુને પ્રાણથી વહાલા રામ, તોય જાણી આનંદનું ધામ;
ન કરું શોક હું બાળની પેર, ઋષિ પૂજી જાશું કાલે ઘેર;
તમે બાળપણું તજી બાઇ, રાખો ધીરજ રહો સુખદાઇ,"
... ... ... ... ... ... ... ... ... ... ...
વેગે નાવ મંગાવો ઉદાર, જાઇએ શીઘ્ર વીરા સામે પાર;"

સ્વામી ટુંકમાં પણ ઘણીજ સુચક રીતે, જાનકી માતાની કરુણાભરી સ્થિતિ સુચવે છે :—

"મુક્તાનંદને વા'લે કરી વાત, નથી જાણતી જાનકી વાત;
સરળ ચિત્તે છળકપટ સીતા ન જાણે લગાર,
પોતા સરખો જાનકી જાણે સહુ સંસાર,"

પછી જાનકીજી રામના સ્વરુપનું વર્ણન કરતાં ધ્યાન ધરે છે ને કહે છે:–

"રાજીવલોચન રામ જે, નિરખવા મન અકળાય;
વેલા જઈએ અવધપુર, કરો ભ્રાત તે ઉપાય;"

પછી સામે પાર જઇ રુદન કરતો, પોતાનાં ભાગ્યને નિંદતો ને દોષ દેતો લક્ષ્મણ કલ્પાંતજ કરે છે, ત્યારે તે સ્થિતિના કારણથી અજ્ઞાત સીતા મુંઝાય છે, ને દીનપણે કહે છે :—

"આ દુઃખનું કારણ લગારે, હું જાણતી નથી ભ્રાત;
જે હોય તે તત્ત્વે કરી, કહો જથારથ વાત;
શાપ થયો રઘુનાથને, કે અવર દુઃખ છે વીર;
મુક્તાનંદના નાથથી, થયું હોય તે કહો મતિ ધીર."

લક્ષ્મણ પછી સર્વ વાત કહે છે, માતા ઉપરનો પોતાનો ને રામનો વિશ્વાસ પ્રગટ કરે છે, ને પછી ધૈર્યનો ઉપદેશ આપી મુનિના આશ્રમમાં રહેવાનું કહે છે ને જણાવે છે કે :—

"રેજો મુનિપદપંકજ પાસ રે, કરજો તાત તુલ્ય વિશ્વાસ રે,
રાજારામની આજ્ઞા છે એહ રે,' તેમાં તીલ સમ નહીં સંદેહ રે."

પછી સતીપતિવ્રતાના ધર્મ જણાવતાં છે કે :—

"તમને પ્રાણ થકી વા'લા શ્રીરામરે, તમે પતિવ્રત ધર્મનું ધામ રે.
ત્યાગ કરી સર્વ લોકને કાજરે, જાણી કહેવાનો અવસર આજ રે."

આ શબ્દોથી હૃદયફાટ રુદન કરતાં ચકિત થયેલાં દેવી મૂર્છા પામે છે ને ઉઠયા બાદ જે કરુણ–નિષ્ઠુર માણસના મનને પણ હચમચાવી નાખે એવું હૃદયફાટ કલ્પાંત કરે છે તે સ્વામીની કવિત્વશક્તિનો ખરો ખ્યાલ આપે છે :—

" . . . . . . સુણો હુ દુખણીની વારતા ભ્રાત રે,
વીરા આ તન મારૂ જે હરે, કર્યું દુઃખ સેહવા વિધિ તેહ રે,
આગે પામી હુ દુ ખ ઉદાર રે હજી દુઃખનો ન આવ્યો પાર રે,
મારા દુ ખ કેરો વાર ન પાર રે ભાગુ નાવ મહાસિધુ મોઝાર રે"

આમ કહી અનેક પાપો પોતાને શિર ખેચી લઈને તેના ફળરૂપ આ દુ ખ છે એમ કહે છે ત્યા સ્વામી કહે છે —

"જાનકી કરીને વિલાપ રે, કીરો એમ પાપનો નિજ શિર થાપ રે;
મુક્તાનદના નાથને સભારી રે ઉચે સાદે રુવે સુકુમારી રે,"

વળી વિલપતા કહે છે કે —

"વીરા રઘુપતિ પરમ દયાળ રે, મુને કેમ ત્યાગી તત્કાળ રે
હુ તો પતિવ્રતા નારી કહેવાઉ રે, જ્યાં જ્યા હુકમ કરે ત્યા જાઉ રે,
મારો સહજ સ્વભાવ છે જેહ રે, વીરા કહી સભળાવુ તેહ રે,
રેહતી વનમા હુ રામજી પાસરે, એના બળનો ઘણો વિશ્વાસ રે
તોયે દેખુ બીહામણુ જ્યારે રે, અતિ ત્રાસને પામતી ત્યારે રે,

. . . . .

જ્યારે પુછશે મહામુનિ ધીર રે, તમને કેમ ત્યાગ્યા રઘુવીર રે,
તેનો શુ ઉત્તર કહુ તાત રે મારે શિર આવ્યો ઉત્પાત રે,
કેરી વાત પરસ્પર સોય રે વિના વાક ન ત્યાગે કોય રે,
એનો ઉત્તર કેમ કરી દઈશ રે, મુમા દોષ નથી લવનેશ રે"

માતાજી આમ અકળાય છે, પણ દેહત્યાગનો વિચાર આવતા પાછા આત્મહત્યાના દોષને વિચારતા કહે છે —

"જો ગગાજળમાં પડી, તજુ પ્રાણને ભાઈ,
આતમહત્યા ઉપજે થાય અતિ અવળાઈ,
બીજા દુ ખ તનને ત્યજે, મુને અતિ ઘણું સાલે.
રાજપત્ની રઘુવીરથી આગળ નવ ચાલે
બે હત્યા તનને ત્યજે લાગે મુને મોટી,
મનસુબો મરવા તણો, એ તો વાતજ ખોટી"

છેવટે પણ કહે છે —

'તજી મુજને રઘુવીરની આજ્ઞા તમે પાળો
મુજ દુખણીના તાપની ચિતા તમે ટાળો,
અવધપુરી જઈ સર્વને મારુ વદન કહેજો,
મુક્તાનદના નાથની નીત સેવામાં રહેજો"

છેવટનો સંદેશો કહે છે:–

"એમ કહેલો રઘુનાથને, તમે ધર્મધુરધર,
ભ્રાત કુટુંબી પ્રજા સહુને પાળો છો રઘુવીર;
રાજ તમારો ધર્મ નિર્મળ રાજકીર્તિ ઉદાર,
ધર્મ વડે સર્વ લોકને, પાળો છો વારમવાર;
સર્વ રક્ષક થઈ કરી, મુને ન પાળી તમે જેહ.
મારા દેહને દુઃખ પડે, અવગુણ ન ધરું ઉર તેહ;
એજ વચન રઘુવીરને જઈને કેજો ભ્રાત,
મારા દુખની વારતા, કહેશો મા કોઇને તાત;
શોક ન કરશો ઘણો, હું તજીશ નહીં નિજ પ્રાણ,
દીન ચિત થઈ જાનકી, બોલિયા વચન ધરી ધીર."

આગળ ઉપર ગોપીઓના વિરહની વારતાનું પણ ઘણીજ સુંદર રીતે કહે છે, ને આખો ગ્રંથજ જ્ઞાન સાથે પ્રેમ અને ધીરજનો પાઠ શિખવાને માટે અત્યુત્તમ છે

સતીગીતાનુ પુસ્તક તો આજને સમયે સર્વને વાંચવની ખાસ ભલામણ કરુ છુ. વિધવાનો પ્રશ્ન આજે નવો નથી ઉભો થયો, તેમજ સતી થવાનો ચાલ બંધ કરવાનો વિચાર પણ લોર્ડ બેન્ટીન્કને પ્રથમ નહોતો આવ્યો. પુનર્લગ્નનો રસ્તો શોધનાર ને તે દ્વારાજ માત્ર વિધવાના દુઃખનો નાશ જોઇ શકનાર, આધુનિક, બીજાના વિચારોમાંથીજ પોતાના વિચારો નીપજાવી શકનાર પણ બહુ પંડિત, દયાળુ ને દીર્ઘદૃષ્ટિવાળા પોતાને સમજનાર, ધર્મમર્યાદાનો લોપ કરનાર ને તેના કરતાં પણ વિશેષપણે તો માત્ર વિષયના વિચારોનેજ પોષનાર સુ(?)ધારકોનો માર્ગજ માત્ર તેમને ન મળ્યો હતો. તેમણે તો અતિ પવિત્ર, અતિ સુંદર, સ્ત્રીના જીવનને ઉચ્ચ કોટિએ પહોંચાડી શકે તેવો, તેને પરમાત્માના જ્ઞાનની અધિકારિણી બનાવી શકે તેવો, સંતમહાત્માઓના જેવી પરમ સાધ્વી પુનિતા સતી બની શકે તેવો, વિકટ છતાં પણ મનમોહક બ્રહ્મચર્યનો માર્ગ શોધી આપ્યો.

પુરુષ ત્યાગી જેવાજ તેના ધર્મ બતાવી, પ્રભુએ સ્વેચ્છાએ આપેલી સંન્યાસિનીની દીક્ષાનું યથાવત્ પાલન કરવાનો, નિરંતર પ્રભુભક્તિ–તે પણ બાહ્ય ડોળવાળી નહીં પણ ખરી અંતરની શોધી શોધીને શુદ્ધ કરનારી–પ્રભુ અને પ્રભુના બાળકોની સેવના કરનારી–દિવ્ય પ્રેમલક્ષણા ભક્તિનોજ માર્ગ યોજ્યો, અને સતીગીતાના વૈધવ્યાવસ્થાના ધર્મોમાં તે સરલપણે અજ્ઞાનમાં અજ્ઞાન પણ સમજી શકે તેવી સાદી ઘરગતુ ભાષામા, પણ સહજે મુખપાઠ થઇ જાય એવી પદબંધ ઉક્તિમાં તે ગાયો, સંભળાવ્યો ને સંપ્રદાયમાં

ઉપદેશી પ્રવર્તાવ્યો, સ્ત્રીત્વને અજવાળી તેનો દરજ્જો વધાર્યો, તેને પુરુષના પગરખાની પદવી(?)માંથી–અવસ્થામાંથી–તારવી કાઢી જગતના ઉપદેશકો–તારકોની હારમાં મુકી.

આ સર્વમાં પણ એવો ધર્મ સ્વામીએ નથી ઉપદેશ્યો કે જે કાગળ ઉપરજ શોભે એવો હોય અને પાળવામાં ઘણોજ કઠિન, નહીં નભી શકે તેવો હોય; તેમણે તો સરળમાં સરળ માર્ગે તેમને અજ્ઞાન અવસ્થામાંથી કાઢવાનો ને ઉપરની પાયરીએ ચઢાવવાનો દેવ સેવાનો ને પ્રભુભક્તિનો ને તેથી પુનિત થયેલ હૃદયને–જેમ જેમ મનનો વિકાસ થતો જાય તેમ તેમ ઉંચા ઉંચા માર્ગે દોરવી જનારો, ને છેવટે પ્રભુચરણે આત્મસમર્પણ કરી તેની ને તેના જનની સેવાનો શુદ્ધ માર્ગજ યોજ્યો છતાં સ્વામી વીસર્યા નથી કે આવે માર્ગે પણ કેટલાકથી ભુલો થવાની, ચઢતે ચઢતે ઠોકરો લાગવાની–તેથી તેના પ્રાયશ્ચિત્ત પણ બતાવ્યા, અને તેમાંજ સ્વામીના દયાળુ સ્વભાવનો આપણને પ્રત્યક્ષ અનુભવ થાય છે આ પ્રાયશ્ચિત્ત મારી–કચડી નાખનાર–નિરાશ બનાવનાર ને તેમ હોઇ શુદ્ધ માર્ગે ચઢતા અટકાવી, પડેલા માર્ગમાંજ નાખી મુકનાર–ભયંકર, અસહ્ય અને અશક્ય પ્રાયશ્ચિત્તો નથી કહ્યાં પણ સરળતાથી પાળી શકાય, પાળવામાં ઉમંગ સાથે દઢતા રહે, દોષ સુધારવાની વૃત્તિ રહીને તેમાં જોમ વધે એવા સહેલાંજ બતાવ્યાં છે.

---

## પ્રકરણ ૬ ઠું

### સંપ્રદાયના મુખ્ય કવિઓ—(ચાલુ)

(૨) **બ્રહ્માનંદ સ્વામી** જ્ઞાતિએ બારોટ હતા, અને ગઢવી સનાથી પૂર્વાશ્રમમાં ઓળખાતા તેમનો જન્મ આબુની તળેટીમાં 'ખાણ' નામના ગામમાં સં. ૧૮૨૮ માં થયો હતો બાળક અવસ્થામાંજ નાનાનાના જોડકણા, દુહાઓ, અને છંદો બનાવી બનાવીને બોલતા, તે સાંભળીને તેમની તીવ્ર બુદ્ધિ અને સ્વાભાવિક કાવ્યશક્તિ જોઇને ગણાએ તેમના પિતાશ્રીને તેમને પીંગળ શાસ્ત્ર શિખવવા કહ્યું અને આશા આપી કે શીખી આવશે એટલે અમો એને એક પ્રગણું બક્ષીસ આપીશું આથી તેઓને કચ્છ–જે તે સમયમાં પીંગળશાસ્ત્ર અને અલંકારશાસ્ત્રની પાઠશાળાઓ માટે પ્રખ્યાત હતું–ત્યાં અભ્યાસાર્થે મોકલ્યા ત્યાં ધમડકામાં અને ભુજની વ્રજ ભાષાની પાઠશાળામાં અભ્યાસ કરી રાજપુતાનાના જુદા જુદા રાજ્યોમાં પોતાની પ્રતિષ્ઠા સ્થાપી જુનાગઢ જામનગર વગેરે કેટલાક કાઠી રાજ્યો પાસેથી પણ સત્કાર અને શિરપાવો મેળવી પાછા ભુજ ગયા ભુજમાં તે સમયે શ્રી સ્વામીનારાયણ

રહેતા હતા, અને તેમનાં દર્શને ગઢવી ગયા. પ્રથમ મેળાપે, પ્રથમ દૃષ્ટિએજ ગઢવીના હૃદયમાં પલટો લાગી ગયો, અને હૃદયમાં દૃઢ નિશ્ચય તેમના પ્રત્યક્ષપણાનો થતાં તુરતજ અત્યાનંદમાં આવી જઇ નીચેનું પદ જોડી કાઢી બોલ્યા:–

"આજની ઘડી રે ધન્ય આજની ઘડી,
મેં નિરખ્યા સહજાનંદ, ધન્ય આજની ઘડી."

આ સ્વામીની સંગ્રહિત કે સચવાઇ રહેલી કૃતિઓમાંનું પ્રથમ પદ છે. તે પૂર્વેના રાજ્યદરબારો વગેરે સ્થાનોમાં બનાવી બનાવી ગાયેલા, પોતાની એક કવિ તરીકે પ્રતિષ્ઠા સ્થાપન કરેલી તે સમયની એક પણ કૃતિ સ્વામીએ સાચવેલી ન હોવાથી હસ્તગત થઇ નથી. આ પ્રથમ પ્રસંગે પણ સહજાનંદ સ્વામીની પવિત્રતા અને પ્રભાવ કેવાં હતાં, અને મનુષ્યજીવન ઉપર તેમનાં દર્શનની અને ઉપદેશની કેવી સચોટ–જીવનને પલટાવી નાંખનારી અસર થતી તે નીચલી કડીઓ દેખાડે છે :–

"કામ, ક્રોધ ને લોભ વિષે (વિષય) રસ ન શકે અડી,
માવજીની મૂર્તિ મારા હૃદયમાં ખડી રે."

અને સ્વામીનો તુરતમાંજ થયેલો નિશ્ચય કેવો બળવાન હતો તે દર્શાવવાને

"જીવની બુદ્ધિ જાણી ન શકે એ મોટી અડી,
સદ્દગુરૂની દૃષ્ટિ થતાં વસ્તુ એ જડી."

અને

"જ્ઞાન કુચી ગુરુ ગમસે ગયા તાળાં ઉઘડી"

આ કડીઓ બસ છે. આવો ને આવો દૃઢ નિશ્ચય ને દિનપ્રતિદિન ચઢતો ને ચઢતો રંગ તેમને જીવન પર્યંત ટકેલો રહ્યો હતો. ગઢવીના નામનું આ એકજ પદ મળ્યું છે. આની ભાષા પણ શુદ્ધ ગુજરાતી જણાઇ આવે છે; છતાં છેવટ સુધી સ્વામીની ભાષામાં મળી આવતું–ઘણા થોડા અંશનુ પણ હીંદીનું મિશ્રણ–આમાં પણ જણાશે. તેમની કૃતિઓમા નવ ગ્રંથો અને પદોનો સંગ્રહ આજ સુધીમા હાથ આવેલ છે, તેમાના કેટલાક પ્રગટ પણ થયેલા છે.

તેમના લખાણોમાં ઉપદેશનું અંગ પ્રધાન છે જેમ મુક્તાનંદ સ્વામી જ્ઞાની કવિ, નિષ્કુળાનંદ સ્વામી વૈરાગ્યવાન કવિ, અને પ્રેમાનંદ પ્રેમી-પ્રેમમસ્ત કવિ હતા, તેમ સ્વામી ઉપદેશક કવિ હતા તેમના કાવ્યોમાં તેમના હૃદયનો જુસ્સો, ઉદ્દગારનો ઠોક, ભાષાનુ ગૌરવ, અને શ્રોતાના મન ઉપર સચોટ છાપ મારનારી ઝડઝમકવાળી પદે પદે રણકા કરતી રચનાવાળી કવિતા મન આકર્ષે છે. અખાએ જેવા ઠોક નિડરતાથી વેદાંતના વિષયમાં અને તે સમયના સાંપ્રદાયિક શિક્ષણો ઉપર માર્યા છે તેવા ઠોક સ્વામીએ વહેવારમાં ચતુરાઇ બતાવતા, સંસારનેજ અષ્ટ સિદ્ધિ અને નવનિધિ માનનારા, જડવાદની પોલ ઉપાસકોને પોતાની બળકટી

અને તેજી અશ્વની માફક કુદકા મારતી બાનીમા માર્યા છે. આજે પણ તેમના ચદ્રાવળા અને ઝુલના છદો તથા છપ્પાઓ અને કડીઓ અનેક વેરાગી બાવાઓ અને ઉપદેશકો તેમનાજ નામે કે કેટલીક વખત નામ ફેરવીને પણ વાપરતા દષ્ટિએ પડે છે. તેમના સુમતિપ્રકાશ અને વર્તમાન વિવેક-જે હું ધારુ છું કે વિવેકચિતામણીનુંજ બીજુ નામ છે-તેમા, સ્વામીનારાયણે ખાસ ભાર દઇને પ્રવર્તાવેલા પચ વર્તમાનના નિયમોનુ વર્ણન તથા બ્રહ્મવિલાસમા વિલાસી અને વિષયી જનોને મારેલા સપાટાનો કૈંક ખ્યાલ અત્રે આપવાથી તેમની કવિત્વશક્તિનુ પણ કંક દર્શન થશે—

"વારહિવાર પોકાર કરુ શઠ ક્યુ મમતા શિર માટ ધરે હે,
મેરો હિ ધામ ધરો ધનસપત, મેરો ટી ગ્રામ પશુ અપરે હે,
તે તો ગયો બહુ રે બુદ્ધિહીનહિ પ્રેત જ્યુ દ વિલલાત ફીરે હે,
બ્રહ્મમુનિ કહે દેખ વિચાર કે, કાજ હુ છાડ અકજ કરે હે

.. .. .

"જોબન જોર ભયો સુનતે, અપની સબ અગન આન ફિરાઈ,
નેનન ઠાવ લહી લકુટી કર, શ્વેત ભયો શિર ચદની છાઇ,
દતનસે દરવાન ઉઠાય કે, મનન દ્વાર કમાર લગાઈ,
બ્રહ્મમુનિ કહે ચેત શક્યો નહીં દેખતદેખ જરા ચઢી આઇ"

.. ...

"કામ ક્રોધ લોભ હેત પ્રેત જેસો જીવત હે,
કામની કો કિકર નિશાચર જ્યુ ડોલ હે,
માયામે લુબ્ધ રહ્યો, તૃષ્ણા કે પુર બહ્યો,
મુખ-હુસે આકબાક વિના શુદ્ધ બોલ હે,
જોઇ સો ઉપાય કરે, વામે આપ પચી મરે,
વિષયતામે અધ ભયો દૃષ્ટિ નહીં મોલ હે,
બ્રહ્માનદ કહે અબ અકકલ બિકદાઇ ગઇ,
વિષકો સગ્રહ કરી અમૃત કુ ઢોર હે,
દુનીઆમે ડુબ રહ્યા આશક હોય ઓરતસે,
બદગી ન કીની દીની જીદગી બીગાર હે,
મેહેર દીન છાડ દીની, કેર હું કે કરે કામ,
ચાહત હરામ મુરઘી બકરી કુ માર હે,
જોર હિ જુલમ કરે ખાવન સે નાહી ડરે,
જબનો કબુલ કીનો દોજકકે દ્વાર હે,
શાક્ન કુ પીડતા હે, માયા હિ મે મસ્ત રહે,
બ્રહ્માનદ કહે તુ ખુદાકા ગુનેગાર હે"

"કાલ હું કુ હમ કાટત હે કહે, કાલહિ નાશ સબેકો કરે હે;
કાલ તે શેષ મહેશ્વર કપત, કાલ તે દેખી વિરચિ ડરે હે,

કાલકી ચાલ ફીરે સબ લોકમેં, કાલ તેં લોમસ જેસે પરે હે;
બ્રહ્મમુનિ કહે ગર્વ કહાનર, હુ પલ એક હિ માંઈ મરે હે."

... ... ... ...

"જ્યું અસિસૈનમેં ઉખકા એત, લુટયો કે લુટયો કે લુટયો કે લુટયો હે;
જ્યું કપટી મીલહેત ક્રિયેસો, તુટયો કે તુટયો કે તુટયો કે તુટયો હે;
જેસેહિ તોલત ધાનકો ઢેર, ખૂટયો કે ખૂટયો કે ખૂટયો કે ખૂટયો હે;
બ્રહ્મમુનિ કહે ત્યું એહિ દેહ, છુટયો કે છુટયો કે છુટયો કે છુટયો હે;
કાષ્ટ ચિતામહિં બેઠી સતીસો, જરી કે જરી કે જરી કે જરી હે;
સિંહ કે અગ્ર ખડી બકરી સો, મરી કે મરી કે મરી કે મરી હે;
જ્યું ધટિયાર કે પાસ કટોરી, ભરી કે ભરી કે ભરી કે ભરી હે;
બ્રહ્મમુનિ કહે તેસેહિ યહ દેહ, પરી કે પરી કે પરી કે પરી હે;"

... ... ... ...

"આદિ સંજોગ ભયો રજવીરજ, તામે હિ જીવ કેહી વિધ આવે;
બીજકે સંગ પ્રવેશ કહે કોઉ, કોઉક પંચમે માસ સુનાવે;
દેખત હોત વિજોગહિ દેહસે, જાય તબે કુંજ ઠોર સમાવે;
પંડિત જાન પ્રવીન ઋષિ મુનિ, બ્રહ્મમુનિ કાઉ એહિ ન પાવે

આ મુજબના દેહ–આત્માના વિયોગ વીશેના, દેહના નાશવંતપણા વીશેના તેમના છંદો સચોટ અસર મન ઉપર જમાવે છે.

તૃષ્ણા વીશેના તથા અધૈર્યના અંગ વીશેના તેમના સવૈયા શામળભટના ગુજરાતી છપ્પાઓનું સ્મરણ કરાવે છેઃ—

"શીશ ગયો સુર લોકકું છાંડકે, પાવ ગયે અહિ લોક પર્યંતા;
પેટમેં સાયર સાભ સમેજલ, મેરૂ પ્રયંત ગયે મુખદંતા;
કાનરુ નેન રહે દિશ હું દિશ, હાથ રહે ચહુ ખાનકે જંતા;
બ્રહ્મમુનિ કહે દેહ ધર્યો બડ, હે તૃષ્ણા તેરો નાંહિ નખંતા;
તું હિ મંગાવત ભીખ ઘરોઘર, તું રનકે મધ્ય આય મરાવે;
તું હિ પઠાવત દેશ વિદેશમેં, તું ઉદધિ જલમાંહિ બુડાવે,
તું હિ તે હોત હે વૈર કુટુંબમેં, તું હિ સદા હરિ શાહ ભુલાવે;
બ્રહ્મ મુનિ કહે તેરે સબે કૃત, હે તૃષ્ણા તોયે લાજ ન આવે;
જીવકી ઘાત સો પેટ કરાવત, પેટ હું તે મહમાસ અહારી,
ચોરી કરે કોઉકો ઘર ફોરત, પેટ કે કાજ કરે વટ પારી;
"પેટહિ કૂર બોલાત ભુલાવત, પેટહિ પાસ ગલે બીચ ડારી,
બ્રહ્મમુનિ કહે યા જગમે કાઉ, પેટસોં ઓર નહીં અપકારી.
કોઉક લેત હે કોઉક દેત હે, કોઉક છોરત કોઉક બંધા,
કોઉક ખિંચત કોઉક પીસત, કોઉક તાવત કોઉક રંધા;
કોઉક સેરતે જોરત કુટત, પેટકી પીરતેં હો રહે અંધા;
બ્રહ્મમુનિ કહે સુજ પરે નહીં, પેટ રચ્યો જગ ગોરખ ધંધા

કાહેકુ કાહુકે દ્વારપે જાયકે, દીન આધીન રહે ડરપતા
માસરમા મગરૂ રહે વાહિકે કાહેકુ બેન કરૂર સહતા,
તેરેહિ ધ્યાન હુ મે ગુલતાન સદા અન પાન વિનાઈ રહતા
બ્રહ્મમુનિ કહે પાપલગ્યો યહ પેટ ન હોત તો સો નિચિંતા
પેટ કે કારન નાચત ખુદત પેટ કે કારન ગાત ગુનીહે
પેટ આધીન સબે ભટ પંડિત, પેટ તે હોત હે વેદ ધુનીહે
સાદ અરુ પતસાહ મુસાહીબ, પેટ હુતે સદા પ્રીતિ બનીહે
બ્રહ્મમુનિ કહે પેટ કીઓ પ્રભુ પેટહુકે વશ દીન હુને હે

નારી વીશે કહે છે કે:—

વિષકી ભમી બીજ વિષ વિષ વેલી વિસ્તાર
વિષ ડાલી વિષ પત્ર ફુલ નખ શીખ વિષ તન નાર
નખ શીખ વિષ તન નાર ચિત્તચિતવત ચઢી જાત
વયણુ નયણ વિષ રૂપ ફુપ ભનમાહિ ભ્રમાત
દાખત બ્રહ્માનંદ દેખી મન રાશી દુખકી
જમપુર તણી જમાન, બની ત્રિય ભોમી વિષકી
રહીઆ અલગા રામ ત્યા નેડી રાખી નાર
શુભગુણ છડી ચારગી ઓ ગુનકા ભંડાર
ઓ ગુનકા ભંડાર પર પરપંચ ન આવે
પ્રીતિ અહ મમાલ ખાણ ચારુ ભરમાવે
દાખત બ્રહ્માનંદ સગ તેહી અતિ દુખ સહીઆ
અલગા થીશે વિચાર, રામ ત્યા અલગા રહિયા"

મનનુ રૂપ દાખવતા કહે છે કે

'જો મન નીરખે નાર હોત મન નારીકે રૂપા
જો મન કરહી ક્રોધ રહત તમ ક્રોધકે રૂપ
જો મન માયા ચહત હોત મન માયિક વેસો
યામનકી એહી રીત જહા જેસો તહા તેસો
ઠગ શાહ ચોરકુ મીલત જબ, તો તેહિ રીતિ અનુસરે
કહે બ્રહ્મમુનિ મનકી ગતિ કેહિ વિધિસે જાના પરે'

ઉપદેશમા તેમના કુનણા છંદ કેવા ડોકા મારે છે તે હવે જોઈએ —

તોકુ દેખ કુપે પરિવાર સારા ડારા દેત લે હથમે ધોકલીકુ
કભુ શિખકી બાત કાન ન ધરે, ડાહ્યા હોત હલાવત ડોકલીકુ
ખરે મેક્ષકે પથસે ખુંચ મેઠા હીઆ ફુટ છોડે નહીં હોકલીકુ
બ્રહ્માનંદ કહે જલ ચલ ગિદી મર બુડ દેખત કયા મોકલીકુ

જગમાહી ફજેત બેહાલ ફીરે કામ કિંકર છટલ ફ છડેકા
ખોઈ ઉમર સોગટ જુગટમે મન લક્ષ રહ્યા રાંડ રાસડેકા
હીગ્ગે હોકર હાથમે ડોલતા હે, ખોટા બોલતા યાર ખવાસડેકા
બ્રહ્માનંદ કહે ભજે રામ કેસે અધિકાર તોકુ નર ખવાસડેકા"

"પનઘટ ઓર પન ખેલતાહે, સુખ લેવતાહે, પનિયારિયાંકા;
દીન રેન માયા બીચ ભુલગયા, ખુશી ખ્યાલ કિયા નિત્ય ખ્વારીઆંકા;
ચિત્ત ફાટ ગયા બદફેલ ભયે, બાર દેલતા હે પરબારિયાકા;
બ્રહ્માનંદ કહે તોકું દુઃખ લગે, પણ સુખ તો માત્ર પેન્જરિયાકા"

"ધિક્ તાહિ સતીનકે સાજહુમે, વન્હિ દેખી ડોલી પડે જાયકે જી;
ધિક્ શૂર હઠયા સંગરામ હુસે, કહા જીવતા હે ઘર આયા જી,
સંત ભેખ ધરિયા ચહે લોકહુકે સુખ દેહરો ચિત્ત લગાયકે જી"
બ્રહ્માનંદ કહે તીનું ખ્વાર ભયે, જગમાંહી બડો જસ પાયકે જી"

"રાજ બાજહુ કામકાજમે તેં, નવરા ન રહ્યા દિન રાતમે જી,
જગમાહીં બડો જસ હોય મેરો, જાને હોઇ બડો નાત જાતમે જી;
રાગ રંગવિલાસ અવાસ હુ મેં, અરુ લાભસે ઉરકી ઘાતમે જી,
બ્રહ્માનંદ કહે જમ આય લગ્યા, ખોઈ ઉમર બાતકી બાતમે જી"

"પરનારીકું દેખકે પાપ ધરે, પાજી આંખીઆમે નહીં પાલતાહે;
ઠગ બાજીયામે સબ આયુ ગઈ ચિત્ત ચાલ હરામકી ચાલતાહે;
મદ્ય માંસ ચોરી અરુ જુગટેમેં, મન રીઝ પડે લુટી મહાલતાહે,
બ્રહ્માનંદ કહે આજ કાલહુમે, ઝટ કાલ અચાનક ઝાલતાહે"

"કંઠી ધાર ટીકા કીઆ ભેખ નીકા, બને ઠીકઠીકા ચચે રાગનમે;
સબ પાય લાગે ચેર ભેટ આગે, બહુ ચાતુરી લોક બોલાવનમે;
સાખી બોત શીખી કરે બાત તીખી, ઘની રીત ઠાને ગુન ગાવનમેં;
બ્રહ્માનંદ કહે બોત ગ્યાન જાને, તેરા તાન તો રાંડ રીઝવનેમ"

"કુરે એક ચેલી રખે આપ બેલી, તાકી બંદગી બોત બખાનતાહે,
સદગ્રથકી ગીત ન કાન ધરે, કરે વાદ ખોટા મત તાનતાહે
કરે કુડ કપટ રુ ઓરહુકા, ધન આપને મંદિર બાનતાહે,
બ્રહ્માનંદ કે રામકી બાત નહીં, મન માઇકી જાતમે માનતાહે"

કેવા સતનો સમાગમ થયે આવો ઉપદેશ લાગે ને જીવનનુ કારજ સરે તે વીશે કહે છે —

"અવધૂત સદા મસ્ત રહે, કહે બાત સદા કીરતા કીજી,
કાલ બ્યાલકે દાવસેં નાંહી ડરે, છુવે નહીં ન ઝાલ સમારકીજી,
લયલીન સ્વરુપમેં લક્ષ રહે, તાકું પક્ષ નહીં નીજ પારકીજી;
બ્રહ્માનંદ કહે જીવ આય ભીયે, ખેલે ચોટ સદા નિરધારકીજી.
ઐસે સંત મીલે કમી કાહુ નહીં, સાચી શીખવે રામકી રીતકુ જી;
પરાપાર સોદા પરિગ્રહ જામે, ઠહરાનહે છવકે ચિતકુ જી;
દ્રઢ આસન સાધકે ધ્યાન ધરે, કરે ગ્યાન હરિકે ગીતકુ જી
બ્રહ્માનંદ કહે ઐસે સત મીયે, પ્રભુ સાથ બઢાવત પ્રીતકુ જી"

ઉપદેશ ચિંતામણીના ચંદ્રાવળા, અને સુમતિ પ્રકાશ, તથા વિવેક નીતિના (વિચાર વિવેક) ફકત એજ ફકરા આપીશ. પ્રથમનું પુસ્તક તેમના સંપ્રા-

ત્યાગ સમયે જે પ્રથમ નામ તેમને સ્વામીનારાયણે આપેલું તે શ્રીરંગદાસના નામે લખાએલ છે

ચંદ્રાવળા...

'નિસ્ફ્રહ કહે જુ સનેહ નહીં, મન મોહન ન આવર્ન અષ્ટમહીં,
યત્ કિંચિત પિંડ બ્રહ્માડ તજે, ભય શોક નીવાર કે–શ્યામ ભજે,

પશુ પક્ષી સ્વજાતિ વિજાતિ જહીં, રતિસે સબ બંધન હોત સહીં
જન વ્યાધિત વૃદ્ધપનો જ્યુ લહે તન સ્નેહસે જીવન આસ રહે'

નિષ્કામ વીશે કહે છે —

"યતિ સ્ત્રેણુ પુરુષ ત્રીયસે નુબંધ, અસ અન્યહુસે નહીં હોત અંધ
ઉનસંગ મુકતપન લે મુમુક્ષુ ઐશ્વર્ય અખિલ નુત નાસ અશુ
બ્રહ્મચર્ય અહિંસા અનાર્વાય, સત શૌચ દયા સમ દમ સુન્નય
અસ્તેય મૌન જસ દયા બુદ્ધિ સબ સ્ત્રેણુ નારીસંગ નસત સુદ્ધિ,
કરી સાંગ ભકિત સતસંગ નેમ સો રાખી કામ જીતત ક્ષેમ
નૃપ પ્રાક એલ પૂત્રાવયાતિ, તજી કામ પાયે સુખ અમિત ભ્રાંતિ,"
—વર્તમાન વિવેક

મંજુતા છંદ

'ઈહિકામ વેરિય જીવકો, દુ ખરૂપ ચાર દઈવકો,
વિહરત કોટીક વામસે, નહીં હોત પુરન કામસે
વૃદ્ધ રોગી અંધ બધિરકુ, ધનહીન કાયર વીરકુ,
કુલહીન દુર્બળ દીન હે, સબ કામ કિંકર ખીન હે'
—સુમતિપ્રકાશ

આ તો સ્વામીની હીંદી કવિતાના દૃષ્ટાંતો થયા, હવે ગુજરાતી ભાષામાં તેમના ફટકા કેવા છે તે જોઈએ —

"નર દેહ દીધી તુને નાથેરે, હોય ધન તો વાવર તારે હાથેરે
પડયુ રેહેશે નાવે કોડીસાથે, . નારાયણ નામ લેને તુ પ્રાણીરે
'ગર્ભવાસ કીધી રક્ષા તારીરે લીધો જઠરા અગ્નિથી ઉગારીરે
એહો તેને તે કેમ વિસારી .

. ...

"તાકે પરધન ને પરનારી રે નથી ભજતો તુ દેવ મોરારીર
અંગ શી ગત થાશે તારી ...બદ્રીપતિ નાથનુ લેને શરણ રે'

. . . . . .

'ચિત્ત ચડવમા બહોત તોફાનેરે કથા પ્રભુની સાંભળજે તુ કાને રે,
બ્રહ્માનંદનુ કહ્યુ સત્ય માને બદ્રી"

.. .. .

'જમ હાંશ જરૂરજ આવેરે, પછે થાશે તુને પસ્તાવોરે
પ્રાણી અવસર નહીં મળે આવો એ જે બદ્રીનાથને તુ રહેનેરે

"કુબુદ્ધિ મેલીને થા નિષ્કામીરે, કહું છું વાત ખરી"
મિથ્યા છે જો તારી કાયા માયા, વાદલ કેરી જેવી છાંયા રે;
મુરખ નર નિશદિન શીર તારે, કાળ ઝપાટા નિત્ય મારે રે,
તારો જન્મ અલેખે વુઠો જાય છે રે, મુરખ અભિમાની;
મેલી અમૃત વિખ શીદ ખાય છે રે, કુબુદ્ધિ કફરાલની;
પ્રભુ સાથે કરને રે નર તું પ્રીતડી રે,"

આ ચોસર ટેહેલીઆ ભટોથી શ્રવણગત ન થઇ હોય એવા તળ ગુજરાતમાં યોડાજ મળશે શરવીરના અગનો ઉપદેશ તો સ્વામીનોજ કહી શકીએ. એવા ઉત્તેજીત કરનારા, હૃદયને બળવાન બનાવીને જોમથી ડોલાવનારા તેમના પ્રવાહમાં હવે સ્નાન કરીશુઃ—

"હરિજન સાચા રે જે ઉરમાં હીંમત રાખે,
વિપતે વિરચિ રે કેદી દીન વચન નવ ભાખે
ટેક ન મેલે રે તે મરદ ખરા જગમાંહી;
ત્રિવિધ તાપે રે કેદી અંતર ડોલે નાંહી
નિધડક વરતે રે, દઢ ધીરજ મનમાં ધારી,
કાળ કર્મની રે શંકા દેવે વીસારી.
મોડું વહેલું રે, નિશ્ચે કરી એક દીન મરવુ,
જગ સુખ સારું રે, કેદી કાયર મન ન કરવું.

...　...　...

માથું જાતાં રે, મેલે નહીં તે નર માટી.*

..　...　...

બીક ત્યજીને રે, નિત્ય હીંમત સો તો બોલે,
મસ્તક માથારે, સર્વે તૃણ જેવું તોલે
કેસરી સિંહને રે, જેમ શંક મોલે નહીં મનમાં,
એકાએકી રે, નિરભે થઈ વિચરે વનમાં
પિંડે છોટો રે, મોટા મેગળ† ને મારે,
હીંમત વિનાનો રે, હાથી તે જોઈને હારે
બ્રહ્માનંદ કહે રે, એમ સમજે તે નર શૂરા;
તન કરી નાંખે રે, ગુરુ વચને ચૂરાચૂરા.

...　...　...　...　...

સાચા શૂરા રે, જેના વેરી તે ધાવ વખાણે;
જીવત જાડું રે, મરવુ તે મંગળ જાણે.
તેની પેરે રે, હરિજન પણ જોઈએ તીખા,
અંતર શત્રુને રે, લાગે અતિ વજ્ર સરીખા.
માથું જાતા રે, મુખનું પાણી નવ જાવે
બ્રહ્માનંદ કહે રે, તે સંત હરિ મન ભાવે."

ગુજરાતી ભાષા પરનો તેમનો કાબુ પણ આમા સહેજે જણાઇ આવે છે. હીંદની પડતીના અંધારા કાળમા, આર્ય પ્રજાના બ્રાહ્મણોમા બ્રાહ્મણત્વને ટકાવી રાખનાર, ક્ષત્રિય જનોના ક્ષાત્રતેજને ઝળકતો બનાવી નિરંતર શૂરાતનના અગ્નિને પ્રજ્વલિત રાખનાર, વૈશ્યોને પોતાના શબ્દ ઉપર મસ્ત રહેવાને ટેકારનાર, 'વેદનુ વચન તે વાણીઆનો બોલ' એ કહેવતને જન્મ મળે તેવા વ્યવહારમા બનાવીને સત્યવચનીપણાનો ગુણ વ્યાપારી વર્ગમા પણ દૃઢ કરાવનાર,- ટુંકમા ત્રણે ધર્મોનુ તેવા કાળમા પણ રક્ષણ કરી તેને જોસભેર જીવતો રાખનાર સરજનયેલાનુ માન જો કોઇને પણ ઘટે તેમ હોય તો તે તે કાળના ભાટ, ચારણ, બારોટ અને સ્ત્રીવર્ગનેજ ઘટી શકે છે આવી દેશોદ્ધારમા ભાગ લેનારી જ્ઞાતિના—બારોટ—એવા, પોતાના ગુરુ ઉપરની શ્રદ્ધા અને અડગ નિશ્ચયથી અંતર જેનુ પ્રકાશી રહેલુ છે એવા, જે સત્ય પોતાને જડ્યુ છે તે બીજા સર્વને જણાવવાનો પોતાનો ધર્મ છે એવુ માનનારા એવા, જેની હૃદયવીણાના તારે તાર ગણગણી ઉઠીને આલાપ કરી રહેલા છે એવા આ સ્વામીના શૂરવીરપણાના અંગના પુરાવાર્થે, તેમજ ગુજરાતી ભાષા ઉપરનો તેમનો કાબુ પણ આમાથી પ્રત્યક્ષ થતો હોવાથી તે દર્શાવવાને માટે પણ વધારે ઉતારા આપવાની જરુર હુ જોતો નથી

તેમના પદોમા, દોહાઓ, સોરઠા, ચોપાઇઓ અને જુદા જુદા છંદોમા પિંગળના નિયમો ઘણી સારી રીતે પળાએલા દેખાય છે પ્રેમાનંદ સ્વામીના પદો જેમ ગાનારને માટે અત્યુત્તમ છે તેમજ સ્વામીના પદો કાવ્યશાસ્ત્રના નિયમોના અનુસરણ માટે શ્રેષ્ઠ છે આગળ ઉપર આવતા વૈરાગ્યોત્પાદક નિષ્કુળાનંદ સ્વામીના પદોમા ઝબકી રહેલો—વીજળીના જેવો ક્ષણમાં લય પામતો નહીં પણ સૂર્યના જેવો નિત્ય પ્રકાશ આપતો—ઉપદેશ અને સ્વામીનો તેવો ઉપદેશ સરખાવવાનુ બને તે માટે એકેક કડવા નીચે આપીશુ —

"તનડાની મમતા તું તજજે રે, કે રુડા રઘુવીરને ભજજે રે,
વિચારી જો કાયા તારી રે, કે એમા કઇ વસ્તુ સારી રે
રુધિર ને માસ ભર્યું સારે રે, કે મળ ને મૂત્ર ઝરે બારે રે,
અંતરમા જોજે તુ ઉંડુ રે કીડા ને પાચતણુ કુંડુ રે,
ઉપરથી આમ મઢ્યુ ચાળુ રે, કે તેને માને છે રુપાળુ રે,
બ્રહ્માનંદ કહે તન છે ખોટુ રે, તેને તુ હરિશરણુ મોટુ રે
... ... ... ... ...
મેલી સર્વને અધવીચ મરવુ, કે જમડાને લેખુ ભરવુ રે,
કરશે લેખા કાગળીઆ કાઢી રે કે પીવશે ચેચુંડે પાઢી રે"

એમનુ જ્ઞાનાંગ પણ હવે તપાસીએ મુક્ત મુનિના ગંગાના ઓઘ જેવી વાણી તેમા મળતી નથી ખરી, પણ હૃદય ઉપર પટ બેસાડવાની શક્તિ તો તેમા છેજ.—

"બ્રહ્મરૂપ હોય જગમે વીચરે રે, તજકે દેહ અભ્યાસ
ઉસકે બીચ રહે નીત મેરા સમરસ શ્વાસોશ્વાસ
નિસ્પ્રેહ હોય ફીરત નીરદાવે, સબ જગ કરત સમાસ

માયા જીવ ઇશકુ જાને હિયમે સદાહિ હુલાસ

પાપ દ્રોહ પરિત્યાગ કરીને, દયા ધર્મ ઉર આણી
મમતા ફેરો માથે મુરખ, ભાર મ વેજે તાણી
પરધન ને પરસ્રીય મહ ગાગી, નરક તણી નીશાની
ભક્તિ ધર્મ સુત નામ નિરંતર, શ્રી ઘનશ્યામ ઉચ્ચારી
સબકે કારન દોષ નિવારન, ભક્તવત્સલ ભય હારી
સબ અવતાર લીએ અવની પર, આપ ભરે અવતારી
અવિનાશી સુખરાશી અજન્મા સો મનુષ્યકૃતિ ધારી
પ્રગટ હોય પ્રભુ પરમ કૃપાનિધિ વિચરત વારમવારી

તેમના રામાષ્ટકમાના સવૈયાઓ અને ઉપદેશ ચદ્રાવલીનો આસ્વાદ લઇને
૭૬ રત્નાવલિમાની પ્રેમસખીનુ ગાન સાભળશુ —

ઉદ્ભવ ઉર મો પુરવકી દિશ, ગુરગુસે તમદૂર નિકાસા,
દુષ્ટ રહે સકુચાય કુમુદિની, સજ્જન સત સરોજ વિકાસા
દવક્તિ લીન ભઇ રજની ડરિ સુક્તિ પ્રાત વિખ્યાત ઉજાસા
બ્રહ્મમુનિ કહે યા જગમે, સતસગ સમોદિત સૂર પ્રકાસા

જ્યુ જલમાઇ લકીર પરીસો ટલીકે ટલીકે ટલીકે ટલી હે
જ્યુ મિસરી પયમાઇ પરીસો ભલીકે ભલીકે ભલીકે ભલી હે
દેવલ શીરા ચઢાઈ ધજા સો હલીકે હલીકે હલીકે હલી હે
બ્રહ્મમુનિ ત્યુહિ દેહકી આયુ ચલીકે ચલીકે ચલીકે ચલી હે।
નીચનકે સગ પ્રીત કરી મો મગીકે મગીકે મગીકે મગી હે
જુધકુ દેખી ત્રિયાનકી ઠારી ઠગીકે ઠગીકે ઠગીકે ઠગી હે
સુરજ દેખકે કદલિ સો ફુલીકે ફુલીકે ફુલીકે ફુલી હે
બ્રહ્મમુનિ ત્યુ હિ દેહકી આયુ ઘટિકે ઘટિકે ઘટિકે ઘટિ હે।

રજકીપતી દુષ્ટ હન્યો હથસે, હગમે કુમાર નિયકુ સજકી
સજકી રચના રગમડપમે લખિ કસ ઘટા સુછટા તનકી
તનકી મહિમા નહિ જાત કહી ઋદ્ધિ થાકત શેશ શભુ અજકી
અજકી છબી ખુબ બની બ્રહ્માનદ તાહિકી ચાહ અખિ રજકી।

પિયરા નહીં જાનત પીર સખિ મારે ધીર ધરાત નહીં હિયરા
હિયરા બીન ભેટ ભરે અબતો વિધિ કૂન કરુ દુખકે હિયરા
હિયરા દિલ ધોત નહીં તબલુ જબલુ નહિ તાપ મિટે જીયરા
જીયરા બ્રહ્માનદ ચાહ જગી રટ એક લગી પિયરા પિયરા।

દુઃખમેં દુઃખ એહિ વિદેશ પિયા, બરઆત હિયા પિયરી મુખમેં;
મુખમેં મહ તાપ વિલાપ કરું, પિય આપતો જાય રહે સુખમે;
સુખમેં એહિ પીરસુ ધીર છતી, નહિ સુજગતિ ન પતિ રૂખમેં;
રૂખમેં રહના સો ભલો પ્રહાન દ, જાન બરો દહના દુઃખમે!

... ... .. ...

છંદ:

ધમ ધમ અતિ ધમક ઠમક પદ ઘુઘર, ધમ ધમ ઠમ સમ ઢોલ ધરા;
ભ્રમ ભ્રમવત વિષમ પરિભ્રમવત ભ્રમ ખમખમ દ્રમ અહિ વિક્રમ ખરા;
ગમગતિ અતિ અગમ નિગમન લહત ગમ, નટવટ રમઝમ ગમ મનમેં;
ઘણરવ પટ ફરર ઘરર પદ ઘુઘર, રંગ ભર સુંદર શ્યામ રમે!

... ... ... ...

ચંદ્રાવલા:

"દેહ ગેહસેં નેહ નિવારી દિજીયે, રાજી જેસે રામ કામ સોઇ કીજીયે;
રયા ન રૈશે કોય રક અરૂ રાવરે, હરહાં કરલે અપના કાજ
બન્યા હદ દાવરે!
મેરી મેરી કરત ફરત જગફરમેં, કાયામાયા કાજ કમાયા કરમેં;
પલક માંહિ ગૃહ આવ હોય સબ પારકા, હરહાં તે હોયગા તે હેકિ
સરિકત મારકા!

જો પાઇ નર દેહ નેહ કર નાથસેં, બાજી જીતી બેશમ હારે હાથસે;
મૃગતૃષ્ણા સંસાર કછુ નહીં ધાપણા, હરહાં મમતા સબકી મેલ
સઇકર આપણા!
મેગલ માલ વિલાત અનોપમ મંદિરા, સજાતિ અતિ શણગાર નાર અતિ સુંદરા;
હુકલ કલલ હંમેશ હદર હલમલા, હરહાં રહા ધર્યા સબ રાજ ગયા નર એકલા!
જાકે આગે રાગ ગુણિજન ગાવતે, મેવા અરૂ મિષ્ટાન્નકે ભોજન ભાવતે;
ખાસિ મેહેરિ સાથ કરંતાં ખુબિયાં, હરહાં મિલગૌ, મટિયાં માંય કે એસિ સુબિયાં!
જ્યાકે આગે મલ્લ રોજ અખાડા મંડતે, ખગબલ ખતિ ખંડ ઉડંડા ડંડતે;
ચટા કચેરી થાટ છટા રંગ છાય કે, હરહાં સુતા તાણી સોડ મસાણું જાય કે.
... ... ... ...

છંદ ભુજંગીની ચાલ:

કહા ખાન સુલતાન ઉપમા કહાવે, સબે સંપતિ જુકત જુગમે સુહાવે;
ઉદે અસ્તલું આપકિ આણ ફેરી, દિનં એક હોસી સબે ખાક ઢેરી!
કહા પાસ મંત્રી રહેજુ મતિના, બુદ્ધિવંત સુજે સબે ચોજ જિના;
સદા રાજકાજ મનમે લગેરી,–દિન એક હોસી સબે ખાક ઢેરી!

આદિ આ ૪૦ છંદો મનનીય છે.

હરિમહિમાના અમૃતધ્વનિ છંદનું અષ્ટક ચિત્રકાવ્યનો સુંદર નમુનો છેઃ—

તરત તુરત્ત તિમરતર ॥ ત્રિભુવન તરલ તખત્ત ॥ તારણજન બુધતન ધરત્ત ॥ તનમન હરત વિપત્ત ॥ તન હરત વિપત્ત ॥ તોડ અમત્ત ॥ તત્ત્વ કહત્ત ॥ ત્રિનયન નત્ત ॥ ત્રિયસુર નૃત્ત ॥ તનક હસત્ત ॥ તબલ બજત્ત ॥ તવન કરત્ત ॥ તટ જલ મત્ત ॥ તક હરત્ત ॥ તકત સુરત્ત ॥ તાન લહત્ત ॥ તતુત સ્વમત્ત ॥ તુનલ ઉક્ત ॥ તવષલ ભ્રત ॥ તરત તુરત્ત તિમરતર ॥ ૫ ॥

---

## પ્રકરણ ૭ મું



### સંપ્રદાયના મુખ્ય કવિઓ—(ચાલુ)

(૩) **પ્રેમાનંદ સ્વામી**—આમનું અપરનામ પ્રેમસખી હતું. જન્મે ગવૈયા જ્ઞાતિના હતા એમ માનવું છે. અને તેમનાં પદો અને લેખો તેઓ જ્ઞાતિએ ગમે તે હો, પણ તેમના ગાયનશાસ્ત્રના જ્ઞાનના ને તેમાં તેમની કુશળતાના અચુક પુરાવા છે. તેમનાં પદો ગાયકને તેમજ વાજીંત્ર વગાડનારને બહુજ ગમે છે. ભાષામાં તેમણે બારમાસીના વિરહના, પોતાના ઇષ્ટદેવના ચરિત્ર અને દૈનિક જીવનના, ઉત્તમ પદોનો સારો ફાળો આપ્યો છે. તેમની ભાષા સરળ, શબ્દો બંધબેસતા, રાગ ચોકકસ અને વિષયને અનુકુળ છે. વિરહનાં અને ચરિત્રનાં પદો ઘણાંજ સુંદર છે અને તેમના આ પ્રસંગના પદો જોતાં તેમનું પ્રેમસખી નામ સાર્થક થાય છે.

તેમની ભાષા અને શૈલી વીશે મારા કરતાં તેમની કૃતિઓનાં ટાંચણો વધારે સમજ આપશે. સર્વસામાન્ય એવુ જ્ઞાન, એવો વૈરાગ્ય અને એવો ઉપદેશ તો તેમના પદોમા, કીર્તનોમાં, ને ગ્રંથોમાં હોય એ સ્વાભાવિક છે. પરંતુ તેમની વિશેષતા તેમના દીનપણામાં, વિશ્વાસમાં અને પ્રેમમાંજ રહેલી છે. તેમના ગોપીવિરહના તેમજ સહજાનંદ સ્વામીના વિરહના, બારમાસીના અને તિથિઓનાં પદો વાંચનારને તેમની ભક્તિ—નિષ્કામ હોઇ પૂર્ણ પ્રેમવાળી—પ્રેમભક્તિ પ્રત્યક્ષ થાય છે. પોતાના ગુરુબંધુ હોવાથી, પોતાનાથી વયે વૃદ્ધ હોવાથી સહજાનંદ સ્વામી મુક્તાનંદ સ્વામીનો મોભો જાળવતા ને તેમની સાથે માનપૂર્વક જ્ઞાનગોષ્ઠી કરતા, બ્રહ્મમુનિનો વિનોદ સખીભાવે પોષતા, પ્રેમમુનિને પ્રેમસખી કહી સંબોધતા પણ જ્યારે તેઓ તેમના પ્રેમરસથી છલકાતા દિવ્ય સૂરોને સાંભળતા ત્યારે ગળગળા થઇ જતા, ને તેમની અતિશય પ્રશંસા કરતા. તેમના સત્સંગમાં મશહુર બે અષ્ટકોઃ "વંદું સહજાનંદ રસરુપ અનુપમ સારને રે લોલ" તથા "સજની શ્રીજી મુજને સાંભર્યા રે" માંનુ પ્રથમ અષ્ટક જ્યારે સ્વામીએ ગાયેલુ ત્યારે કહ્યુ કે " જેને આવી રીતે ભગવાનનું સ્મરણ છે તેને ધન્ય છે, અને તેને તો ઉઠીને અમે દંડવત્ કરીએ. તેના માતપિતાને પણ ધન્ય છે કે આવો પુત્ર થયો!" (ગ. પ્ર. ૧. ૪૮).

"નેણામાં રાખું રે, નેણામાં રાખું રે, નાથજીને જતન કરીને મારા નેણામા રાખું !"

આ ચોસરમા તેમનો આગ્રહ દેખાઇ આવે છે.

મુને તારા મુખની માયા લાગી રે, સલુણા શ્યામ સોહાગી,
માણીગર હું તો તારા મોલીડામાં મોહી માવા,
રસીયાજી રૂપ જોઈ અનુરાગી રે... ... .. .. ...સલુણા
સાંભળી સુંદર તારા મુખડાની વાણી વા'લા,
હવે મારા મનની ભ્રમણા ભાગી રે... ... ... . સલુણા
માવા મરમાળી તારી આંખડલીની રેખું રાતી;
આવી મારા ઉરમાં ઉ ડી વાગી રે... ... .. ... ..સલુણા.
પ્રેમાનંદના પ્યારા હાર હૈયાના કહાના વારી,
તમ કારણે થઈ વેરાગી રે ... ... ... ...સલુણા

× × ×

પ્રીતમ પ્રાણપતિ રે ઓરા આવો, નિરખું પ્રીતમ પ્રાણપતિ

... ... ... ...

કેશવ ફેરે રે ફરે મન કેશવ ફેરે, મોહી પાગને છેરે-

× × ×

જય જગજીવન શ્રીઘનશ્યામ—ટેક.

હરો હરો ગોવિંદ, હરો ગરુડધ્વજ, શ્રીપતિ હરો મંગલ ધામ—જય૦
માયા મોહ તિમિર હરો, સ્વામી અભય કરો, શરણાગત કે વિશ્રામ—જય૦
ધર્મકુલમંડન, કલિમલખંડન, પ્રેમાનંદ કિયો પુરન કામ—જય૦

સામાન્યપણે આ લીટીઓમા છે તેમ સ્વામીની ભાષા ઘણીજ સાદી, સરલ ને શુદ્ધ ગુજરાતી છે, પણ કદિ કદિ અંદર હીંદીનું મિશ્રણ થઇ આવે છે. મારુ ભાષાના તેમના પદોમાંની તેમની ભાષા મારવાડમા બોલાતી ભાષાને ઘણીજ મળતી આવે છે તેમની દીનતામય વાણી અંતરના ભાવને બહાર વહેવડાવતી હોઇ હૃદયગામી છતાં પણ શુદ્ધ સરળ ગુજરાતી છે—જ્યારે તેમનું હીંદી પદોમાંનું હીંદી પણ ગુજરાતી મિશ્રજ છે।

સબહીકો આધાર સાર, સુંદર શ્રીવૃષકુમાર;
પ્રેમાનંદ વારવાર, ચરનન શિર નાઈએ.

× × ×

મેં તો ગુનેહગાર તેરા રે, હો સ્વામિન મેરા

એ ચોસરમાં દીનતાનો ભાવ પગલે પગલે વધતો જઇ સ્વામી ચોથા પદમાં કહે છે—

જો કરની સુની હો પ્રભુ મેરી, નાહિ કછહુ નિસ્તાર,
અપનો બિરદ બિચારી કે કેશવ લીજે મોહન મેરી સાર;

... ... ...

આપે છોપરે સૈજ, ઐશ્વર્ય પ્રતાપ તેજ,
કેઉ ન જાને પરબ્રહ્મ ગુરૂરૂપ રૂપ

... ... ...

કાલકર્મ પ્રેરક સ્વામી પ્રેમાનંદકે અંતરજામી;
સતચિત્ આનંદ બ્રહ્મ રહત હસી છુપ છુપ,

... ... ...

કીજીયે કૃપાનિવાસ, ઈતર વાસનાકો નાશ;
રહું પાસ હોય દાસ, એસો મેરો ભાવરી–

... ... ...

ધર્મ, ધર્મસુત, પ્રિય ન જાઈ;
વરુધે તુરત જાની શત્રુ સમ, હોય સુહ્રદ સુખદાયી;
જીન લાગે નિજ સુહ્રદ સનેહી, સો કહું નામ સુનાઇ;
પિતા તજ્યોં પ્રહલાદ, વિભિષણ, શત્રુ જાણી નિજભાઈ;
બલિ ગુરુ તજ્યો, ભરત નિજ જનની, હરિશરણે ચિત લાઈ;
વ્રજવનિતા ઋષિનારી પતિ સુત તજી હરિશરણે આઈ.

આ બે પદો–"જાકું પ્રિય ન રામ વૈદેહિ" એ તુલસીદાસજીના પદનું, તથા "મારા હરજીસું હેત ન દિસેરે, તેને ઘેર શીદ જઈએ–તેને સંગ શીદ રહીએ," એ નરસિંહ મહેતાના પદનું સ્મરણ કરાવે છે.

... ... ...

પ્રગટે શ્રી ધર્મકુંવર સો પ્રતાપી;
શ્રી હરિકૃષ્ણ કૃપા કરી કલિમાં તારે અસંખ્ય જન પાપી;
મદ્યુર તીવ્રતમ, માયિક મતતમ, દૂર કીયો સબ કાપી;
જ્ઞાન વૈરાગ્ય ભક્તિ સંજુત શુચિ, ધર્મ દીયો દ્રઢ થાપી;
જાકે પ્રતાપ કલિમેં સતજુગ, રહ્યો ઘરઘરમાં વ્યાપી;
પ્રેમાનંદ કે નાથ, મુક્ત ગાત હૈ, અધર્મિકો આપી.

આમાં પ્રગટપણાની કેફ તો છેજ; પણ ભાષા મિશ્રિત છે, અને તેમના પદોમાંનાં લગભગ અરધા ભાગમાં આમ ગુજરાતીમાંથી હીંદીમાં અને હીંદીમાંથી ગુજરાતીમાં ફેરફાર થતા જોવામાં આવે છે.

સ્વામીની ભાષા નમ્ર, વિનયભરી, ચાલુ, સરળ હોઇ, પદો સંગીતશાસ્ત્રના અનુસારે, ગાવાને બહુજ અનુકુળ છે, અને તેથી કરીને તેમના નામે આજે પણ લોકો પદો બનાવીને ગાય છે. એ તેમના પદોની લોકપ્રિયતા સુચવે છે. સ્વરૂપ, સ્વભાવ, સ્વાભાવિક દૈનિક ચર્યાથી પૂર્ણ તેમના પદોમાં પોતાના ગુરુ ઉપરની અનન્ય દૃઢ નિષ્ઠા, તેમના પ્રગટ પુરુષોત્તમપણાનો નિશ્ચય અને તજ્જન્ય કેફ ઉભરાય છે, અને સત્સંગમાં રાતદિવસ ગવાય છે. વિરહના ને બારમાસીના તેના પદો તો ગુજરાતી ભાષામાં સર્વોત્તમ છે એમ સ્વર્ગસ્થ મુરબ્બીશ્રી ઇચ્છારામ દેસાઇ મને વારંવાર કહેતા.

(૪) નિષ્કુળાનંદ સ્વામી—વૈરાગ્યમૂર્તિઆ સ્વામીના પદો જનસમાજમા સર્વથી વધુ જાણીતા થયેલા છે તેમની ભાષા તદ્દનજ ઘરગતુ ગુજરાતી છે ને પદોના રાગો ઘણાખરા ગુર્જર સ્ત્રીઓમા ગવાતી ગરબીઓ અને ધોળોના છે ગાવામા તે તુટી જતા નથી, છતા તેમા કાવ્યના નિયમો કે તાલમાત્રાનો મેળ સચવાતા જણાતા નથી અનુપ્રાસ ને ઝડઝમકવાળી લીટીઓ અને કેટલીક વાર તો સાદા જોડકણા જેવી સરળ શૈલી દેખાય છે તેમની કવિતા રચેલી નથી પણ તેમા હૃદયમાથી એની મેળે સ્ફુરી આવતી ઊર્મિઓ વાણીદ્વારા પ્રકટ થતી દેખાય છે એટલી સ્વાભાવિક છે તેમા પદ ગોઠવવાની, પ્રાસ મેળવવાની, કે તેની રાગબદ્ધ કે તાલબદ્ધ રચના કરવાની પરવા કીધેલી જણાતી નથી પણ પર્વત પરથી ઝરતા ઝરણાના કુદાકુદ કરી સ્વાભાવિકપણે નીચે પડતા જળના ગુજારવ કે ઘોઘાટ જેવીજ અતરના છેક અંદરના પડોમાથી નીકળતી વાણીના તેમા દર્શન થાય છે અને તેથીજ તેમના પદોની અસર મન ઉપર પ્રબળ થાય છે આજે ગુજરાતમા તે સ્થાને સ્થાને ગવાય છે, અને અનેકને આ મૃગતૃષ્ણામય સસારમાથી તાણી લઇ શુદ્ધ વૈરાગ્યના સ્વામી બનાવે છે તેમનો પ્રયાસ કર્યા વિના ઉપદેશનો વૈરાગ્ય જેવી અસર કરે છે તેવી ભાગ્યેજ બીજાની ઉક્તિની થાય છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

'જગલ વસાવ્યુ રે જોગીએ, તજી તનડાની આશજી
જાુની જીવો રે ગોપીચદની, પુત્રને પ્રેરો વૈરાગ્યજી,
ઉપદેશ આપ્યો એણી પેરે, લાગ્યો સ સારીડો આગ્યજી
ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના, કરીએ કોટી ઉપાયજી!"

એ બાર પદોમાના તીવ્ર અને ઉચ્ચ વૈરાગ્યજ તેની આટલી પ્રસિદ્ધિનું કારણ છે, અને તે એટલા લોકપ્રિય છે કે તેમાના કડવાં અત્રે ઉતારવાની જરૂરજ નથી એટલે બીજાં પદોજ લઇશુ

"મુને સુપને ન ગમે રે સસાર કહોને કેમ કીજીયે,
વમન થયુ મન ઉતર્યું, એવો જાણ્યો રે સસાર કહોને"

× × ×

"કાચા કાચો કુભ, વાર ન લાગે વણસતા"

× × ×

'જાવુ પડશે જરુર ઉઠી અચાનક આહીં થી
તે આ તન આતુર જાશે ઉઠી જાણજો!"

× × ×

મળે જીવન મુક્ત જોગીયા, ત્યારે ટળે તનમન તાપ સત્સગ કીજીએ,
કરે અનયવ આરે શરીરના, પરા પળાય પડના પાપ, સત્સગ!"

જેમ ચંદનવાસથી વૃક્ષને, કરી ચંદન સમાન સોય;
જેમ મલીન મળે જળ જાન્હવી, તેને તરત કરે ગંગા તોય; સત્સંગ."

... ... ...

"તમે અંતરની આંખ્યે ઓળખી, કરો સદ્‌ગુરુ સંતનો સંગ;
ઓળખવું અંતરેઃ
સાચા સદ્‌ગુરુથી સુખ પામીએ, ખાયે ખોટાથી મોટી જો ખોટ–"
"પાર ન કરે પોત પાષાણનું, તરે તારે જો કાષ્ટનું ઝાજ!" (જહાજ)

સંત અને સત્સંગના મહિમાના આ ધોળો પણ તેટલાજ લોકપ્રિય છે.

સ્વામીનાં વિરહનાં પદો, સ્વરુપવર્ણનનાં પદો અને બારમાસીઓ, પ્રેમાનંદ સ્વામીની વધારે સંગીતમય વાણી આગળ ઝાંખાં દેખાય છે ખરાં; પણ તેમાં અંતરનો ઉભરો તો તેવોજ વેગવાન પ્રત્યક્ષ થાય છે. આજ પ્રમાણે શ્રીજીને શું ગમે ને શું ન ગમે, કહેતાં–કેવા ગુણ ને સ્વભાવ શ્રીજીને ગમતા ને કેવાથી તે નારાજ થતાં એ, "સખીરે ધન્ય ધન્ય બદ્રીધામ, નિવાસ નરવીરનું રે લોલ!" એ અષ્ટપદોમાં તથા પંચવર્તમાનના અને શિયળના આગ્રહવાળા શિયળની વાડના નવ પદોમાં, તેમજ "એક સમે શ્રીહરિ સ્વામી, તેડાવિયા નિજ જન" તથા "શ્રીરામ–રામ વાચક વિવેક શું ઉચારિયે" એ બે આઠ આઠ પદોના ગુચ્છકોમાં, તેમજ "માનો એક શિખ મારી, રાખો રૂદામાં ધારી" એ ચોસરમાં, એ તાદૃશ થાય છે. વળી તેમનો અનન્ય નિશ્ચય પણ "આસરો તું લેજે રે સ્વામી સુખકંદનો" એ ચોસરમાં પ્રકટી નીકળે છે. જીવનું લગ્ન પ્રભુ સાથે કેવું થવું જોઇએ તે, "લાગુ પાયે પરબ્રહ્મને, સોયે સદ્‌ગુરુ શ્યામ!" એ અખંડવરના વિવાહના ૨૦ પદમાં સુંદર રીતે આપે છે.

સ્વામીનાં કેટલાંક પદો ઉપરથી તેમજ શ્રીસ્વામીનારાયણના કેટલાક આરંભના પત્રો ઉપરથી જણાય છે કે પૂજાપાઠ વગેરે રામાનંદ સ્વામીએ પ્રવર્તાવેલી રીતિઓને અનુસરવા છતાં તેમના તત્ત્વજ્ઞાનનું વલણ અદ્વૈત–કેવલાદ્વૈત તરફ હતું, અને પાછળથીજ તે ચોક્કસ વિશિષ્ટાદ્વૈત તરફ વળ્યું હતું. સ્વામીના પદો તે બાબતમાં ખાસ ધ્યાન ખેંચે છે કારણકે તેમાં અદ્વૈત સિદ્ધાંતનું પ્રતિપાદનજ માત્ર નથી, પણ પોતાના ગુરુદેવને ઇષ્ટદેવ તરીકે–સર્વથી પર એવા બ્રહ્મ–પરબ્રહ્મ તરીકે પ્રતિપાદન પણ તેમાંજ કરે છે; જેમ કેઃ

"સહજાનંદ સિંધુરે, આજ મારે ઉલટયો રે"–
એ લીટીથી શરુ થતા ચોસરમાંકહે છે કેઃ–

"સહજાનંદ સિંધુરે સખી। જો સભર ભર્યો રે, એક રસ અખંડ ને અવિનાશ;
અંતરની આંખિયોરે, જે જોશે તે જાણશે રે, આવે ન જાય જેમ આકાશ; સહજાનંદ૰

લેહેર તુરંગરે, બુદ્‌બુદા બહુ થયારે, દેવ ઋષિ મુનિ નરને નાર્ય,
સ્થાવર જંગમરે, દિસે જોતા જુજવાંરે આદે અન્તે મધ્યે વિલસ્યુ
એકજ વાર્ય સહજાન૦

હિમકરાને રે, ઘણુ બહુ લેખતારે, જોતા દિસે જુજવી તેહની જાત
ઉત્તમ મધ્યમરે એથી અળગુ નથીરે, પોતે એક પાડી ભિન્ન ભિન્ન ભાત, સહજાન૦

ભાઙુ ભરીયેરે, જેમ કોયે જળનુરે, રાખીએ રત્નાગરની માંહ્ય
ભીતર બાહિર રે ભર્યું જળ ભાળીયેરે, ભાજન ભાગતે તોય રહ્યુ ત્યાંય સહજાન૦

આવે ન જાયરે, અખંડ એ આતમારે જેહ સ્થિર અસ્થિર તે નવ થાય
નિષ્કુળાનંદરે લેયે આનંદનીરે ઉપની તે સાયર માંહિ સમાય
સહજાનંદ સિંધુરે૦

વળી કહે છે —

"સહજાનંદ સિંધુરે સખી! સદા સેવીયે રે જો સુખ ઇચ્છીયે મન માંહ્ય
ડગમગ કરીરે દીલ ન ડોલાવીરે, જેણે કરી જાયે। અવસર જાય સહ૦
અવસર આવ્યોરે, અવર આવે નહીં રે જેમા કાંઇ મળીયા સુંદર શ્યામ
એવાને મુકીનેરે અન્ય ન આરાધિયે રે જેણે કરી જીવિત થાય હરામ સહ૦

"થાય થાય જો કુમતિ મતિ તારી રે'—એ બાગ પદોમાં પણ વૈરાગ્યોત્પાદક ઝપાટા સાથે વેદાંતના સિદ્ધાંતોનુ કથન કેવળાદ્વૈતવાદ વિરુદ્ધ નહીં એવુ જોવામા આવે છે, જો કે તેમા પણુ તેમની ગુરુભક્તિ ને નિષ્ઠા તો દર્શન દેજ છે ભક્તિનિધિ વચનવિધિ, ધીરજાખ્યાન, એ ગ્રંથોમા તેમની અચળ નિષ્કામ દૃઢ ભક્તિની અને નિશ્ચયની, કલ્યાણનિર્ણયમા તેમની શ્રદ્ધાની અને અડગ આશ્રયની ઝાંખી થાય છે, તેમજ આ ગ્રંથોની ભાષા —કવિતા, પદો અને કીર્તનોની ભાષા અને રચના કરતા—દોષરહિત પણ છે

સ્વામીના પદોમા તે સમયના લોકરીવાજો ને માન્યતાઓ બીજા તેમના સમકાલીન અને ગુરુભાઇ કવિઓના કરતાં વધારે મળી આવે છે સ્વામીનારાયણે પોતાના ત્યાગીઓની કસણી કરવામા પાછીપાની નહોતી કરી તેમની પરિભાષામા ૧૦૮ કે ૧૧૦ પ્રકરણો ફેરવ્યા હતાં, એટલે કે જુદા જુદા નિયમો આપીને નાણ્યા હતા, અને તેમાથી સાંગોપાંગ ઉતરીને આવેલાઓનાજ નામો આજે સત્સંગ જાણે છે બીજા કેટલાક આ કમોટીમાં પાર ન પડવાથી એકડમલ થઇ (એકાકી કે બેએકના સાથમા) ચાલી ગયા હતા છતા તેમનાં વર્તન પણુ તે સમયના ત્યાગીઓ કરતા શ્રેષ્ઠ રાખી રહ્યા હતા તેમજ તેમને પોતાના ગુરુના ઉપર ઇષ્ટદેવનીજ ભક્તિ રહી હતી એક વખતે ધામનીઓ સર્વ કઢાવી નાંખી તેનો ઢગનો કરી તેને બાળી નાખવાની આજ્ઞા કરી ને તેમ કરાવ્યુ પણુ કેટલાકને તે આજ્ઞા ઘણીજ સખત લાગેલી ને મનમા તેમજ (કેટલાક તો) પ્રકટપણે દીલગીરી દર્શાવવા

લાગ્યા. આ બાબતનું સ્મરણ કરાવનાર પદ તેમાં રહેલા કરુણભાવ માટે અત્રે આપવું યોગ્ય છે —

"કલિમલ રૂપે કામળી, પુરાણુ હતુ પાપ;
મહારાજે મહોટી મેહેર કરી, સબલ કાઢયો સંતાપ.
ત્યાગહીણા જે તપસી, સુણો સંત સુજાણ,
કામળી કારજ જે ફરગર્યા, વર્ણવુ તેની હું વાણ.

... ... ...

પાછી આપો તમારો પાડરે, મારી ઘોરાજીની ધાબળી,
સુતા બેઠા સાંભરે મને ધાબળી ધોળી ફુલ,
દશ રૂપૈયા દેતાં ન મળે, એવી હતી અમૂલ રે મારી૦
સુંવાળી ને સુતર સરખુ, ઝીણા પોતી જોર,
ઊસે ભક્તે દેહ મુકયો ભાઈ, તેણે બાધી'તી કોર રે. મારી૦

... ... ...

પાઠ દીધાનું પુસ્તક દીધુ, લીધુ તેનું ધન;
કાલાવાલા કોડ કર્યા છે, તે જાણે છે મારૂં મન. મારી૦
એકના અઢી રોકડા આપ્યા, બીજાના આપ્યા બે;
અરધો જેમ તેમ લેઇયો, એ પાંચ પુરાની છે રે. મારી૦
કામળી બળતી કેમ દેખાશે, થાશે મારૂં મર્ણુ;
બાળો માં એ બાપી મુકો, માંડ ફરે મકર્ણ રે મારી૦

... ... ...

આજ પછી તો એમ નહી કરૂ, ખૂબ વળી છે લાજ,
નાસુવાજુ તો નરસું લાગે, આપો પાછી આજ રે મારી૦

... ... ...

બળતીજળતી બોલવાં લાગી, લઈ મોટાની ઓથ રે મારી૦

શીલ સંબંધીના ને વર્તમાન નિયમ સબંધીના તેમના પદો, લગ્નાદિક પ્રસગે ગાવા અર્થે બનાવેલા ધોળો અને ગરબીઓ, ખાસ ધ્યાન ખેંચે છે, જોકે છંદશાસ્ત્રની પદ્ધતિ સચવાતી નથી, માત્રા કે ગણના ગણિતશાસ્ત્રથી ઘણે અંશે રહીત છે, અલંકાર કે ચિત્રકાવ્યની કૃત્રિમ યોજના વગરની છે તોપણ તેની સાદી અને સરળ ભાષાને લીધે, તેમનાં પદો સ્ત્રીવર્ગને તેમજ અન્ય યાચક વગેરે વર્ગને ગાવા માટે સહેલાં અને અનુકુળ હોવાથી, તેમાંના વિચારો અને વિષયો સર્વને સમજ પડે તેવા ને તેવીજ રીતે લખાયલા હોવાથી તેમના પદો, કીર્તનો અને ધોળ ગરબીઓ ગુજરાતમાં અને કાઠીઆવાડમાં ઘણુંજ પ્રિય થઇ ગયેલાં છે. સ્વામીનારાયણે પુનરુદ્ધાર કરેલા જ્ઞાન, વૈરાગ્ય, બ્રહ્મચર્ય, ત્યાગ, તિતિક્ષા, સહિષ્ણુતા ને શમદમાદિક ગુણોનો પ્રચાર કરવામાં અને તેને સમાજના જીવનમાં ઉતારી તેને જીવનની સાથે ઓતપ્રોત કરવામા સ્વામી તેમજ તેમના અન્ય ગુરુભાઇઓ પ્રયાસ

કરી રહ્યા હતા તોપણ પોતાના ગુરુશ્રીના અંતર્ધાન થવા પછી ઘણાજ ટુંક સમયમાં સત્સંગમા દેખાઇ આવેલી શિથિલતા જોઇને સ્વામીએ જે ભવિષ્યવાણી કહેલી છે તે-ખાસ જાણવા જેવીજ માત્ર નહીં પણ-આજે ઘણે અંશે અક્ષરશઃ ખરી પડતી દેખાતી હોવાથી અત્રે તે ટાંકવા લંબાણને ભયે પણ લલચાઉં છું:—

શ્રીજી પધાર્યા સ્વધામમા રે, મેલી પોતાના મહેલ;
તે પણ તન ત્યાગશે રે, ત્યારે રખે પડતી જો ભેહ શ્રીજી૦

આ ધોળના ૨૨ કડવામાં ત્યાગીઓ શું કરશે અને શુ નહીં કરશે તે કહે છે, ને તે વળી તે સમયના અન્ય ત્યાગાશ્રમીઓમાં ચાલુ રીતિઓની ઝાંખી પણ કરાવે છે કારણ કે કાઢેલા તે રીવાજો પાછા દાખલ થશે એમ સ્વામી કહે છેઃ—

"ત્યારે ભક્તિ મને કેમ ભાવશે રે, ધર્મ પર રહેશે જો દ્વેષ;
વાત વૈરાગ્યની નહીં ગમે રે, જ્ઞાનનો નહી રહે લેશ. શ્રીજી૦
ક્ષમા દયા ને અધિનતા રે, રયા સારુ રહેશે સંતોષ;
ત્યાગ તે પણ ટકશે નહીં રે, તેનો જોઈ મુક્યો છે જોષ. શ્રીજી૦
મન માને તેમ મ્હાલશે રે, ચાલશે ચિત્ત અનુસાર;
માથેથી બ્હીક મટી ગઇ રે, જેને કેનો ન રહયો ભાર શ્રીજી૦

આગળ જણાવે છે કે તેલે ભીંજવેલા પિશોરી જોડા પહેરીને ચટકતી ચાલે ચાલશે, ને પેચદાર પાટલીઓ પાડી ઝીણી લાલ કીનારનાં પનાલાં ઝીણાં ધોતીયાં પહેરશે; ધાતુના તારવાળી અવલ પીછોડી ઓઢી બનીઠણીને બેસશે, ગાદી, તકીઆ, ગાદલાં, ઓશિકાં ને સજ્યાઓ શૃંગારશે, ભાવતાં ભોજનો જમશે, ખટરસ ખોળી ખોળીને ખાશે; શાકો વધારશે, અને જુક્ત જુજવું જમશે, પગપાળા મટી જઇ ગાડીઘોડા રાખતા થશે. ને વળીઃ—

"મોટાની મોટપ ઢાંકશે રે, નાંખશે પોતાનો ભાર;
વાતુના વાયદા કરશે રે, જેને ન રહયો કેનો ભાર. શ્રીજી૦
નારી ધનને નિંદશે રે, વાતમાં વારમવાર;
અંતરે અભાવ તો નહીં કરે રે, જેને કેનો ન રહયો ભાર શ્રીજી૦

વળી કહે છે, જયાં સારી રસોઇઓ મળશે તેવાં મનગમતાં સ્થાનોમા ફરશે, ને ગામડાં મેલી શહેરો શોધશે. ને—

"છોટા છોટા શિષ્ય રાખશે રે, ચાકરી કરવા બેચાર;
મોટાની મહોબત મુકશે રે, જેને કેનો ન રહયો ભાર શ્રીજી૦
ત્યાગ હોય ન હોય જો તનમાં રે, તેનો અતિ કરશે ઉચ્ચાર;
દમે કરીને દિન કાઢશે રે, જેને કેનો ન રહયો ભાર શ્રીજી૦
વૃત્તિ અંતરે વાળશે નહીં રે, બહુ બહુ વરતશે બહાર,
લોકમાં લાજ વધારશે રે, જેને કેનો ન રહયો ભાર શ્રીજી૦

સર્વે દગાના સ્થળો દેખાડીયારે, એવા બીજા છે અપાર,
તન અભિમાની તે નહીં તજેરે, જેને કેનો ન રહ્યો ભાર. શ્રીજી૦
આતો ભાખ્યું છે ભવિષ્યનુંરે, સૌ સમજી ચેતો સાર;
નિષ્કુળાનંદ કે' એ નહીં ફરે કે, કહ્યુ છે ગે કરી વિચાર　શ્રીજી૦

આ ધોળને અંતે બીજા પદમાં કરુણાથી ભીના તેમના અંતરમાંથી પ્રભુની પ્રાર્થના નીકળે છે કે.—

"કરજો સત્સંગીની સાહય, સત્સંગીની સાહયરે,
વાલા ધરમ સંકટની માહય રે કરજો સત્સંગીની સાહય।
વિદ્યાર્થીને વિઘ્ન વર્જિએ, ભલી બાંધી છે ભેક;
સત્સંગીની સરધા (શ્રદ્ધા) સ્વામી, નહીં રેવા દિયે નેકરે. વાલા૦ ૧
સાંખ્ય જોગીને શસ્ત્ર ધારી, સંન્યાસીને સંત,
લાવો લાવો લાવો કરે, ફર લેવા અંત રે　વાલા૦ ૨
અસનવસન વાસણ વળી, જે જે જોઇએ સમાજ,
અવશ્ય એ તો આપવુ પડશે, ન આપે તો ન રહે લાજ. વાલા૦ ૩
ઘરનું હોય તો ઘણું, પરં કાઢી અપાયે કેમ?
સુખ જુનાનુ જોઇને નવા, ધારતા નથી નેમરે　વાલા૦ ૪
નિત્ય હઠીને નવલા આવે, ગાવે માતમ (મહાત્મ) મુખ,
કાઢી ઉપાયે કેડ ન મુકે, એ વાતનું દુઃખ રે　વાલા૦ ૫
એ તો સહુનું સરખુ કહ્યું, વળી કહેવાનું એક,
રસ્તાના રહેનારની, કેદી ટકશે નહીં ટેક રે　વાલા૦ ૬
જેમ છે તેમ જણાવતો નથી, અંતરજામી અલબેલ;
વાલમ વ્હેલા વ્હારે ચઢજો, વળી મ કરજો વેળરે. વાલા૦ ૭
આવું સાંભળીને સમજુ હોય તે, કરજો હયા માંયે તોલ,
કરજોડીને એ તો કહે, નિષ્કુળાનંદ બોલરે—
વાલા કરજો સત્સંગની સાહયરે.

ધીરજાખ્યાન, વચનવિધિ એ બે ગ્રંથોમાં દુઃખમાં ધીરજ ને સત્ય તથા નિયમોના પાલનમા અડગ નિશ્ચય અને શ્રદ્ધા ઉત્પન્ન કરવાની કેવી અજબ શક્તિ છે તેનો અનુભવ એક વાર વાંચેથીજ થઈ શકશે

**(૫) મંજુકેશાનંદ તથા દેવાનંદ સ્વામી.** આમાંના કોઇના પણ ગ્રંથો કે પદોનું સંપૂર્ણ પુસ્તક હજી પ્રકટ થયું નથી.

**મંજુકેશાનંદ સ્વામીનાં** પદોની સંખ્યા ૪૦૦૦ ની કહેવાય છે. તેમનું મુખ્ય અંગ પણ વૈરાગ્યનુંજ છે. સંસારની અસારતા બતાવી, વૈરાગ્યનો ઉપદેશ આપનારી તેમની વાણી જોમવાળી પણ સાદી છે. તેમની લેખનપદ્ધતિ ઉપદેશકને વધારે મળતી આવે છે, અને શૈલી પોતે વાંચનાર સાથે કે સાંભળનાર સાથે વાત કરતા હોય તે પ્રકારની હોઇ ઘણીજ સરળ છે.

"કામી ક્રોધી ગુરુ એમ કહે છે,
તારા દેહમાંહી પ્રભુ રહે છે,
તું બાહેર શું શોધે છે?"

એમા સાચાખોટા સંતોના અંગતુ વર્ણન ખાસ વાંચવા યોગ્ય છે. વળી, "નરતન પામી હાર્યો જીતી બાજી મૂઢ અજ્ઞાની!" "એમ કહી પરનારી સગ કરે, ચેલાતણું દ્રવ્ય હરે; તેનુ પાપ હૈયામાં નવ ધરે!" એ પદોમા સંસારીઓને સચોટ ઉપદેશ ઠોક સાથે આપે છે "વળી નાગપાચમ આવે જ્યારે, કરી લીટા સરપ પુજે ત્યારે, માચા નાગને લાકડીએ મારે!" એ ને એવાજ પદોમા જીવનના સત્ય વિનાની ખાલી બાહ્ય ચેષ્ટાઓ જેવા સેવા ને ભજનના નિયમોને તે અતિશય સખ્ત ભાષામાં વખોડતા તેવાઓની ઝાટકણી સારી રીતે કાઢે છે! કાવ્યદોહનકાર મુ. સ્વ ઇચ્છારામભાઇ દેસાઇ કહે છે કે "દુખીયાને દુ ખ વેળા ધૈર્ય પ્રેરવામાં તેમનાં પદોની શક્તિ અજબ છે"

તેમનાં "ધર્મકુંવર કયારે આવશે રે, મન મળવાને મ્હાય!" એ આદિ બારમાસીના પદોમાં તેમનો ગુરુ પ્રત્યેનો પ્રેમ, ભક્તિ, નિષ્ઠા, તેમજ જ્ઞાન-યુકત નિષ્કામ પ્રેમલક્ષણા ભક્તિનુ દર્શન થાય છે! અત્રે આ સર્વેની તુલના કરતાં ટુંકમા કહીશ કે જીવને નવો વૈરાગ્ય ઉત્પન્ન કરાવવાને માટે બ્રહ્મમુનિનાં છંદો મુમુક્ષુના હૃદયમાનો કચરો તારવી ઉપર લાવે છે, તથા દેવાનંદ સ્વામીનાં પદો તેને ચાબખાના માર મારી તેને ઉરાડવા માડે છે, મંજુકેશાનંદ *તે શુદ્ધિને દૃઢ કરી તેમાં બીજો કચરો આવતો અટકાવે છે, મુક્તમુનિ શાન્ત* પણ ગંગાજળ જેવા અથાગ બળવાળા વાણીના પ્રવાહથી તેને નિશ્કંચન કરી તેમાં વૈરાગ્યના બીજ નાખે છે, ને તેને નિષ્કુળાનંદ સ્વામી દૃઢ જમાવી, ઉગાડી, પોષી, મોટા કરી મહાન ફલદાયી વૃક્ષમાં ફેરવી નાંખે છે!"

**દેવાનંદ સ્વામી:** એમનાં પદો ગુજરાતમા ને ખાસ કરીને સ્ત્રી વર્ગમાં તથા ટહેલીયા ભટોમાં બહુજ પ્રિય થઇ પડી સારી પ્રસિદ્ધિ પામ્યા છે. તેમની ભાષા સાદી હોઇ વધુ મનરંજની છે, અને તેમનાં પદોના રાગ ગુર્જર સ્ત્રીઓમા પ્રિય થઇ પડેલા ગરબાઓના હોવાથી તેની પ્રિયતામાં વધારો કરે છે. આજે પણ ગુજરાત–કાઠીઆવાડમા બ્રાહ્મણો ને ભિક્ષુકો મહોલ્લે મહોલ્લે તેમનાં પદો ગાતા ને તે દ્વારા આજીવિકા પ્રાપ્ત કરી લેતા જોવામાં આવે છે. "કર પ્રભુ સંગાથે દૃઢ પ્રીતડી રે, મરી જાવુ મેલી ધનમાલ; અંત કાળે સગું નહી કોઇનું રે!" "જનમ સંગાથી વિસાર્યા જગદીશને રે, એળે ખોયો મનુષ્યાવતાર"; "દેવાનંદનો વા'લો કાપશે રે, તારા જનમો જન્મના પાપ" વગેરે પદો ટહેલીઆઓને મુખે સાભળતાં આપણી લાગણીઓ હચમચી જાય છે!" તેમનાં લખાણમાં ખાસ ધ્યાન ખેંચનાર તો ચાબખા છે. ગુજ-રાતી ભાષામાં ભોજા ભક્ત સીવાય અન્ય કોઇ કવિના એવા ચાબખા ખાસ વાંચવા કે સાંભળવામાં આવતા નથી!

"શીલવંતા સાધુ સાભળજો કરી પ્રીતિરે,
આઠ પ્રકારે અબળા તજવી, મન ઇન્દ્રિયને જીતી રે,"

આદિ પદો વૈરાગ્યની ઝમકથી ભરેલા હોઈ મન ઉપર માલમ ન પડી આવતી પણ સ્થાયી અમર કરે છે. તેમની શૈલી સરલ અને મધુર છે, અને તેની છાયા સંપૂર્ણપણે તેમના શિષ્ય અને આ યુગના ગુજરાતના કવીશ્વર તરીકે પંકાયેલા દલપતરામભાઈની કૃતિમાં જોવામાં આવે છે. શરદપુર્ણિમાની ચાંદનીની રાત્રિમાં સુરત, વડોદરા વગેરે ગુજરાતના સ્થાનોમાં કંસારણો, સોનારણો અને નાગરાણીઓ ઘણા ઉંચા પણ ગંભીર સૂરથી એમના પદો ઉત્સાહપૂર્વક ગરબામાં ઉતારે છે.

સ્વામીનારાયણના સમયના સંસ્કૃત-પ્રાકૃતના નવ કવિઓમાંના ગુજરાતી ભાષાના ૭ મુખ્ય કવિઓની કેંક પ્રસાદી ઉપર આપી ને તેમ મ્હારા લેખ માટે ઠરાવેલી હદ પણ ઉલ્લંઘી ગયો છું, એટલે હવે તો બાકીનાઓના નામ માત્ર જણાવી, તેમની કૃતિઓ પરિશિષ્ટમાં આપવાની રાખવી પડશે. તોપણ "નહીં મેને યમના દૂત શાસ્ત્રની રીતે!" કહી ઉપદેશવાવાળા ને શાસ્ત્રીય કર્મકાંડ પર દૃઢ શ્રદ્ધાવાળા **યોગાનંદ સ્વામી**, કે હૃદયને હાલવી નાખ્યા વિના નહીં રહી શકનાર, "વાલો વારી વેંણુ વ્હાના રે, પ્રગટ્યા સુરજ સહજાનંદ લાલ," "બ્રહ્મ વિદ્યામાં ભેદુ કરીરે, જીવનમુક્ત કર્યા જીવ આજ!" "જોગ અષ્ટાંગ દઈને રે! ભુતિક દેહ કર્યો દિવ્ય આજ (ભૌતિક દેહ કર્યો દિવ્ય આજ)," "સતજુગ વરતાવ્યો સત્સંગમાં રે, કોઈ જીવ કર્યા નિષ્કામ આજ," 'આવરણ ભેદી બ્રહ્મ મોહોલમાં રે, જાય હજારૂ હજાર આજ!" "ભવસાગર તરવા અર્થે રચ્યું રે, સત્સંગરૂપી નૌતમ નાવ આજ," પ્રગટ પ્રભુ વિના સરવે શત્રુ, રો'મા ભટકસે કાઈને રે" "પંચ વીશે સુખ ઝાંઝવા જેવા મરશો વારી વલોઈને રે' "પુજા પ્રભુજીની માનસી રે કરવાની કહુ રીત, બ્રહ્મરૂપે ભક્ત થઈને રે કરજો નીત નીત" વગેરે સાદી ગામડી ભાષામાં કે માત્રાના મેળ વિનાના કીર્તનો કરનાર **ભૂમાનંદ** સ્વામી, 'ધારો ધારો જીવન તમે જોઈને રે મારા વહાલા ભક્તો ભાઈ-શું રહ્યા છો માયામાં મોહીને રે!"

'ઈશ્વર કઠિનું જ્ઞાન તે પરમાણીજે રે,
પ્રકૃતિ પુરુષના સુખ સુધી જાણીજે રે,
એ તો ભોગવીને અંતે પડતુ મુકે રે

આત્મારૂપ થઈ અક્ષરને ધારીએ રે,
ત્રિપુટી થકી જુદા પડો જીવથી રે!
પ્રભુધ્યાન વિના હુ પદ ભળશે નહી રે,
જ્ઞાની પાસે એ વાત જઈ જાણજે રે
વચનામૃતમાં તે જોઈ પરમાણજે રે।

એ પદ્ધતિ પર સત્સંગમાં જાગૃતિ લાવવાને પ્રયાસ વડે હાલના નાટકી રાગોમાં, તેમજ જુના રાગોમાં કરનાર કચ્છનિવાસી **ભાઈ જેઠમલ ઘેલા,**

બ્રહ્મમુનિ કવિ ભાનુ સમ, પ્રેમમુક્ત હોઉ ચંદ'
ઓર કવિ ઉડુગણ સમ, કહે કવિ અવિનાશાનંદ'

એમની કૃતિઓ ઘણી સંભળાય છે, અને હાલના લેખકોમાંના તે છે. તે સીવાય અંસજ કોમમાં જન્મી સ્વામીનારાયણના નામનો જપ કરતાં કરતાં કૈંક અનુભવ પ્રાપ્ત થતાં હૃદયમાં ઉદ્ભવી આવેલા કોલાહલને કીર્તનોના રૂપે હાલવનાર **તેજા ભક્તને** કે પ્રભુનું માહાત્મ્ય પોતાની પદબંધ અને માત્રા ગણના મેળવાળી શાન્ત પણ મધુર ભાષામાં લખનાર, " મન તુ મુરખ ચાળા મેલ!" કરી મનને ઉપદેશનાર ગુજરાતી માત્રને જાણીતા એવા કવીશ્વર દલપતરામભાઇને વીસરશું નહીં!

ગદ્યમાં કહો કે ગદ્યમય હીંદી મારૂ ભાષા મિશ્રિત પદ્યમાં કવિત્વના બંધન વિનાની કવિતા રચનાર, સ્વામીનારાયણની દિનચર્યાની નોંધ રાખી જનાર, તેમના સમયની રોજનીશી જેવો ગ્રંથ રચી સમાજની સેવા કરનાર **આધારાનંદ સ્વામી;** ગદ્યમાં પદ્ય જેવોજ સ્વાદ મુકનાર, પોતાની વાતોથી અનેકને ભવજળ-પાર ઉતારનાર મહા સમર્થ જળનૌકા (સ્ટીમર) જેવા **ગોપાલાનંદ** તથા **ગુણાતીતાનંદ** અને **નિર્ગુણદાસજી સ્વામીની** વાર્તાઓની નોંધ તો કરવીજ જોઇએ. આ સીવાયના અન્યમાં સાહિત્યપ્રેમી **વિહારીલાલજી મહારાજને** અગ્રસ્થાને મુકીશું, બાકીનાની કૈંક નામાવલીજ આપીશું. "જ્ઞાનવિલાસ"ના કર્તા **શ્યામળિયા ચૈતન્યાનંદ સ્વામી;** "સ્વામીનારાયણ વિવરણ"ના લેખક અમદાવાદના **પ્રસાદાનંદ સ્વામી;** "ધ્યાનસિદ્ધિ"ના લેખક **વિદ્યાત્રાનંદ સ્વામી;** "ધર્મામૃત, હરિગીતા ને કીર્તનો" લખનાર **ધ્યાનાનંદ** તથા **ત્યાગાનંદ;** કર્ણપ્રિય સરળ ધોળો, સલોકાઓ અને પદો દ્વારા આશ્રયનું બળ ઉપદેશનારા **"જેરામ બ્રહ્મચારી,"** ભોળે ભાવે જોડકણાં તથા દોહરાઓમાં જે જોયું તે ગાયું એવા **"ભીમ ભક્ત,"** મુક્ત મુનિની ઉદ્ધવગીતા ઉપરથી વધારે સરળપણે ગાઇ શકાય તેવાં પદોમાં કીર્તનરૂપે તેજ ગ્રંથને લખનાર દોસગામના શેખ મુસલમાન ભાઇ **નથુ ભક્ત;** સ્વામીનારાયણનો નિશ્ચય સાંભળનારને તુરતમાંજ કરાવી શકે એવી જોમવાળી વાર્તાઓના કરનાર મુળે મારવાડના ઠાકોર, ભાઇ **આત્માનંદ સ્વામી;** "લીલા ચિંતામણી" ના લેખક **આત્માનંદ** બ્રહ્મચારી; રાત્રિ દિવસ ધ્યાનમાં નિમગ્ન રહેનાર, અખંડ મૂર્તિને ચિંતવનાર, ધ્યાન અંગનેજ પોષનાર ને શ્રીજીના નિશ્ચયના બળેજ જીવનાર, "શ્રી હરિકો સદન મદન કોટિ કોઉ લજાવે, સારદ નારદ શેષ મહેશ કોઉ પાર ન પાવે; અક્ષરરૂપ ઓરડી હૈ અજબ અનોખી!" વગેરે છપ્પાઓ અને પદો કરતા પણ વિશેષપણે જાણીતી થયેલ ઝડઝમકવાળી વાતોના કરનાર **સિદ્ધાનંદજી;** "કવિકાળ" વીશના, "હોકા વીશે"ના તથા અન્ય સમાજના દોષો ઉપર કુંડળીયાઓના રચનાર–મયારામ ભટ્ટના ભાઇ **ગોવિંદરામ ભટ્ટ** છે નાના પ્રેમાનંદના નામનાં કીર્તનો કોઇક કોઇક માય છે, તેમજ રઘુવીરજી તથા અયોધ્યાપ્રસાદજીએ પદો રચ્યાં છે. ભક્તરાજ તુલસીદાસજીના રામાયણનું ભાન કરાવનાર, ગુજરાતીમાં

સમર્થ રામાયણ લખનાર પંડિ ગોપાળજી; વાસુદેવ ચરણદાસ તથા તેવાજ કીર્તનનાં પદો લખનાર અભયસિંહ; "સ્નેહ બાની"ના લખનાર વગર ભણેલા છતાં શુદ્ધ ભક્તિથી ભીંજાયેલા અંતઃકરણના ઉભગઓ કાઢનાર, "કવિના હૃદયની ભાવનાનો વાણીમય સતત પ્રવાહ" એ કવિતાનું સ્વરૂપ પ્રકૃતિસિદ્ધ કરનાર કવન, રામભક્તના કથનમાં ઘણે ઠેકાણે પ્રકટી નીકળે છે. અમદાવાદવાળા બ્ર. બાળકૃષ્ણાનંદજીના પદબંધ માહાત્મ્યના ગ્રંથો, "ભુજનો દિગ્વિજય" લખનાર ભુજના બ્ર. આનંદાનંદ; "જ્ઞાનપત્રી"ના ગાનાર તુલજારામ વિપ્ર; હાલના રાગોમાં કીર્તનો રચનાર બ્ર. જગદીશાનંદ, શિવાનંદ, બદ્રીનારાયણદાસ આદિ ઘણાના છુટક છુટક પદ કર્ણે પડે છે. જ્ઞાતિઓએ કરેલા વિરોધના સમયે સુરતના તોફાન વખતે સરકાર તરફથી પરેલા ત્રાસને ધીરજથી સહેનાર ને સ્વામીનારાયણના અડગ નિશ્ચયથી અને માહાત્મ્યના કેફથી છકભરી ઉછળતી ભાષામાં ઉભરા કાઢનાર સુરતના રા. સા. મંછારામ ઘેલાભાઇના અને બ્ર. કૃષ્ણાનંદજી ઉર્ફે અચિન્ત્યાનંદજીના સ્મરણ વગર ટીપ અપૂર્ણજ રહી જાય.

ગદ્યના લેખકોની શૈલીના—ખાસ કરીને ગોપાળાનંદ સ્વામી, નિર્ગુણદાસ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી, ઉત્તમ ચરણદાસ સ્વામીની આજની શૈલી જેવીજ સાદી, સરળ ભાષા ને પદ્ધતિવાળી, સ્પષ્ટપણે સીધો અર્થ સમજાવનારી શૈલીના થોડા ઉતારા આપવાની પ્રબળ ઇચ્છા થાય છે, પણ સ્થાનના અભાવે હાલ તો તે રોકી રાખવીજ પડી છે; છતાં તેમની વાર્તાઓ ને તેમના ગ્રંથો—"ગીતાની ભાષાટીકા," "ઉપદેશનાં પગથીયાં," "ભાગવતના ભાગો," વાંચવાની સાહિત્યપ્રેમીઓને સૂચના કરું છું.

---

## પ્રકરણ ૮ મું

—૦—

### સંપ્રદાયની અન્ય સાહિત્ય ઉપર અસર

આ સંપ્રદાયના સિદ્ધાંતોના સંબંધમાં હું આગળ જણાવી ગયો છું. તે પોતાને શ્રીસંપ્રદાયના અંતર્ગત ગણાવે છે અને શ્રીસહજાનંદ સ્વામીએ પોતે પણ પોતાનો મત વિશિષ્ટાદ્વૈત કહ્યો છે. પણ વેદાંતસૂત્ર, ઉપનિષદો અને ગીતા એ ત્રણના આધારે ચાલતા ચારપાંચ સંપ્રદાયોમાંના કોઇ પણ એકની કોટિમાં તેનો સમાવેશ થાય કે નહીં તેથી કે તેના પોતાના સિદ્ધાંતોમાં ફેર પડશે નહીં. આ સંપ્રદાયે વૈષ્ણવોના બન્ને સંપ્રદાયોમાંથી કૈંક કૈંક રાખી લીધું છે, છતાં ઘણું નવીન પોતેજ દાખલ કીધું છે. નવધા ભક્તિમાંથી તેમણે દાસત્વ ભક્તિને વધુ સ્થાન આપ્યું છે, પણ તેથીએ વધારે લક્ષ તેમણે પ્રેમલક્ષણા ભક્તિ જેને નવ પ્રકારની ભક્તિથી જુદી, તેના ફળરૂપ ગણી છે તેને આપ્યું છે. આમ સામાન્ય

દષ્ટિએ જોતાં તે માત્ર ભક્તિસમ્પ્રદાયના એક અંગ જેવો જણાય છે ખરો; પણ વસ્તુતઃ તેમની ભક્તિ પણ જ્ઞાનમૂલજ—જ્ઞાનના ઉપરજ વધારે આધાર રાખનારી છે. જડચિત્નું જ્ઞાન, જડ જગતની અશાશ્વતતાનું જ્ઞાન, ને ચિદ્ જગતનું—આત્મા સ્વરૂપે—બ્રહ્મમય—બ્રહ્મ સાથે એક નહીં પણ સ્વરૂપ સ્વભાવે બ્રહ્મજ—જાણી લઇને તેને પરમાત્મા—પરબ્રહ્મનુ શરીર ગણી—એટલે કે એકજ પરમાત્મા પોતે જડચિત્ સર્વ યત્કિંચિત્ વસ્તુના આત્મા—શરીરી છે અને યાવત્ જે કંઈ અન્ય છે તે તે એકજ પરમાત્માને વશ વર્તનાર—તેની ઇચ્છાશક્તિ—ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિને આધારેજ પોતાની તે તે શક્તિઓ ટકેલી છે એમ સમજનાર—તેનું શરીર માત્ર છે—અને તે સ્વરૂપે સર્વ એકજ છે ને એક છતા ભિન્ન પણ છે એવું જ્ઞાન દૃઢાવનાર તેમનો ઉપદેશ છે. એના જ્ઞાનની દઢતા કરી—એટલે કે પોતાને આ પ્રકારે બ્રહ્મ સ્વરૂપ સમજી પોતાના શરીરી—આત્મા એવા પરમ તત્ત્વ દાસત્વ ભાવે—શુદ્ધ નિષ્કામપણે ઉપાસના—સેવા કરવી તેને એમણે ખરી ભક્તિ—પરાભક્તિ—પ્રેમ લક્ષણા ભક્તિ કહી છે ને તેનોજ પ્રચાર કરેલો છે

આવી જાતની ભક્તિમા રમી રહેવાને માટે ધર્મનુ કહેતાં સ્વધર્મનું—સદ્ધર્મનું—પાલન એ સહજ સ્વભાવ જેવુ બની રહે છે તેને તે પાળવામાં—ધર્મના દશે અગોનું પરિપૂર્ણપણે પાલન કરવામા—પ્રયાસ કરવો પડતો નથી શમ, દમ, શાન્તિ, ઉપરતિ, દયા, મૈત્રી, કરુણા, મુદિતાએ અગો સવ વસ્તુ માત્રને બ્રહ્મ સમજનાર—પરમાત્માનુ શરીર સમજનારને અન્યપણું જતુ રહેવાથી—કેળવવાપણુ રહેતુ નથી. આનુ—જગતના નાશવંતપણાનુ અને આત્મા પરમાત્માના ચૈતન્યત્વનું, અવિનાશીત્વનું, અખંડત્વનુ, આવા ઐક્યનુ જ્ઞાન હૃદયમા દૃઢપણે—સતત જાગ્રત રહે તેને માટે બ્રહ્મચર્ય, વૈરાગ્ય, તિતિક્ષા, સહિષ્ણુતા, સમતા વગેરે—જનસેવામાં ઉત્તેજિત કરનાર—પ્રેરીને તેમાજ નિરંતર ટકાવી રાખનાર કલ્યાણપ્રદ ગુણો—ગુણો છતા પણ અતિશય શુદ્ધ નિષ્કામ ભાવ હોવાથી નિર્ગુણત્વ પ્રાપ્ત કરી રહેલા ગુણો—મેળવવા કે કેળવવાના રહેતા નથી પણ તે તેનામાં સહજ સ્વાભાવિકજ અંગ બની રહે છે.

તેમણે નિષ્કામનુ સ્વરૂપ પણ અતિ શુદ્ધ રાખેલું છે ચાર પ્રકારની મુક્તિ મનાય છે અને સામાન્યપણે સાલોક્ય, સામિપ્ય, સારુપ્ય, ને સાષ્ટિ એમાંની કોઇ પણ પ્રકારની અવસ્થા માટે જીવાત્માએ પ્રયાસ કરવો એમ મનાતુ આવ્યું છે પરતુ તેમણે આ ચાર પ્રકારની કે તેમાંની કોઇ પણ એક પ્રકારની મુક્તિની ઇચ્છા રાખવી એ પણ સકામપણું ગણાવ્યુ છે માત્ર સેવા સીવાય કંઈ પણ ઇચ્છા રાખવી નહીં—પછી તે પોતાના ધણીને સુઝે તો તે આમાના કોઇ એકરૂપે તમને સેવાનો લાભ આપે ને ગમે તો અન્ય રીતે આ જગતમાં કે અન્યત્ર કે પોતાના સ્વરૂપમાં રાખીને તે લાભ આપે તેને જેમ જોઇએ તેમ કરે, પણ આપણે તો માત્ર તેની ઇચ્છાને વશવર્તી બની રહેવું એજ શુદ્ધ દાસત્વ—નિષ્કામ ભક્તિનુ સ્વરૂપ તેમણે સમજાવ્યું છે

આ સીવાય તેમણે આવી ભક્તિ–આવી સ્થિતિ–"ભક્તિ ભક્ત ભગવંત, વામે નહીં અંતરા' ।એવી અવસ્થા ઉત્પન્ન થઇ પરિપકવ થવા માટે નીતિ ને શીલના નિયમો ઉપર બહુજ ભાર મુકયો છે ને આચારવિચારની–કથની અને કરણીની–એકતા રાખવા ઉપરજ પોતાના ઉપદેશનું કેન્દ્ર રાખેલું છે.

અન્યમત સંપ્રદાયોને ખાસ કરીને ગુજરાત કાઠીઆવાડના આ ભાગમાં પ્રચલિત–જૈન કે વૈષ્ણવ કે સ્માર્ત- સર્વને આમના આ પ્રયાસ અને ટોકને લીધે પોતાના દોષોને ટાળવામાં શિથિલતા છોડવી પડી અને તે દ્વારા તેમનામાંએ શુદ્ધતાએ પ્રવેશ કરવા માંડયો નાના પ્રકારના વહેમો અને અજ્ઞાન અને તજ્જન્ય ભીતિ ઉપર ટકેલો તેમનો આધારસ્થંભ પડી ભાંગ્યો. તેમના સત્સંગીઓ દ્વારા જનસમાજમાં પણ એકેશ્વરવાદીપણું–તેના સર્વશક્તિમાન-પણાનું સતત ભાન–રહેવા લાગ્યુ અને તેથી મુઠ, ચોંટ, ભૂત, પ્રેત, વગેરે-દ્વારા કે ચીઠ્ઠી, માદલીયા, દોરા, ધાગા દ્વારા પોતાનું બળ ટકાવી રાખનાર ને તેમાંથી જીવન મેળવનાર સમાજની આત્મશક્તિ–આત્મવિશ્વાસની નિષ્ઠાને ચુસી લઇ, જનસમૂહને સત્વહીન કરી નાંખનાર વ્યક્તિ કે મતનો આધાર તુટી જઇ તેમનું બળ પડી ભાંગ્યું અને તે પ્રકારે સમાજમાં આત્મવિશ્વાસ ઉત્પન્ન થયો, ને પવિત્રતા ને શાન્તિ વધ્યાં.

સાહિત્યમાં તેમનો ફાળો–લેખોનું પ્રમાણ જોતાં–ઘણો મોટો છે ખરો; પણ તેમાંનો મોટો ભાગ અપ્રકટ રહેવાથી ને મુળ સત્સંગીઓને પણ સામાન્યપણે અપ્રાપ્ય રહેવાથી તેની અસર સાહિત્યની શૈલી ઉપર બહુ થવા પામી નથી–જોકે તેમની દરેક વસ્તુ સાદામાં સાદી ભાષામાં, સરળમાં સરળ રીતે, લાંબાં લાંબાં આડકતરાં વાકયો કે ઉપવાકયોના મિશ્રણ કે ઢાંકણ વગર સ્પષ્ટપણે (by direct method) કહેવાની ને સમજાવવાની પ્રથાની અસર તો ભાષાના લેખકો ઉપર થઇજ છે. તેમણે આચારવિચાર શુદ્ધ, સરળ શાન્તિમય કરી નાંખ્યા, તેમજ ભાષા પણ સરળ, શુદ્ધ, શાંતપણે કાર્ય કરનારી બનાવી; અને તેનો ખરો ભાવ દેવાનંદ સ્વામીના શિષ્ય એવા ગુર્જર કવીશ્વર દલપતરામભાઇ દ્વારા ગુજરાતી સાહિત્યમાં પણ પ્રકટી નીકળ્યો, ને ગુજરાતી સાહિત્યમાં ગદ્ય અને પદ્યમા શુદ્ધ સરળ રૈલીવાળી સાદી ભાષાના લેખોની વૃદ્ધિ થઇ છે.

# વિભાગ ૮ મો



# ભક્તિ અને ગુજરાતી સાહિત્ય

## પ્રકરણ ૧ લું

### ભક્તિ

સામાન્ય રીતે 'ધર્મ' શબ્દ એવા વિશાળ અર્થમા વપરાય છે કે તેમા ઉપાસના ભક્તિ, જ્ઞાન ને વૈરાગ્ય–બધાનો સમાવેશ થઇ જાય છે છતા એ બધા તદ્દન નિરાળી વૃત્તિઓથી પ્રગટે છે ભક્તિની વ્યાખ્યા નારદ પોતાના ભક્તિસૂત્રમા આ પ્રમાણે આપે છે —

अथातो भक्ति व्याख्यास्याम॰ ॥ १ ॥ सा त्वस्मिन् परमप्रेमरूपा ॥ २ ॥ अमृतस्वरूपा च ॥३॥[1]

શાંડિલ્ય તેની આ પ્રમાણે વ્યાખ્યા આપે છે —

सा परानुरक्तिरीश्वरे ॥२॥[2]

આ સૂત્ર પર ટીકાકાર સ્વપ્નેશ્વર કહે છે —

अत्र सा परेति लक्ष्यनिर्देश । शेष लक्षणम्। परेति गौणीं व्यावर्त्तयति। ईश्वर इति प्रकृताभिप्रायम्॥ आराध्यविषयकरागत्वमेव सा। इह तु परमेश्वरविषयकान्त–करणवृत्तिविशेष एव भक्तिस्तद्वैशेष्य च लौकिकानुरागादौ सुग्रहम्। यथोक्त परभक्ति-मता प्रल्हादेन। (विष्णुपु०। अशे १। अ० २०। श्लो० १७). ।

या प्रीतिरविवेकाना विषयेष्वनपायिनी ।
त्वामनुस्मरत सा मे हृदयान्मापसर्पतु ॥[3]

---

૧ તેથી હવે ભકિત માર્ગનુ વિવેચન કરીશુ (૧) એને (ઈશ્વરને) વીશે પરમ પ્રેમ રાખવો એનુજ નામ ભકિત (૨) તે ભકિત અમૃત જેવી છે (૩)

૨ ઈશ્વર ઉપર અનુરકિત રાખવી એજ પરા (ઉચ્ચમા ઉચ્ચ) ભકિત છે

૩ આ સૂત્રમા 'સા પરા' એ શબ્દો ભક્તિનો પ્રકાર દર્શાવે છે સૂત્રના બાકીના ભાગમા તેની વ્યાખ્યા આપવામાં આવી છે 'પરા' શબ્દ તેને ગૌણી ઉતરતા પ્રકારની ભકિતથી જુદી પાડવા માટે વાપર્યો છે 'ઇશ્વર ઉપર' એ શબ્દેથી મુખ્ય લક્ષ્યનો નિર્દેષ થાય છે આમ સામાન્ય અભિપ્રાય છે આરાધ્ય'ને વીશે રાગ (પ્રીતિ) દર્શાવવો, એનુજ નામ ભક્તિ પણ આ સ્થળે તો પરમેશ્વરને વીશે અન્તઃકરણની કેઇ ખાસ વૃત્તિ દર્શાવવા માટે 'ભક્તિ' શબ્દનો ઉપયોગ કરવામા આવ્યો છે તેની વિશિષ્ટતા સસારી ચીજોને વીશે જે પ્રીતિ રાખવામા આવે છે તેની સાથે સરખામણીથી બરાબર સમજી શકાશે પ્રલ્હાદ કે જેનામા વિષ્ણુ ભગવાનને વીશે પરમ ભક્તિ પ્રગટેલી હતી, તે આ પ્રમાણે જણાવે છે સામાન્ય લોકામાં જેમ સસારી વિષયાને વીશે દૃઢ અનુરાગ હોય છે તેમ તારુ નિરતર સ્મરણ કરતા એવા મારા હૃદયમાં પ્રગટેલી પ્રીતિનો કદિ પણ લય થાઓ નહીં"

ઉપાસના કરવાની વૃત્તિ કે જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા અને ભક્તિનું ભક્ત હૃદયમાં ઘણી વાર મિશ્રણ થઇ જાય છે. પણ જો ધ્યાનથી પૃથક્કરણ કરવામાં આવે તો એ અને ભક્તિમાં ઘણો ફેર છે. નારદ ભક્તિસૂત્રમાં કહે છે:—

सा तु कर्म्मज्ञानयोगेभ्योऽप्यधिकतरा ॥२५॥
तल्लक्षणानि वाच्यन्ते नानामतभेदात् ॥१५॥
पूजादिष्वनुराग इति पाराशर्य्यः ॥१६॥
कथादिष्विति गर्गः ॥१७॥
आत्मरत्यविरोधेनेति शाण्डिल्यः ॥१८॥
नारदस्तु तदर्पिताखिलाचारता तद्विस्मरणे परमव्याकुलतेति ॥१९॥ [1]

મનુષ્ય હૃદયમાં જે ન સમજાય તેને માટે બીક હોય છે. એ બીક ધાક પ્રસારે છે; ને ધાક માન ઉપજાવે છે. માન સામામાં પ્રતાપનું આરોપણ કરી પોતાની અલ્પતાનું ભાન આણે છે. અલ્પતાનું ભાન પામેલો મનુષ્ય જે વસ્તુમાં પ્રતાપનું આરોપણ કરે છે તેને પુજે છે; અને આ પૂજ્યભાવ નમ્રતા તેમજ અંતરની શુદ્ધિ ને શક્તિ આપે છે. આ પૂજ્યભાવમાંથી ધર્મવૃત્તિ પ્રગટે છે. આ ભાવનું અદ્ભુત દર્શન ગીતાના ૧૧ મા અધ્યાયમાં થાય છે:—

पश्यामि देवांस्तव देव देहे
　　सर्वांस्तथा भूतविशेषसङ्घान् ।
ब्रह्माणमीशं कमलासनस्थ-
　　मृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥१५॥

अनादिमध्यान्तमनन्तवीर्य-
　　मनन्तबाहुं शशिसूर्यनेत्रम् ।
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं
　　स्वतेजसा विश्वमिदं तपन्तम् ॥१९॥

द्यावापृथिव्योरिदमन्तरं हि
　　व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।

---

૧ ભક્તિ, કર્મ, જ્ઞાન અને યોગ કરતાં પણ અધિકતર-ઉત્તમ છે (૨૫) જુદા જુદા વિચારકોના અભિપ્રાયો પ્રમાણે ભક્તિના ભિન્ન ભિન્ન પ્રકાર હવે જણાવીશું (૧૫). પૂજા વગેરે બાહ્ય ક્રિયાઓ કરવા વિષે અનુરાગ એજ ભક્તિ એમ પરાશરના શિષ્ય જણાવે છે (૧૬). તેના (ઈશ્વરની) મહિમાના ગુણગાન કરવાં એજ ભક્તિનું લક્ષણ છે એમ ગર્ગ ઋષિ જણાવે છે (૧૭) ઈશ્વરને વિષે ધ્યાનમગ્ન રહેવાથી આત્મા જે આનંદ અનુભવે છે તેમાં ખલેલ ન પડે એવી રીતે તેની પૂજા, ગુણગાન વગેરે કરવાં એનું નામ ભક્તિ, એમ શાંડિલ્ય કહે છે (૧૮) પણ નારદ કહે છે કે, સર્વ પ્રકારની ક્રિયાઓ તેનેજ ચરણે અર્પણ કરવી, અને તેનું વિસ્મરણ થવાથી પરમ વ્યાકુળતા અનુભવવી—એજ ભક્તિનું લક્ષણ છે (૧૯).

दृष्ट्वाद्भुतं रूपमिदं तवोग्रं
लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥

नभःस्पृशं दीप्तमनेकवर्णं
व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा
धृतिं न विन्दामि शमं च विष्णो ॥२४॥

यथा नदीनां बहवोऽम्बुवेगाः
समुद्रमेवाभिमुखा द्रवन्ति ।
तथा तवामी नरलोकवीरा
विशन्ति वक्त्राण्यभिविज्वलन्ति ॥२८॥

आख्याहि मे को भवानुग्ररूपो
नमोऽस्तु ते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवन्तमाद्यं
न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥३१॥[1]

---

१ હે દેવ! દેવો સહુ આપ દેહે,
ને પેખું નાનાવિધ ભૂતસંઘ:
પદ્માસને રાજિત ઈશ બ્રહ્મા,
સર્વે ઋષિ, ને સહુ દિવ્ય સર્પો. (૧૫)
ન આદિ મધ્યાન્ત, અનન્ત શક્તિના,
અનન્તબાહુ, શશિસૂર્યનેત્રના,
પેખું છું દીપ્તાગ્નિવાળા મુખવાળા,
સ્વતેજથી આ જગને તપાવતા. (૧૯)
આ પૃથ્વી ને વ્યોમનું અન્તરિક્ષ,
ને સૌ દિશા, આપથી એક વ્યાપ્યાં;
નિહાળી આ અદ્ભુત ઉગ્ર રૂપ
દુઃખી ત્રણે લોક જ છે, મહાત્મન્! (૨૦)
નભઃસ્પર્શી, દીપ્ત, અનેકવર્ણી,
ખુલ્લાં મુખો, દીપ્ત વિશાલનેત્રી,
દેખી એવા દુઃખી છે અન્તરાત્મા;
ન ધૈર્ય, કે શાન્તિ મળે ન, વિષ્ણુ! (૨૪)
જેવાં નદીનાં બહુ નીરવહેણ,
વેગથી સિન્ધુની ભણી વહે છે:
જ્વલંત મુખો તમ માંહિ તેમ
આ વીર પેસે નરલોકકેરા. (૨૮)
ભાખો, તમે કોણ છો ઉગ્ર રૂપ?

ગીતામાં દર્શાવેલા આ ભાવો અને નારદ ને શાંડિલ્યે વર્ણવેલી ભક્તિ વચ્ચે જે નિરાળાપણું દેખાય છે તેજ ભક્તિ અને ઉપાસનાની વૃત્તિ વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરવા પુરતું છે. અર્જુન ગભરાયો છે, એનામાં માન પ્રગટ્યું છે, એ અલ્પતા અનુભવે છે; પણ અનુરાગ બતાવવાની એની મગદુર થઇ શકે એમ નથી. એમાં પૂજ્યભાવ ભલે હોય—અનુરાગ તો નથીજ.

તેજ પ્રમાણે તત્ત્વજ્ઞાન મેળવવાની વૃત્તિ પણ ભક્તિથી નિરાળી છે. મનુષ્ય સ્વભાવનું એક પ્રબળ લક્ષણ જિજ્ઞાસા છે. આ જિજ્ઞાસાથી પ્રેરાઇ તે ન જડે તેને શોધે છે, ન સમજાય તેને તપાસે છે. વણસંતોષાયેલી જિજ્ઞાસા-સૂક્ષ્મ શક્તિઓ પ્રગટાવે છે. અને એ શક્તિઓ અંતિમ તત્ત્વોનું અન્વેષણ આરંભે છે. એ તત્ત્વોનું દર્શન એક પ્રકારનો પરમ આનંદ પ્રગટાવે છે. આ દર્શનની શોધ તે જ્ઞાન પ્રાપ્ત કરવાની વૃત્તિ. આનું દૃષ્ટાંત પણ ગીતામાંથી જડે છે. ઇશ્વરનું સ્વરૂપ પારખી તેમાં લય પામવાની તીવ્ર ઇચ્છાને ગીતા "ભક્તિ" કહે છે. પણ તે ભક્તિ ભાગવત, નારદ કે શાંડિલ્યની ભક્તિ નથી એ તો સ્પષ્ટ છે. એમાં અનુરાગ ને પ્રેમના લક્ષણ કરતાં જ્ઞાન અને ઇશ્વરપ્રણિધાનના અંશો વધારે છે. ૯ મા અધ્યાયમાં લખ્યું છે —

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥२४॥
शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥२८॥
समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥२९॥
मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥३४॥

તેજ પ્રમાણે વૈરાગ્યથી ભક્તિ નીરાળી છે. પાતંજલ યોગસૂત્રમાં વૈરાગ્યની વ્યાખ્યા આપી છે.–

दृष्टानुश्रविकविषयवैतृष्ण्यस्य वशीकारसंज्ञा वैराग्यम् ।[1]

ભક્તિમાં ઇશ્વરના દર્શન ભીક્ષની તૃષ્ણા ઉલટેવેણ બને છે; અને અનુરાગ તો એનું મૂલ છે.

ઉપાસનાની કે જિજ્ઞાસાની કે વૈરાગ્યની વૃત્તિઓમાંથી ભક્તિ પ્રગટતી નથી. વૈદિક મંત્રદ્રષ્ટામાં ધર્મવૃત્તિ છે, વેદાન્તીમાં જીજ્ઞાસા હોય, ત્યાગીમાં વૈરાગ્ય હોય; ત્રણેમાંથી એકેની વૃત્તિને ભક્તિ ન કહી શકાય.

---

## પ્રકરણ ૨ જું

### ભક્તહૃદય

ભક્તહૃદયની કથાથી કોણ અજાણ્યું છે? તે ભગવાનને પુજે છે; તેને મળવા, તેમાં મળી જવા મથે છે; તેના આશ્રય માટેજ તલસે છે, તેના ગુણગાનમાંજ તલ્લીન રહેવામાં પરમાનંદની પ્રાપ્તિ અનુભવે છે; તેના જીવનમાંથી ઝરતા ઉલ્લાસ માટે પ્રાણ આપે છે. તે નમ્ર થાય છે પોતાના ભગવાનને સ્મરીને, તે ઘેલું બને છે તેનું નામ કવીને. એ સ્મરણ ને કવનથી પર એવા સુખની એને પરવા નથી. ભગવાનની કૃપા વિના જીવન તેને ખારૂં લાગે છે. તે જેવો પ્રેમ અર્પે છે, તેવોજ પ્રેમ અધિકારથી માગે છે તે રીસાવા ને મનાવા, ટાણા મારવા ને લાડ કરવા તૈયાર છે. વ્રજ તેને વહાલું છે–તેને વૈકુંઠ જવું નથી આ હૃદયની મહાપ્રતાપી ને એક પુરી વૃત્તિ તે ભક્તિ.

આ ભક્તિનું વર્ણન ભક્તહૃદયના વેદસમા ભાગવતમાં આ પ્રકારે કરવામાં આવ્યું છે:—

अहं हरे तव पादैकमूलदासानुदासो भवितास्मि भूयः ।
मनः स्मरेतासुपतेर्गुणांस्ते गृणीत वाक्कर्म करोतु कायः ॥
न नाकपृष्ठं न च पारमेष्ठ्यं न सार्वभौमं न रसाधिपत्यम् ।
न योगसिद्धीरपुनर्भवं वा समञ्जस त्वा विरहय्य काङ्क्षे ॥
अजातपक्षा इव मातरं खगाः स्तन्यं यथा वत्सतराः क्षुधार्ताः ।
प्रियं प्रियेव व्युषितं विषण्णा मनोऽरविन्दाक्ष दिदृक्षते त्वाम् ॥[2]

---

૧ જોયેલા કે સાંભળેલા વિષયો માટેની તૃષ્ણાને વશ કરવી એજ વૈરાગ્ય છે

૨ હે ભગવાન! હું ફરી પણ તમારા ચરણના એક દાસનો દાસ થાઉં, મારૂં મન તમારા પ્રાણજીવનના ગુણોનું સ્મરણ કરે, વાણી તમારા સદ્‌ગુણોનું કીર્તન કરે, અને કાયા તમારી સેવા કરે, એટલું માંગી લઉં છું.

પ્રહ્લાદ પણ કહે છે:—

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥
इति पुंसार्पिता विष्णौ भक्तिश्चेन्नवलक्षणा ।
क्रियते भगवत्यद्धा तन्मन्येऽधीतमुत्तमम् ॥ [1]

તેમાંજ ભક્તિનું વર્ણન ભગવાનના મુખમાં મુક્યું છે:—

केवलेन हि भावेन गोप्यो गावो नगा मृगाः ॥
येऽन्ये मूढधियो नागाः सिद्धा मामीयुरञ्जसा ॥ ८ ॥

यं न योगेन सांख्येन दानव्रततपोऽध्वरैः ॥
व्याख्यास्वाध्यायसंन्यासैः प्राप्नुयाद्यत्नवानपि ॥ ९ ॥

रामेण सार्धं मथुरां प्रणीते श्वाफल्किना मय्यनुरक्तचित्ताः ॥
विगाढभावेन न मे वियोगतीव्राधयोऽन्यं ददृशुः सुखाय ॥ १० ॥

तास्ताः क्षपाः प्रेष्ठतमेन नीता मयैव वृन्दावनगोचरेण ॥
क्षणार्धवत्ताः पुनरङ्ग तासां हीना मया कल्पसमा बभूवुः ॥ ११ ॥

ता नाविदन्मय्यनुषङ्गबद्धधियः स्वमात्मानमदस्तथेदम् ॥
यथा समाधौ मुनयोऽब्धितोये नद्यः प्रविष्टा इव नामरूपे ॥ १२ ॥

मत्कामा रमणं जारमस्वरूपविदोऽबलाः ॥
ब्रह्म मां परमं प्रापुः संगाच्छतसहस्रशः ॥ १३ ॥

तस्मात्त्वमुद्धवोत्सृज्य चोदनां प्रतिचोदनाम् ॥
प्रवृत्तं च निवृत्तं च श्रोतव्यं श्रुतमेव च ॥ १४ ॥

---

હે સંપૂર્ણ સૌભાગ્યના ભંડાર! તમારો વિયોગ કરાવનારા સ્વર્ગને, બ્રહ્માના સ્થાનને, ચક્રવર્તીપણાને, પાતાળના અધિપતિપણાને, યોગથી મળનારી અણિમાદિક સિદ્ધિઓને અથવા તો મોક્ષને પણ હું ઇચ્છતો નથી. અર્થાત્ તમારાં ચરણશરણની વાંછા કરું છું.

જેઓને પાંખો આવી ન હોય એવાં પક્ષીઓનાં બચ્ચાંઓ, જેમ માને જોવાને ટમટમી રહે છે, ભુખથી પીડાતાં વાછરડાંઓ જેમ દૂધની વાટ જોઇને બેસી રહે છે, તથા કામથી ખિન્ન થયેલી સ્ત્રી જેમ પરદેશમાં ગયેલા પોતાના પ્રાણપતિને જોવાની ઈચ્છા કરે છે, તેમજ હે કમલનયન! મારું મન તમારાં દર્શન કરવા માટે આતુર રહે છે.

—ભાગવત સ્કંધ ૬, અ૦ ૧૧, ૨૪-૨૫-૨૬.

૧ વિષ્ણુનું શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણસેવન, પૂજન, નમસ્કાર, દાસત્વ, મિત્રત્વ તથા શરીરને અર્પણ કરવુ;—આ રીતે નવ પ્રકારની ભક્તિ પુરૂષ વડે કરવામાં આવે અને તે ઇશ્વરને અર્પણ કરવામાં આવે, તેજ ઉત્તમ ભણવું છે, એમ હું માનું છું

—ભાગવત સ્કંધ ૭, અ૦ ૫, ૨૩-૨૪

मामेकमेव शरणमात्मानं सर्वदेहिनाम् ॥
याहि सर्वात्मभावेन मया स्या ह्यकुतोभयः ॥ १५ ॥[1]

આ ઉદ્ગારો જોતા એટલુ તો સ્પષ્ટ થાય છે કે ખરી ભક્તિ અને માનવ પ્રેમમા ઘણુ સામ્ય છે અને તેનુ કારણ એટલુજ છે કે બને એકજ વૃત્તિના બે પ્રસગવશાત જુદા દેખાતા સ્વરુપ છે

પ્રણયી પ્રણયી માટે તલસે છે, તેના આશ્રય માટે ઝખે છે તેના ગુણ ગાનમા આનદ અનુભવે છે તેને મળવા પ્રાણ અર્પે છે ભક્તિ અને પ્રેમમા આ મૌલિક તત્ત્વો તો એમજ પ્રકારના દેખાય છે તેજ તન્મય તેજ સનાતન ઐક્યની અપેક્ષા જીવનના રહસ્યોમા લય પામવાની તેજ ઉત્કઠા અનત સયોગ મા એક થઇ રહેવાની તેજ સયમી હોણી ઘેનછા કાલ્પનિક વિનાસમા મગ્ન થઇ વિહ્વલ બનવાની તેજ તત્પરતા આ બનાનો અનુભવ કરતા પણ એકજ પ્રકારનો આનદ

---

૧ યોગથી તત્ત્વવિચારથી દાનથી વ્રતથી તપથી યજ્ઞથી વ્યાખ્યાનથી વેદાધ્યયનથી તથા સન્યાસ લેવાથી પણ મનુષ્ય પ્રયત્ન કરતા છતા પણ જે મને પ્રાપ્ત થતો નથી તે મને ગોપીઓ, ગાયો વૃક્ષો મૃગો નાગો તથા બીજા પણ મૂઢ બુદ્ધિવાળા જીવો સત્સગથી ઉત્પન્ન થયેલી એક ભક્તિ વડે પરિશ્રમ વગર પ્રાપ્ત થયેલા છે (૮–૯)

જે વખતે અક્રૂરજી મને બળદેવ સાથે મથુરા તેડી જવા લાગ્યા તે વખતે જેઓનુ ચિત્ત દૃઢ ભાવથી મારે વીશે આસક્ત હતુ એવી ગોપીઓ વિરહને લીધે અત્યત માનસિક દુખનો અનુભવ કરવા લાગી અને મારા વિના કોઈ પણ વસ્તુ તેઓએ સુખકારી દીઠી નહીં (૧૦)

હે ઉદ્ધવ! વૃન્દાવનમા ફરતો અત્યત પ્રિય એવો જે હુ તેની સાથે રહેવાથી ગોપીઓ જે રાત્રિઓને અર્ધી ક્ષણની પેઠે ગાળી કાઢતી હતી તે રાત્રિઓ મારા વિયોગ થવાથી ગોપીઓને એક કલ્પ જેવડી થઇ પડી હતી (૧૧)

સમાધિમા બેઠેલા યોગીઓને જેમ પોતાના નામ તથા રૂપ જાણવામા આવતા નથી તેમજ ગોપીઓ પણ મારે વીશે આસક્ત બુદ્ધિવાળી થઇને પતિપુત્ર દિકનુ પોતાના દેહનુ આ લોકનુ તથા પરલોકનુ ભાન ભુલી ગઇ હતી અને સમુદ્રમા જેમ નદીઓ મળી જાય છે, તેમજ મારા સ્વરૂપમા લીન થઇ ગઇ હતી (૧૨)

આ પ્રમાણે મારા ઉપર પ્રીતિ રાખનારી સેકડો અને હજારો અબળાઓ મારા સ્વરૂપથી અજાણી હતી અને મને જારરૂપે જાણતી હતી તો પણ તેઓ સત્સગથી મને પરબ્રહ્મ પામી ગઈ હતી (૧૩)

માટે હે ઉદ્ધવ તમે શ્રુતિ સ્મૃતિ વિધિ, નિષેધ પ્રવૃત્તિવાળુ કર્મ નિવૃત્તિવાળુ કર્મ સાંભળવા યોગ્ય તથા સાભળેલુ એ સર્વનો ત્યાગ કરીને હુ કે જે સર્વ પ્રાણીઓમા એક આત્મારૂપ છું તેને આખુ વિશ્વ પરમાત્મારૂપ છે આવા ભાવથી શરણે આવો અને મને પ્રાપ્ત થઇને સસારના સર્વ ભયમાથી છુટા થાઓ (૧૪ ૧૫)

—ભાગવત સ્કધ ૧૧ અ ૧૨

ભક્તિનાં લક્ષણો વર્ણવતાં શાંડિલ્ય કહે છેઃ—

द्वेषप्रतिपक्षभावाद्रसशब्दाच्च रागः ॥ ६ ॥[1]

રાગની વ્યાખ્યા આપતાં ટીકાકાર આ પ્રમાણે કહે છેઃ—

"चकारात् पुल्कादिरागलिङ्गैनापि रागत्वम् । प्रसिद्धं हि पुल्काञ्चितेन कथयति मय्यनुरागं कपोलेनेत्यादौ । भक्तेर्गुणान्तरत्वे तु पृथग्लिङ्गताकल्पने गौरवात् ।[2]

વળી—

तत्परिशुद्धिश्च गम्या लोकवल्लिङ्गेभ्यः ॥ ४३ ॥

એ સૂત્ર ઉપર પોતાની ટીકામાં સ્વપ્નેશ્વર ભક્તિનાં લક્ષણો આ પ્રમાણે સમજાવે છેઃ—

यद्यपि जानामीच्छामीत्यादिवदहं भजे अनुरज्ये इत्येवमादिना प्रत्यक्षगम्यैव भक्तिस्तथापि तस्या दृढतरसंस्कारवैशिष्ट्यलक्षणा परिशुद्धिर्न प्रत्यक्षतो निर्णेतुं शक्यते ज्ञानप्रामाण्यवत् । तस्मात् तन्निर्णयो लोकवज्ज्ञातलिङ्गेभ्य एव । यथा लोकेऽनुरागतारतम्य तत्कथादावश्रुपुलकादिविकारैरनुमीयते तद्वदिति ॥[4]

ચૈતન્ય આ બે પ્રકારના પ્રણયમાં ફેર જોતા નથી તેના મત પ્રમાણે ભક્તિના પાંચ રસ અને દરેક રસ પ્રમાણે તેની પાંચ ભૂમિકા છેઃ (૧) શાંત (૨) દાસ્ય (૩) સખ્ય (૪) વાત્સલ્ય (૫) માધુર્ય બધાથી ભક્તિની છેલ્લી ભૂમિકા છે. આ

---

૧ દ્વેષ, અને જેને 'રસ' કહે છે, તે બને પ્રકારના ભાવથી મુક્ત એવો જે રાગ, તેજ ભક્તિનું લક્ષણ છે

૨ આ સૂત્રમા "અને" શબ્દના ઉપયોગથી આપણે સમજી શકીએ છીએ કે 'ભક્તિ'-એ પણ એક પ્રકારનો પ્રેમજ છે, કારણ કે રોમાંચ અનુભવવું', વગેરે સંસારી પ્રેમનાં જે જે લક્ષણો હોય છે, તે 'ભક્તિ'માં પણ દેખાય છે. વળી શાકુંતલ (અંક ૩ જો)મા નીચેના સુપ્રસિદ્ધ વાક્યમાં, જેમાં રાજા કહે છે કે "તેના (શકુંતલાના) ગાલ ઉપર દેખાતા રોમાંચથી તેનો મારા પ્રત્યેનો પ્રેમ સ્પષ્ટ જણાઈ આવે છે"-તેમાં પણ આજ લક્ષણ વર્ણવેલું છે પણ જો 'ભક્તિ'ને કોઈ નિરાળા ગુણ રુપેજ ગણવામાં આવે તો તેનાં કાંઇ ખાસ લક્ષણો હોવાં જોઇએ એવું બીનજરૂરી અનુમાન કરવું પડે

૩ ભક્તિની પરિશુદ્ધિ, સામાન્ય લોકોના પ્રેમનાં જે લક્ષણો હોય છે તેની માફક બાહ્ય ચિન્હોથીજ જાણી શકાય છે

૪ "હું જાણું છું," "હું ઈચ્છું છું"ની માફક "હું ભજુ છું," "હું આરાધું છું"-એ શબ્દોથી ઇશ્વર પ્રત્યેની ભક્તિ પ્રત્યક્ષ સમજાય છે, પણ તેની દૃઢ સંસ્કાર રુપી પરિશુદ્ધિ પૂર્ણ જ્ઞાનની પ્રાપ્તિની માફક સ્પષ્ટ દેખાઇ આવતી નથી તેથી તેને તો બાહ્ય ચિન્હોવડેજ ઓળખવી પડે છે જેવી રીતે સામાન્ય મનુષ્યોનો પ્રેમ તેમના શબ્દો, અશ્રુ, હર્ષથી ઉદ્ભવતા રોમાંચ વગેરેથી જાણી શકાય છે, તેમ ઇશ્વર પ્રત્યેની ભક્તિનું પણ આવાં બાહ્ય લક્ષણોથીજ અનુમાન કરવુ પડે છે.

'માધુર્ય' પુરુષનો સ્ત્રી પ્રત્યે જે પ્રેમ હોય તેવું સ્વરૂપ છે; દાસ્ય, સખ્ય ને વાત્સલ્ય એ બધા રસો એનાં ગૌણ અંગ બને છે.[1]

આ માધુર્ય–શુદ્ધભક્તિ અને પ્રણયની સામ્યતાનું કારણ શોધવું કઠણ નથી મનુષ્યમાત્રમાં પ્રબલ ને ભયંકર એવી એક વૃત્તિ છે—વિજાતિ તરફ આકર્ષાવાની તે જીવનને અકારું કરે છે, ઉલ્લાસમય કરે છે, પરમાનંદની પ્રાપ્તિ કરવા પ્રેરે છે; છંછેડાયાથી લંકા જેવા રાષ્ટ્રો ઉથલાવે છે જાનવરમા પાશવવૃત્તિ તરીકે રહેલી આ વૃત્તિ માનવમા ભાવ, ભાવના, ને વિચારના પાના ચઢવાથી તેજસ્વી, વિવિધરંગી બની પ્રેમ બને છે.

આ આકર્ષણ વૃત્તિ પ્રજોત્પત્તિનુ, લગ્નનુ, કુટુબનુ ને સમાજનુ અને ઉંચા પ્રકારના સાહિત્યનુ બીજ છે તેમજ કેટલાક પ્રસંગોને લીધે જુદું થયેલું એ વૃત્તિનું સ્વરૂપ દુનીઆભરમાં ભક્તિનુ, ભક્તિસંપ્રદાયોનુ, અને ઉંચા પ્રકારના ભક્તિ સાહિત્યનુ બીજ બને છે

બધા ભક્ત પ્રણયીજ છે. અતરની જ્વાલા તો બંનેમાં એકજ છે. પરિસ્થિતિને પરિણામે પ્રણયી ભક્ત કહેવાય છે. કવિ મીરાંના ભક્તહૃદયની વૃત્તિનુ મેં આ પ્રમાણે વર્ણન કર્યું હતુ—[2]

"મનુષ્યના બધા ભાવમાં પ્રેમ એજ સૌથી જબરી જ્યોત જગવે છે. સ્વસ્થતા અનુભવતા કવિઓની–કારણકે કવિઓમાં પણ સ્વસ્થ અને અસ્વસ્થ કવિઓ હોય છે–વ્યવહારબુદ્ધિ એવી હોય છે કે ચિરસ્થાયી કલ્પનાવિલાસ તે અનુભવતા નથી; અને તેમની કવિતાનું મુળ કોઇ સ્ત્રી હોય છે અને તેનું સ્વરૂપ સ્નેહરાત્રીની પ્રોત્સાહક સંગતિમાં મળેલા અનુભવનું ચિત્ર હોય છે.

પણ કેટલાક તો એવા કવિઓ નજરે ચઢે છે કે જેમની સૂક્ષ્મતમ કલ્પનાશક્તિ કોઇ આછા આભાસથી, કોઇ દીઠ-અદીઠ મુખથી, કોઇ કલ્પિત મૂર્તિમાત્રથી પ્રજ્વલિત થાય છે. તેમના મગજમા કોઇક વખત એવી સ્પષ્ટ અને જીવંત મૂર્તિ ઉભી થાય છે કે તે તેમના જીવનમાં સજીવ અને દેહધારી વ્યક્તિરુપે રહે છે. આવા કવિઓ આવી મૂર્તિ જોડે બોલે છે, પરસ્પર ભાવસંબંધ બાધે છે અને તેની આસપાસ હર્ષ અને શોકથી પૂર્ણ સંસાર ઉભો કરે છે.

સાચા કવિહૃદયનો વિકાસ એકજ ઊર્મિથી કેળવાય છે. ભક્ત કવિમાં સામાન્ય કવિની માફક માત્ર કલ્પનાનું પ્રાબલ્ય હોતુ નથી, એ તો કલ્પના વિલાસમાં જીવી શકે છે. તે તો ભગવાનમાં લીન બની રહે છે; સઘળા સંસારને તે વીસરી રહે છે, તેની કલ્પનાએ રચેલી સૃષ્ટિમાં તે નિરંતર વીહરે

૧ Sen: Chaitanya and his age
૨ મારો ગદ્યસંગ્રહ 'કેટલાક લેખો.' પૃષ્ઠ ૫

છે ને જીવે છે જીવવું શું છે તે તે જાણતો નથી, તે સ્વપ્ન અનુભવે છે પણ સ્વપ્નમાંથી જાગવાનું વીસરી ગયો હોય છે

હીંદ ભક્તજનની ભૂમિ છે કવિઓ ઉત્સાહના અવતારો અને ભક્તો સરજવા માટે આપણે અપૂર્વ રચના કરી હોય એમ લાગે છે આપણા હજારો હરિજનોનો દાખલો લઈએ અડગ શ્રદ્ધાથી હરિજન એના ઈશ્વરની ઉત્સાહપૂર્વક પૂજા કરે છે અનન્ય ભક્તિથી ઉપવાસાદિ ભક્તિચર્યા આરંભે છે અને પરિણામે તેની ભાવ અનુભવવાની શક્તિ સૂક્ષ્મ—કેટલેક અંશે તો રોગિષ્ટ—બની જાય છે તે સંસારવ્યવહાર છોડી દે છે અને જ્યાં ને ત્યાં એની એકમાર્ગી ભક્તિ દેખાય છે બીજી વસ્તુ પર તેનું ચિત્ત ચોટતું નથી ધીમેધીમે પોતાના ધ્યેય સાથે તે તાદાત્મ્ય અનુભવે છે શૈવીની માફક તેને ભાન થાય છે કે "હું તારો નથી પણ તારું અંગ છું" તે દુનીઆને વીસારે છે અને દુનીઆ તેની મશ્કરી કરે છે તેની એકાગ્રતા વધે છે તે વધુ ને વધુ એકમાર્ગી થાય છે, વધારે ને વધારે શ્રદ્ધા કેળવે છે, અને પરિણામે તેની ભાવના, ઇચ્છા આશા બધી એકાગ્ર થાય છે એનું માનસિક દૃષ્ટિબિંદુ બદલાય છે જગત તરફ એ કાલ્પનિક દૃષ્ટિબિંદુએ જુએ છે અને સ્વાભાવિક રીતે જગત તેને માયાવી જણાય છે તેને મન જગત એ જગત રહેતુંજ નથી કીર્તિને ચોપડે ચઢેલા યા ન ચઢેલા ઘણા હીંદીઓનું આ જીવન છે આવો અનુભવ જ્યારે કવિઓને થાય છે ત્યારે તેમની કવિત્વશક્તિ વિરાટ સ્વરૂપ પામે છે—અને કલ્પનાસૃષ્ટિમાંજ જેનું જીવન છે એવી કોઈ એક ચીજથી એમની કવિત્વશક્તિ પોષાય છે

આવી હતી મીરાં—પ્રકૃતિમાતાની લાડીલી તેનું હૃદય આજન્મ કવિનું હતું—સુકુમાર અને સૂક્ષ્મ, અને બાલપણથી કરેલા કથાશ્રવણથી તે એકમાર્ગી ભક્ત બની રહી હતી

તેની સર્જક કલ્પનાશક્તિએ ખોટો પુરીને વિચિત્ર પુરાણકથાઓના શુષ્ક અને અસંબદ્ધ કકડાઓમાંથી જીવંત વ્યક્તિઓથી શોભતી સંપૂર્ણ સૃષ્ટિ રચી તેની રસભુખી ઊર્મિઓ વીરનાયક શ્રીકૃષ્ણ તરફ વળી પુરાણોએ કરેલી પ્રશંસાની મદદથી તેની ઉત્સાહી કલ્પનાશક્તિએ તેનું તલસતું હૃદય સંતોષાય એવા આદર્શ લક્ષણોથી દીપતો પુરુષોત્તમ સરજી કાઢ્યો

મીરાંની મનોદશા આપણે સહેલાઇથી કલ્પી શકીએ

પુરાણોના અપૂર્વ ભંડારો તેણે ઉત્સાહથી ખોલ્યા હશે, ગોકુળને ઘેનું કરનાર ગોપબાલની પ્રશંસા આતુર નયનોએ અને ઉછળતે હૈયે તેણે સાંભળી હશે સ્વપ્ન સમા દિવસોમાં અને નિદ્રાવિહોણી નિશાઓમાં ભમતું તેનું મન તેની કલ્પનામૂર્તિનું મનોહર મુખડું જોઈ રહ્યું હશે તેની ઉછળતી કલ્પનાશક્તિ તેને ઘેલી માતાઓ અને આનંદમગ્ન ગોપીઓને ત્રાસ પમાડતા નફટ નટવરના

ગામમાં લઇ ગઇ હશે, એ અદ્ભુત જગતમા જવા તે તલસતી હશે—ગઈ એમ કલ્પ્યુ હશે, અને જીવનાધાર શ્રીકૃષ્ણની પોતે નાનકડી, ઘેલી, વહાલી ગોવાલણ્ હોય એવો અનુભવ કર્યો હશે

મીરાનો પિતા—મેડતાના નાના સસ્થાનનો રાઠોડ પોતે ભકત હતો અને તેણે પુત્રીની સ્વચ્છદી કલ્પનાને ઉત્તેજી આ ઘેલછાએ—એને બીજુ નામ અપાય નહી—તેને નિરાધાર કરી તે માની મેરી કે તે કૃષ્ણને વરી ચુકી અને સસારને તેણે પ્રણામ કર્યા

દુનીઆની બધી વસ્તુઓ કરતા તેની કલ્પનાનો આદર્શ પ્રણયી તેને વધારે પ્રિય હતો ચીતોડની ગાદીનો તેને મોહ ન હતો, હીદના મહાપ્રતાપી રાજ્વીના ક્રોધની તેને પરવા ન હતી, હસતી દુનીઅના અપમાનોનો તેને હીસાબ ન હતો તેના પુરુષોત્તમને પૂજવા, તેના પરાક્રમ પર વારી જવુ પોતાની જાતને તેની પ્રિયતમા માનવી, અપૂર્વ શબ્દરચનાથી તેની પ્રશસા ગાવી,—આમાજ તેના જીવનની સાર્થકતા સમાઇ રહી જેમ લોરાના સ્મરણો થી પેટ્રાર્કના કાવ્યો થયા તેમ કલ્પનામૂર્તિ શ્રીકૃષ્ણના સ્મરણોથી મીરાના પદો ઉદ્ભવ્યા આ પૌરાણિક કથાનાયક માટે જે પ્રેમ તેનુ ભાવિક હૃદય અનુભવતુ હતુ તે તેના કાવ્યોનુ મુળ બન્યુ ”

---

## પ્રકરણ ૩ જુ



### ભક્તિસપ્રદાયનો વિકાસ

ભક્તિ ને પ્રેમના મુળ આ પ્રમાણે એકજ છે અને જેમ ક્ષણિક શારીરિક મજાહ મેળવવાની વૃત્તિને નિર્મળ ભાવના ને શુદ્ધ ભાવોથી સીંચી સીચી માણસ પ્રેમની પવિત્ર ને અપ્રતિમ ભાવના સરજાવે છે તેજ પ્રમાણે એ વૃત્તિ ધર્મવૃત્તિ કે જ્ઞાનવૃત્તિથી વિશદ્ધ થતા ‘ અવ્યભિચારિણી ભક્તિ ’ નુ સ્વરૂપ પકડે છે વિજાતિ તરફ આકર્ષાવાની આ વૃત્તિનો વિકાસ કેમ થાય છે તે જોવાના સાધનો બધા દેશના ઇતિહાસો પુરા પાડે છે ભકિતની વિશુદ્ધ દશા પામતા પહેલા જેને આજે ક્ષુદ્ર કે તિરસ્કરણીય ગણીએ એવા સ્વરુપ એ પ્રાપ્ત કરે છે

(૧) ભક્તિ સપ્રદાયનુ પહેલુ સ્વરુપ માનવજાતિની જગની અવસ્થામા લિગપૂજા (*Phallism*) તરીકે દેખાય છે

જ્યારથી ધર્મવૃત્તિ પ્રગટી ત્યારથી આખી માનવજાતિ આકાશ સૂર્ય અને અગ્નિને પૂજ્યભાવથી જોતી આવી છે, અને તેજ પ્રમાણે જીવનના રહસ્યના મૂલ અને ન સમજાય એવા પ્રમન ક્રિકહા ને આનદના સાધનરુપ ઉત્પાદક અવયવોને

તેવાજ પૂજ્યભાવથી જોતી દેખાય છે વૈદિક આર્યો અપવાદરૂપ લાગે છે એક ઋષિ આ પ્રકારની પૂજા સેવનારને દૂર રાખવા કહે છે —

न यातव इन्द्र जूजुवुर्नो न वन्दना शविष्ठ वेद्याभि ।
स शर्धदर्यो विषुणस्य जन्तोर्मा शिश्नदेवा अपि गुर्ऋतं नः ॥[1]

આ પ્રકારના લોકો કંઈ થોડા નહોતા, પણ સો દરવાજાના ગઢના માલીકો હતા

स वाजं यातापदुष्पदा यन्त्स्वर्षाता परि षदत्सनिष्यन् ।
अनर्वा यच्छतदुरस्य वेदो घ्नञ्छिश्नदेवाँ अभि वर्पसा भूत् ॥[2]

અને જે શિવભક્તિ આર્યોએ અનાર્યો પાસેથી લીધી તે ભક્તિનું મૂલ પણ લિંગ પૂજા છે મહાભારતના સૌપ્તિક પર્વમાં શૈવમતની ઉત્પત્તિ આ પ્રમાણે કહી છે —

भूतग्रामे विवृद्धे तु सृष्टे देवासुरे तदा ।
उदतिष्ठज्जलाज्ज्येष्ठ प्रजाश्चेमा ददर्श स ॥
बहुरूपा प्रजाः सृष्टा विवृद्धाश्च स्वतेजसा ।
चुक्रोध बलवद्दृष्ट्वा लिङ्गं स्वं चाप्यविध्यत ॥
तत्प्रविद्धं तथा भूमौ तथैव प्रत्यतिष्ठत ।[3]

મીસરમાં વૃષભ એપીસ અને સૂર્યદેવ ઓસીરીસની પૂજા સાથે આજ પ્રકારની ભક્તિ જોડાયલી હતી ફીનીશીઅન બાબીલોનીઅન ને યાહુદી લોકોમાં આ પૂજા દાખલ થઇ હતી રોમમાં એનો પ્રચાર એટલો વધ્યો હતો કે તે અટકાવવા કાયદા કરવા પડ્યા[4]

ભક્તિ સંપ્રદાયનું આ પ્રથમ સ્વરૂપ એમાં પણ ધર્મવૃત્તિની અસર ખરી, અને ભક્તિના વિશુદ્ધ સ્વરૂપમાં દેખાતી તત્ત્વસાર વધારવાની પ્રબળ ઇચ્છા પણ એમાં ખરી ઉપાસનાની ભાવનાએ સ્થૂલ આનંદને દૈવી મહત્તા આપના માંડી

---

૧ હે સર્વશ્રેષ્ઠ દેવાધિદેવ ઇન્દ્ર! કોઇ દુષ્ટાત્માઓ કે રાક્ષસોની યુક્તિ પ્રયુક્તિઓથી અમે પ્રેરાયા નથી, અમારા પરમ પ્રભુ દુશ્મનોના દળનો પરાજય કરો, 'શિશ્ન' રૂપી જેમના દેવ છે એવા વિષયાસક્ત લોકોને પવિત્ર પૂજનવિધિ નજીક આવવા ન દો

—ઋગ્વેદ, મં ૭, સૂ ૨૧ (૫)

૨ તે વિજયને માર્ગે યુદ્ધ પ્રતિ પ્રયાણ કરે છે, સ્વર્ગના તેજની સિદ્ધિ માટે સંપૂર્ણ શ્રદ્ધાપૂર્વક તેણે મહેનત કરી, યુક્તિથી નિર્વિઘ્ને તેણે સો દરવાજાના ગઢની દોલત કબજે કરી અને 'શિશ્ન' રૂપી દેવને પુજનારા રાક્ષસોનો નાશ કર્યો

—ઋગ્વેદ, મં ૧૦, સૂ ૯૯ (૩)

૩ પ્રાણીઓની વૃદ્ધિ થઇ, લોકના ગુરુ બ્રહ્મા પણ પ્રસન્ન થયા, એટલામાં જ્યેષ્ઠ રુદ્ર પાણીમાંથી બહાર નીકળ્યા તેમણે જોયું તો અનેક જાતની પ્રજાને દીઠી અને તે પોતાના તેજથી વધી પડી હતી ભગવાન રુદ્ર, તે પ્રજાને જોઇને કોપાયમાન થઇ ગયા અને તેમણે પોતાના લિંગને કાપીને પૃથ્વી પર નાખ્યું તે લિંગ ભૂમિ પર પડતાં વેંતજ સ્થિર થઇ ગયું

—અધ્યાય ૧૭, ૨૦-૨૧-૨૨

૪ Sexworship by C Howard.

(૨) ભક્તિસંપ્રદાયનું બીજું સ્વરૂપ તે ધાર્મિક વિલાસમહોત્સવો.

ક્ષણિક સુખ કે આનંદથી માણસને તૃપ્તિ થતી નથી. તેને આનંદમય તલસાટ લંબાવવાની સદાય ઇચ્છા થાય છે એને સંયોગમાં એક થઇ રહેવાની સંયમવિહોણી ઘેલછાને તીવ્રમા તીવ્ર સ્વરૂપે અનુભવવાની ઇચ્છા થાય છે અને આ તલસાટ ને ઇચ્છા જેટલાં સમૂહમાં કેળવી શકાય છે તેટલાં એકલાં કેળવાતાં નથી પરિણામે માનવજાતિ દેશેદેશમાં વિલાસના મહોત્સવો રચે છે.

તેમાં સ્ત્રી અને પુરુષો સ્વચ્છંદે વિહરે છે તેમનો અંતિમ હેતુ તો વાસના સંતોષવાનો હોય છે; પણ પ્રબળ હેતુ પુરોગામી તલસાટ અને આનંદને ઘણાજ તીવ્રરૂપે અનુભવવાનો હોય છે. સંગીત, કીર્તન, ધૂપ, અને દીપ, સુગંધ અને પુષ્પ જેવી સામગ્રીઓથી તે હેતુ પુરો પાડવામા આવે છે ઘણી વખત નીશો પણ જરુરી થઇ પડે છે. અને સંયમવિહોણી ઘેલછાને ઉત્તેજી સ્વચ્છંદી વિલાસ અવધિની ટોચે પહોંચે છે અને સમૂહમાં ઘણા સ્ત્રીપુરુષો હોવાથી આ ઘેલછા લાંબો વખત ટકી શકે છે.

આ વિલાસ અનુભવતી વખતે સ્ત્રી પુરુષોમાં દૈવી અંશ ઉતર્યો છે એ માન્યતા પ્રગટે છે. આ માન્યતા એટલી સબળ હોય છે, કે ભયંકર પશુવૃત્તિના સ્વચ્છંદને આ સંપ્રદાયના ભક્તો ઉત્તમમાં ઉત્તમ "ઇશ્વર પ્રણિધાન" માને છે.

આ પ્રકારના મહોત્સવોનું આકર્ષણ આખી માનવજાતિને દુર્જેય થઇ પડયું છે

હીંદુ મંદિરમાં રહેલી મુરલીઓ, ગ્રીક વીનસના મંદિરની પવિત્ર 'હીરોડયૂલસ' ને શીનીશીઅનોની 'કાડે'બાલાઓથી માંડીને આજના ઓર્નીઓના જંગલીઓની 'ઓલીઅન' સુધી દરેક જાતિમાં પૂજારિણીઓ સ્વચ્છંદી પશુવૃત્તિ સંતોષવામાંજ ભક્ત હૃદયની ઉર્મિઓ કેળવતી જણાય છે. મીસરમાં 'ઇમીસ'ના મહોત્સવ; યાહુદીઓનો 'બાલ પેઓર' નો મહોત્સવ; ગ્રીસનો 'એલ્યુસીનીઅન' મહોત્સવ; રોમનો 'ફ્લોરા' ને 'બેકેનેલીઆ' ના મહોત્સવો; વામમાર્ગ શાક્ત સંપ્રદાય ને કાંચળીયાના મહોત્સવો; વૈષ્ણવ સંપ્રદાયના આજ લગભગ અદષ્ટ થવા આવેલા મહોત્સવો; આવા મહોત્સવો રચી દરેક દેશના ધાર્મિક ગણાતા સંપ્રદાયોએ સ્થૂલ આનંદની અવાધમાં ધાર્મિક અંશને ભેળવી ભક્તિ સંપ્રદાયનાં બીજ વાવ્યાં છે.

આવા મહોત્સવોમાં કલ્પનાશક્તિ ઉત્તેજાય એ સ્વાભાવિક છે એમાં ધર્મવૃત્તિ રહેલી હોવાથી સ્વચ્છંદની ક્ષુદ્રતાનું ભાન ન રહે એ પણ સ્વાભાવિક. અને પવિત્ર મનાતા આવા મહોત્સવો લોકોના જીવનમાં મોટું સ્થાન પામે એ પણ સ્વાભાવિક. લિંગપૂજા કરતાં વિલાસમહોત્સવોમાં તૃપ્તિ નજરથી દૂર રાખવામાં આવે છે; ઇશ્વરપ્રણિધાન સરલ થઇ પડે છે; કલ્પનાને ઘણો ઝોક મળે છે; અને વાસના સંતોષવાનો હેતુ ગૌણ બની જાય છે.

ભક્તિ ધીમે ધીમે આમ વિશુદ્ધ થતી જાય છે.

(૩) ભક્તિસંપ્રદાયનું ત્રીજું સ્વરૂપ તે ભજનિકમંડલો.

વિલાસના મહોત્સવોમાં શરમ, શુદ્ધિ અને ભાવનાએ પરિવર્તન કર્યું. નરનારીઓએ કપડાં પહેરવા માંડયાં, અને શરમ પ્રગટી. શરમ પ્રગટતાં સ્વચ્છંદની સીમા રચાઇ. આ સીમાઓ થતાં વિલાસના મહોત્સવોમાંથી નિરંકુશ પશુવૃત્તિ અદૃષ્ટ થઇ ગઇ. શારીરિક સ્વચ્છતા, અને જ્ઞાન ને ધર્મવૃત્તિથી માનસિક વિશુદ્ધિ પ્રગટી; અને ગાન, કીર્તન, નૃત્ય અને સુગંધ વગેરે માદક વસ્તુઓ જે વિલાસના મહોત્સવોમાં તલસાટ વધારવાના ઉપયોગમાં લેવાતી તે ઇષ્ટદેવની આરાધના માટે જરુરની છે એમ મનાવા લાગી. અને સ્ત્રીપુરુષોના સંમેલનથી જે પ્રકારના વિલાસો પ્રગટતા તેને વિશુદ્ધ કરી, ભજન મંડળીમાં ભેગાં મળી, સાથે પ્રેમકથાઓ ગાઇ ભક્તો જરાક વિશુદ્ધ એવો તલસાટ અને કલ્પનાવિલાસી ઘેલછા પેદા કરવાના પ્રયોગો કરવા લાગ્યા.

એલ્યુસીનીઅન વિલાસમહોત્સવ; રાસલીલા; અને મીરાંબાઇની ભજન મંડળી એ માત્ર એકજ વિકાસનાં જુદાં જુદાં પગથીઆં છે. આ વિકાસને સરળ કરવામાં મોટામાં મોટું સાધન તો મનુષ્ય જાતની વધતી જતી ભાવનાશીલતા હતી.

વિલાસના મહોત્સવોને અંગે જે મસ્તી, તલસાટ અને ઉલ્લાસમય ઝંખનાના લહાવા મળતા તે ઉપાસકની બુદ્ધિ અને વૃત્તિને સામાન્ય વાસનામાંથી બચાવી ક્ષણભર પરમ ભાવનાત્મક આનંદનો સ્વાદ ચખાડતા. જેમ પશુવૃત્તિ સંતોષવા કરતાં સ્નેહ કેળવવો વધારે આકર્ષક નીવડે છે તેમ પશુવૃત્તિ સંતોષવા કરતાં આ લહાવા લેવામાં, આ મસ્તી, આ તલસાટ, ને ઝંખના અનુભવવામાંજ ખરો આનંદ મનાવા લાગ્યો.

જ્યાં માનવ વ્યવહારમાં ભાવના પ્રગટે છે કે વ્યવહાર શુદ્ધ મનાય છે. શુદ્ધિ આવતાં મનુજ્ને દેવત્વ પામે છે. આ દેવત્વ પામતાં વ્યવહારમાંથી ક્ષુદ્રતા અદૃષ્ટ થાય છે.

ભક્તિની ભાવના પ્રગટતાં પૂર્વનાં સ્વરુપો ક્ષુદ્ર લાગ્યાં. ઉપાસકો સ્વચ્છંદ છોડી ભક્ત થયા; ને ભક્તો ક્ષણિક આનંદ વીસરી લાંબો વખત પહોંચે એવો—અને તો અનંત—આનંદ શોધવા લાગ્યા. આ અક્ષય આનંદની શોધ કરતાં ટુંકજીવી મનુષ્યને અનંત અને સર્વશક્તિમાન વ્યક્તિની મોહીની લાગવા માંડી.

આ સ્થિતિમાંથી સાકાર ઇશ્વરની ભક્તિ પ્રગટે એ સ્વાભાવિક છે. ને એ ભક્તિ વિજાતિના આકર્ષણની વૃત્તિને જોઇતા રંગ એ સાકાર ઇશ્વરમાં પુરે છે. એકજ દાખલો લઇએ. નિરાકાર નારાયણ સાકાર વાસુદેવ થયા—પણ ભક્તોની વૃત્તિ સંતોષાઇ નહીં; વાસુદેવ દ્વારકાધિશ થયા તોપણ ન સંતોષાઇ; ગોપીજનવલ્લભ થયા તોપણ અસંતોષ રહ્યો; રાધાકૃષ્ણ થયે પણ ઉણપ

રહી—બાલગોપાળ થઇ ગોપીઓ જોડે રાસ ખેલવા લાગ્યા ત્યારે ભક્તિમય થયેલી આકર્ષણ વૃત્તિ નિરંકુશ આનંદ પામી તૃપ્ત થઇ

આ ત્રીજા સ્વરુપને આજની નજરે ભક્તિસપ્રદાય કહી શકાય

(૪) ભક્તિસપ્રદાયમા આનંદ લેતા ભક્તો આખરે વ્યક્તિગત ભક્તિ સ્વીકારે છે ભજન મડળીમા મસ્ત રહેતો ભજનિક જ્યારે ભાવનાપથે વધારે ને વધારે જાય ત્યારે તે શુદ્ધ ભક્ત થઇ રહે છે

આવા ભક્તને સપ્રદાય માત્ર સમાગમ પુરનોજ ખપ લાગે છે તેને બીજાઓની સોબતથી પ્રેરણા ભાગ્યેજ મળે છે તેની મસ્તી સમુદાયમાજ પ્રકટતા ઉત્સાહથી પેદા થતી નથી તેનો ઉત્સાહ માત્ર વ્યક્તિગત ભાવનાનુજ અવલબન કરે છે તેના તલસાટને વધારવા તેના ભગવાનનુ સ્મરણ પુરતુ હોય છે તેના અતરમા વહી રહેલા પ્રણયમદિરાથી તે ચકચુર બને છે

આવા ભક્તના હૃદયમાંથી પ્રગટતું કથન તેજ ભક્તિનુ શિષ્ટમા શિષ્ટ સાહિત્ય ઘણી વખતે ભક્ત ભજન મડળી અને વ્યક્તિગત ભક્તિ બનેના લહાવા લઇ શકે છે પણ આ ચોથી ભૂમિકાએ પહોચેલા ભક્તની વિશિષ્ટતા છુપી રહેતી નથી તેનુ અતર અદેખુ હોય છે તે સમુદાયમા તેના ભગવાનને ભજી શકતો નથી એને તો તેને પોતાની મીલકત બનાવવો છે

આ અગત સબધ બાધવા તે ભગવાનને પિતા કે માતા પતિ કે પત્ની ગણી ભજે છે, ઘણુ ખરુ તો તેને પિતા કે માતા બનાવી કોઇ ભાકુની રસાકસી વેઠવા કરતા તેને પતિ કે પત્ની બનાવી મુકે છે માધુર્ય રસ તેજ તેને પ્રિય થાય છે, અને પરિણામે જે આકર્ષણવૃત્તિ ભક્તિનુ બીજ છે તેજ વૃત્તિ સ્થૂલ ભાવો વિસરી ભાવનાનો સૂક્ષ્મ સ્વાગ ધરી પોતાનુ પોતાપણુ કાયમ રાખી રહે છે

ખરો ભક્ત એટલે ખરો પ્રણયી-પોતાના ભગવાનનો ભક્ત કવિ એટલે કાલ્પનિક પ્રણયી પાછળ ઘેલો બનેલો તેના ગુણગાનમાજ મસ્ત રહેતો કથનકાર

ભક્તિના આ ચોથા સ્વરુપ સાથે માનવ પ્રેમનુ એક સ્વરુપ સરખાવવા જેવુ છે જેમ વિજાતિ તરફ આકર્ષવાની શક્તિ ઉપર આપેલા પહેલા ત્રણ અવતાર પછી ચોથુ સ્વરુપ પ્રાપ્ત કરે છે તેમ તેજ વૃત્તિ મનુષ્ય તરફ વળતા (૧) ક્ષુદ્ર વાસનાતૃપ્તિ (૨) વિલાસ (૩) ભાવપ્રધાન પ્રેમના સ્વરુપો લઇ આખરે તાદાત્મ્ય સેવતા શુદ્ધ પ્રેમમા વિરમે છે અને ભક્તિનુ ચોથુ સ્વરુપ અનુભવી રહેલા શુદ્ધ ભક્ત અને તાદાત્મ્ય સેવતા શુદ્ધ પ્રેમી વચ્ચે ઝાઝો ફેર રહેતો નથી બગાલી કવિ ચડીદાસ રામી ધોબણ સાથે તાદાત્મ્ય સાધતા તેની પિતા માતા દેવી ને ગાયત્રી રુપે ભક્તિ કરે છે અને તે ભક્તિના પદો કોઇ પણ શુદ્ધ ભક્તિના કાવ્યોથી તલસાટમા વેનછામા તાદાત્મ્ય મા ભાવની સૂક્ષ્મતામા, કે ઉપાસનાના ઉત્સાહમા કે પૂજ્યભાવની નિર્મલતામા ઉતરતા નથી

## પ્રકરણ ૪ થું



### શુદ્ધ ભક્તિ અને ભક્તિ સાહિત્યનો ઉદ્ભવ

મનુષ્ય સ્વભાવમાં વિજાતિ તરફ આકર્ષાવાની વૃત્તિ મૌલિક હોઇ, ભક્તહ્રદયો દરેક દેશમાં, ને કાલમાં જડે છે પણ કોઇક વાર એક દેશમાં ભક્તિ ઠેર ઠેર ફુટી નીકળે છે, ને આખી પ્રજા જાણે એક સમગ્ર ઇચ્છાથી ભક્તિ સેવતી હોય એવો દેખાવ થાય છે. આનુ કારણ પરિસ્થિતિની વિશિષ્ટતા જણાય છે. તે પરિસ્થિતિનું નિરીક્ષણ કરતાં લાગે છે કે (૧) જ્યારે જીવનમાં ઉલ્લાસને પુરેપુરું સ્થાન ન મળતું હોય; (૨) જ્યારે ત્યાગની ભાવના શારીરિક વિલાસને દાબી દે; (૩) જ્યારે જ્ઞાનવૃત્તિનુ પ્રાબલ્ય ક્ષણભંગુર જીવનની વાસનાનો સંતોષ શરમભર્યો છે એવી માન્યતા પ્રગટાવે; કે (૪) જ્યારે નિર્બળ શરીર, કે પ્રણયીના અભાવથી સ્વાભાવિક વૃત્તિને ઝોક ન મળે-ત્યારે તે વૃત્તિ ભક્તિનું સ્વરુપ લે છે; અને માનવ સંબંધને તિરસ્કારી કલ્પનાએ કે ધર્મે પ્રતાપી માનેલી કોઈ વ્યક્તિ તરફ વળે છે.

૧. સમાજ ને નીતિની નિશ્ચલ પ્રણાલિકામાં સંકળાઇ રહેલી હીંદી માનવતાએ મધ્યકાલમાં વિજાતિ તરફ આકર્ષાવાની વૃત્તિને ભક્તિનું સ્વરુપ આપ્યું.

દસે દિશામાં આશ્રયસ્થાનનાં નિષ્ફલ ફાંફાં મારી, સમાજે ઘડેલા શુષ્ક ને દરિદ્ર ગૃહસ્થાશ્રમની ઊની જ્વાલે દાઝેલો—દુનીઆના અપશબ્દોથી કાંપતા કોમળ હ્રદયની ઉર્મિઓને સંરક્ષતો-પ્રણયીનો શિરોમણી નરસિંહ પોતાની વૃત્તિને રાસલીલા સીવાય ક્યાં પોષે, ભક્તિ સીવાય કયે સ્વરુપે દર્શાવે? ભગવાનનો દાસ કે પત્ની બની પ્રણયગીત ગાયા વિના એને ઉલ્લાસ કેમ સાંપડે?

ભક્તિસંપ્રદાયો પ્રબલ કરવામાં આવી પરિસ્થિતિ ઘણે અંશે જવાબદાર હોય છે; અને તેમાં પ્રણયી હૃદય પુરાય, ત્યારે તેનું ગાન અલૌકિક ભક્તિ સાહિત્ય બને છે. જે વૃત્તિ જીવનમાં ન સંતોષાઇ તે ધુધવતી કવિતારુપે બહાર પડે છે.

૨. ત્યાગની ભાવનાથી કર્મેન્દ્રિયોનો સંયમ કરતાં, આ વૃત્તિ મન ને કલ્પનામાં વાસ કરે છે, ને ભક્તિભાવ પ્રગટાવે છે.

એલેકઝાંડ્રીયાના અસલી ખ્રીસ્તીઓમાં ભક્તિભાવ ખીલ્યો. તેનું કારણ તેમનો ત્યાગ હતો.

ઓગસ્ટીન જેવો તપસ્વી ભક્ત કહે છેઃ "નવપરિણીત વરની માફક ખ્રીસ્ત શય્યાખંડ છોડે છે; વરની ધુનથી તે સંસાર પર પલાણે છે."

તેજ પ્રમાણે મધ્યકાલીન ખ્રીસ્તી સાધ્વીઓ પણ ભક્તિઘેલી થતી. નૈષ્ઠિક બ્રહ્મચર્યને વરેલી સાધ્વીએ પોતાને ખ્રીસ્તની વધુઓ માનતી. અને તીવ્ર

વિરાગી છતાં તેમની મનોવૃત્તિ કેવા પ્રકારની ભક્તિથી રંગાઇ રહેતી તેના નમુના રુપ એક લોકપ્રિય ભક્તિપદ બસ થશે

"હુ વારી જાઉં જીસસ પર એના પ્રભાવ પર એની સુમધુર મોહિની પર જ્યારે એની કૃપા મને નમ્ર કરી કરી મુકે છે ત્યારે હુ તેના પર વારી જાઉં છુ, 'બ્હેન લાડકવાઇ, ને સુદરી કરીને મને એ સબોધે ત્યારે હુ વારી જાઉં છુ એના પગલા પર હુ વારી જાઉં છુ ને વારી જાઉં છુ એના વિલાસી લટક પર એનુ મુખ પ્રેમભર્યા ચુબનથી મારા મુખને સ્પર્શ છે ત્યારે હુ વારી જાઉં છું

આ પ્રમાણે પરાકાષ્ઠા પર કલ્પના પહોચે છે

અને તેજ પ્રમાણે ત્યાગ જેનો મુખ્ય સિદ્ધાત છે એવા જૈન સપ્રદાયમાં ત્યાગે કચરેલા હૃદયનો પ્રણયરસ ભક્તિરુપે બહાર પડતો જોઇએ છીએ

મહામુનિ આનદઘનજી તથા ચિદાનદજીનાં પદો આનુ દૃષ્ટાત પુરુ પાડે છે —

પીયા બીન સુધબુધ ખુદી હો
વિરહ ભુયગ નિસા સમે
મેરી સેજડી ખુદી હો
નિશદીન જોઉં તારી વાટડી
ઘરે આવો રે ઢોલા

× × ×

પિયા જાગે તુ સોયે પિયા ચતુર હમ નિપટ અગ્યાની

× × ×

મીઠડો લાગે કતડો ને ખાટો લાગે લોક
કતવિહુણી ગોઠડી તે રણ માહે પોક

× × ×

તેરી હુ, તેરી હુ એતી કહુંરી
ઇન બાતમે દગો તુ જાને
તો કરવત કાશી જાય ગહુરી ૧

મેરે તો તુ રાજી ચહીયે
ઔર કે બોલ મે લાખ સહુરી
આનદઘન પિયા વેગ મીલો પ્યારે
નહીં તો ગગ તરગ વહુરી ૩

× × ×

કચન વરણો નાહ રે મન કોય મીલાવો
અજન રેખન આખ ન ભાવે, મજન શિર પડો દાહ રે ૧
કૌન સેન જાને પર મનકી વેદન વિરહ અથાહ
થરથર ધ્રુજે દેહડી મારી જીમ વાનર ભરમાહ રે ૨

• દેહ ન ગેહ ન નેહ ન રેહ ન, ભાવે ન દુહા ગાહા ।
આનંદઘન વાલો બાંહડી ઝાલે, નિશદીન ધરું ઉમાહા રે [૧]

યશોવિજયજી પણ એજ ભાવ દર્શાવે છેઃ—

પીઉ પીઉ કરી તુમને જપુ રે, હું ચાતક તુમે મેહ [૨]

તેજ પ્રમાણે "જન્મ મૃત્યુનું બીજ સ્ત્રી છે, તે સારુ સ્ત્રીની વાત કરવી નહીં" —એ સિદ્ધાંત પ્રવર્તાવનારા સહજાનંદ સ્વામીના શિષ્યો ચુસ્ત સંયમી છતાં શૃંગારનાં પદોમાં જે અપ્રતિમ વિલાસ ને રસિકતાથી ભરપુર ભક્તિ લાવ્યા છે તે આજ નિયમનાં દૃષ્ટાંત પુરાં પાડે છે. બ્રહ્માનંદ સ્વામીનો સ્ત્રીદ્વેષ જાણીતો છેઃ—

"વિષકી ભૂમી, બીજ વિષ, વિષવેલી વિસ્તાર,
વિષ ડાલી વિષ પત્ર ફુલ, નખશીખ વિષ તન નાર."

અને આ વિષયથી પરાંગમુખ સ્વામી ભક્ત બનીને ગાય છેઃ—

"રંગભીનો હો કાન, વાલમની કરીએ જો વાતડી;
કાનજી તારે કારણે, મેં તો સેજ બીછાઈ સાર;
જીવન હભી લેકં છું, હું તો વાટડી વારંવાર."

× × ×

પ્રાણજીવન પધરાવીયા, મંદિરમાં માંઈ
પોઢયા સારુ પ્રેમશું, સુખસેજ બીછાઈ
પગ ચાંપું હું પ્રેમથી, થયા શામ સુખાળા,
શિખ દીધી સર્વ સાથને, પોઢયા કુંજ વિલાસ;
બ્રહ્માનંદ ઠાકુર હરિનો, એકાંતિક દાસ.

પણ આ પદો કરતાં ત્યાગ અને ભક્તિનો ખરો સંબંધ ભગવાન ચૈતન્યનું જીવન પુરુ પાડે છે.

નડીયાનો પંડિત નીમાઇ—વિદ્વાન ને સત્સંગી—પરણેલો ને પ્રખ્યાત—સંન્યસ્ત લે છે; એને ભક્તિનો વિકાર વધતો જાય છે; અને તે પ્રણયી થઇ રહે છે. ચૈતન્ય ભક્ત બને છે; રાત ને દિવસ તે કૃષ્ણશૃંગારનાં પદ સાંભળે છે; ભાગવતમાંથી ગોપીઘેલછાનું શ્રવણ કરે છે. ઉપવાસ ને ઉજાગરાની પરવા વગર તે ઉભા થાય છે ને ઘેલી ગોપી બની નાચે છે; ને પ્રણયવિરહથી રડે છે. કોઇને શૃંગારનું પદ ગાતાં સાંભળી તેને ભેટવા દોડે છે; ગાનાર સ્ત્રી છે એમ જાણી શિષ્યો સ્ત્રીસ્પર્શના પાપમાંથી તેને બચાવે છે. બેભાન અવસ્થામાં શિષ્ય ઉશીકું મુકે છે તો, ભાનમાં આવતાં તે ઉગ્ર ત્યાગી તેને ઠપકો આપે છે; ને રાત ને દિન તે કલ્પનાવિલાસ ભોગવે છે. ઘન જોતાં તે ઘનશ્યામ છે એમ ધારી ઘેલા બને છે; વિજયમરૂથી વાઘાનો ભાસ થતાં બેભાન બને છે; સફેત પક્ષીઓ ઉડતાં જોઇ તેને વૈજયંતી નજરે પડે છે; પક્ષીઓનાં ગાન સાંભળી વેણુનાદ સાંભળતાં તે

[૧] આનંદઘનજી ને ચિદાનંદજીનાં બહોંતેરીઓનાં પદોનો સંગ્રહ.
[૨] ચૈત્યવંદન ચોવીશી

સ્થળે સ્થળે દોડે છે; સમુદ્રના શ્યામ જળને શ્રી કૃષ્ણ ધારી તેને ભેટવા દોડે છે; ને સમુદ્રમાં ઝંપલાવે છે. તેને પ્રેમની મૂર્છા આવે છે; બેભાન ગુરુને 'કૃષ્ણ કૃષ્ણ' સંભળાવી શિષ્યો ભાનમાં લાવે છે; ગુરુ ઉંડી વેદનાથી પીડિત અવાજે કહે છેઃ "મિત્રો! હું તો કૃષ્ણ પાસે હતો; અમારો મધુર સંયોગ શા માટે છોડાવ્યો?"[1]

દુનીઆમાં પ્રણયીઓ થયા છે; ભક્તો થયા છે; ઉર્વશીઘેલા પુરુરવસો થયા છે—એ બધામાં પણ અસાધ્ય પ્રણયી જોડે કલ્પનામાં વિહાર કરતા આ શુષ્ક તપસ્વી ભક્ત ચૈતન્ય અદ્વિતીય છે.

૩. જ્ઞાનમાં ગોથાં ખાતાં જ્ઞાનીઓ માનવપ્રેમ ક્ષુદ્ર ગણે છે. તેમને મન બધો વ્યવહાર અસાર થઇ જાય છે. તેમની તીવ્ર બુદ્ધિ કશા સંસારી રસમાં રાચતી નથી. અને છતાં તિરસ્કારેલી આકર્ષણ વૃત્તિ કોઇ રુપે તેમને સ્વીકારવી પડે છે. કાવ્યમાં ભયંકર જ્ઞાન ઉતારતા આપણા ગુજરાતી કવિઓને ભક્તિભાવ થોડો ઘણો દર્શાવવો પડે છે એ આ દશાનું દૃષ્ટાંત રજુ કરે છે.

છતાં જ્ઞાનવિલાસીઓ સાધારણ રીતે ભક્ત નથી થતા. તેમને તો ચારે તરફ વિસ્તરતો સંસાર મૌલિક ભ્રમ પર રચાયો લાગે છે; એટલે પોતાના મનમાં કે કૃતિઓમાં ભક્તિરસને તે સ્થાન આપતા નથી. અખા જેવા તો ભક્તિની વ્યાખ્યા બદલવાની યોજના કરી રહે છેઃ

> 'હરિ જાણે થકી ભક્તિ થાય, તેજ ભક્તિ જાણો ખરી'
> ચિદાકારમાંહે તેજ ઠરે, જેને સદ્‌ગુરુ રુપી આંખ છે [2]

૪. તેમજ શારીરિક અશક્તિએ કેટલાંય હૃદયો ભક્તિના કાલ્પનિક આનંદો તરફ વાળ્યાં છે? અને પ્રિયતમા ગુજરવાથી, કે ન મળવાથી ઉદ્ભવતો તલસાટ કેટલાય અંતરમાં, ભક્તિભાવમાં વિરમ્યો છે એ કોને અજાણ્યું છે? બીએટ્રીસના વિયોગથી, તે શોભનાની અપ્રાપ્યતાથી ડાંટે ને કલાપીની ઉર્મિઓએ કાવ્યોનું સ્વરુપ લીધું. તેવીજ રીતે મીરાં જેવા ભક્તહૃદયની ઉર્મિઓનું પૃથક્કરણ કરતાં એમ સ્પષ્ટ લાગે છે કે પ્રણયના પુરમાં તણાવાને ઘેલા બનેલા એના હૃદયને—વૈધવ્ય કે શુષ્કતાના વાતાવરણમાં—કાલ્પનિક વિલાસોમાં મગ્ન રહેવા કાવ્યો રચવાની સ્વાભાવિક પ્રેરણા થઇ હશે.

પણ નિરાશાથી પ્રણય આ પ્રકારનું પુનર્જીવન પામે છે તેનું ઉત્તમ દૃષ્ટાંત જર્મન ભક્ત કવિ હાર્ડનબર્ગ (નોવેલીસ) છે. "ગંભીર, ધાર્મિક, ચિંતનશીલ આત્મા, કઠોર દુઃખે વિશુદ્ધ બની, માનસિક પીડાના મંદિરથી પરિચિત તે આપણી સમક્ષ ઉભો રહે છે—ભાવનાશાલીઓમાં પણ સર્વોત્તમ ભાવનાશીલ તરીકે."[3]

---

૧ Sen's 'Chaitanya & his age.'
૨ અખેગીતા, કડવું ૧૦.
૩ કાર્લાઇલ.

નોવેલીસ વિદ્વાન હતો; તત્ત્વજ્ઞાન ને ગણિતનો અભ્યાસી હતો; અને ઇ. સ. ૧૭૯૪ માં બાવીશ વર્ષની ઉમરે લશ્કરી જીવનનો અત્યંત શોખ હોવાથી તે સ્વીકારવા સારુ જરુરનો અભ્યાસ કરવા લાગ્યો.

તેણે એક તેર વર્ષની બાલિકા જોઇ-સુંદર, સુરેખ, દૈવી મૃદુતા ને ભવ્યતાથી અદ્દભુત. નોવેલીસ તેને જોઇ પ્રેમઘેલો બન્યો; ને તેને પરણવા તેના માબાપની સંમતિ મેળવી. નોવેલીસના આનંદની સીમા રહી નહીં.

૧૯૯૭ માં સોફી મરી ગઇ નોવેલીસનો પ્રણયપ્રવાહ અદૃશ્ય થયો-માત્ર આંસુનાં અવશેષ મુકી. તેની પ્રિયતમા ગઇ ને તે ખ્રીસ્ત બની. તેનો પ્રણય ગયો ને તે ભક્ત બન્યો.

"એક વખત" તે કહે છે "વેદનામાં પીગળી ગયેલી આશા તદ્દન નષ્ટ થઇ હતી ત્યારે હું આંસુ સારતો હતો; અને જે તાપે તપેલા ઢગથી મારા જીવનનું ખોળીયુ ઢંકાતુ ત્યાં હું ઉભો હતો, એકલો-કોઇ કદી હતો નહીં તેવો- અનિર્વાચ્ય વ્યથાનો ભોગ બનેલો; અશક્ત, દુઃખના એક માત્ર વિચારથી નિર્ભર; આશ્રય શોધતાં હું આગળ કે પાછળ જઇ ન શકતો, પણ અકથ્ય તલસાટથી ક્ષણિક ને હોલવાયેલા જીવનને વળગી રહેલો,—એટલામાં ભુરા ઘેરા ક્ષિતિજમાંથી, મારા પૂર્વાશ્રમના સદ્દભાગ્યના શિખર પરથી સંધ્યાનો શિતળ સમિર વાયો, અને એકદમ જન્મનું બધન ને જીવનની બેડી તુટી ગયા.

• પૃથ્વીની ભભક ગઇ ને સાથે મારું આક્રંદ પણ ગયું; મારી નિઃસીમ ગ્લાનિ અગમ નવસૃષ્ટિમાં શમી ગઇ; રાત્રિની પ્રેરણા-સ્વર્ગમાંજ સુલભ એવી નિદ્રા મને આવી; પડદો ધીમેથી ઉઘડયો; અને નવે અવતારે આવેલો મારો પાશવિહોણો આત્મા વિહરી રહ્યો. કબર ઘન સમાન ધુળના ગોટારૂપ થઇ ગઇ; અને તે ઘનમાંથી મારી પ્રિયાની દૈવી બનેલી મુખરેખાઓ જોઇ. તેની આંખમાં નિરવધી કાલ હતો; મેં તેનો હાથ ઝાલ્યો, અને મારા આંસુનાં ચમકતાં ઝરણાં વહેવા લાગ્યાં. યુગો-ગર્જતા ઘનસમુચ્ચયોની માફક દૂર ગયાં તેના ખભા પર પડી આ નવજીવનથી પ્રગટેલા આનંદનાં આસુ મેં ઢાળ્યાં. આ મારું પહેલું ને એકજ સ્વપ્નું, અને ત્યારથીજ મારા સ્વર્ગમાં-તે તેના સૂર્ય-મારી પ્રિયતમામાં શાશ્વત ને નિશ્ચલ શ્રદ્ધા પ્રગટી હતી "

આ પ્રમાણે પ્રગટેલી શ્રદ્ધાના બળથી તે ખ્રીસ્તનો ભક્ત થયો. એની શુદ્ધ ભક્તિ હીંદી મહાન ભક્તકવિઓ જેવી તોફાની કે વિલાસી નથી; પણ આપણે ત્યાંનો કોઇકજ ભક્ત કવિ નોવેલીસના થરથરતા તલસાટ, નિર્મળ રસિકતા, કે સૂક્ષ્મ ભાવમયતાને સ્પર્શી શકે એમ છે.

# પ્રકરણ ૫ મું

—o—

## ભક્તિનું સાહિત્ય

આગલા પ્રકરણમા દર્શાવેલા જે બગ ભક્તિને પોષે તે પોતાની અસર તે ભક્તિના સપ્રદાય ને સાહિત્ય પર કરી તેમને વિશિષ્ટતા આપે છે

જેમા નિર્મળ 'પ્રેમરસ' વહે છે–જે સબધમા 'માધુર્ય' વગે છે–તેનેજ શુદ્ધ ભક્તિ કહી શકાય આ 'પ્રેમલક્ષણા' ભક્તિ તેજ ખરા ભક્તોને માન્ય છે અને આ ભક્તિનુ સાહિત્ય સ્થૂળમા સ્થૂલ વિલાસથી માડી સૂક્ષ્મમા સૂક્ષ્મ પ્રેમની વેદના ને તલસાટને શબ્દોમા મૂર્તિમાન કરે છે આ સાહિત્યનેજ ભક્તિનું શ્રેષ્ઠ સાહિત્ય કહી શકાય ચૈતન્ય, નરસિહ, મીરા ને તોવેલીસના પદો આ વર્ગમાં આવે

શુદ્ધ ભક્તિના સાહિત્ય સાથે બે પ્રકારના સાહિત્ય પણ ભક્તિના સાહિત્ય લેખાય છે

ઘણી વખત પ્રણયી પોતાના 'માનવ–ભગવાન' ને અતરની ઉર્મિઓ અર્પણ કરવા માગે છે, પણ સમાજના દોરથી, કે પ્રણયિકાના ડરથી અપરોક્ષ રીતે કરી શકતો નથી ત્યારે તે તે આત્મલક્ષી રસિકતા વ્યક્ત કરવા ધર્મે પૂજ્ય માનેલા કોઇ રસનિધિ પર–માત્ર આકારમાજ પરલક્ષી એવા–સાહિત્યને ટીંગાવે છે આ સાહિત્ય શુદ્ધ ભક્તિનુ નથી–માત્ર પ્રણયનુ છે એમા ભક્તિ માત્ર દેખાવ પુરતી છે એમા પ્રેમ કાલ્પનિક ભગવાનનો નથી–પણ 'માનવ ભગવાન'નો છે. 'પદ્માવતીચરણચારણચક્રવર્તી' જયદેવ કવિનું 'ગીતગોવિંદ' આ સાહિત્યનું દૃષ્ટાંત છે શુદ્ધ ભક્તિમા અને આ ભક્તિના આવિર્ભાવમા એટલો ઓછો ભેદ હોય છે કે આ માનવ પ્રેમનુ સાહિત્ય શુદ્ધ ભક્તિના સાહિત્ય જેવુંજ—અને ઘણી વખત એથી સરસ નીવડે છે

જે દેશમા એક વખત ભક્ત કવિ થયા હોય ત્યા એક બીજા પ્રકારનું સાહિત્ય ભક્તિ સાહિત્યમા ખપે છે તેને શુદ્ધ ભક્તિનું સાહિત્ય ન કહેવાય; અને છતા ભક્તિ સાહિત્ય સીવાય તે બીજુ હોતુ નથી તે કલાકારનુ ભક્તિ સાહિત્ય.

કલાકારનુ ભક્તિ સાહિત્ય સરજનારના હૃદયમા પ્રણયનો સચાર ઝાઝો થતો નથી તેને કાલ્પનિક ભગવાન માટે તલસાટ કે ઘેલછા હોતી નથી તેને તો માત્ર કલાપૂર્ણ સાહિત્ય પ્રગટાવવુ છે, અને ભક્ત કવિઓએ સરજાવેલા, શુદ્ધ ભક્તિ સાહિત્યના ધોરણ સરસ લાગવાથી માત્ર એક આદર્શ તરીકે તેનો તે સ્વીકાર કરે છે એની પાછળ જ્વાળામુખી નથી, પણ એમા સીનેમાના પટ પર દેખાતા જ્વાળામુખીનુ કલાપૂર્ણ ચિત્ર છે આવુ ઘણુ સાહિત્ય શિષ્ટ બને છે સ્વામી નારાયણ પથના ઘણા કવિઓનુ સાહિત્ય કલાકારનું છે

'ભક્તિ' શબ્દ, શુદ્ધ ભક્તિના વિશિષ્ટ અર્થ સીવાય ઘણી વૃત્તિઓને લાગુ પાડવામાં આવે છે; અને તેથી ખરું જોતાં જેને ભક્તિ સાહિત્ય ન કહેવું જોઇએ એવું ઘણું સાહિત્ય ભક્તિ સાહિત્યને નામે પ્રચલિત થયેલું છે. આવી મિશ્ર ભક્તિના કેટલાક પ્રકારો તો જાણીતા છે.

પૂજ્યભાવથી ઉદ્ભવેલી ધર્મવૃત્તિને ગીતાના શબ્દમાં ભક્તિ કહેવાય-વિશિષ્ટ અર્થમાં નહીં. પહેલા પ્રકરણમાં આપેલા અર્જુનના સ્તવનમાં માત્ર ઇશ્વરનો મહીમા જોવા ને તેને રીઝવવાનાજ ભાવો છે. ઋગ્વેદના પુરુષ સૂક્તમાં વિરાટ સ્વરુપ; યજુર્વેદના શતરુદ્રીય અધ્યાયમાં રુદ્ર; શ્વેતાશ્વતર ઉપનિષદમાં શિવ; ચંડીપાઠમાં શક્તિ; પુરાણની બધી સ્તુતિઓમાં ઇષ્ટ દેવતાઓ; બ્રહ્મવૈવર્ત પુરાણના પ્રકૃત્તિ ખંડમાં રાધા; ભાલણ ને પ્રેમાનંદની કૃતિઓમાં રામ કે કૃષ્ણ; પ્રાર્થના સમાજના સ્તવનોમાં ઇશ્વર-આ બધા દેવો તરફ જે ભાવ દર્શાવાયો છે તે સામાન્ય રીતે ભક્તિજ કહેવાય છે. આ ભાવનો હેતુ ઉપાસના કહી શકાય; અને એમાં રહેલી વૃત્તિને કેટલાક કહે છે તેમ ભક્તિ કહીએ તો તેને ઉપાસના ભક્તિ કહેવી પડે. એમાં ભગવાન ને ભક્ત વચ્ચેનું અંતર મોટું છે; અને સંબંધ શુદ્ધ ભક્તિના જેવો ગાઢ નથી. આ ભાવથી પ્રગટેલું સાહિત્ય ઉપાસના ભક્તિનું કહી શકાય.

પણ શ્રીમદ્ ભાગવતને આમાંથી કયા વર્ગમાં મુકવું? એના કર્તાના ભક્ત-હૃદયની કથા કોઈ જાણતું નથી; અને છતાં દશમસ્કંધના કેટલાક ભાગમાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ભક્તહૃદયનો તલસાટ-પરલક્ષી સ્વરુપે નજરે ચઢે છે. ભાગવતનો કર્તા શું કોઇ અજાણ્યો, સંયમશીલ ચૈતન્ય હતો? કે કોઇ આત્મલક્ષી પંડિતે પોતાના જીવનમાંથી નીતરતી રસિકતા વડે પૌરાણિક હાડપિંજરને સજીવન કરવા એ કૃતિ સરજી? કે કોઇ અપૂર્વ કલાકારે, ભક્તિમાર્ગની આછી રેખાઓને અમર સાહિત્યમાં મૂર્તિમાન કરવાને એ અદ્ભૂત ગ્રંથ લખ્યો? આ કોયડાઓ કોણ ઉકેલે?

એની કલામાં ભક્તશિરોમણિનાં કે પ્રણયીનાં આત્મલક્ષી ધેલછા, તોફાન કે સ્વચ્છંદના આછા, ધેરા ડાઘ નથી; ભક્ત કે પ્રણયી કદી ન થઇ શકે એવી રીતે તે કૃતિના ચિત્રપટ પરથી વિલુપ્ત બની જાય છે. પૌરાણિક સાહિત્યનો આદર્શ તે કદી ત્યાગતો નથી; ને કોઇક વાર ત્યાગે છે તો ન સમજાય એવી રીતે. ઉપાસનાના સાહિત્યની પ્રણાલિકાને તે માન આપે છે. અને છતાં ભક્ત કે પ્રણયી હૃદયની ઉર્મિ-અપૂર્વ સ્વરુપે-એની કૃતિમાં નથી એમ કોણ કહી શકે?

કોઇ અદ્ભૂત, આત્મવિસર્જનમાંજ આનંદ માનતો પૌરાણિક; ભક્ત, પ્રણયી અને કલાકારની દષ્ટિ તેમજ શક્તિનો અજબ સમન્વય સાધતો કવિ; હોમર, કાલિદાસ, ડાંટે, શેક્સપીઅરની હારનો કોઇ કલાનિધિ-માત્ર કલાનીજ પ્રચંડ સર્જકતાથી ભક્તિ, પ્રણય અને ઉપાસનાની સૃષ્ટિઓ સરજતો એમાં નથી

દેખાતો ? ભાગવતમાં રહેલી સરસતાને હીંદમાં કોઇ સ્પર્શ્યું હોય તો કાલિદાસ. તેનાથી વધારે અપૂર્વ સરસતા સરજાવી હોય એવો કોઇ જડતો નથી.

જ્ઞાનીઓ પણ જ્ઞાન પ્રાપ્ત કરવા જતા હૃદયના ભાવો રોકી શકતા નથી. અને કયાં તો સુફીવાદીની માફક જીવ ને શિવની એકતા પ્રણયભાવથી દર્શાવે છે; અથવા આપણા કવિઓની માફક જ્ઞાનપદ ગાતાં ગાતા ભક્તિની લહેર અનુભવી લે છે. અખા જેવા કોઇકજ જ્ઞાની જ્ઞાનનેજ ભક્તિ માની લઇ પોતાને ભક્ત કહાવે છે.

તેજ પ્રમાણે વૈરાગ્ય ભક્તિથી સંસારના રોદડા રડના ઘણા કવિઓ 'સંસારી રસ' તરફના તિરસ્કારને ભક્તિના 'અસંસારી રસ' સાથે ભેળવે છે ધીરો ને ભોજો આ મિશ્ર ભક્તિનાં દૃષ્ટાંત તેમની કૃતિઓમા આપે છે નામદેવ, તુકારામ, ને એકનાથ જેવા દખ્ખણના ભક્તોમા વૈરાગ્યનો ભાવ ઘણો આગળ પડતો છે. નામદેવ કહે છેઃ

'અવઘે જન્મ વાયાં ગેલે વિષયાસગે;'
'અવઘા વેળ કરી સંસારાચા ધંદા

તુકારામ કહે છે કે:

'આમ્હી તરી આસ ગ્રાલોં ટાકુની ઉદાસ.

એકનાથ કહે છેઃ

'દેહ જાઇલ તરી જાવો રાહીલ તરી રાહો,
દોરાચિયા સર્પા જિણેં મરણેં ના વાવો.'

અને છતાં આ ત્રણે મરાઠી ભકત કવિઓ ઘણી વખત શુદ્ધ ભક્તિના સૂક્ષ્મ ભાવો પણ અનુભવે છે એકનાથ કહે છે.—

પૂજી માઝિયા ભક્તાંતેં। તેણેં સંતોષ હોત માતેં ॥ ૧ ॥
ભક્ત માઝા મી ભક્તાંચા। ઐસી પરંપરા સાચા ॥ ૨ ॥

જ્ઞાન ભક્તિ ને વૈરાગ્ય ભક્તિના સાહિત્યમાં ઉપદેશનું સાહિત્ય પણ ઘણું આવે છે. આ શિક્ષાપત્રી સાહિત્યને શુદ્ધ સાહિત્ય કહેવું કે કેમ એ એક સવાલ છે; શિષ્ટ કહેવું કે કેમ એ એથી અઘરો સવાલ છે. તે ભક્તિ સાહિત્ય તો કહેવાય નહીં એ તો સ્પષ્ટ છે.

આ ઉપરથી ભક્તિ સાહિત્યના નીચે પ્રમાણે વિભાગ થઇ શકે :—

(क) ભક્તિનું સાહિત્ય.

૧. શુદ્ધ ભક્તિનું સાહિત્ય.
૨. માનવપ્રેમનું ભક્તિ સાહિત્ય
૩. કલાકારનું ભક્તિ સાહિત્ય.

(ख) મિશ્ર ભક્તિનું સાહિત્ય.

૧. ઉપાસનાનું સાહિત્ય.
૨ જ્ઞાનનું સાહિત્ય. } ઉપદેશનુ સાહિત્ય (?)
૩. વૈરાગ્યનું સાહિત્ય }

ભક્તિના સાહિત્યમાં–ભક્તિની દૃષ્ટિએ–શુદ્ધ ભક્તિનું સાહિત્યજ શ્રેષ્ઠ. માનવપ્રેમનું ભક્તિ સાહિત્ય ખરું જોતાં પ્રણય સાહિત્યનો ખરો ભાગ; અને છતા ભક્તિ સાહિત્યમાં ઉંચું સ્થાન ભોગવતું શિષ્ટ સાહિત્ય છે. કલાકારનું ભક્તિ સાહિત્ય એ ભક્તિની દૃષ્ટિએ અધમ છતાં, સાહિત્યની દૃષ્ટિએ ઘણીવાર સર્વોત્તમ બને છે.

મિશ્ર ભક્તિનું સાહિત્ય ભક્તિની દૃષ્ટિએ ઉંચા પ્રકારનું ગણાય નહીં છતાં જેટલે અંશે એમાં ભક્તિનો અંશ વધારે તેટલે અંશે તે ઉંચી પંક્તિનું સાહિત્ય લેખાય.

શિષ્ટતાની દૃષ્ટિએ જોતાં ઉપાસનાનું સાહિત્ય ઘણા ઉંચા પ્રકારનું શિષ્ટ થઇ શકે છે. જ્ઞાન ને વૈરાગ્યનું સાહિત્ય ભાગ્યેજ ઉંચા પ્રકારનું શુદ્ધ સાહિત્ય હોય છે; એમાં ઉર્મિ કરતાં વિચાર વધી પડે છે.

---

## પ્રકરણ ૬ ઠું



### શિવપૂજા અને ભક્તિ

#### વેદકાળ

(આશરે દાશરાજ્ઞથી કંસમર્દન સુધી)

આ કાળમાં તો અનાર્યોમાં લિંગપૂજા હતી; પણ આર્યોના અંતરમાં ઉપાસના કરવાની વૃત્તિ પ્રબળ હતી.

સમકાલીન લોકોના પ્રમાણમાં આર્યોના મગજમાં અજ્ઞાન કે વહેમનો ઝાઝો વાસ નહોતો. તેઓમાં ભાવનાનુ પ્રાબલ્ય હતુ. તેમની બુદ્ધિ ઉંચે ઉંચે ઉડવા, ગગનભેદી દેવો જોડે સખ્ય સાધવા પ્રયત્ન કરતી. સ્ત્રી તરફ તેમની માગણી આ હતી:

વીરસૂર્દેવકામા સ્યોના શનો ભવ।[૧]

તેમના હૃદયમાંથી નીગળતો પ્રણયભાવ તેમની સમોવડી આર્યાઓ તરફ વળતો—બીજી તરફ વળવાને સુખી ને સમૃદ્ધ આર્યાવર્તમાં કારણ નહોતુઃ—

મમયાવ સકલ્પાવહૈ સ પ્રિયો રોચિષ્ણૂ सुमनस्यमानौ।
इषमूर्जमभि म वसानौ मनौ मनासि संव्रता ममुचित्तान्याकरम् ॥ [૨]

---

૧ વીર સંતાનોને જન્મ આપની, દેવો તરફ પ્રીતિ ધારતી, તુ આપણું કલ્યાણ કરનારી થા.                    —ઋગ્વેદ ૧૦. ૮૫. ૪૪.

૨ એકબીજાને ચાહતાં, સદા એકબીજાના સહવાસથી આનંદમગ્ન રહેતાં, એકબીજા પ્રત્યે સદ્ભાવ દર્શાવતાં અને એકબીજાના સુખમાં ભાગ લેતાં–એવાં આપણે આપણી આકાંક્ષાઓ, આપણી પ્રતિજ્ઞાઓ અને આપણા વિચારોનો સમન્વય કરીએ.

—તૈત્તિરીય આગ્નિકાંડ, ૧–૩–૧૪.

વિજાતિ તરફની વૃત્તિથી તે શરમાતા નહોતા, તેને સતાડવાનો આડબર કરવા જેવા તે અપ્રમાણિક નહોતા, તેને કચરી તેના પર મુક્તિનો પાયો ચણવાની રોગિષ્ટ કલ્પના તે સેવતા નહીં, અને તેને ધર્મનું સ્વરૂપ આપી ઉપાસના જોડે ભેળવી દેવાની નિર્બળતા બતાવતા નહીં સ્ત્રીઓ તરફ તેમનામા સબળ માનવોને સુલભ ભાવો હતા, અને તેને સ્વીકારવાની દેવો જેવી પ્રમાણિકતા હતી —

तावहि समवाव सह रतो दधावहै पुम पुनाय वत्तवै ॥ [1]

એમનામા દેવો તરફ સખ્ય હતુ, પૂજ્યભાવ હતો ઉપાસના તેમને આકર્ષતી, પ્રાર્થના તેમને પ્રિય હતી દેવોને માટે માતા પિતા, 'પુત્ર' અને 'સખા' એ એમના પ્રિય સબોધનો હતાં

એકજ વખત કવિની વિજાતિ તરફની વૃત્તિ દેવ તરફ વળે છે —

पति न पत्नीरुशती रशन्त स्पृशन्ति त्वा शवसावन् मनीषा। [2]

આર્યો જેમ અનાર્યોના સસર્ગમા આવતા ગયા તેમ શિવ અને શક્તિ—જે અનાર્ય દેવો હતા—તેને પોતાના કર્યા

આ નવા સ્વીકારેલા દેવદેવી તરફ પણ ભક્તિભાવ કરતા પૂજ્યભાવ તેમનામા વધારે દેખાય છે, અને જે સપ્રદાયો નિગ્રૂજ પર અવલબન કરતા હતા તેને તેમણે એ પૂજ્યભાવથી ઘણા વિશુદ્ધ કર્યા

વૈદિક રુદ્રની ભાવનાનું આરોપણ શિવના પર તેમણે કર્યું, અને ભક્તિથી નહીં, પણ ઉપાસનાથી તેમણે શિવને રીઝવવા માડ્યા —

मा नो महातमुत मा नो अर्भक मा न उक्षतमुत मा न उक्षित।
मा नो वधी पितर मोत मातर मा न प्रियास्तन्वो रुद्र रीरिप ॥
मा नस्तोके तनये मा न आयौ मा नो गोपु मा नो अश्वपु रीरप ।
वीरान्मा नो रुद्र भामितो वधीर्हविष्मत सदमित्वा हवामहे ॥ [3]

૧ આવ, હવે સતાન પ્રાપ્તિને અર્થે આપણે સયોગ કરીએ, જેથી આપણને પુત્રનો જન્મ થાય

—જૈમિની ગૃહસૂત્ર ૨૧, ૮

૨ હે બળવાન (પ્રભુ) પોતાને ચાહનારા પતિનો તેને ચાહતી પત્નીઓ જેવી રીતે સ્પર્શ કરે તેવી રીતે મારી વૃત્તિઓ તને સ્પર્શે છ

ઋ મ ૧ સૂ ૫ (૧૧)

૩ હે રુદ્ર, અમે હવિ સાથે તારી હમેશા પ્રાર્થના કરીએ છીએ પણ તુ બાપને, માને, અમારા મોટેરાને તથા અમારા બાળકોને ક્રોધયુક્ત થઈને મારીશ નહીં હે રુદ્ર, અમારા નાના બાળક ઉપર, અમારા આયુષ્ય ઉપર, અમારી ગાયો ઉપર, અમારા ઘરો ઉપર અને અમારા અશ્વો ઉપર ગુસ્સે થઈશ મા અમારા વીરોને હે રુદ્ર, ગુસ્સે થઈને હણીશ મા

—ઋગ્વેદ મ ૧, સૂ ૧૧૪ (૭-૮)

તેજ પ્રમાણે યજુર્વેદમાં પણ ઉપાસક પ્રાર્થે છે:—

यामिषुङ्गिरिशन्त हस्ते विभर्ष्यस्तवे।
शिवां गिरित्र तां कुरु मा हिंसीः पुरुष जगत्॥[1]

શ્વેતાશ્વતર ઉપનિષદમાં પણ રુદ્ર તરફ પૂજ્યભાવજ છે:-

यो देवानां प्रभवश्चोद्भवश्च विश्वाधिपो रुद्रो महर्षिः।
हिरण्यगर्भं जनयामास पूर्वं स नो बुद्ध्या शुभया संयुनक्तु॥[2]

આ ઉપરથી કંઈ એમ માનવાને કારણ નથી મળતું કે અજ્ઞાન અને અનાર્ય જાતિમાં લિંગપૂજા અને વિલાસમહોત્સવો નહોતા. આ જમાના સુધી જે દેશના ધર્મસંપ્રદાયો કોઇક કોઇક ઠેકાણે અનીતિ અને પશુવૃત્તિ–લિંગપૂજા ને વિલાસમહોત્સવો દેખા દે છે ત્યાં ત્રણ હજાર વર્ષ પૂર્વેના અંધકારમય જમાનામાં એના પુરોગામી પંથોએ મજબુત જડ ઘાલી હશે એ તો ચોક્કસ લાગે છે. એ સમયના ભક્તિસંપ્રદાયોનું સાહિત્ય મળી આવતું નથી.

## ભારતકાલ

કંસમર્દનથી પરીક્ષિતના રાજ્યકાલ સુધીના આ સમયમાં શૈવ અને શાક્ત સંપ્રદાયો આર્યોએ વિશુદ્ધ કરી સ્વીકાર્યા લાગે છે. આર્યોમાં લિંગપૂજાનાં માત્ર સ્મરણોજ દેખાય છે. વૈદિક રુદ્ર, અને અનાર્ય ભૂતનાથ બંનેના મિશ્રણથી થયેલા શંકર શુદ્ધ ઉપાસનાના પાત્ર બને છે.[3]

આ સમયનું સંસ્કારી જીવન પ્રફુલ્લ હતું; વીરતા, ને તોફાનથી ભરેલું હતું; વિલાસ કે ઉલ્લાસને માટે તેમાં સંપૂર્ણ અવકાશ દેખાય છે. સમાજ કે ધર્મનો દોર તેમાં ઝાઝો નથી. જ્ઞાન કે વૈરાગ્યનું વાદળ વધુ પડતું છવાયું નથી. નિર્માલ્યતા શરીરમાં મગજમાં કે સમાજમાં દેખાતી નથી.

વૈદિક આર્યોમાં જે ઉપાસના કરવાની વૃત્તિ હતી તે આ કાલમાં પણ આર્યોમાં સનેજ રહેલી દેખાય છે. દેવને ઉપાસના અને સ્ત્રીને પ્રણય–એ તેની વૃત્તિ છે.

---

૧ હે ગિરિશ! જે બાણ તારા હાથમાં છોડવા માટે તેં રાખ્યું છે, તે બાણને શિવ-કલ્યાણરૂપ કરી દે, અને પુરુષ જગતની હિંસા કરીશ નહીં.

યજુર્વેદ, ૧૬-૩

૨ વિશ્વના અધિપતિ તથા મહર્ષિ એવા રુદ્ર, જેમણે દેવોની ઉત્પત્તિ કરી છે તથા તેઓને પ્રભાવ આપ્યો છે તથા જેમણે પ્રથમ હિરણ્યગર્ભને ઉત્પન્ન કર્યા છે, તે દેવ અમોને શુભ બુદ્ધિ આપો.

—શ્વેતાશ્વતર ઉપનિષદ્, અ. ૩ (૪).

૩ જુઓ મહાભારત: સૌપ્તિક પર્વ.

વિજાતિ તરફની વૃત્તિથી તે શરમાતા નહોતા, તેને સતાડવાનો આડંબર કરવા જેવા તે અપ્રમાણિક નહોતા, તેને કચરી તેના પર મુક્તિનો પાયો ચણવાની રોગિષ્ટ કલ્પના તે સેવતા નહીં, અને તેને ધર્મનું સ્વરૂપ આપી ઉપાસના જોડે ભેળવી દેવાની નિર્બળતા બતાવતા નહીં સ્ત્રીઓ તરફ તેમનામા સબળ માનવોને સુલભ ભાવો હતા, અને તેને સ્વીકારવાની દેવો જેવી પ્રમાણિકતા હતી —

तावेहि सभवाव मह ग्तो दधावहै पुंसे पुत्राय वेत्तवै ॥ [1]

એમનામા દેવો તરફ સખ્ય હતુ, પૂજ્યભાવ હતો ઉપાસના તેમને આકર્ષતી; પ્રાર્થના તેમને પ્રિય હતી દેવોને માટે 'માતા' પિતા, 'પુત્ર' અને 'સખા' એ એમનાં પ્રિય સબોધનો હતાં

એકજ વખત કવિની વિજાતિ તરફની વૃત્તિ દેવ તરફ વળે છે —

पतिं न पत्नीरुशती रुशन्त स्पृशन्ति त्वा शवसावन् मनीषा। [2]

આર્યો જેમ અનાર્યોના સસર્ગમા આવતા ગયા તેમ શિવ અને શક્તિ—જે અનાર્ય દેવો હતા—તેને પોતાના કર્યા

આ નવા સ્વીકારેલા દેવદેવી તરફ પણ ભક્તિભાવ કરતા પૂજ્યભાવ તેમનામા વધારે દેખાય છે, અને જે સપ્રદાયો લિંગપૂજા પર અવલબન કરતા હતા તેને તેમણે એ પૂજ્યભાવથી ઘણા વિશુદ્ધ કર્યા

વૈદિક રુદ્રની ભાવનાનુ આરોપણ શિવના પર તેમણે કર્યું, અને ભક્તિથી નહીં, પણ ઉપાસનાથી તેમણે શિવને રીઝવવા માગ્યા —

मा नो महान्तमुत मा नो अर्भकं मा न उक्षन्तमुत मा न उक्षितं।
मा नो वधीः पितरं मोत मातरं मा नः प्रियास्तन्वो रुद्र रीरिषः॥
मा नस्तोके तनये मा न आयौ मा नो गोषु मा नो अश्वेषु रीरिषः।
वीरान्मा नो रुद्र भामितो वधीर्हविष्मन्त सदमित्त्वा हवामहे॥ [3]

---

૧ આવ, હવે સતાન પ્રાપ્તિને અર્થે આપણે સંયોગ કરીએ, જેથી આપણને પુત્રનો જન્મ થાય

—જૈમિની ગૃહસૂત્ર ૨૧, ૮

૨ હે બળવાન (પ્રભુ) પોતાને ચાહનારા પતિનો તેને ચાહતી પત્નીઓ જેવી રીતે સ્પર્શ કરે તેવી રીતે મારી વૃત્તિઓ તને સ્પર્શે છે

ઋ મ ૧ સૂ ૫ (૧૧)

૩ હે રુદ્ર, અમે હવિ સાથે તારી હમેશા પ્રાર્થના કરીએ છીએ પણ ડું બાપને, માને, અમારા મોટેરાને તથા અમારા બાળકોને ક્રોધયુક્ત થઈને મારીશ નહીં હે રુદ્ર, અમારા નાનાં બાળક ઉપર, અમારા આયુષ્ય ઉપર, અમારી ગાયો ઉપર, અમારા ઘરો ઉપર અને અમારા અશ્વો ઉપર ગુસ્સે થઈશ મા અમારા વીરોને હે રુદ્ર, ગુસ્સે થઈને હણીશ મા

—ઋગ્વેદ મ ૧, સૂ ૧૧૪ (૭-૮)

તેજ પ્રમાણે યજુર્વેદમા પણ ઉપાસક પ્રાર્થે છે —

यामिषुं गिरिशन्त हस्ते बिभर्ष्यस्तवे।
शिवां गिरित्र तां कुरु मा हिंसीः पुरुषं जगत्॥[1]

શ્વેતાશ્વતર ઉપનિષદમા પણ રુદ્ર તરફ પૂજ્યભાવજ છે –

यो देवानां प्रभवश्चोद्भवश्च विश्वाधिपो रुद्रो महर्षिः।
हिरण्यगर्भं जनयामास पूर्वं स नो बुद्ध्या शुभया संयुनक्तु॥

આ ઉપરથી કે એમ માનવાને કારણ નથી મળતુ કે અજ્ઞાન અને અનાર્ય જાતિમા લિંગપૂજા અને લિંગોત્સવમહોત્સવો નહોતા આ જમાના સુધી એ દેશના ધર્મપ્રવાહનો કોઇક કોઇક ઠેકાણે અનીતિ અને પશુવૃત્તિ-લિંગ પૂજા ને લિંગોત્સવમહોત્સવો દેખા દે છે ત્યા ત્રણ હજાર વર્ષ પહેલાંના અંધકારમય જમાનામા એના પુરોગામી પંથોએ મજબુત જડ ઘાલી હશે એ તો ચોક્કસ લાગે છે એ સમયના ભક્તિસંપ્રદાયોનુ સાહિત્ય મળી આવતુ નથી

ભારતકાલ

કંસમર્દનથી પરીક્ષિતના રાજ્યકાળ સુધીના આ સમયમા શૈવ અને શાક્ત સંપ્રદાયો આર્યોએ વિશુદ્ધ કરી સ્વીકાર્યા લાગે છે આર્યોમા લિંગપૂજા માત્ર સ્મરણોજ દેખાય છે વૈદિક રુદ્ર અને અનાર્ય ભૂતનાથ બંનેના મિશ્રણથી થયેલા શંકર શુદ્ધ ઉપાસનાના પાત્ર બને છે[3]

આ સમયનુ સંસ્કારી જીવન પ્રફુલ્લ હતુ વીરતા ને તોફાનથી ભરેલુ હતું, વિલાસ કે ઉલ્લાસને માટે તેમા સંપૂર્ણ અવકાશ દેખાય છે સમાજ કે ધર્મનો દોર તેમા ઝાઝો નથી જ્ઞાન કે વૈરાગ્યનુ વાદળ હજુ પડતુ છવાયુ નથી નિર્માલ્યતા શરીરમા મગજમા કે સમાજમા દેખાતી નથી

વૈદિક આર્યોમા જે ઉપાસના કરવાની વૃત્તિ હતી તે આ કાળમા પણ આર્યોમા સતેજ રહેલી દેખાય છે દેવને ઉપાસના અને સ્ત્રીને પ્રણય–એ તેની વૃત્તિ છે

---

૧ હે ગિરિશ! જે બાણ તારા હાથમા ફેંકવા માટે તે રાખ્યુ છે તે બાણને શિવ-કલ્યાણરૂપ કરી દે અને પુરુષ જાતની હિંસા કરીશ નહીં

યજુર્વેદ ૧૬-૩

૨ વિશ્વના અધિપતિ તથા મહર્ષિ એવા રુદ્ર જેમણે દેવોની ઉત્પત્તિ કરી છે તથા તેઓને પ્રભાવ આપ્યા છે તથા જેમણે પ્રથમ હિરણ્યગર્ભને ઉત્પન્ન કર્યો છે, તે દેવ અમોને શુભ બુદ્ધિ આપો

—શ્વેતાશ્વતર ઉપનિષદ્, અ ૩ (૪)

૩ જુઓ મહાભારત, સૌપ્તિક પર્વ

શિવની આખી કલ્પના ભયંકર છે. પિતા કે વિનાશક તરીકે તે પુજાતા; એટલે તેની શુદ્ધ ભકિત કરવી શકય નહોતુઃ તેની ઉપાસનાના, તેને રીઝવવાના, તેનો મહીમા ગાવાના, તેની મહેરબાની મેળવવાના ભાવોજ હૃદયમાં રખાય એમ હતુ. શિવ અને શકિતના પ્રાબલ્યથી સદાય ડરમા રહેતા ઉપાસકો રુદ્રી અને ચંડીપાઠનાં માનભર્યાં સ્તવનોથીજ તેમના દેવ સાથે સબંધ બાંધતા.

ભારતકાલથી હીંદમા શિવપૂજન, 'શૈવ ભાગવત' સંપ્રદાય તરીકે, ઘણો પ્રચાર પામી હતી. અને સામાન્યજનોને આખા આર્યાવર્તમા ઘણીજ આકર્ષક નીવડી હતી.

એનું ત્રિશુલ ને એનુ વ્યાઘ્રચર્મ સદાય તેને દુર્ધર્ષતા અર્પતાં, ને ભકિતભાવની છુટ તેની સાથે સેવાતી નહીં.

અજ્ઞાન અને-જેને આ કાલમાં ભાગ્યેજ અનાર્ય કહેવાય તેવા-અસંસ્કારી વર્ગમા લિંગપૂજા ને વિલાસમહોત્સવો પુર જોશમા ચાલતાં હશે, પણ તે સપ્રદાયોએ ભજન મડલીનું સ્વરુપ લીધું જણાતું નથી. એ સ્વરૂપ પ્રગટવા માટે જે ભાવની સૂક્ષ્મતા અને હૃદયની સમૃદ્ધિ જોઇએ તે અસંસ્કારી વર્ગમાં ન હતાં.

પાશુપત સંપ્રદાય તો ભારતકાલ જેટલો જુનો છે.[1] આર્યોએ શંકરમાં રુદ્રની ભાવનાનુ આરોપણ કર્યું. મહાયાન બૌદ્ધમતની તેના પર અસર થઇ ખરી; પણ અનાર્યોનો આ સંપ્રદાય અસંસ્કારી વર્ગોમાં તો ક્ષુદ્ર સ્વરુપેજ રહ્યો હોય એમ લાગે છે. 'પશુપતિ,' 'વિશ્વનાથ,' 'અઘોર,' 'વિરુપાક્ષ,' કપાલમાલી,' અને એની સ્ત્રી 'ઉમા' 'ગૌરી' 'કાલી,' 'ચંડી,' 'ભૈરવી' 'રકતદંતી'-આ સંપ્રદાયના દેવદેવીનાં સ્વરુપનો ખ્યાલ આપી તેમની ઉપાસનાની વિશિષ્ટતા બતાવે છે. છતાં આ સંપ્રદાય આખા હીંદુસ્થાનમા વધારેમાં વધારે લોકપ્રિય હતો; અને એણે બધા મતો પર જબરી અસર કરી છે

## પુરાણકાલ

(પરીક્ષિતથી અજાતશત્રુઃ આશરે ઇ. સ. પૂર્વે ૫૦૦)

ભારતકાલથી માંડીને તે બૌદ્ધકાલ શરુ થયો ત્યાં સુધી શિવ ને શકિતને માનનારાઓના સામાન્ય રીતે બે વિભાગ પડ્યા. સંસ્કારી જનો શિવ ને શક્તિની કયાં તો ઉપાસના કરતા કે કયાં તો તે સંપ્રદાયોમાં તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો આરોપણ કરતા; અસંસ્કારી જનો તે સંપ્રદાયોની ભયંકર ક્રિયા, લિંગપૂજા ને વિલાસમહોત્સવોમાં મોક્ષ શોધ્યા કરતા.

આ ભેદ અત્યાર સુધી ચાલ્યો આવ્યો છે. ઉચ્ચમાં ઉચ્ચ સંસ્કારવાળા બ્રાહ્મણો વેદાંતના અભ્યાસ ને યમાનિયમાદિના આચરણ સાથે શિવની ઉપાસના કરતા આવ્યા છે; અને આ ઉપાસનાથી કેટલાક સાહિત્યે

૧. મહાભારતઃ શાંતિપર્વ, અ ૩૪૯. શ્લોક ૬૪, ૬૭

ઉપાસનાનું મિશ્ર ભક્તિ સાહિત્ય લખવા પ્રેરાયા છે. લિંગપૂજા ને વિલાસ-મહોત્સવોની શોભા વગરનો આ શૈવ મત ઉદાર ને પ્રોત્સાહક સંપ્રદાય બની રહ્યો છે; અને જે પૂજ્યભાવ ઇંદ્ર તરફ વૈદિક આર્યોનાં અંતરમાં હતો તેવા નિર્મલ પૂજ્યભાવથી હીંદના સંસ્કારીમાં સંસ્કારી કેટલાક સમૂહો ઉગ્ર પણ પ્રેમાળ, ભયંકર છતાં ભોળા કૈલાસવાસીની ઉપાસના કરે છે.

આગળ કહ્યું તેમ શંકર જોડે સખ્ય, કે વાત્સલ્ય સાધવું અશક્ય છે; તો માધુર્ય તો બનેજ કેમ ? એટલે શુદ્ધ ભક્તિ આ સંપ્રદાયમાં ઉદ્ભવીજ નથી.

શાક્ત મત શૈવ જેટલો પણ વિશુદ્ધ થયો નહીં. અને અસંસ્કારી, અભણ, વહેમી કે ક્રૂર લોકસમૂહો શૈવ ને શાક્ત સંપ્રદાયમાં પુરુષમેધ, ચરકપૂજા, વામમાર્ગ, તાંત્રિક સંપ્રદાય, કાંચળીયા પંથ વગેરે અનેક પંથોનો આજ સુધી સમાવેશ કરતા આવ્યા છે. આ બધા પંથોમાં માત્ર ભક્તિ સંપ્રદાયનું પહેલું ને બીજું સ્વરુપ–લિંગપૂજા ને વિલાસમહોત્સવો ક્ષુદ્ર સ્વરુપે નજરે ચઢે છે.

"શિવમાર્ગીઓ, શાક્તો અને પ્રકૃતિમાંની સર્જન શક્તિના ઉપાસકોએ આ અનાર્ય પંથોમાં રહસ્યસૂચક મૂર્તિઓ દાખલ કરી તેને આધ્યાત્મિક સ્વરૂપ આપ્યું છે. ઉતરતી પંક્તિના શિવમાર્ગીઓ પોતાના માંસાહાર અને રક્તપૂજાના રીતરીવાજોમાં આર્ય કરતાં અનાર્ય રીતિઓને વધારે અનુસરે છે.

'દક્ષિણ' માર્ગી ભક્તો રક્તનું બલિદાન કરે છે, તે સીવાય બીજી રીતે આર્યોનીજ ક્રિયાઓ આચરે છે. તેમનાં તન્ત્રો–અથવા ધર્મપુસ્તકોમાં મોટે ભાગે શિવ–પાર્વતીના સંવાદોજ છે. તેમાં ભગવાન શિવ પાર્વતીને પ્રાર્થના અને ધર્મક્રિયાનાં યોગ્ય સ્વરૂપો સમજાવે છે.

પણ વામાચારીઓની પૂજામાં મંત્રજાપ, વિષયાસક્તિ, અન્યાહાર, મદ્યપાન, અને રક્તની પંચવિધ ક્રિયાઓ દાખલ થયેલી છે. ઉચ્ચ વર્ણના હીંદુઓમાં નિષિદ્ધ મદ્યમાંસનો આ વામીઓમાં છૂટથી ઉપયોગ થાય છે; અને તેથી તેમની આ ગુપ્ત વિકૃત પૂજનવિધિની ઉત્પત્તિ અનાર્યોમાંથીજ થયેલી છે એમ માની શકાય. અને અનેક પતિ કરવાના અને કન્યાહરણ કરીને લગ્ન કરવાના અનાર્ય રીવાજોના અવશેષરૂપ અનેક સ્ત્રીઓનો સહવાસ રાખવાની પદ્ધતિથી પણ આ હકીકત પુરવાર થાય છે. શૈવ સંપ્રદાયના કાંચળીયા પંથીઓ તો અનેક સ્ત્રીઓનો સહવાસ કેળવવાનું ફરજીઆત ઠરાવે છે એટલુંજ નહીં પણ વ્યક્તિગત પસંદગી થતી અટકાવવાને પગલાં લે છે, અને આમ કેવળ દૈવને આધીનજ આ વસ્તુ રહે છે. તેમના ગુપ્ત વિલાસોને પણ ધાર્મિક સ્વરૂપ આપવામાં આવે છે, અને જે એમાં પોતાની વિષયલાલસા સંતોષવાના ઉદ્દેશથીજ ભાગ લે છે, તેને દેવી અચૂક શિક્ષા કરશે એમ તેઓ માને છે "[1]

---

૧ Imperial Gazetteer Vol. VI p. 214.

આ સમ્પ્રદાયોએ ભક્તિ સાહિત્ય પ્રગટાવ્યુ નથી, અને પ્રગટાવ્યુ હોય તો પ્રગટ રહ્યુ નથી એજ ભાવિ જનતાનું સદ્‌ભાગ્ય લેખાય

આ પ્રમાણે અનાર્યના દેવ શિવનો પ્રભાવ અનાદિકાળથી ભારતના લોકો પર ચાલ્યો આવ્યો છે આર્યોને તો સ્વરસ્વરૂપે સ્વીકારવા પડ્યા, ભારતકાળમા આર્યોના દેવોનું સ્થાન ધીમે ધીમે તેણે લીધુ, મહાભારતમા તેજ પરશુરામથી અશ્વત્થામા સુધી દરેક વીરના અધિષ્ઠાતા બન્યા બુદ્ધની મોહીનીને વશ થયેલા હીંદીઓ પણ તેને ભુલી શકયા નહીં, મહાયાન બૌદ્ધમત ધીમે ધીમે તેનું સામ્રાજ્ય સ્વીકારતો ગયો વિષ્ણુની વધતી જતી ઉપાસનાથી પણ તેનુ આકર્ષણ ઘટ્યુ નહીં, ગોપીવલ્લભની ભક્તિથી પણ તેનુ સ્થાન ડગ્યુ નહીં, વેદાંતે તેનું પરમપદ સ્વીકાર્યુ, અને હીંદી સસ્કારના સરક્ષક ને પ્રસારક એવા બ્રાહ્મણોએ તેને પૂજ્યભાવનો અર્ધ્ય આપવાનુ યુગો થયા કાયમ રાખ્યુ છે વેદાંતીથી દુષ્ટ અઘોરી સુધીના બધા શિવપૂજક હીંદુઓમા આ પૂજ્યભાવે એકતાનતા આણી, અને એ બધા સમ્પ્રદાયો એકજ ધર્મના નાના મોટા પગથીયા છે એવુ રૂપ આપ્યુ

અને તેજ પ્રમાણે એની સાથે માતૃમૂલ સસ્કૃતિ સેવતા અનાર્યોની શક્તિપૂજા, શૈવમતની સહચારી બની ઠેકઠેકાણે લોકોના ભય ને ઉપાસનાની પાત્ર બની છે

આ બંને મત શુદ્ધ ભક્તિને પ્રેરી શકયા નથી, એટલે તેના વિકાસનો વિગતવાર ઇતિહાસ ભક્તિ સાહિત્યને ઘણો ઉપયોગી નથી

---

## પ્રકરણ ૭ મુ



### ભાગવત સંપ્રદાય

(શ્રી હર્ષ સુધી-ઈ સ ૬૪૮)

હીંદમા ભક્તિના વિકાસનો અભ્યાસ કરવા માટે અનાર્યોના ઉગ્ર દેવ શિવની કારકીર્દિ કરતા આર્યોના સૌમ્ય દેવ વિષ્ણુની કારકીર્દિ વધારે ઉપયોગી છે

### ઋગ્વેદકાલ

ઋગ્વેદમા વિષ્ણુ નાના દેવોમાંના એક છે, મહાન ઇંદ્રના સહચારી 'ગિરિક્ષ છે'–પર્વત પર રહે છે, 'એવયાવત'–ઝપાટાબધ જનાર છે; 'ઉરુગાય' છે–વિશાળતામા જાય છે, 'ત્રિવિક્રમ' છે–ત્રણ પગલા માંડે છે; ત્રીજે ડગલે 'પક્ષીઓ જ્યા ન ઉડે' ત્યા પહોંચે છે, અને ઉંચામાં ઉંચુ સ્થાન–વિષ્ણુપદ–

એ સાચવે છે; ઇંદ્રની જોડે રહી આપણે માટે સૃષ્ટિઓ સરજી રહે છે; ને સૂર્ય, ઉષા ને અગ્નિ પેદા કરે છે.[1]

ખરા દેવાધિદેવ–જેનાં ઘણાં લક્ષણો વિષ્ણુને પાછળથી આરોપવામાં આવ્યાં છે તે તો વરુણ સૂર્ય તેની આંખ છે; વ્યોમમાં તેનો વાસ છે. તે 'विश्वस्य भुवनस्य' राजा છે; તે દેવ, અસુર ને મર્ત્યોનો રાજા છે.[2] ત્રણ સ્વર્ગ ને ત્રણ પૃથ્વી તેનામાં રહેલી છે.[3]

તેનાં વ્રત નિશ્ચલ છે; તે સર્વજ્ઞ છે.[4] તે સર્વશક્તિમાન છે. પાપીઓને તે પાશથી બાંધે છે; ને માફ કરે છે. આ પ્રમાણે વરુણ લગભગ ઇશ્વરને સિંહાસને બીરાજે છે.

નારાયણ ઋષિના રચેલા સુવિખ્યાત પુરુષ સૂકતમાં 'સહસ્રશીર્ષ' 'સહસ્રાક્ષ' પુરુષની–વિરાટ સ્વરુપની કલ્પના છે.[5]

સવિતા તે પ્રજાપતિ, બધી વસ્તુનો સ્રષ્ટા છે.[6]

## બ્રાહ્મણકાલ

બ્રાહ્મણો રચાયાં તે સમયમાં બધા વૈદિક દેવોમાં વિષ્ણુએ વરુણ, સવિતા, ને પ્રજાપતિનો પ્રભાવ પામી પ્રથમ સ્થાન મેળવ્યું હતું. વિષ્ણુ–યજ્ઞ પુરુષ–યજ્ઞનું રહસ્ય સમજી દેવોમાં શ્રેષ્ઠપદ પામ્યા.[7] ઐતરીય બ્રાહ્મણ (૧ ૧.)માં લખ્યું છેઃ–

अग्निर्वै देवानामवमो विष्णु परमस्तदन्तरेण सर्वा अन्या देवताः ।[8]

આ વિષ્ણુ બધા દેવોમાં શ્રેષ્ઠ બન્યા એટલે જુદા જુદા દેવો પર આરોપાયલાં લક્ષણો ધીમે ધીમે એકાગ્ર થયાં. વિષ્ણુનું માથું કાપ્યું ને તે સૂર્ય થઇ ગયું; સૂર્યે ચક્રનું સ્વરુપ લીધું. ઋગ્વેદમાં સૂર્યને પ્રિય એવું પંખી તે ગરુડ 'ગરુત્મત' ને 'સુપર્ણ'. સૂર્યે કૌસ્તુભ મણિનો ખ્યાલ પેદા કર્યો.[9]

ઋગ્વેદ પ્રમાણે ત્રણ ડગલે વિષ્ણુએ ઇંદ્રની જોડે રહી આપણા જીવન માટે સૃષ્ટિ વિસ્તારી[10] એ ત્રણ ડગલે શતપથમાં, વિષ્ણુ વામન બની ઇંદ્રને માટે

---

૧ ઋગ્વેદ. ૧. ૧૫૪ ને ૧૫૫; ૬. ૬૯; ૭. ૯૯.

૨ ઋ ૫. ૮૫. ૩; ૨ ૨૭. ૧૦.

૩ ઋ. ૭. ૮૭ ૫.

૪ ઋ. ૧ ૨૪. ૨૫

૫ ઋ ૧૦ ૯૦.

૬ ઋ. ૪. ૫૩.

૭ શ બ્રા ૧૪.૧. ૧.

૮ અગ્નિ બધામાં કનિષ્ઠ ને વિષ્ણુ શ્રેષ્ઠ દેવ છે. એ બન્ને વચ્ચે બધા દેવો આવે છે.

૯ Macdonell's Vedic Mythology p 39

૧૦ ઋ. ૬. ૬૯

અસુરો પાસેથી સૃષ્ટિ છીનવી લે છે[1] પુરાણમા જ્યારે વિષ્ણુ ઈશ્વર થયા ત્યારે તેનો વામન અવતાર થયો

ઋગ્વેદમા ઇંદ્રથી પ્રોત્સાહન પામેલા વિષ્ણુ વરાહ ( એમુશ'–વૃત્ર ) ની ભેંસો લઇ જાય છે ઇંદ્ર એ વરાહને મ રે છે તૈત્તિરીય સહિતામા ઇંદ્ર વરાહ–અસુરને મારે છે ને વિષ્ણુ તેનુ માથુ દેવોના યજ્ઞને માટે લઇ જાય છે શતપથમા એ એમુશ વરાહ પાણીમાથી પૃથ્વીને ઉપર લઇ આવે છે તૈત્તિરીય બ્રાહ્મણ આ વરાહને પ્રજાપતિ લેખે છે પુરાણમા આ વરાહ વિષ્ણુનો અવતાર બને છે

આજ પ્રમાણે શતપથમા જે મત્સ્ય મનુને પ્રલયમાથી બચાવે છે તે મહાભારતમા પ્રજાપતિ બને છે શતપથમા પ્રજાપતિ કૂર્મ બની પ્રજા પેદા કરે છે

આ પ્રમાણે જુદી જુદી કલ્પનાઓ વિષ્ણુમા કેદ્ર થવા લાગી

## ભારતકાલ

(કસમર્દનથી પરીક્ષિતના અવસાન સુધી)

આ સમયમા વિષ્ણુ નારાયણ વાસુદેવ અને કૃષ્ણ એ બધી વ્યક્તિઓ વીશે માન્યતાના પ્રવાહો જુદા વહેતા હોય એમ લાગે છે

તે સમયમા ભારતકાલમા વિષ્ણુ નારાયણને એક પરમેશ્વર રૂપે કેટલાક પુજવા લાગ્યા પ્રજાપતિ દેવાધિદેવ વિષ્ણુ તે નારાયણ છે એમ તૈત્તિરીય આરણ્યક કહે છે આ વિષ્ણુ નારાયણ 'ગરુત્મત'–ગરુડવાળા છે, ને 'કેશવ' નામથી પણ ઓળખાય છે[2]

નારાયણ નામના ઋષિને મહાભારત અનેક ઠેકાણે પૂજ્ય લેખે છે અને શ્વેતદ્વીપમા રહેતા પરમ પુરુષ તેને આ નારાયણની આદ્યમૂર્તિ અને વિષ્ણુનો અવતાર માને છે અને પાંચરાત્રનો સપ્રદાય તેની ઉપાસના કરતો[3]

મૂલ ભારતમા શ્રીકૃષ્ણ પ્રતાપી નર હતા પણ દેવ નહોતા વસુદેવના પુત્ર કૃષ્ણે વાસુદેવ બીરુદ ધારણ કર્યુ, પોતાના પ્રતાપથી તે બીરુદને પૂજ્ય બનાવ્યુ અને બીજા કોઇને તે નામ ધારણ કરવાની જોરજુલમથી મનાઇ કરી આ કૃષ્ણ વાસુદેવને રાજસૂય યજ્ઞ વખતે પુરુષોત્તમ તરીકે અર્ઘ્ય અપાયો

## પુરાણકાલ

(પરીક્ષિતથી અજાતશત્રુ ઇ સ પૂર્વે ૫૦૦)

'રાજા એ દેવ'–કલ્પના ને ભાષા બનેનો આ જમાનો હીંદમાં ઘણો

---

૧ શ બ્ર ૧ ૨ ૫

૨ બૌદ્ધાયન ધર્મસૂત્ર ૧ ૫

૩ મહાભારત, નારાયણીય પર્વ

સહેલ છે. ભારતકાળ પછીના સમયમાં આ પ્રવાહો મળી ગયા. શ્રી કૃષ્ણ નારાયણ થયા. નારાયણ વાસુદેવ તેજ કૃષ્ણ વાસુદેવ; નારાયણ તેજ કૃષ્ણ; વિષ્ણુ તેજ કૃષ્ણ; કૃષ્ણ તેજ વિષ્ણુના અંશ ને અવતાર—આમ ઝપાટાબધ ઉત્ક્રાંતિ પામેલી માન્યતા લોકપ્રિય થઇ.

આમ વૈદિક વિષ્ણુમાંથી યાદવ કૃષ્ણ પ્રગટયા; બધા દેવોનું આધિપત્ય વિષ્ણુએ લીધું હતું તે કૃષ્ણને મળ્યું, વિષ્ણુનાં જુદાં જુદાં સ્વરૂપો હતાં તે કૃષ્ણના પૂર્વ અવતાર થયા. વાસુદેવપૂજાએ ધર્મમાં અગત્યનું સ્થાન લેવા માંડયું.[૧]

ગોચારક વૃષ્ણી અથવા સાત્વત જાતિ હતી તે યમુના તટ પર રહેતી; અને તેમાં ભાગવત સંપ્રદાય પ્રચલિત હતો. આ જાતિમાં કૃષ્ણ વાસુદેવ મથુરામાં થયા; અને લગભગ ઇ. સ. પૂર્વે ચોથી પાંચમી સદીથી તે જાતિના ઇષ્ટદેવ મનાયા.

વિષ્ણુને ઋગ્વેદ 'ગોપા' કહે છે.[૨] તેને ત્યાં ભૂરિશૃંગા ગાયો છે.[૩] એ યુવક છે.[૪] તે શંબરને મારનાર છે.[૫] દામોદર ને ગોવિંદ છે[૬]

આ કાળમાં વિષ્ણુની આવી અનેક વિશિષ્ટતા કૃષ્ણની દંતકથામાં વણાવા લાગી. વૃષ્ણીઓએ તેને ગોપાલ તરીકે પુજવા માંડ્યા હોય તેમાં શી નવાઇ ?

## બૌદ્ધકાલ

### (ઇ. સ. પૂર્વે ૫૦૦ થી ઇ. સ. ૨૨૫)

પાણિનીના સમયમાં (ઇ. સ. પૂર્વે ૬૦૦ થી ૪૦૦) વાસુદેવની પૂજાનો સંપ્રદાય પ્રચલિત હતો. પાણિની 'વાસુદેવક'–વાસુદેવ ભક્તનો ઉલ્લેખ કરે છે. બૌદ્ધ ને જૈન સાહિત્યમાં (ઇ. સ પૂર્વે ૪૦૦ થી ૨૦૦) પણ તેનો ઉલ્લેખ જડે છે.

ઇ. સ. પૂર્વે બીજા સૈકામાં ગ્રીક રાજાનો એલચી હેલીઓડોર, જે ભાગવત ધર્મ પાળતો હતો તેને, વાસુદેવની પૂજા કરવા એક ગરુડધ્વજ ચડાવતો જોઇએ છીએ.[૭]

ઇ. સ. પૂર્વે બીજા સૈકા પહેલાં 'દેવ'દેવ વાસુદેવ'નો ભાગવત સંપ્રદાય ચારે તરફ પ્રસર્યો હોય એમ લાગે છે; ગીતાના કર્તાએ (ઇ. સ. પૂર્વે

---

૧ જુઓ Rai Chandhari: Early History of the Vaishnava Sect; અને રા દુર્ગાશંકર શાસ્ત્રી: વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ

૨ ઋ. ૧. ૨૨. ૧૮.

૩ ઋ. ૧. ૧૫૪ ૬.

૪ ઋ. ૧ ૧૫૫. ૬.

૫ ઋ. ૭ ૯૯. ૫.

૬ બૌદ્ધાયન ધર્મસૂત્ર ૨. ૫ ૨૪.

૭ વેસનગરનો શિલાલેખ: × Epi Ind· app

૩૦૦ થી ૨૦૦) એના મુખમા ઉપદેશ મુકી એને પુરેપુરુ દેવત્વ અર્પ્યું પતજ્જલીએ વાસુદેવને ભાગવત ને 'કેશવ' કહ્યા શાતિપર્વ જ્યારે લખાયુ ત્યારે દેવકીસુત કૃષ્ણુ તેજ વિષ્ણુ, અને તેનીજ ઉપાસના તે ભાગવત સાત્વત, એકાતિક, ને પાંચરાત્ર સપ્રદાયનુ મૂળ એમ નક્કી થઇ ગયુ શ્રીકૃષ્ણ સકર્ષણુ, પ્રદ્યુમ્ન ને અનિરુદ્ધ એ ચારે મળી થયેલા વ્યૂહ'ની પૂજા પણ એ સપ્રદાયોએ સ્વીકારી

વિષ્ણુના અવતાર-પૂજ્ય ને ઉપાસના યોગ્યજ હતા તેના પર હજુ માનવના સામાન્ય લક્ષણો આરોપવામા આવ્યા નહોતા

ઇસ્વી સનની શરુઆતમા ભાગવત સપ્રદાય મહારાષ્ટ્ર સુધી પ્રસર્યો અને કૃષ્ણુ અને સકર્ષણુ વિષ્ણુના મુખ્ય અવતાર તરીકે પુજાના લાગ્યા હતા[1] ઉત્તર હીંદમા કુશાન રાજાઓ (ઇ સ ૪૫ થી ૨૨૫)નુ શિવ ને બુદ્ધ તરફ વલણુ હોવાથી ત્યા ભાગવત ધર્મને સ્થાન મળ્યુ નહીં

## ગુપ્તકાલ

### (ઇ સ ૩૨૦ થી ૬૦૦)

તારીખ ૨૬ મી ફેબ્રુઆરી ૩૨૦ ને દિવસે મહાભાગવત ચંદ્રગુપ્ત પાટલીપુત્રના મહારાજાધિરાજ થયા ને ગુપ્ત સામ્રાજ્યનો સુવર્ણમય યુગ શરુ થયો હીંદુઓની કીર્તિનો પ્રતાપ સોળે કળાએ તપવા લાગ્યો સસ્કૃત સાહિત્ય સહસ્રદલકમલની માફક ખીલ્યુ ભાગવત ધર્મ રાજધર્મ થયો વિષ્ણુની ઉપાસનાનો મધ્યાન્હ થયો અને આર્યોના જે વિષ્ણુએ નારાયણુ વાસુદેવનું સ્વરુપ લીધુ હતું તે 'ગરુડકેતુ' 'મુરારિ' ચતુર્ભુજ' 'ચક્રગદાધર' 'નારાયણુ 'ગોવિંદ' 'ચક્રભૃત્' રુપે આખા હીંદમાં ઉપાસ્ય દેવ બની રહ્યા અને તેની સ્ત્રી લક્ષ્મી ઉપાસ્ય દેવી બની તેની સાથે બીરાજી વામન નરસિંહ વરાહ નરનારાયણુ અનત નારાયણુ બળરામ ને કૃષ્ણુ અને ઘણે ભાગે લક્ષ્મીનારાયણનાં મદિરો આખા દેશમાં ઉભા થવા માંડ્યાં

વાસુદેવને લક્ષ્મી સહિત પજવામા તેના જોડીયાઓ સકર્ષણુ પ્રદ્યુમ્ન ને અનિરુદ્ધ વીસરાઇ ગયા કૃષ્ણુ વિષ્ણુના આઠમા અવતાર તરીકે પુજાતા એક ઇશ્વરના દસ અવતારોની માન્યતા લોકપ્રિય થઇ

સાહિત્યકારોએ શ્રીકૃષ્ણુની કીર્તિ અમર કરી તેને દૈવી સ્થાન આપવા મહાભારતમા ફેરફારો થયા હરિવશ વાયુ વિષ્ણુ મત્સ્ય ને બ્રહ્માડ પુરાણુ રચાયા શ્રીકૃષ્ણુની ઉપાસનામાજ સાહિત્યે સાર્થકતા માની[2]

1 નાનાઘાટનો શિલાલેખ. Vol X Epp Ind app 121

આ સમયમાં ભાગવત ધર્મમાં ઘણે ભાગે ઉપાસના હતી. એમાં શુદ્ધ ભક્તિનો અંશ ઝાઝો નહોતો. લક્ષ્મી જોડે રહી વિહાર કરનાર ચક્રધારી વિષ્ણુમાં મોહકતા તો હતી; અને હરિવંશ ને વિષ્ણુપુરાણે તેના જીવનમાં રંગ પુર્યા. ભાગવત ધર્મ કરતાં 'ભાગવત' પોતે લોકોની કલ્પનામાં રમી રહ્યા. એના તરફ પુજ્યભાવ હતો, પ્રણય નહોતો; એનામાં પ્રણય મેળવવાની યોગ્યતા તો હતીજ.

### શ્રીહર્ષનો રાજ્યકાલ
### (ઇ. સ. ૬૦૬ થી ૬૪૮)

છઠ્ઠા સૈકામાં ગુપ્તોની સત્તા ગઈ અને ઇ. સ. ૬૦૬ માં શ્રીહર્ષે સામ્રાજ્ય સ્થાપ્યું.

શ્રીહર્ષ શિવ ને બુદ્ધ બેને પુજતા; એટલે ભાગવત સંપ્રદાયનો અસ્ત શરુ થયો. માત્ર સાહિત્યમાં 'ભાગવત' પોતે એકે ચક્રે રાજ્ય કરી રહ્યા.

વાસુદેવ સંપ્રદાયની મુખ્ય હકીકત શાંતિપર્વ, ભગવદ્ગીતા, સાત્વત અને અહિર્બુધ્ન્ય આદિ પાંચરાત્ર સંપ્રદાયની સંહિતાઓમાં મળે છે. શંકરાચાર્યે એ સંપ્રદાયની વિધિનું બ્રહ્મસૂત્રમાં આ પ્રમાણે વર્ણન આપ્યું છેઃ—

"ચતુર્વ્યૂહાત્મક ભગવાન વાસુદેવરૂપ પરબ્રહ્મની પુજાનો વિધિ પાંચ પ્રકારનો છે. અભિગમન (દેવ મંદિરે મન, વચન, કર્મ દેવમાંજ રાખીને જવું,) ઉપાદાન (પુજાની સામગ્રી એકઠી કરવી), ઇજ્યા, સ્વાધ્યાય (મંત્રનો જપ) અને યોગ; આ રીતે પાંચ પ્રકારથી ૧૦૦ વર્ષ સુધી ભગવાનને ભજવાથી ભકત સર્વ પાપોથી છુટીને ભગવાનને પ્રાપ્ત થાય છે."

આમાં શુદ્ધ ભકિતનાં તત્ત્વો ઘણાં ઓછાં હતાં એ સ્પષ્ટ દેખાય છે

---

## પ્રકરણ ૮ મું

### હીંદમાં ભક્તિનો ઉદ્ભવ

ઇ. સ. ૬૪૮ માં શ્રીહર્ષ ગુજરી ગયા, ને હીંદુ સામ્રાજ્ય રચવાનો મહા પ્રયોગ નિષ્ફલ ગયો.

શ્રી હર્ષ ગયા એટલે આર્યાવર્તને એક તારે બાંધતુ બળ અદ્દષ્ટ થયું. નાનાં નાનાં રાજ્યો પેદા થયાં; એક બીજાનો ધ્વંસ સાધવા લાગ્યાં; ને ઝીણી ઝીણી ઇર્ષ્યાઓ સંતોષવામાં શક્તિ ને સમૃદ્ધિનો વિનાશ કરવા બેઠાં.

"આ લાંબા સમયનો ઇતિહાસ, સમગ્ર દૃષ્ટિએ જોતાં, રાજ્યતંત્ર ને સાહિત્ય, ધર્મ ને મંદિરના સ્થાપત્ય સીવાયની કલાની અધમતા ને અધઃપતનની શોકજનક કથા છે" [1]

---

૧. Vincent Smith: Early History of India

આ દશામા સ્વાધીનતા સાચવવી અશકય હતી ઇ સ ૭૧૨ મા આરબોએ સીંધ લીધુ ૯૮૬-૮૭મા સબ્ક્તગીન ગીઝનીએ હીંદ પર પહેલો હુમલો કર્યો

ઉદ્ધારના પ્રયત્નો થયા પણ નકામા ગયા

ઇ સ ૭૮૮મા શંકરાચાર્ય જન્મ્યા ને ઇ સ ૮૨૦મા[1] તેણે સન્યસ્ત લીધુ રાષ્ટ્રીય ધર્મ પ્રવર્તાની ધાર્મિક ઐક્ય કરવાનો અખતરો તેણે કર્યો, અને હીંદુ સપ્રદાયોને વિશુદ્ધ કરી વેદાતનો કલશ તેને ચઢાવ્યો જીવન બધુ માયા છે એ માન્યતા વિદ્વાનોમા પ્રસરી, અને દુ ખદ સસાર સુધારવા કરતા તેને વિસરવાના પ્રયાસો આરભાયા

આ સમયમા બુદ્ધનો પરમ પવિત્ર સપ્રદાય અધમમા અધમ દશાએ પહોચ્યો હતો ઘણે ભાગે તેણે તાત્રિક સ્વરૂપ પકડયુ હતુ એણે ન્યાતો તોડી નાખી હતી, લગ્નની પવિત્રતા કૈં રાખી નહોતી, નીતિની કૈં પરવા કરી નહોતી વિહારોમા બૌદ્ધ સાધુ ને સાધ્વીઓ સ્વચ્છદ વિહાર કરતા હતા બૌદ્ધ પડિતો વામાચાર્ય થયા હતા[2]

ઇ સ ૯૦૦ને આશરે મેધાતિથિએ મનુસ્મૃતિ પર ટીકા લખી આ ઉપરાંત નાની સ્મૃતિઓ પણ લખાવા માડી આ યુગ આખરે વિજ્ઞાનેશ્વરે (આશરે ઇ સ ૧૦૭૬ થી ૧૧૨૭) મીતાક્ષર લખી સશક્ત કર્યું, સયુક્ત કુટુબ ને સકુચિત લગ્નવ્યવહારને નિશ્ચિત સ્વરૂપ આપી સામાજિક બધનોને સુદૃઢ કરવાનો પ્રયત્ન કર્યો

શકરે એક રાષ્ટ્રધર્મ પ્રવર્તાવ્યો વિજ્ઞાનેશ્વરે એક ગાર્હ્યજીવન યોજ્યુ બન્નેએ હીંદમા સાસ્કારિક વ્યવસ્થા પ્રસારી શકરના પ્રયત્નથી પ્રવૃત્તિ તરફ અણગમો પ્રગટ્યો, સ્મૃતિકારના પ્રયત્નથી આચાર નિશ્ચલ થવા લાગ્યો

ગુપ્ત કાલમા સસ્કૃત સાહિત્યને જે પ્રોત્સાહન મળ્યુ હતુ તે જતુ રહ્યુ સાહિત્યમા પડિતાઇનુ સામ્રાજ્ય થયુ પડિતોએ તેને પ્રણાલિકાબદ્ધ કર્યુ હરિષેણ, દડી, સુબધુ ને બાણે જડ ગદ્ય પેદા કર્યું (ઇ સ ૬૫૧), 'ભટ્ટી કાવ્ય,' 'કિરાતાર્જુનીય' (ઇ સ ૬૩૪), ગુજરાતી માઘનુ 'શિશુપાલવધ' (૯ મી સદી) કૃત્રિમતાની અવધિ કરતુ 'રાઘવ પાડવીય' (ઇ સ ૮૦૦), અને 'નવસાહસાક ચરિત' (ઇ સ ૦૦૦) વધતી જતી જડતાની ને પડિતાઇના આડબરની સાક્ષી પુરે છે

રાજકીય અધાધુધી અને માનસિક નિર્બલતા, સામાજિક અરાજકતા, સમાજમા વ્યવસ્થા આણવાની ભગીરથ મહેનત, ધાર્મિક એકતા પાછળ મથામણ, જીવનમાથી અદૃષ્ટ થતી વીરતા ને ઉત્સાહ, વધી પડેલી

1 Macdonell Sanskrit Literature
2 Sen's History of Bengali Language & Literature ch 1 & 2

જ્ઞાનલિપ્સા ને જીવનસંગ્રામ તરફ ઉદાસીનતા, આડંબરી પંડિતાઈની જડ પ્રણાલિકા; અને સાહિત્યની અવદશા—આવાં આવાં અનેક લક્ષણોથી દયાજનક બનેલી દશામાં આર્યાવર્તના સંસ્કારી આત્માએ દુર્ભાગ્ય ભુલવા, શુષ્કતામાંથી પણ સુમધુર દૈવી ઉર્મિગીતનો મોહક ધ્વનિ કાઢ્યો;–અને સર્વાંગ સુંદર એની એક કલ્પનામૂર્તિ સરજી;–એક રસઝરણું ઝરવા દીધું. એ ધ્વનિ તે શ્રીમદ્ભાગવત—એ મૂર્તિ તે રાધિકાજી—એ રસપ્રવાહ તે શુદ્ધભક્તિ.

આઠથી દસમા સૈકા સુધીમાં ભાગવત સંપ્રદાય અસ્ત થયો હતો છતાં કાશી, મિથિલા, મથુરામાં વસતા સંસ્કૃત ને પ્રાકૃત સાહિત્યકોએ શ્રી કૃષ્ણ વાસુદેવને સાહિત્યમાં રસનિધિનું સ્થાન આપવા માંડ્યું એનો દૈવી પ્રભાવ વિસારી એનું રસિક જીવન તેમણે નવે રંગે મઢવા માંડ્યું; શિષ્ટ સાહિત્ય અને લોકકથાના એને નાયક બનાવ્યા.

મથુરા પ્રદેશના ગોચારકો વાસુદેવ પુજા કરતા ગોપાલ કૃષ્ણની દંતકથાઓ સંઘરવાનું ને સમારવાનું કામ તો પહેલેથી કરતા અને તેને પરિણામે ગામડીઆ-ઓના ગીતો ને રાસોમાં કૃષ્ણની લીલા પ્રિય થઇ પડી હતી.

મહાભાગવત ગ્રંથોએ શ્રીકૃષ્ણને દેવાધિદેવ બનાવી સાર્વભૌમ મહત્તા આપી હતી મહાભારતના સુધારા વધારાએ તેમજ હરિવંશ ને વિષ્ણુપુરાણે સર્વે દિશામાં પ્રેરણા પ્રસારતા પુરાણીઓ અને સાહિત્યવિલાસી શિષ્ટ વર્ગમાં એને અનુપમ સ્થાન આપ્યું હતુ આમ ગ્રામ્ય હૃદયનો ભાવ ને કલામુગ્ધ અંતરની રસિકતા બંનેનુ તેની જીવનકથા કેંદ્ર બની અને સ્થળે સ્થળે કૃષ્ણલીલાનાં અમૃતની લાણ થવા માંડી.

રસ સાહિત્ય માત્ર નાયકથી કે પરિણીતા નાયિકાથી ન સમૃદ્ધ થાય–તેને રસઘેલી પ્રિયતમા જોઇએ. આ કારણથી આ કલાકારોએ લક્ષ્મીને વીસારે મુકી રાધા સરજાવી.

પભોસાની ગુફામાં એક શિલ્પીના ચિત્ર નીચે આઠમા શતકનો લેખ છે "શ્રી કૃષ્ણ અને દુધવાળી ગોપીઓની મૂર્તિઓ બનાવનાર."[1] આઠમી સદીના શસશતી ને ગૌડવહો કાવ્યમાં, અને નવમી સદીમાં રચાયેલા ધાન્યાલોકમાં રાધાકૃષ્ણના પ્રેમનુ વર્ણન છે એટલે ઇ. સ ૯૮૦ ના અમોઘવર્ષ દેવના શાસનપત્રમાં રાધા પહેલી વાર દેખાય છે. છતાં એ સૈકા પહેલા તે સર્જાઇ હોય તો નવાઇ નહીં.

આર્ત પ્રજાએ એકદમ રાધાકૃષ્ણની કાલ્પનિક જોડીને સુકા જીવનમાં લીલી વેલની માફક આવકાર આપ્યો. પંડિતોની સર્જકતામાં ચેતન આવ્યું. પ્રાકૃત કવિઓમાં રસ પ્રગટ્યો. સામાન્ય સ્ત્રી પુરુષો આ પ્રણયકથા

૧. Epi Indica. Vol. II p. 482.

સાભળી ઉલ્લાસ અનુભવવા લાગ્યા કાલ્પનિક વિગતોથી સમૃદ્ધ બનેલા એક ઐતિહાસિક પુરુષ અને તેની કાલ્પનિક પ્રિયતમા બનેએ આખા ભરતખડની પ્રજાના હૃદય પર, રસિકતા પર, ને જીવન પર સ્વામીત્વ મેળવ્યુ

આવા સમયમા એક નનામો મહા કવિ થયો તેણે કૃષ્ણલીલાના ગાનો સાભળ્યા તેણે હરિવશ ને વિષ્ણુ પુરાણની પ્રેરણા લીધી એણે લોકની હૃદયોર્મિના સત્વ સરખુ એક કાવ્ય રચ્યુ તેની શિષ્ટતાએ લોકપ્રિય વસ્તુને અપૂર્વતા અર્પી જે પરિપાક હતો તે નવિન સૃષ્ટિનુ મુળ બન્યુ જે પ્રયાણનો અત હતો તે નવ પ્રયાણનુ સીમાચિન્હ થઇ રહ્યુ

કેટલાક એ દસમા શતકમા રચાયુ એમ માને છે,[1] પણ એથી પણ સો બસે વર્ષ જુનુ હોય એમ લાગે છે

ત્યારે ભાગવતમા રાધા કેમ નથી? ભાગવતના કર્તાએ શિષ્ટતા સાચવવા જુના પુરાણોમા ન જણાતી રાધાને વિસારી દીધી કે શુ?

આમ ભાગવત પ્રગટ્યુ ધાર્મિક દ્રષ્ટિએ તે ગમે તે હોય, પણ સસ્કારની દૃષ્ટિએ એક સીમાચિન્હ છે

ભાગવતમાં ચાર બળ કેંદ્રસ્થ થયા છે (૧) શુદ્ધભક્તિ, (૨) ઉપાસનાવૃત્તિ, (૩) પૌરાણિકબળ, અને (૪) કથા ભક્તિ સીવાયના ત્રણ બળોનુ વિગતવાર વિવેચન આ લેખમા અસ્થાને છે છતા તેનુ ટુકુ દર્શન જરુરનુ છે

ઉપાસનાવૃત્તિ મનુષ્યના સર્જન જેટલી જુની છે, અને એ વૃત્તિ અજ્ઞાન પર રચાયેલી પ્રણાલિકાને શુદ્ધ ને શુદ્ધ કરી મનુષ્યમાત્રને આત્મનિરીક્ષણ ને ભાવનામયતાના મૂલ સમા પૂજ્યભાવથી પ્રેરે છે

વેદકાળથી આર્યો તેને સેવતા આવ્યા હતા, શકર શક્તિ ને વાસુદેવની ઉપાસનાનેજ તેઓ કયાં સુધી ધર્મ માનતા હતા, અને તે કરવાની વૃત્તિથી અનાર્ય ને અધમ સંપ્રદાયોનો ઉદ્ધાર ને વિશુદ્ધિ સાધતા હતા આ બધુ આગળ વિસ્તારથી જણાવ્યુ છે

શુદ્ધ ભક્તિએ ઉપાસનાના ક્ષેત્ર પર આક્રમણ કરવા માંડ્યુ છતાં પણ તે પદભ્રષ્ટ થઇ નહીં, અને કેટલાક સસ્કારી ને ઘણા અસંસ્કારી હૃદયો શુદ્ધભક્તિનેજ ધર્મ માનવા લાગ્યા ત્યારે પણ વિદ્વાન બ્રાહ્મણો એની વૃત્તિને પોષી રહ્યા દરેક પ્રકારના ધાર્મિક સાહિત્યમા, ઉપનિષદોમાં ને ગીતામા, મહાભારતમાં ને રામાયણમા, હરિવશમા ને વિષ્ણુપુરાણમાં આ વૃત્તિ પ્રબળ હતી, અને આજ વૃત્તિથી સપ્રદાયો અધમતા પ્રાપ્ત કરતા અટકયા હતા ભાગવતે આ ઉપાસનાવૃત્તિને પૌરાણિક કરી, ભક્તિનો ટેકો આપી, તે હતી તેનાથી મિશ્ર

1 C V Vaidya Date of Bhagvat Purana 1 1 1925 J. B. B. R A. S (N S.) page 144

પણ મજબુત બનાવી પરિણામે જ્યાં જ્યાં ભાગવતનો મહીમા પ્રસર્યો ત્યાં ત્યાં પૂજ્યભાવ પણ વધ્યો; અને જેણે એનો ભક્તિનો મંત્ર ન ગ્રહ્યો તેણે એનો ઉપાસનાનો સંદેશ ઝીલ્યો.

"બ્રાહ્મણે પ્રગટાવેલું ત્રીજું બલ પૌરાણિક કથાઓ છે. થોડેક અંશે ઐતિહાસિક, થોડેક અંશે ભાવનાત્મક, ઘણે અંશે રસિક એવા 'આ પાંચમા વેદના સાહિત્યે ઇતિહાસ, જીવન, ધર્મ ને સંસ્કાર ચારેને સજીવ રાખ્યાં, એટલુંજ નહીં પણ પરસંસ્કાર ને પરાજય બનેને વીસરવાનું મુખ્ય સાધન પુરું પાડ્યું. આ સાહિત્યની મદદથી ઐતિહાસિક સાતત્ય પણ સચવાયું. ગમે તેવો પરદેશી રાજા સૂર્ય કે ચંદ્રવંશમાં સ્થાન પામ્યો; ગમે તેવા બ્રાહ્મણને પ્રાચીન ઋષિનું ગોત્ર પ્રાપ્ત થયું; અને ગમે તેવા વિપ્લવો થયા છતાં સમાજ ને સંસ્કૃતિ બંનેની એકતાનતા સચવાઇ. આ સાહિત્યે રચેલી પારદર્શકતાથી વેદકાલનું ને ભારતકાલનુંજ અંગ ચાલુ જીવન હોય એવો ભાસ પેદા થયો."[1]

ભાગવતે આ બલ મૂર્તિમાન કર્યું. પુરાણ એટલે ભાગવત એમ મનાયું એટલુંજ નહીં પણ પુરાણ એટલે ધર્મનું મુખ્ય સાહિત્ય એમ ચોક્કસ થયું. પ્રાકૃતની કીંમત થવા માંડી ત્યારે ભક્તિની લોકપ્રિયતાને લીધે ભાગવતની પ્રેરણાથી પ્રાકૃતમાં પુરાણો રચવામાં સાહિત્યકારો ગુંથાયા.

ચોથું બળ, શાશ્વત ને સર્વગ્રાહી તે સરસતાને મૂર્તિમાન કરનારી કલાનું; ખરું જોતાં દુનીઆમાં મોટામાં મોટું ઉન્નતિને સાધનારુ બળ આ બળ હંમેશાં ભાવનાત્મક અપૂર્વતા સરજાવવા મથે છે. ભાસ ને કાલિદાસ પછી અદૃષ્ટ થયેલી આ અપૂર્વતાને શબ્દોમાં ફરીથી સજીવન કરનાર તે ભાગવત.

સાહિત્યની દૃષ્ટિએ ભાગવત શિષ્ટતાનું સત્ત્વ છે ઋગ્વેદ, શાકુંતલ, ને મેઘદૂત સાથે દુનીઆના સાહિત્યમાં અગ્રગણ્ય સ્થાને છે. કલ્પનાના વૈભવમાં, વિલાસની સમૃદ્ધિમાં, ઉર્મિઓના વિશુદ્ધ પ્રાબલ્યમાં, ભાવનાની સૂક્ષ્મતામાં, સ્વરૂપ અને શૈલીની અપૂર્વતામાં તેના કેટલાક વિભાગો મેઘદૂત ને એપીપ્સાઇકીડોયોનથી જરાક પાછળ, પ્રણયના સરસમાં સરસ કથનમાં લેખાય એવા છે. એનાથી શ્રી કૃષ્ણ વીર ને મુત્સદ્દી મટી રસનિધિ બાલગોપાલ, ગોપીજનવલ્લભ બની સૌંદર્ય ગુંગળાતા હૃદયમાં અમી વર્ષાવી રહ્યા.

ભાગવતે શુદ્ધ ભક્તિ પ્રેરી ને પોષી ખરી; શુદ્ધ ભક્તિજ મોક્ષનું સાધન છે એમ વારંવાર ઉચ્ચાર્યું ખરું; પણ એ શુદ્ધ ભક્તિનું સાહિત્ય નથી. એનો લેખક અપૂર્વ કલાકાર છે; એનો પ્રભાવ સચોટ છે. જે ઇચ્છે તે નાચ નચવી શકે એમ છે; ગોપીગીતથી આપણને ગોપી બનાવી ગાવાની પ્રબળ ઇચ્છા પ્રેરે છે. પણ લેખક પોતે ગોપી બનતો નથી.

---

૧ મારો મથસંગ્રહ: 'ગુજરાત: એક સાંસ્કારિક વ્યક્તિ'

પુરાણ સાહિત્યની પ્રણાલિકાને ઘણી વાર દૂર રાખી ભાગવત કથાનાં માનવ તત્ત્વોને સમૃદ્ધ કરે છે, મહેકાવે છે. પંડિતોના શુષ્ક ને કૃત્રિમ જમાનામાં રચાયા છતાં અંતરે અંતરના ઉંડાણમાં એ પડઘા પાડે છે. બધા પુરાણોમાં દેખાય છે તેમ એમાં શ્રી કૃષ્ણની ઉપાસના કરવાની વૃત્તિ દેખાય છે; અને છતા એમાં વિષ્ણુ તરફ બીજા પુરાણમાં દેખાય છે તેવી માત્ર ઉપાસકની દૃષ્ટિ નથી કૃષ્ણ દેવ નથી, પણ દેવોના પણ એક દેવ છે; એમાં કૃષ્ણ દૂર રહેતા દેવ નથી પણ લાડકડા કહાન છે, ને છોગાળા ગોપાલ છે. એમાં ઉપાસનાની અમર્યાદિત ઉત્કંઠા જેટલું અંતર ભગવાન ને ભક્ત વચ્ચે વધારે છે તેટલુ અંતર પ્રણયનો અમર્યાદિત તલસાટ કાપી નાંખે છે. વિષ્ણુ પુરાણના ઉપાસ્ય વિષ્ણુ, ભાગવતમા થઇ બહાર પડતાં, ગીતગોવિંદના મોહક રાધાવર બને છે.

ભાગવત ભક્તિનુ મુળ છે એ માન્યતા ભ્રમ ભરેલી છે સાધારણ રીતે શિષ્ટ સાહિત્યની અમર કૃતિ પ્રચલિત ભાવોની નિર્માતા કરતાં પરિપાકરુપ હોય છે. ભાગવતે એજ નિયમને આધીન થઇ પ્રચલિત ઉર્મિઓને અપૂર્વ કલાથી ઓપતું સ્વરુપ આપી કૃષ્ણભક્તિને શિષ્ટ બનાવી.

ભક્તિ, ઉપાસના, ઐતિહાસિક સાતત્ય ને સરસતા—ચારે બળને આમ મૂર્તિમાન કરતું અદ્દ્ભુત ભાગવત નવી સૃષ્ટિનો વેદ બન્યું એમાં નવાઇ જેવું નથી

આ સમયમાં શુદ્ધ ભક્તિ પ્રગટવાની કેટલીક સામગ્રી તૈયાર હતી. ઉત્તર હીંદુસ્થાનમાં તાંત્રિક સંપ્રદાયોએ બૌદ્ધ ને ભાગવત બંને સંપ્રદાયોને વટાળ્યા હતા; અને લિંગપૂજા ને વિલાસમહોત્સવોનુ જોર જામ્યું હતું.

દશમી સદીમાં બૌદ્ધમાર્ગી શ્રાણ ભરે બંગાલમાં સહજીયા પંથ પ્રબળ કર્યો. જુવાન સ્વરુપવતી સ્ત્રીની ભક્તિ એ તેનું મૂળ હતું. તેના એ સિદ્ધાંતો પ્રમાણે અપરિણીતા સાથે રચેલી પ્રણયગ્રંથીજ મોક્ષનું દ્વાર હતું; સ્થૂલ વિલાસમાંજ દૈવી તત્ત્વો હતાં; નીચની કન્યાની ભક્તિમાંજ સાધના સમાતી આ પંથના અનુયાયીઓએ ઉર્મિભર્યાં, પ્રભાવભર્યાં પ્રણયગીતો રચ્યાં ને તે લોકપ્રિય થયાં [૧]

બૌદ્ધ મત પડ્યા પછી સહજીયા પંથે કૃષ્ણપૂજા સ્વીકારી. જુની સાધના ચાલુ રહી; જુનાં ગીતો માત્ર રાધાકૃષ્ણને ઉદ્દેશી રચાયાં; રાસલીલાના નામથી વિલાસ મહોત્સવો રચાયા. આ પંથે કૃષ્ણ કીર્તનો લોકપ્રિય કરી મુકયાં.

ઈ. સ. ૧૦૦૦ માં મથુરામાં પણ વાસુદેવપૂજા લોકપ્રિય હશે તેના પુરાવા તેના મંદિરોની સમૃદ્ધિથી મળે છે ગીઝનીના મહમદના 'તારીખી જામીના' નામે જીવનચરિત્રમાં લખ્યું છે.–

"મથુરાના જેવા મહેલો અને મંદિરો બાંધવાની કોઇ બાદશાહ કદિ પણ કલ્પના કરે, તો તેને હજારો સોનાના દ્રામનો ખર્ચ કરવો પડે. અને ૨૦૦ વરસ

૧ Sen: History of Bengali Language and Literature.

સુધી લાગલગટ કામ કરવા છતાં પણ "દુનીઆના સર્વોત્તમ શિલ્પીઓ અને કલાકારો આવું શહેર બાંધી શકે કેમ તે શંકાસ્પદ છે."

ઇ. સ. ૧૦૧૮ માં આ બધી સમૃદ્ધિને મહમદે લુંટી તેનાં અવશેષની રાખ કરી મુકી.

પણ દ્રવિડ દેશમાં શુદ્ધ ભક્તિનો પ્રારંભ થયો એમ માનવાને કારણ મળે છે. ત્યાં લિંગપૂજા હતી; અને અનાર્ય સંપ્રદાયના વિલાસમહોત્સવો પણ થતા; પણ આર્યોની ઉપાસના તેને શુદ્ધ કરી રહી હતી.

ઇ. સ. ના પહેલા સૈકા પહેલાં બ્રાહ્મણ સંસ્કાર, સંસ્કૃત સાહિત્ય અને ભાગવત ધર્મ દ્રવિડમાં પ્રસર્યાં હતાં; ઇસુના સન પછી બસેં ચારસેં વર્ષ વિષ્ણુ ને સંકર્ષણનાં અનેક મંદિરો બંધાયાં, ને તેની ઉપાસના અનેક ધર્મગુરુઓએ કરી એમ જણાય છે.[1]

પછી દ્રવિડમાં બાર આલવાર–ભક્તો–થયા; અને તેમણે નારાયણની શુદ્ધ ભક્તિને પ્રબંધોમાં સ્થાન આપવા માંડ્યું. આ પ્રબંધો વૈષ્ણવ ત્વેદ કહેવાય છે. એમાંના પાંચમા સતગોપનાં કાવ્યો ઘણાંજ વિખ્યાત છે. સાતમા આલવાર કુલશેખર રામભક્ત હતા. નવમા સ્ત્રી–આલવાર આંદાલ દક્ષિણના મીરાંબાઇ ગણાય.[2] છેલ્લા અલવાર તિરુમંગાઇ આશરે આઠમી સદીની અંતમાં થયા.[3]

આ ઉપરથી શુદ્ધ ભક્તિનો ઉદ્ભવ દ્રવિડ દેશમાં લગભગ પાંચમા શતકમાં થયેલો માની શકાય.

આલવારો પછી દ્રવિડમાં આચાર્યો થયા. આલવારોની માફક તેઓ માત્ર શુદ્ધ ભક્તિથી વાસુદેવની પૂજા કરતા નહીં; પણ તેની સાથે તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો ઉપજાવવાનો પ્રયત્ન કરતા. નવમી સદીમાં નાથમુનિ આચાર્યે ન્યાયતત્ત્વ લખી વિશિષ્ટાદ્વૈત મતનું પ્રતિપાદન કર્યું. એના પૌત્ર મહાન આચાર્ય યમુનાચાર્ય વૈષ્ણવ સંપ્રદાયના સિદ્ધાંતોના આદ્ય પ્રવર્તક થયા. તે શ્રીરંગમાં આચાર્યસ્થાને હતા. પ્રપત્તિનો સિદ્ધાંત જે વૈષ્ણવ સંપ્રદાયનો પાયો છે તે પણ આ આચાર્યે પહેલવહેલો સ્પષ્ટ રીતે સ્વીકાર્યો. જો તે ન હોત તો રામાનુજ થાતજ નહીં.

ઇ. સ. ૧૦૪૦ માં યમુનાચાર્ય ગુજરી ગયા ને પોતાની પૌત્રીના પુત્ર રામાનુજને પોતાની ગાદી પર બેસાડવાની આજ્ઞા કરી ગયા.

આ પ્રમાણે હીંદમાં સંસ્કારનાં બધાં કેંદ્રો શ્રીકૃષ્ણ તરફ ભક્તિભીની દૃષ્ટિ કરી રહ્યાં હતાં

---

૧ Kanaksabhi · The Tamils Eighteen Hundred Years ago

૨ Rai Chandhari : Early History of the Vaishnava sect. p 110.

3 Elements of Hindu Iconography vol. I Pt. I. p. 57 Aiyangar : Ancient India p. 402.

# પ્રકરણ ૯ મું

## હીંદમાં ભક્તિનો પ્રચાર

(ઈ સ ૧૦૦થી ૩૦૦)

જે ઉર્મિ ભાગવતે, ને આલવારોના ભક્તિપ્રબંધોએ મૂર્તિમાન કરી તે જાતજોતામા–પ્રલય સમુદ્રની માફક–ફરી વળી

૧૧ મા શતકમા મિથિલામા ઉમાપતિ ધરે રાધાકૃષ્ણના પદો ગાયા[1] એમા કલાકારનીજ ભક્તિના અશ છે એનુ એક પદ તે સમયના બંગાલ ભક્તિ સાહિત્યનું દૃષ્ટાંત આપવા પુરતુ છે —

માનિનિ માનહુ જૈં મોર દોસે।
શાંતિ કરિઅ, વરૂ ન કરિઅ રોષે॥
ભૌંઇ કમાન વિલોકન બાને।
વેધહુ વિધુમુખિ કય સમાધાને॥
પીનપયોધર ગિરિવર સાધી।
વાહુ ફાસ ધનિ! ધરૂ મોહિ બાધી॥
કી પરિનતિ ભય પરસ નિ હોહી।
ભૂખન ચરન કમલ દેહુ મોહી॥
સૂમતિ ઉમાપતિ ભણુ પરમાને।
જગમાતા હિન્દુપતિ જાને॥ [2]

બંગાળમા ઉમાપતિના સાહિત્ય આદર્શોથી કૃષ્ણકીર્તનો લખાયા લાગે છે કૃષ્ણચરિત્રના નાટકોમા પણ એવીજ રીતે ભક્તિ કરતા કલા ને રસ વધારે મળતા હશે, એજ પદ્ધતિનું બારમા સૈકામા થયેલા જયદેવ કવિનુ સુવિખ્યાત 'ગીત ગોવિંદ' એ સમયની બંગાલની ભક્તિનુ લાક્ષણિક સાહિત્ય છે કલાસેવી કવિ હૃદયોને ગીત ગોવિંદે ભક્તિ તરફ–કલાને ખાતર–આકર્ષ્યાં

ભાગવતના પૌરાણિક આદર્શનો પ્રવાહ પણ વધ્યો લાગે છે બ્રહ્મવૈવર્ત ને પદ્મપુરાણમા ભાગવતની ઉપાસના ભક્તિ તેમજ શુદ્ધ ભક્તિને વધારે વિકસાવવાના પ્રયત્નો દેખાય છે તેમા રાધાકૃષ્ણ બંને અગત્યનુ સ્થાન પામે છે બારમા કે તેરમા સૈકામાં બોપદેવે હરિલીનામૃત લખીને આ રસ સાહિત્યમા મોટો ઉમેરો કર્યો

---

૧ Sen Vaishnav Literature of Mediaeval Bengal

૨ હે માનિનિ! મારો દોષ પણ હોય, તો પણ શાંત થા કૃપા કર, રોષ મા કર સમાધાન (ની વાત) કર હે વિધુમુખિ! (તારા) કટાક્ષબાણથી (મને) વીંધી નાખ હે ધનિ! ગિરિવર સાથે સ્પર્ધા કરે એવા (તારા) માંસલ પીનપયોધર અને હાથરૂપી ફાંસામા મને બાંધી રાખ! એ સ્પર્શથી શુ પરિણામ આવે એજ (મને) ભય (લાગે) છે (હે પ્રિયા!) તારા અલકૃત ચરણકમલ (નુ સેવાસુખ) મને આપ બાહોશ ઉમાપતિ (કવિ) નિશ્ચયપૂર્વક ભણે (જણાવે) છે કે (આ બધુ) જગન્માતાનો ઉપાસક હિંદુપતિ (મારો રાજા) જાણે છે (સમજે છે)

શુદ્ધભક્તિના વિકાસમાં આ પૌરાણિક સાહિત્યે ઘણી મદદ કરી ભાગવતની શિષ્ટતા જેને અગાદ્ય પડતી તેની કલ્પનાને આ બધી રસિક કૃતિઓ ઉત્તેજી શકતી પ્રાકૃત ભાષાઓમાં રચાયલા ભક્તિના પ્રબંધોને ઘણે ભાગે ભાગવતના અપવાદ સીવાય એમાંથી પ્રેરણા મળી.

તત્ત્વજ્ઞાને પ્રપત્તિ–આત્મસમર્પણના સિદ્ધાંતદ્વારા શુદ્ધભક્તિને આદર આપ્યો મહાઆચાર્ય રામાનુજે (ઇ સ ૧૦૧૭થી ૧૧૩૭) પ્રપિતામહ યમુનાચાર્યના વિશિષ્ટાદ્વૈતને આલવારોની ભક્તિ સાથે ભેળવી વૈષ્ણવ સંપ્રદાયનો પાયો નાંખ્યો. છતાં એની ભક્તિ શુદ્ધ સ્વરૂપ સ્વીકારતાં અચકાય છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિને એ ભક્તિયોગનાં અંગ ગણે છે. એ વિષ્ણુને નારાયણરૂપે ભજતા એનો શ્રી સંપ્રદાય ચારે તરફ પ્રસરવા લાગ્યો.

ઇ સ ૧૧૫૦ની આસપાસ તૈલંગણના નિંબાર્કે વૈષ્ણવ સંપ્રદાયનો દ્વૈતાદ્વૈત મત પ્રસાર્યો. એનું વલણ જ્ઞાનમાર્ગ તરફ વધારે છે, છતાં રામાનુજ કરતાં નિંબાર્કની ભક્તિ વધારે શુદ્ધ કહી શકાય રામાનુજની ભક્તિ ધ્યાનરૂપ છે, નિંબાર્કની ભક્તિ પ્રેમલક્ષણા છે રામાનુજ શ્રી, ભૂ, ને લીલા સહિત નારાયણ ને ભજવાનુ કહે છે, નિંબાર્ક રાધા સહિત કૃષ્ણને ભજવાનુ કહે છે[1]

"આ પરમદેવ કૃષ્ણના ડાબા અંગમાં આનંદથી વિરાજતી દેવી વૃષભાનુજા –રાધાનુ અમે સ્મરણ કરીએ છીએ એ કૃષ્ણ જેવાજ સૌંદર્યવાળી, હજારો સખીઓથી વીંટાયેલી અને સર્વ ઇષ્ટ કામનાઓને આપનારી છે."[2]

ભગવાન તરફ દૈન્ય રાખવાથીજ ભક્તિ પ્રાપ્ત થાય છે એ સિદ્ધાંતને મહત્ત્વ આપી ભક્તિ સંપ્રદાયના એક આદ્ય સ્થાપકનુ સ્થાન નિંબાર્ક ભોગવે છે

પછી દ્વૈતમતના સ્થાપક મધ્વાચાર્ય થયા (ઇ સ ૧૧૯૯ થી ઇ સ ૧૨૭૮) રામાનુજ અને નિંબાર્ક વિષ્ણુ પુરાણને મુખ્ય સ્થાન આપતા, મધ્વે ભાગવતને પ્રાધાન્ય આપ્યું છે એ જેને ઉપાસના કહે છે તે પ્રેમલક્ષણા ભક્તિથી જુદો પડતો ભાવ છે

૧૩ મા સૈકામાં મહારાષ્ટ્રમાં ભક્તિનો સંચાર થયેલો જણાય છે. મહારાષ્ટ્રની ભક્તિ બંગાલની કલાત્મક ભક્તિ નથી, તેમ દ્રવિડની શુદ્ધ ભક્તિ ને જ્ઞાનભક્તિ નથી. તેમા દૈન્ય ને ત્યાગનુ પ્રાબલ્ય છે, ને તે કૃષ્ણ ને રુક્મિણીને ઇષ્ટ દેવયુગલ તરીકે સ્વીકારે છે આ સંતોએ ભક્તિ પુરાણ સાહિત્યને આધારેજ ઉપજાવી કાઢી હશે એમ લાગે છે આ સમયમાં ભક્તિની આંચ કેવી પ્રબળ હતી તે આ ઉપરથી સ્પષ્ટ દેખાય છે

ઇ. સ ૧૨૭૦ મા વિઠોબા ભક્ત નામદેવ જન્મ્યા. એની ભક્તિ પ્રેમમય એ કહે છે, છતા એમાં નીતિ ને વૈરાગ્યના અંશો ઘણે ભાગે છે એની ગાથામા

---

૧ શાસ્ત્રી: વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પા ૧૧૧

૨ નિંબાર્ક દશશ્લોકી

ઘણી વાર તલસાટ દેખાય છે, અને કોઇક વખતે શુદ્ધમા શુદ્ધ ભક્તિને તે સ્પર્શે છે એની કલ્પનામા વિલાસે ઝાઝો વાસ કર્યો નથી

૧૩૦૦ થી ૧૪૦૦ ના અરસામા રામાનદ થઇ ગયા તે કાન્યકુબ્જના હતા, અને કાશીમા રહી ભણ્યા અજબ રીતે મથુરાની આસપાસના પ્રદેશના આ સમયના એક પુરા ભકતે રામપૂજાને વિશિષ્ટ સ્થાન આપ્યુ

શ્રી રામચદ્રજીએ મહામહેનતે વિષ્ણુના અવતારોમા અગ્રસ્થાન મેળવ્યુ લાગે છે

રામાયણમા પૌરાણિક અશ નથી એમા સમકાલીન બીનાઓની છાટ નથી એના ઇતિહાસ ને ભુગોળ પુરાણોની દૃષ્ટિએ ભૂલભરેલા ને કૃત્રિમ છે એ કોઇ પુરાણિકની નહીં પણ માત્ર કવિનીજ કૃતિ છે

ઇ સ ચોથા સૈકાની પૂર્વે રામ વિષ્ણુના અવતાર મનાતા હોય એમ લાગતુ નથી મહાભારતમા ત્રીજી વખત કરેલી યાદીમા તે આવે છે ને પુરાણમા તે અવતાર તરીકે ગણાયા છે ભાસ તેને માત્ર રાજપુરુષ માને છે કાલિદાસ રઘુવશમા તેનો દૈવી અશ માત્ર પરોક્ષ રીતેજ જણાવે છે —

साऽहं दाशरथिर्भूत्वा रणभूमेर्बलिक्षमम् ।
करिष्यामि शरैस्तीक्ष्णैस्तच्छिर कमलोच्चयम् ॥[1]

પણ ભાગવત સપ્રદાયના વ્યૂહમા તેનુ સ્થાન નથી

ગ દુર્ગાશકર શાસ્ત્રી રામપૂજાના ઉદ્ભવ માટે લખે છે —[2]

' વાલ્મીકિએ એક ગુણશીલવાન મહાત્મા વીર પુરુષ તરીકે રામના ચરિતને બહુ આકર્ષક રીતે ચીતર્યુ છે વાસુદેવના પૂર્વાવતારોની કલ્પના રૂઢ થતા પુરાણોએ એ સુદર ચિત્રમા અવતારની ભાવના ઉમેરી દીધી એ રીતે ચોથા-પાચમા શતકમા રામ અવતાર મનાવા લાગ્યા આ પછી અમુક કાળે રામપૂજા ચાલી હોય એ સભવિત છે, પણ રામપૂજા ક્યારે શરૂ થઇ એ ચાક્કસ કહેવાતુ નથી ઇ સ નવમા-દશમા શતક સુધીના જૂના લેખોમા કોઇ સ્થળે રામમદિર કે રામધ્વજનો ઉલ્લેખ દેખાતો નથી તેમ રામની કોઇ ૮ મા શતકથી પ્રાચીનતર મૂર્તિ મળી નથી મધ્વ અથવા આનદ તીર્થ બદરિનાશ્રમમાથી રામની મૂર્તિ લઈ આવ્યાની, અને ઇ સ ૧૨૬૪ની આસપાસમા *તેલુગુ રાજ અને સીતાની યુગ મૂર્તિઓ જગન્નાથપુરીમાથી લઇ આવવા નરહરિતીર્થને* મોકલ્યાની વાત પ્રસિદ્ધ છે ચૈત્ર મહીનાની રામ નવમીને દિવસે કરવાના વ્રતના નિયમો ૧૩ મા શતકના હેમાદ્રિના વ્રતખડમા છે હેમાદ્રિ તથા વૃદ્ધહારીત અમુક અમુક વખતે બીજા અવતારોની પૂજા સાથે રામપૂજા કરવાનો વિધિ બતાવે છે આ સર્વ ઉપરથી એમ લાગે છે કે ૧૧ મા શતકની આસપાસમા રામપૂજાનો સપ્રદાય ચાલ્યો હશે ”

૧ દશરથના પુત્રરૂપે જન્મનો હુ, મારા તીક્ષ્ણ તીર વડે તેના માથારૂપી કમળોને રણભૂમિમા બલિદાન આપવા લાયક બનાવીશ

—રઘુવશ સર્ગ ૧૦-૪૪

૨ જુઓ વૈષ્ણવ ધર્મનો સક્ષિપ્ત ઇતિહાસ પૃ ૮૮

અધ્યાત્મ રામાયણે દ્રવિડના આચાર્યોની કૃતિઓની માફક તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતોનું રામની ઉપાસના પર આરોપણ કરવા માંડ્યું, પણ તે પ્રયોગ ઘણો સફળ થયો લાગતો નથી.

રઘુમાં શુદ્ધ ચારિત્ર્યથી સરળ ને સીધી નીતિના પ્રમાણિક હૃદયો મુગ્ધ થયેલાં લાગે છે; અને ઉપદેશકોને તે દેવ તરીકે વધારે પ્રિય થઇ પડ્યા. સંત રામાનંદ આવા ઉપદેશકોમાંનો એક હતો. તે એક પણ ગ્રંથ મુકી ગયો નથી પણ પ્રાંતે પ્રાંત ફરતાં તેણે અનેક શિષ્યો કર્યા, અને અસંસ્કારી વર્ગોમાં તેની ભક્તિ ઘણી પ્રચાર પામી

એની ભક્તિ રામ જેવા આદર્શને અવલંબેલી હેલીથી ઉપદેશ અને ઉપાસનાના મિશ્રણવાળી છે. જેને એ 'રામનો પ્રેમ'ને 'રામભરોસો' કહે છે, તે ખરું જોતાં ઇશ્વરપ્રણિધાનજ લેખાય

આ પ્રમાણે આ દેશમા એકસરખો ભક્તિ ઉત્સાહ પ્રસરી રહ્યો. કવિઓને એ બાને રસભર્યું સાહિત્ય પ્રગટાવવાને નવું ક્ષેત્ર મળ્યું; પુરાણિકોને જુની વાતો માં નવું આકર્ષણ આણી રસ પેદા કરવાની તક મળી; તત્ત્વજ્ઞાનીઓને પ્રપત્તિ જેવા નવા સિદ્ધાંતે નવું જ્ઞાન મળ્યુ; સંતોને હૃદયના ભાવોની લહાણ કરવાનો નવો પ્રસંગ પ્રાપ્ત થયો; સામાન્ય જનોને ગીત, રાસ ને કીર્તનમાં અવનવા રંગો પુરાયાથી ઉલ્લાસ પ્રાપ્ત થયો

આ ઉત્સાહ સર્વવ્યાપી કેમ થયો ?

કારણ કે,–એમા નવસૃષ્ટિનાં ચેતન ને આશા હતાં, એમા સ્વાતંત્ર્ય રહેલું હતુ

મીમાંસકોનાં કર્મકાંડ, શાંકરમતનો શુષ્ક જ્ઞાનવાદ, સ્મૃતિકારોના સંકોચપ્રિય સમાજસિદ્ધાંતો, તેમજ બ્રાહ્મણ ને જૈનના ત્યાગની સામે એ બળવો હતો. જે ભક્ત હોય તેને દૈન્યથી, પ્રપત્તિથી, આત્મસમર્પણથી, માધુર્ય ને પ્રેમથી—કર્મકાંડ વિના મુક્તિ મળે—ને જ્ઞાન વિના ઇશ્વર સાથે તાદાત્મ્ય પ્રાપ્ત થાય. ગોપીભાવે ભગવાન મેળવવા હોય તેને શુષ્ક વૈરાગ્ય નકામો થઇ પડે

—એમા સંસ્કૃત પંડિતોના ઇજારા સામે પણ બળવો હતો.

ગુણગાન કરવા તો શા માટે માતૃભાષામાં નહીં ? જે ભક્ત હોય તેને યોનિ ને સંસ્કારની પરવા રહે નહીં કારણકે ભક્તાધીન ભગવાન ભક્તોમાં કૃત્રિમ ભેદ ગણતા નહીં.

—એમાં શુદ્ધિ રહેલી હતી.

તાંત્રિકોના વિલાસ મહોત્સવોની ક્ષુદ્રતા એનાથી અદૃષ્ટ થતી; ને શુદ્ધભાવથી કરેલાં કીર્તનો અંતરમાં તલસાટ ને કલ્પનામા વિલાસ પ્રસારતાં. શૈવ ને શાક્ત મતની ઘોર ક્રિયાઓ કરતાં એમાં નિર્દોષ આનંદ સહેલાઇથી મળતો.

ધાર્મિક આડંબર ને સાંપ્રદાયિક રોગ દૈન્ય ને પ્રેમના પ્રવાહમા હતા ન હતા થઇ જતા

—એમા માનવતાનો વિકાસ રહ્યો હતો

વિલાસ મહોત્સવોમાથી ભજન મડલીઓ થાય એ પ્રગતિ, અનેક દેવોમાથી એક દેવની પૂજા સર્વમાન્ય થાય એ પણ પ્રગતિ, જુદા જુદા વિભાગોમા વહેચાઇ ગયેલા સમાજની એકતાનતા સચવાય એવુ એક બળ પ્રગટે એ પણ પ્રગતિ

—એમાં બધાને જોઇતો નીશો પણ રહ્યો હતો

કૌટુબિક જીવન નિ સત્ત્વ થયુ હતુ, પ્રણયની ભાવના હતી નહીં, સ્ત્રીઓ પુરુષના હૃદયમા સ્થાનભ્રષ્ટ થઇ હતી પરદેશીઓ દેશને કચરી રહ્યા હતા, ને રાજકીય મહત્ત્વાકાક્ષા નષ્ટ થઇ હતી ધર્મ ને સરકાર સાચવના ત્યાનો જડ થતી હતી આ બધી અધમતામાં ભક્તિના નીશાએ આનદ ને આત્મસિદ્ધિ મેળવવા મહેલા કરી દીધા

—અને એનાથી પ્રાંતિક ભાષા ને સાહિત્યનો ઉદ્ધાર થયો, એણે પ્રાતોને રાષ્ટ્રો બનાવ્યાં

મુસલમાની રાજ્યે સસ્કૃતને રાજભાષાને સિહાસનેથી પદભ્રષ્ટ તો કરી હતી, ભક્તિને લીધે દરેકને મોક્ષ સરલ થઇ પડયો હતો, એટલે જેમ બ્રાહ્મણદ્વારાજ મુક્તિ મળે એ ખ્યાલ અદ્દષ્ટ થયો તેની સાથે સસ્કૃત ભાષા ને સાહિત્યનો ઇજારો જતો રહ્યો દરેક પ્રાતના ભક્ત કવિએ પોતાની ભાષામાં ભગવાનને ભજ્યા, ને તેમના પદોથી પ્રાતિક સાહિત્યને પ્રભાવ મળ્યો જે સ્વભાષા પહેલા તુચ્છ ગણાતી તેમાજ શુદ્ધભક્તિનુ કથન સરસમા સરસ થયુ, અને દરેક સ્વભાષાનુ ગૌરવ વધ્યુ આ ભક્તિના સાહિત્યે શિષ્ટ સાહિત્યના બાર જેવા ખોલ્યાં કે પુરાણીઓ ને પડિતોએ સ્વભાષામા શિષ્ટતા સરજાવવા માંડી દરેક પ્રાતની ભાષા વિકસી, દરેક પ્રાતનુ સાહિત્ય સમૃદ્ધ થયુ, દરેક પ્રાતના સસ્કારો, સસ્કૃતે રચેલી સાહિત્ય અને સસ્કારની એકતા વીસારી વિશિષ્ટ સ્વરુપ લેતા ગયા ચડીદાસ ને વિદ્યાપતિએ બગાળમા, નરસિહ ને ભાલણે ગુજરાતમાં, નામદેવ ને તુકારામે મહારાષ્ટ્રમા, કબીર સુરદાસ ને તુલસીદાસે ઉત્તર હીંદુસ્થાનમા નવા સાહિત્યનો યુગ શરુ કર્યો, અને આ દરેક પ્રદેશની સસ્કૃતિ નવે રુપે ઘડાવા લાગી

# પ્રકરણ ૧૦ મું

—o—

## નરસિંહ યુગ

### પ્રેમ અને કલાનું ભક્તિ સાહિત્ય

### (ઇ. સ ૧૪૦૩ થી ૧૫૪૯)

ઇ. સ ૧૪૦૩ (સંવત ૧૪૫૯) થી શરૂ થયેલો યુગ જેને મધ્યકાલ ગણ્યો છે, તેને ભાગવત અથવા ભક્તિનો યુગ કહી શકાય. તે નરસિંહ મહેતાથી શરૂ થાય છે ને દયારામથી પુરો થાય છે. આ કાળ પહેલાં ગુજરાતમાં ભાગવતધર્મનો સંચાર ઘણા લાંબા કાળથી થયો હતો.

શ્રીકૃષ્ણ ને યાદવો ગુજરાતમાં આવ્યા પણ સાત્વત સંપ્રદાય મુકી ગયા નહીં. ઇસુના સનના પાંચમા સૈકાથી વાસુદેવપૂજાનાં ચિન્હો અહીંઆં જણાય છે. ગુજરાતમાં ચક્રપાલિતે ગીરનારમાં ઇ. સ. ૪૫૬ માં ચક્રધર કૃષ્ણનું પહેલું મંદિર બંધાવ્યાનું જણાય છે. ઈ સ. ૫૨૬ માં વલ્લભીમાં એકજ રાજા ધ્રુવસેન પરમ ભાગવતનું બિરુદ ધારણ કરે છે.

પછી નવમા શતકમાં માઘકવિ શ્રીમાળમાં 'શિશુપાલવધ' લખે છે. તેમાં તે કહે છેઃ—

> श्रियः पतिः श्रीमति शासितु जगज्जगन्निवासो वसुदेवसद्मनि ।
> वसन्ददर्शावतरन्तमम्बरादहिरण्यगर्भाङ्गभुवं मुनिं हरिः ॥ [1]

દશમા શતકથી પાટણના રાજ્યની સીમામાં અનેક મંદિરો વિષ્ણુ, ચતુર્ભુજ ને લક્ષ્મીનારાયણને અર્પણ કરેલાં મળે છે. ઇ. સ. ૧૦૭૪ નો ધમડાછાનો લેખ ॐ नमो भगवते वासुदेवाय થી શરુ થઇ ભગવાન ક્રોડાકૃતિ વરાહની સ્તુતિ આરંભે છે. હેમચંદ્રાચાર્ય (ઇ. સ. ૧૦૮૮ થી ૧૧૭૨) દ્વાશ્રયમાં પાટણમાં વિષ્ણુનું મંદિર છે એ હકીકત જણાવે છે.

---

૧ શ્રી (લક્ષ્મી) ના પતિ, જગતના આધારસ્તંભ, અને જગતનુ શાસન કરવાને માટે વસુદેવના ભાગ્યશાળી ઘરમાં રહેતા એવા હરિએ હિરણ્યગર્ભ (બ્રહ્મા) ના પુત્ર નારદમુનિને આકાશમાંથી ઉતરતા જોયા.

—સર્ગ ૧, શ્લો ૧.

હેમચંદ્ર પોતાના "કાવ્યાનુશાસન" નામના ગ્રંથમાં નીચેના બે શ્લોકો ટાંકે છે:—

कृष्णेनाम्ब गतेन रन्तुमधुना मृद्भक्षिता स्वेच्छया
सत्यं कृष्ण ? क एवमाह ? मुसली मिथ्याम्ब पश्याननम् ।
व्यादेहीति विकासिते शिशुमुखे माता समग्रं जगद्
दृष्ट्वा यस्य जगाम विस्मयपदं पायात् स वः केशवः ॥[1]

× × ×

कनककलशस्वच्छे राधापयोधरमण्डले
नवजलधरश्यामामात्मद्युतिं प्रतिबिम्बिताम् ।
असितसिचयप्रान्तभ्रान्त्या मुहुर्मुहुरुत्क्षिप-
ञ्जयति जनितव्रीडाहासः प्रियाहसितो हरिः ॥[2]

અને 'કીર્તિકૌમુદી'ના કર્તા સોમેશ્વર (આશરે ઇ. સ ૧૨૩૦) એ હકીકતને પુષ્ટિ આપે છે.

'કીર્તિકૌમુદી'માં નીચેના બે શ્લોકો મળી આવે છે:—

नानर्च भक्तिमान्नेमौ शङ्करकेशवौ ।
जैनोऽपि यः सवेदानां दानाम्भः कुरुते करे ॥[3]

× × ×

संगृहीतानि हारीतशुकचित्रशिखण्डिभिः ।
धर्मशास्त्रसधर्माणि यस्योद्यानानि रेजिरे ॥[4]

---

૧. 'મા, કૃષ્ણ રમવા ગયો હતો ત્યાં એણે હમણાં જ ફાવે તેટલી માટી ખાધી,' 'કૃષ્ણ, ખરી વાત કે?' 'કોણે કહ્યું?' 'બળદેવે કહ્યુ,' 'મા, એ ખોટું કહે છે-જો મારું મોં;' 'ઉઘાડ, જોઈએ'-એમ કહેતાં વેંત બાળકે મોં ઉઘાડ્યું, અને એ મોંમા સમસ્ત જગત જોઇ જેની મા વિસ્મય પામી-એ કૃષ્ણ તમારું રક્ષણ કરો

૨ કનકકલશ જેવા સ્વચ્છ રાધાના સ્તનમંડલમાં કૃષ્ણની નવજલધર જેવી શ્યામ કાન્તિનું પ્રતિબિંબ પડ્યું. એને કાળું લુગડું સમજી કૃષ્ણ વારંવાર ખસેડવા જાય છે! એ જોઈ રાધા હસી. અને કૃષ્ણ પણ એ વિસ્મયકારક ભૂલ માટે શરમાયા અને હસ્યા-એ કૃષ્ણનો જય હો!

૩. નેમિ ભગવાનમાં ભક્તિવાળા આ વસ્તુપાલે શંકર અને કેશવનું પૂજન કર્યું એમ ન સમજવું; જૈન છતાં વેદધર્મીઓના હાથમાં પણ એ દાનનું પાણી આપે છે.

૪ હારીત, શુક અને ચિત્રખંડી (પક્ષીઓ; અને ઋષિઓ)થી સંગૃહિત એ ધર્મશાસ્ત્રને મળતાં જેનાં ઉદ્યાનો શોભી રહ્યાં હતાં

વળી સોમેશ્વરના 'સુરથોત્સવ' નામના કાવ્યમાં નીચે પ્રમાણેના પણ બે શ્લોક છેઃ—

उद्धृतद्रोणमपास्तसिन्धुराजं विराजत्पवनात्मजेन ।
सरामवृत्तं हरिवंशहारि रामायणं भारतवन्नतोऽस्मि ॥[1]

×          ×          ×          ×

"स पातु गोवर्धनभारखिन्न यदङ्गसंवाहनकैतवेन ।
गोप्यो गुरूणां पुरतोऽप्यशङ्कमवापुरा श्लेषसुखं स्मरार्ताः ॥
राधाऽस्तु सिद्धये रतिविग्रहे या........."[2]

'ચતુર્વિંશતિપ્રબંધ'ના કર્તા કવિ રાજશેખર કહે છે કે રાજા વીરધવલે (ઈ. સ. ૧૨૩૩–૧૨૩૮) વીરનારાયણનું મંદિર બંધાવ્યું હતું.

ઈ. સ. ૧૪૧૩ માં નૃસિંહારણ્ય મુનિએ 'વિષ્ણુભક્તિ ચંદ્રોદય' નામનો એક વૈષ્ણવ ગ્રંથ રચ્યો છે. ઈ. સ. ૧૪૧૭ માં ગિરનારના રેવતી કુંડ પરનો એક લેખ નવનીતચોર દામોદરની સ્તુતિથી આરંભાએલો છે. ઈ. સ. ૧૪૯૯ માં વાઘેલા મોકલસિંહ ભાગવતોના સમૂહની રક્ષા કરે છે. ઈ. સ. ૧૫૧૧ માં વડોદરામાં ગોવિંદભક્ત રાજા રાજ્ય કરતો ને જુનાગઢમાં રણછોડજીનું મંદિર હતું.

એ ઉપરાંત ગુજરાતના વિદ્વાન બ્રાહ્મણોને ભાગવત, ગીતગોવિંદ ને હરિલીલામૃતની મોહિની લાગી હતી; અને તે દ્વારા સામાન્યોને પ્રિય એવાં ભજનો પર શિષ્ટતાનો ઓપ પણ ચઢ્યો હતો.

આ પ્રમાણે ભાગવત સંપ્રદાય ગુજરાતમાં પ્રસર્યો લાગે છે. પણ એમાં શુદ્ધભક્તિનો સ્પર્શ નથી.

બાર તેર, ને ચૌદમા સૈકામાં રજપુતાના ને ગુજરાતની ભાષામાં ઝાઝો ફેર નહોતો; અને મથુરાં ને વૃંદાવનની કીર્તિનાં પદો એ ભાષામાં થતાંજ હશે એ સ્પષ્ટ લાગે છે. એટલુંજ નહીં પણ દ્વારકાં શ્રીકૃષ્ણનું ધામ હોઇ, કૃષ્ણકીર્તનનો પ્રવાહ ગુજરાતમાં વહ્યો આવતો હોવોજ જોઇએ. "ગૌડ મંડળમાં કવિ જયદેવે (ઈ. સ. ૧૧૬૦) ગીતગોવિંદથી રાધાકૃષ્ણની પ્રીતિ ગાઇ તે

૧. જેમાં દ્રોણ (દ્રોણાચલ પર્વત; દ્રોણાચાર્ય) હેરાન કરવામાં આવેલ છે; જેમાં સિંધુરાજ (દરીઓ; સિંધુ દેશનો રાજા) ખસેડી નાંખવામાં આવેલો છે; જેમાં પવનકુમાર (અનુમાનઃ ભીમ) વિરાજે છે; જેમાં રામ (દાશરથિ રામ; બલરામ)નું વૃત્ત છે, તથા જેમાં હરિવંશ (વાનરોનો વંશ; ભારતને અંતે 'હરિવંશ' નામનો ભાગ) છે—એવું જે ભારત જેવું રામાયણ તેને હું નમસ્કાર કરું છું

૨. એ કૃષ્ણ તમારું રક્ષણ કરો—ગોવર્ધન પર્વત ઉપાડવાથી થાકેલાં જેનાં અંગ ચાંપવાને બહાને, કામથી પીડાએલી ગોપીઓએ, મોટેરાંની સમક્ષ પણ નિઃશંક રીતે, આલિંગનનું સુખ ભોગવ્યું; અને રાધા પણ તમારી મનવાંછના પુરી કરો—"રતિકલહમાં"

પહેલાં ગુર્જર ભૂમિમાં એ રસરાજના અધિષ્ઠાતાની અને એ રમેશ્વરીની પ્રેમ-ગાથા અપભ્રંશ કવિઓ ગાઈ રહ્યા હતા તેનું પણ સંગૃહિત વચનોથી ભાન થાય છે "[1] આ પ્રકારના સાહિત્યમાં શુદ્ધ ભક્તિના અંશો કરતાં પ્રેમ ને કવાના અંશો વધારે હતા એમ દેખાય છે.

નરસિંહ યુગમાં ગુજરાતે કલાકારનું ભક્તિ સાહિત્ય પણ ઘણું સર્જાવ્યું લાગે છે. હજુ તેના નમુના ઝાઝા મળી આવતા નથી; પણ જે મળે છે તેનાથી ભક્તિસાહિત્યના એ પ્રકારનો ખ્યાલ આવે છે આ પ્રકારમાં શૃંગારરસ, ને અલંકાર, બંનેનો બહોળે હાથે ઉપયોગ કરવામાં આવતો હતો

આ પ્રકારના સાહિત્યનો પ્રવાહ હેમાચાર્યના પહેલાથી ચાલ્યો આવે છે. સિદ્ધહેમના ૮ મા અધ્યાયમાં પ્રાકૃત કાવ્યોમાંથી જે ઉતારા આપ્યા છે તે આના દૃષ્ટાંતરૂપ થઈ પડેઃ—

હરિ નચ્ચાવિઉ પઙ્ગણઇ વિમ્હઇ પાડિઉ લોઉ।
એમ્વહિં રાહ-પઓહરહં જ ભાવઇ તં હોઉ ॥[2]

× × ×

એકમેક્કઉં જઇવિ જોએદિ હરિ સુટ્ઠુ સવ્વાયરેણ।
તો વિ દ્રેહિ જહિં કહિંવિ રાહી। કો સક્કઇ
સંવરેવિ દડ્ઢ-નયણા નેહિં પલુટ્ટા ॥[3]

કલાકારના કહો કે માનવપ્રેમના સાહિત્યની પ્રણાલિકા આ યુગમાં પહેલેથી ચાલી આવે છે; તે નરસિંહના શુદ્ધ ભક્તિના જલને ઘણે ભાગે ડહોળાવે છે; અને આખરે ભાલણના પૌરાણિક પ્રવાહને મળી જાય છે.

સંવત ૧૫૦૦ની આસપાસમાં મદન બ્રાહ્મણનું રચેલું 'મયણછંદ' નામનું ૩૪ ટુંકનું કાવ્ય આ પ્રકારના સાહિત્યનો નમુનો પુરો પાડે છે. તેમાં કૃત્રિમતાની ઝાંખી થાય છે છતાં તે વખતના પ્રચલિત આદર્શોમાં અલંકારની સમૃદ્ધિ અને હરિલીલાનો રસ એ બે વચ્ચે કેવી એકતાનતા હતી તે દર્શાવે છે.

---

૧ રા કેશવલાલ ધ્રુવઃ બીજી સાહિત્ય પરિષદને પ્રમુખસ્થાનેથી.

૨ હરિને આંગણામાં નચાવ્યા, અને લોકો બધા વિસ્મય પામ્યા. હવે રાધાના પયોધરને જે થવાનું હોય તે થાઓ.

—સિદ્ધહેમ, અધ્યાય ૮, ૪૨૦-૪.

૩ જો કે હરિ પોતે વિશ્વવ્યાપી નજરે દરેક વસ્તુ ઉપર ધ્યાન રાખે છે, છતાં તેની આંખ તો જ્યાં રાધા હોય તેના ઉપરજ ઠરે છે. (પોતાની પ્રિયતમા ઉપર) સ્નેહભરી દૃષ્ટિ ફેંકતાં તેનાં દઢ નયનોની આડે કોણ આવી શકે એમ છે?

—સિદ્ધહેમ અ. ૮, ૪૨૨-૬.

દંત ખંડિ કરવતુ, અપર નેઉર હુતાશન.
મોતી ખરૂ સમુદ્ર, ઘસી પરિમલહ ઉરાસન.
કંચૂ ખંડ નિખંડિ, લેઇ વલિ સોવિન વન્નઉ,
કજ્જલ અગ્નિ પ્રજ્જલિઉ, તુહ મઈ નયણે દિન્નઉ.
એહ કલસ કુંભ ઘણુ કુટીઉ ચક્ર પયરિ ભમાવીઉ;
એતલા તપ્પ જુ નહુ તપિઉ, તુ મુઝ પાસિ ન આવીઉ. (૨)૧

×         ×         ×

બાલી બાલિ નિઠર વયણુ; રવણુ રાવણસિર ખંડણુ;
જનજતિ ગરુડ ગામિ, કાંતિ કંસાસુર વિહંડણુ;
બાલી બલિ ઉતરણુ, દેવી દૈતાંહ નિકંદન;
મહુરિ વાંણિ મહિમાંણિ, સુહવિ અસુરાં સંતાપણુ.
કમલાયણિ કમલવાસ હરિ, મુઝ મનિ ભામિનિ ભયહરણ;
માનિનિ મયણ ઇંમ ઉચ્ચરઈ, હરિ લંકા હિવ હરિશરણિ (૩૪)

આશરે ૧૪૯૫ માં પાટણ પાસે ધાનેજ ગામ આગળ 'નતર્ષિ'(?) નામના કવિએ રચેલું ફાગુ કાવ્ય આ જાતના સાહિત્યનું દૃષ્ટાંત આપે છે. એમાં 'ગીત ગોવિંદ'ની છાયા સ્પષ્ટ દેખાય છેઃ—

ફાગુ

આવિય માસ વસંતક, સંત કરઇ ઊત્સાહ;
મલયાનિલ મહિ વાયઇ, આયઇ કામ ગિદાહ. (૧૭)[2]

રાસક.

વણવરિ આવિય પ્રભુ વીનવિઉ, નવિ દસઇ દિસારી રે;
માધવ માધવ ભેટણ આવઇ, આવિત દેવ મુરારિ રે (૨૮)[3]
વાત સુણી પ્રભુ મ.ણે અતિ હરખિય, નિરખિય ગૃહપરિવાર રે;
નિજ પરિવારિ ઇ જાદવ પત્તુ, વહુ તુ વનહ મઝારિ રે. (૨૯)[4]

---

૧ હાથીદાંતે કરવત વેઠ્યું, નેપુરે હુતાશન સહ્યો, મોતીએ સમુદ્રનો ખાર વેઠયો, પરિમલે ઘસારો વેઠયો, કંચુકીએ કડકા થવાનું સહ્યું, સોનાએ અગ્નિ સહ્યો, અને કાજળ આગમાં બળીને દેહધારી થયું ત્યારે મેં તેને નયણે આંજ્યુ. કળશે કુંભની ઉપમા લીધી તે પહેલાં ઘણુ વડે કુટાયો અને પછી ચાક ઉપર ચઢીને ભમ્યો ત્યારે તે એ ઉપમા પામ્યો આવાં તપ જે નથી તપ્યો તે મારી પાસે આવ્યો નથી.

૨ સંતોને ઉત્સાહક એવો વસંત ઋતુનો માસ આવ્યો (સંતો વસંતનો ઉત્સવ કરવા લાગ્યા.) મલયના વાયુ વાવા લાગ્યા અને કામદેવની ગદાઓ આવવા લાગી! (૧૭)

૩ વનદેવે આવીને પ્રભુને વીનતી કરી કે દસે દિશાઓ નવું રૂપ પામી છે કામદેવ માધવને ભેટવા આવે છે, માટે મુરારિદેવ પધારો (૨૮)

૪ વાત સાંભળીને પ્રભુ અતિશય હર્ષિત થયા ને પોતાના ગૃહપરિવાર તરફ જોયું. પોતાના પરિવારને સાથે લઈને પ્રભુ વનમાં પહોંચ્યા. (૨૯)

પયભરિ નમતી તરુણી કરુણી, વરુણ ચરણ સચારિ રે,
ચાલઈ ચમકત ઝમકત નેઉર, કેઉર કટક વિરાલ રે (૩૦)[1]

વેણિય વયણિ મિષતરિ, ભિતરિ રહિઉ સિરિ નાગ
અધર રંગ પરવાલિય આલિય નાલઇ ભાગ (૩૩)[2]

આંદોલા

નાચઇ ગોપિય વૃંદ, વાઇ મધુર મૃદંગ
મોડઈ અંગ સુરંગ, સારંગધર વાઈંત મડયૂરિ એ
 ઠન વણ મહૂયર એ (૪૧)[3]

ગાઇ અભિનવ ફાગ સાઅંદ શ્રીરાગ
નવગતિ મૂકઈ પાગ સારંગ૦ (૪૩)[4]
કર લિઇ પંકજ નાલ સિરિ વાર ફેરઈ બાલ
છંદિહિ વાજઇ તાન સારંગ૦ (૪૪)[5]
તારા માહિ જિમ ચંદ, ગોપિય માહિ મુકંદ
પણમઇ સુરનર ઇંદ, સારંગ૦ (૪૮)[6]

ફાગુ

ગોપિય ગોપતિ ક્રીડત, હીંડત વનહ મઝારિ,
મારુત પ્રેરિત વન ભર વન ભર નમઇ મુરારિ (૫૭)[7]

આજ ધાટીનુ 'વસત વિલાસ' કાવ્ય પણ માનવશૃગાર ને કલાકારની શૃગારભક્તિ વચ્ચે કેટલો ચોડો અતર છે તેનુ ભાન કરાવે છે

૧ સ્તનભારથી નમતી અને મદોન્મત્ત હાથણીઓની પેઠે ચાલતી તરુણીઓના નેપુર ઝમકાર કરવા લાગ્યા, અને વિશાળ કેયુરકટક ચમકવા લાગ્યા (૩૦)

૨ ગુથેલો ચોટલો તે જાણે વેણીને મિષે અદર નાગ રહ્યો હોય એવો દેખાવા લાગ્યો પરવાળાનો રગ તે હોઠના રગની સરખામણીમા હારી ગયો (૩૩)

૩ વૃન્દાવન વનના મધુકર સારંગધરે મોરલી વગાડતા સખી એટલે ગોપીઓ ટોળે મળીને નૃત્ય કરવા લાગી મૃદંગ વગાડવા માડયુ સુદર અંગ મરડીને નૃત્યના અભિનય કરવા લાગી (૪૧)

૪ શ્રી રાગનો આલાપ કરીને નવનવા ફાગ ગાવા માંડયા નવનવા છંદે તાલ આપીને પગ મુકતી ગોપીઓ નાચે છે ને સારંગધર મોરલી વગાડે છે (૪૩)

૫ ગોપીઓ હાથમા કમળનાળ લઈને માથા ઉપર ફેરવે છે છદે છંદે તાલ દે છે, સારંગધર વેણુ વગાડે છે ને ગોપીઓ નાચે છે (૪૪)

૬ તારાઓમાં જેમ ચદ્રમા શોભે તેમ ગોપીઓમા મુકુંદ શોભે છે સુર, નર અને ઇદ્ર જેમને પ્રણામ કરે છે એવા સારંગધર મોરલી વગાડે છે ને ગોપીઓ નાચે છે (૪૮)

૭ ગોપતિ–મુકુંદ અને ગોપીઓ ક્રીડા કરતા વનમા ફરે છે આખુ વન પવનથી પ્રેરાઈને મુરારિને નમે છે (૫૭)

આ સાહિત્ય પર 'ગીતગોવિંદે' જબરી અસર કરી દેખાય છે અને આશરે સં ૧૬૦૦ મા ગીતગોવિંદનો પહેલો તરજુમો પણ નજરે પડે છે આ તરજુમા ઉપરથી એટલું સ્પષ્ટ લાગે છે કે રાધાકૃષ્ણની રસિક લીલાએ ગુજરાતના સાહિત્યના આદર્શોમા કલામયતા પ્રસારવી ચાલુ રાખી હતી આ તરજુમામાથી એક ઉતારો આપવા જેવો છે —

"રાધા માધવ નંદની એહવી આજ્ઞાથી ચાલ્યા। એહવી મ્હેવી। રાધા તૂં શ્રી કૃષ્ણનિં ઘિરિ તેડી જા। આકાશ મેઘવ્યાપ્ત થયો છિ। વનભૂમિ તમાલ દ્રુમ એ શ્યામ છિ। રાત્રિનો સમય છિ। અતિ આયે શ્રી કૃષ્ણ તે બીહીકણ છિ ॥૧॥

શ્રી જયદેવ યે કવિ તે પ્રબંધ કરિ છિ। મ્હેવો છિ તે જયદેવ। વાગ્દેવતા યે સરસ્વતી। તેહનૂં યે ચરિત્ર તેણિં કરીનિ ચિત્રિત છિ। ચિત્ર રુપીઉં ગૃહ યેહનૂં વલી કહેવો છિ તે જયદેવ। પદ્માવતી યે લક્ષ્મી તે હતી યે ચરણસેવા। તેણિં કરીનિ ચક્રવર્તી છિ। વલી કેહવુ છિ તે પ્રબંધ વાસુદેવ યે શ્રી કૃષ્ણ તેહની યે વિનાસકથા તેણિં સંયુક્ત છિ ॥૨॥

---

## પ્રકરણ ૧૧ મું

### નરસિંહયુગ—ઉપાસનાભક્તિ ને પૌરાણિક પ્રવાહ

#### ભાલણ

(સંવત ૧૪૯૦)

શુદ્ધ ભક્તિના પ્રચારથી પ્રાકૃત સાહિત્યની કીંમત વધી અને ઉપાસક, પુરાણી ને કલાકાર બ્રાહ્મણ જેમ સસ્કૃતદ્વારા આર્ય સંસ્કારો વિસ્તારતો તેમ પ્રાકૃત ભાષાદ્વારા કરવા લાગ્યો

આ મિશ્ર ભક્તિનુ મૂલ પણ ભાગવત બન્યુ ભાગવતે જેમ પ્રણયીઓમા ભક્તિરસ પ્રગટાવ્યો, તેમ સાહિત્યકોમા કલાનો નવો આદર્શ પેદા કર્યો, અને પુરાણીઓની કથાઓમા ઉપાસનામિશ્ર ભક્તિનું નવુ તત્ત્વ આણ્યું જે માત્ર કથા હતી તે હરિકથા થઈ જે હરિકથા હતી તે મોક્ષનુ સાધન થયુ અને આ રીતે આર્યાવર્તના બ્રાહ્મણો જેમ પહેલા સંસ્કૃત પુરાણો મારફતે આર્યોની સંસ્કૃતિની એકતા અને સાહિત્યની સમૃદ્ધિ સાચવી રહ્યા હતા તેમ હવે પ્રાકૃત ભાષાદ્વારા આ પૌરાણિક બળથી હીંદુ સમાજ ને સંસ્કૃતિને સુગ્રથિત બનાવી રહ્યા અને તેને કલાની મદદથી સતેજ કરતા થઈ રહ્યા

ભાગવતની અસર ગુજરાતમા નરસિંહ યુગમા ઉષ કાલના સર્જન કરતા આ હાદ જેવી દેખાય છે એમા ભાગવતમા કેંદ્ર થયેલા ચારે બળ પ્રાકૃતમા

સંપૂર્ણ દશામાં અને એણે રચેલા ધોરણોજ મધ્યકાલમાં સર્વમાન્ય થઇ રહ્યાં હતા.

ભાગવત ને ગીતગોવિંદની અપૂર્વ કલાનુ આધુ અધુરુ દર્શન ગુજરાતને કરાવનાર પણ ભાલણ છે.—

હરિ વિના આતુર—ચંદ્ર ચકોર જેમ અશ્વીને હરનીશ ભોર
તેમ મુને વહાલા નંદકિશોર, હરિ વિણ હુ મુઇરે [1]

કલાની દૃષ્ટિએ નરસિંહની ગમલીના સાથે ભાલણની રાસલીલા સરખાવવા જેવી છે એના વિલાસમા નરસિંહ મહેતાનો ઉભરાતો, વિલાસઘેલો તલસાટ નથી પણ વિલાસપ્રિય સાહિત્યકની રસિકતા છે

એનામા, નરસિંહના જેવો શબ્દપ્રભાવ નથી તેમજ સ્પષ્ટ કલ્પનાદૃષ્ટિ નથી, પણ કલાકારનો સુંદર પ્રયત્ન છે અને ભાવાની હૃદયગમ સરળતા છે, નરસિંહનું અદ્ભૂત કવિત્ન નથી પણ રસિક કથનનારની કલા છે, નરસિંહનો વિલાસ નથી, પણ સૌંદર્યપૂજકની રસવૃત્તિ છે અને આ રસવૃત્તિ માત્ર એકલી રાધાકૃષ્ણમાજ રમી નથી રહેતી પણ નળ દમયંતી ને કાદમ્બરીમા પણ રાચે છે આ કાવ્યો ભક્તિની મર્યાદાની બહાર હોઇ આ લેખમા તેમને છેડવાની જરુર નથી, પણ તે એટલુંજ બતાવે છે કે ભાલણની સર્જકશક્તિ માત્ર શુદ્ધભક્તિની માફક પોતાના પ્રણયની આસપાસ વીંટાતી નથી, પણ જે જે વિષય સ્પર્શે છે તેને સર્જન કરવા મથે છે

તેમજ કલાકારના આદર્શોમા માનનપ્રેમનો પ્રતિધ્વનિ કરાવનાર જે ભક્તિ સાહિત્ય ગુજરાતમા અગટયુ, અને જેણે દયારામના કાવ્યોમા સરસમા સરસ સ્વરુપ પ્રાપ્ત કર્યુ તેને પણ શરુ કરનાર તે ભાલણજ

'મારા સમ જો માધવ જોજો મુજને હથ અરાડો રે,
જેવા છો તેવા ઓળખ્યા, ફોકટ ભામે પાડો રે,
વહલા વેગળા રહો આળ ન કીજે આજ વહાલા' વગેરે [1]

× ×

જશોદાના જીવન ઘેર આવો, જે માગો તે આપુ,
ઇચ્છા જે જે હોએ વાહાલા! તમને તે તે થપુ,
પ્રીતતણુ પાણીએ મીઠુ સ્નેહ વિના શુ દૂધ?
નયણા માહે નેમ જાણીએ વચન મહુ શુ શુદ્ધ
રાત દિવસ ઉ ટળવળુ, પણ સ્વપ્ન માહે નવ દેખુ જી
એક જીવ્યાએ શુ કઉ તે દુઃખતણુ તા લેખુ?
આગણુડે ઉભી રહુ, જાણ્યુ અબ્બી વાટે આવે જી
નયન ટમે નીહાળતા, ટપનો તાપ સતાવે જી

1. ટપ્પુલીલા દશમસ્કંધ
2. દશમસ્કંધ

એના "વિપ્રલંભ શૃંગારનાં આવાં ઘણાં પદો છે; સંભોગના તો તેથીએ ઘટ્ટ રસથી ભરેલા છે. ભાલણની દાણલીલા, માનલીલા ને ભ્રમરગીત પ્રેમાનંદ કરતા તો સારાં છેજ, પણ નરસિંહ ને દયારામથીએ ઉતરે તેવા નથી"[૧]

એની કલા માત્ર શૃંગાર કે પ્રણયરસ ગાવામા સમાપ્ત થતી નથી. વાત્સલ્ય રસ ઉતારવાની એની કલાને ગુજરાતી ભાષામા કોઇ ઝાંખી કરી શકયુ નથી

પ્રભુ પાડે તાળી ને વળી તોતડુ બોલે,
નાનુ નાનુ નૃત્ય સાંભળી શકર ડોલે[૨]

× × × ×

પ્રીતે પાડે કૌશલ્યા સોર, રઘુ મારો ક્યાંય રમે,
મહારા કોમળ બાળકિશોર, રઘુઆ કયાય રમે

અને બાલક કૃષ્ણ વર્ણવવાની મોહક કલા એના દશમસ્કંધમાં મળે છે:—

કહાન કહાન કરતી હીંડુ રે, ઘેર ઘેર હીંડુ જોતી રે.
કહા ગયો મારો નાનડીયો રે, જેને નાકે નિર્મળ મોતી રે

× × ×

આંખ આંજતી ને તીલક કરતી, વહાલો જતો નાશી રે,
એ સુખ તો તમો નથી દેખતુ, જો કરવત મૂકો કાશી રે

અને વ્રજ છોડના કૃષ્ણ માટે માતપિતાનુ સબોધન આખી ભાષામા એક અપૂર્વ કૃતિ છે—

માતપિતા કયમ રળે, જેથી ઉપન્યુ અગ?
કૂટે પણ ફીટે નહી, ચોળ તણો જ્યમ રગ
હુ ઘર જાઈશ એકલો મરશે તારી માય,
હુએ પણ જીવુ નહીં, તુ વિણ ઘડીએ ન જાય
જો દયા મન આવે નહીં, તો મારો હાથે શ્યામ!
કસ જેણી પેર મારીઓ, તેમ મજનો ફેરો ઠામ

× × ×

મીઠડા માવજી રે, મારે મંદિર આવો,
પ્રેમે પીરસુ પરમાનન્દ, કૂર ને દૂધ શીરાવો

ધવરાવીને હૈડે ચાંપતી, તેમ દેવકી નહી ચાપે રે,
રોમાચિત મરી દેહડી થાતી, તેમ તેની નહી કાપે રે
માતા નહી થાવુ તમારી, ધાવ કહીને જાણો રે,
મ બાંધ્યો જે માખણ માટે, તેણે રોષ ભરાણો રે
કાલિંદી માહે તમ ઉપર, જે હુ નવ ઝપાવી રે,
જાણ્યુ તે વાત સંભારી, રીસ મન માહે આવી રે.

---

૧ રા રામલાલ મોદી ભાલણ ૨ રાનચરિત્ર કા પદોહન. ૧–૬૪૫

હોદમા પ્રસર્યો એમની પ્રેરણાથી દેશદેશના ભક્ત વિદ્વાનો સાહિત્ય સર્જાવતા, ને ભક્ત ધનાઢયો વૃદાવનને મદિરોથી વિભૂષિત કરવા પૈસા ખરચતા રૂપ ને સનાતન આશરે ઇ સ ૧૫૯૦ મા ગુજરી ગયા, અને જીવા ગોસાઇ થોડા વર્ષ પછી ગુજરી ગયા લાગે છે

આ ત્રણે પહેલા ગોસ્વામીઓ થયા અને અકબર પોતે એમની કીર્તિથી આકર્ષાઇ વૃદાવન આવ્યા આ ત્રણ અને લોકનાથ, રઘુનાથ ભટ, ગોપાલ ભટ ને રઘુનાથદાસ આ ચૈતન્યના શિષ્યોમા પહેલા સાત ગોસ્વામીઓએ વૃદાવનને કૃષ્ણમહિમાનુ કેદ્ર બનાવ્યુ આ ઉપરાંત ઘણા ચૈતન્યના અનુયાયીઓએ વૃદાવનમાજ વસી ભક્તિનો પ્રચાર કર્યો

એક મહાન આત્મા જીવન જીવી જાય છે, બીજા નાના આત્માઓ તેના પર ટીકા લખે છે એક પયગમ્બર પોતાની આત્મસિદ્ધિ વ્યક્ત કરવા જીવે છે, તેના અનુયાયીઓ એ ઉર્મિની પ્રણાલિકા રચી સામાન્યો માટે સપ્રદાય સ્થાપે છે ચૈતન્યે તલમી તલસી જીવન પુરુ કર્યું, આ ગોસ્વામીઓએ તલસાટ પર શાસ્ત્રો રચી ભક્તિને જીવનનું અગ બનાવ્યુ

ઇ સ ૧૫૮૫ મા વૃદાવનમા હરિવશ ગધાવલ્લભી સપ્રદાય સ્થાપે છે એમા કૃષ્ણ કરતા રાધાને પ્રાધાન્ય અપાય છે આ પંથ ભાગવત પુરાણને પૂજ્ય લેખે છે, પણ એનો મુખ્ય આધાર એના સ્થાપકે લખેલા 'રાધાસુધાનિધિ' નામના પુસ્તક પર છે આ પથની સ્થાપના બતાવી આપે છે કે તે વખતે વૃદાવનમા રાધાકૃષ્ણના પ્રણય પર ધાર્મિક ભાવનાનુ આરોપણ સપૂર્ણ રીતે થયું હતુ

રાધાવલ્લભી સપ્રદાય, વલ્લભ સપ્રદાયથી નીરાળો છે, અને વલ્લભ મત ૧૬ મા સૈકાના પાછલા ભાગમાં ગુજરાતમા પ્રસર્યો તે પહેલા રાધાવલ્લભી સપ્રદાયે ગુજરાતમા થાણા કર્યા હતા વલ્લભ સપ્રદાય ગુજરાતમા આવ્યો ત્યારે આ સપ્રદાયની ઘણીખરી બેઠકો તેણે પોતાની કરી લાગે છે પણ રાધાવલ્લભી સપ્રદાયના મદિરો આજે પણ ગુજરાતમા ઘણા શહેરોમા છે

આ પ્રમાણે વૃદાવનીય ભક્તિ ગુજરાતમાં અપરોક્ષ રીતે દાખલ થઇ. તે ઉપરાત પરોક્ષ રીતે પણ થઇ—તેનુ સબળ દૃષ્ટાત મીરાબાઇના પદો

આ વૃદાવનમાથી ચારે તરફ પ્રસરતી ભક્તિના પ્રકાશે મેડતાની કુવરીનુ હૃદય તેજોમય કર્યું

મીરા કૃષ્ણને રામ નામે ઘણી વખત સબોધે છે:

"મેરે પ્રીતમ પ્યારે રામને લિખ ભેજુ રી પાતી"

× × ×

"મેરે તો એક રામ નામ દૂસરા ન કોઈ"

તે ઉપરાત એક ભજનમા તે રૈદાસની શિષ્યા છે એમ પણ કહે છે

ખોજત ફિરૌ ભેદ વા ઘર કો કોઈ ન કરત બખાની,
રૈદાસ સત મિલે મોહિ સતગુરુ દીન્હ સુરત સહદાની

મૈં મિલી જાય પાય પિય અપના તબ મેરી પીર બુઝાની,
મીરાં ખાક ખલક સિર ડારી, મૈં અપના ઘર જાની.

પણ તેને નામે પ્રચલિત પદોમાં રામાનંદી ઉપાસનાના પ્રોત્સાહનનો સ્પર્શ દેખાતો નથી.

એના પર ચૈતન્ય કે વલ્લભાચાર્યના સંપ્રદાયની સ્પષ્ટ અસર નથી; તેમજ તેણે પ્રેરણા બારોબાર ભાગવત કે જયદેવમાંથી લીધી હોય તેમ પણ લાગતુ નથી. એને પ્રેરણા વૃંદાવનમાં પ્રચલતા ભકિત તરંગોએજ આપી એમ માન્યા વગર છુટકો નથી.

મીરાં ગુજરાતી નહોતીજ; એનાં પદો ગુજરાતીમાં લખાયાં નહોતાં એ મત વાસ્તવિક લાગે છે. હાલ એને નામે મંડાયલાં પદો કેટલાં એનાં તે પણ નક્કી કરવું મુશ્કેલ છે. પણ ગુજરાતમાં શુદ્ધ ભક્તિનો પ્રચાર સામાન્ય લોકમાં જેટલો એનાં પદોએ કર્યો છે તેટલો નરસિંહનાં પદોએ પણ કર્યો નથી.

મીરાંને પ્રેરણા રામાનંદના શિષ્ય રૈદાસની મળી લાગે છે. મીરાંની ભક્તિ શુદ્ધ હતી; એની વિલાસવૃત્તિ રસિક હતી, પણ સ્વચ્છંદી નહોતી. એણે 'પ્રેમ નીર સિંચસિંચ' વિષયવેલ વોયો હતો; એણે ગોવિંદાને પ્રાણુ માન્યો હતો.

શુદ્ધ ભક્તિમાં નરસિંહની જોડે બેસે એવી ભક્તકવિ મીરાંછે. એની ભક્તિ પણ શુદ્ધ છે. એના સ્વભાવ વીશે પહેલા પ્રકરણમાં મારા એક લેખમાંથી ઉતારો આપ્યો છે.

એની કલ્પના સમૃદ્ધ નહોતી તે તેની તેજ મર્યાદામાં ફરી રહેતી.

એના વિલાસનું ક્ષેત્ર ઘણુંજ નાનુ છે, જમુના તીરે બાલલીલામ ચીર ઉરાડવાથી વધારે વૈવિધ્ય એમાં નથી. 'મારા ગિરિધર ગોપાલ' ફરી ફરી કહેવામાં અને ગ્રામ્ય સંસારની વધુની માફક કેટલાક સામાન્ય ભાવો અદ્ભુત સરળતાથી દર્શાવવામાંજ તેની મહત્તા રહી છે.

"એને કહેવાની એકજ વાત છે, અને એનુ જ્ઞાન પરિમિત છે તેથી એના કાવ્યોમાં વિવિધતા કરતાં લાલિત્ય અને કોમળતા વધારે આવ્યાં છે.

પણ એનામાં વિવિધતા નથી એમ તો કોઇથી ન કહેવાય. એણે સંન્યાસ લીધો છતાં શૃંગાર ગાયો. એણે તપસ્વિની થઇને રસિકતા પોષી. વિરાગિની છતાં રાગ-પ્રેમની ધુન એણે જગાવી સંસાર છોડયો છતાં સંસારીના સર્વ ભાવોથી એણે ગીરધરલાલને ગાયો. અને આ બધાં પરસ્પર વિરોધાભાસી મિશ્રણોએ એની કવિતામાં એક જુદોજ રસ અને પ્રફુલ્લતા આણ્યાં છે. મીરાંની કવિતામાં વિશાલતા નથી. એ દોષ એના જ્ઞાનની સાંકડી સીમાઓને લીધે આવ્યો છે; એના હૃદયનો નથી. હૃદયે એના ભાવોમાં પ્રબલતા આણી; જ્ઞાને એની દિશાઓને મર્યાદિત કરી. મીરાં જ્ઞાની નથી. જ્ઞાની હોવાનો એનો દાવો પણ નથી. અંતરપ્રેરણાથી જડે એટલું જ્ઞાન એને સ્વયંભૂ સ્ફુર્યું છે. મીરાં એટલે ડહાપણ નહીં; એ તો માત્ર ઊર્મિઓની પરંપરા. મીરા એટલે સત્તા નહીં, પણ પ્રેમનો દોર; અને વિલાસ નહીં પણ શોભા. મીરાંમાં ગહનતા

નથી, પણ રસિકતા અને ભાવ છે "[1]

એની ભક્તિ પર ચૈતન્ય કે રામાનંદની અસર હતી એમ કેટલાક માને છે,[2] પણ તે માન્યતા વાસ્તવિક લાગતી નથી તેમ મીરાએ બોપદેવ કે જયદેવની કૃતિઓ મૂલમા વાચી હોય એ પણ સભવ એમ નથી. પણ ભક્તિની અસર તે વખતના રાજસ્થાની સાહિત્ય પર જે થઈ હશે તેમાથી મીરાએ પોતાની પ્રેરણા લીધી છે એમ લાગે છે

એનો તલસાટ તીવ્ર હતો, અને કોઈ વખત ચૈતન્યના તલસાટની માફક ઘેલછાનુ સ્વરુપ લેતો હશે

'હેરી મે તો પ્રેમ દીવાની, મેરા દરદ ન જાને કોઈ'
× × ×
મીરા કી પ્રભુ પીર મીટેગી, જબ બૈદ સાવલીયા હોઈ।
× × ×
લેહ લાગી મને તારી, અબ્યાજી લેહ લાગી મને તારી
× × ×
મારા પ્રાણ પાતળીઆ વહેલા આવો રે,
તમ રે વિના હુ તો જનમ જોગણ છુ

આ એનુ આત્મકથન શબ્દે શબ્દ એને સાચુ હતુ

પણ એની ભક્તિનુ મુખ્ય લક્ષણ તે એની સરળતા સાહિત્યના આદર્શોને તે જાણી જોઈને અનુસરતી નથી એની કૃતિમા પ્રયત્ન નામમાત્ર પણ દેખાતો નથી એના ભાવો અટપટા નથી, એનો સ્વભાવ રીસાળ નથી, એની ઉર્મિઓમા તોફાન નથી એના ભાવનુ સત્ત્વ એકજ સાદી છતા અદ્ભુત પંક્તિમા દેખાય છે

'મુખડાની માયા લાગી રે, મોહન તારા મુખડાની માયા લાગી રે,
મુખડુ મે જોયુ તારુ, આ જગતડુ થયુ ખારુ
મન મારુ રહ્યુ ન્યારુ રે'

તે સદાએ મધુર છે એની વિલાસવૃત્તિ સૂક્ષ્મ ને વિશુદ્ધ છે એને સેજલડી સુની' લાગે છે, એનુ કૃષ્ણના ચરણકમળમા ચિત્ત લાગે છે, સ્ત્રી ભક્તની સુરુચિ બહુ તો 'કાને મહીની મટુકી ઝટ ફોડી પ્રીતની મર્યાદ સૌ તોડી'—એટલેથીજ અટકે છે

મીરાની સરળ ને શુદ્ધ ભક્તિનુ સ્થાન ભક્તિના ઇતિહાસમા અદ્વિતીય છે એને નામે પ્રચલિત પદોમાના થોડા શિષ્ટ સાહિત્યમા સ્થાન પામે એવા છે બાકીનાની ભાષા ને ભાવ બને ઘણાજ સામાન્ય પ્રકારના છે અને એ પદોની જોડ બીજી આપણા આદિત્યમા ન હોવાથી સામાન્ય લોકોને તે ભક્તિનુ સાહિત્ય પુરુ પાડે છે

૧ જુઓ ભો લીલાવતી મુનશીનો ૮ મી ગુજરાતી સાહિત્ય પરિષદમા વચાએલો નિબધ "મીરાબાઈ—એક દૃષ્ટિ"

૨ રા. આનદશકર ધ્રુવ વસત સ ૧૯૬૧ શ્રાવણ

# પ્રકરણ ૧૬ મું



## નરસિંહ મહેતાનો કોયડો

અત્યાર સુધી પ્રચલિત માન્યતા પ્રમાણે પ્રેમ ને કલાના ભક્તિ સાહિત્યના નાના મોટા તારલામાં એકદમ શુદ્ધ ભક્તિનો ઝગઝગતો તારો ઝળક્યો; ને કૈં પણ તેજ કે અસર મુકયા વિના અસ્ત થયો. ૧૪૧૪ મા નરસિંહ મહેતા શુદ્ધ ભક્ત જન્મ્યા; ૧૪૮૦માં ગુજરી ગયા; ને આગળ ને પાછળ બધું હતું તેવુ ને તેવુંજ રહ્યું. વિચિત્ર બનાવ-સ્વાભાવિકતા ને ઉત્ક્રાંતિ બંનેના નિયમોને પડકાર કરતો!

નરસિંહ મહેતા ખરેખર ચૈતન્ય પહેલાં થયા (ઇ. સ. ૧૪૮૫ થી ૧૫૩૩) કે પછી? ચૈતન્ય પહેલા થાય નહીં, છતાં પહેલાં થયા હોવા જોઇએ એમ મનાય છે. આ કોયડો કયારે ઉકેલાશે?

આ બે અભિપ્રાયમાં નરસિંહ ચૈતન્યના પછી-એટલે આશરે ઇ. સ. ૧૫૦૦ ને ૧૬૦૦ની વચ્ચે થયા એમ અનેક કારણોથી માનવાનું મન થાય છે. આ પ્રશ્ન ગુજરાતી સાહિત્યના ઇતિહાસનો પ્રથમ પ્રશ્ન છે એટલુંજ નહીં, પણ ગુજરાતમાં પ્રચલતી ભક્તિને માટે તે ઘણોજ જરૂરી છે. આની સાથે બીજો પણ પ્રશ્ન છે કે હાલ નરસિંહનાં મનાતાં હોય એવાં કેટલાં પદો એકજ જણનાં કરેલાં છે? પણ સામગ્રી એટલી ઓછી છે કે આ પ્રશ્નોનો અંતિમ નિર્ણય તો હમણાં મુલતવીજ રાખવો પડશે.

હવે આ કોયડાના ઉકેલ માટે જે સામગ્રી છે તે નીચે પ્રમાણે આપી શકાય:-

૧. ઇ સ. ૧૮૩૪ થી ૧૪૯૪ (સં. ૧૪૯૦ થી ૧૫૫૦) માં ભાલણ થઇ ગયા, એ વાત લગભગ નિર્વિવાદ જેવી છે.[1]

ભાલણની કૃતિઓમાં નરસિંહનો ઉલ્લેખ નથી. તેમ તેમની કૃતિઓ શુદ્ધ ભક્તિ કે વૃંદાવનીય ભક્તિથી રંગાઇ દેખાતી નથી. નરસિંહ મહેતાની ભક્તિ એવી લાક્ષણિક છે કે જો તે ભાલણના સમયમાં થયા હોય તો તેમની અસર એમના પર થયા વિના રહે નહીં.

ભાલણનાં કેટલાંક પદો અને નરસિંહનાં કેટલાંક પદો વચ્ચે સરખાપણુ છે, અને તેથી રા. રામલાલ મોદી એમ માને છે કે એ પદો નરસિંહમાથી ભાલણે લીધાં. જે પંક્તિઓ બંનેમાં સામાન્ય છે તેમાં નરસિંહની કૈં પણ વિશિષ્ટતા નથી એટલે બંનેએ પ્રચલિત લોકગીતોમાંથી એ પંક્તિઓ લીધી હોય એમ વધારે સંભવે છે. અને જે પંક્તિઓ સામાન્ય છે તે શુદ્ધ ભક્તિ

---

૧. રા. રામલાલ મોદી: ભાલણ

કરતાં પ્રેમ અને કલાના સાહિત્યની છે. એટલે તે નરસિંહનીજ છે એમ માનવાને કારણ મળતું નથી.

૨. આશરે ઇ. સ. ૧૪૮૪માં સિદ્ધપુરપાટણમાં થએલા ભામની કૃતિઓમાં નરસિંહનો કે ઉલ્લેખ નથી; તેમ તેની કૃતિઓ ઉપર શુદ્ધ ભક્તિની કે અસર નથી

૩. નરસિંહ મહેતા આશરે ઇ. સ. ૧૫૦૦ની પહેલાં થયા લાગતા નથી. ચૈતન્ય અને ગોવિંદદાસ ઇ. સ. ૧૫૧૧ ના ઓગસ્ટ માસમાં જુનાગઢ આવી રણછોડજીના મંદિરમાં ગયા હતા. અને મીરાજી બ્રાહ્મણને ત્યાં રહ્યા હતા ગોવિંદદાસના સમકાલીન વૃત્તાંતમાં[1] નરસિંહ મહેતા જેવાની ભક્તિ, ભક્તિ સંપ્રદાય અને સ્થાનિક કૃષ્ણકીર્તનનો કે ઉલ્લેખ નથી. આ ઉપરથી માનવાને કારણ મળે છે કે તે સમય પહેલાં નરસિંહ થયા નહોતા.

૪. ઇ. સ ૧૪૯૪ થી ૧૫૭૪ સુધીમા નાકર થયો.[2] તેણે નરસિંહ મહેતા પર કે લખ્યું નથી તેમ તેની કૃતિઓમાં નરસિંહનો ઉલ્લેખ પણ મળતો નથી. તે પોતે હરિનો દાસ અને વૈષ્ણવ પોતાને કહેવડાવે છે. આથી નરસિંહ વીશે તેનું મૌન ઘણુ અર્થસૂચક છે.

૫. ઇ. સ. ૧૫૫૭ થી આશરે ૧૬૨૮ સુધી પહોંચતી સાહિત્ય પ્રવૃત્તિ વાળા નાગર કવિ વિષ્ણુદાસની 'કુંવરબાઇનું મોસાળું' નામની એક કૃતિ છે.[3]

આ કવિએ 'કુંવરબાઇનું મોસાળું' લખ્યું હોય તો ગુજરાતી સાહિત્યમાં નરસિંહ મહેતા વીશે આ પહેલો ઉલ્લેખ છે.

૬. મીરાંબાઇએ (ઇ. સ. ૧૫૪૭ થી ૧૬૦૩) 'નરસિંહકા માહ્યરા' નામનું કાવ્ય લખ્યું એમ કહેવાય છે. એ હકીકત સત્ય હોય એમ લાગતુ નથી—છતાં સત્ય માનીએ તો એમ કહી શકાય કે ૧૬ મા સૈકાના છેલ્લા એક-બે દસકામાં નરસિંહની કીર્તિ મીરાંએ સાંભળી.

૭. નાભાજીની ભક્તમાલમાં નરસિંહ અને મીરાંનાં ચરિત્ર છે. નાભાજીનો સમય સ્પષ્ટ રીતે નક્કી થયો નથી. કેટલાક માને છે કે ભક્તમાલ ઇ. સ. ૧૬૧૩ માં રચાઇ. કેટલાકનું એમ માનવું છે કે ઇ. સ. ૧૭૧૩ માં

---

૧. જુઓ: 'ગોવિંદદાસનો કડચો.' આ લેખનું પ્રકરણ ૧૪ મું: Sen: Chaitanya and his Companions.

૨. કાવ્યદોહન ભાગ ૮. રા. અંબાલાલ જાનીનો ઉપોદ્ઘાત

૩ વિષ્ણુદાસકૃત સભાપર્વ, નળાખ્યાન, કુંવરબાઈનું મોસાળું ને હુંડી ગ. ભાનુસુખરામનો ઉપોદ્ઘાત.

નાભાજી જીવતા હતા, અને તેમણે પ્રિયાદાસ પાસે ટીકા લખાવી.[1] ઇ. સ. ૧૬૨૩ માં ગુજરી ગએલા તુલસીદાસજીનું ચરિત્ર ને મરણતિથિ બંને ભક્તમાલમાં છે. તેમજ તેમાં વિઠ્ઠલનાથજીના સાત ભક્ત પુત્રોનો ઉલ્લેખ છે. આથી નરસિંહ મહેતાનો ભક્તમાલમાં ઉલ્લેખ ૧૬૨૫–૩૦ પહેલાં તો નહીંજ થયો હોવો જોઇએ એમ પુરવાર થાય છે.

૮. ઇ. સ. ૧૬૦૦ ની આસપાસના સમયમાં વસ્તા કાલિદાસ નામના કવિ થઇ ગયા, એમ કાવ્યદોહન ભાગ ૪થામાં આપેલો લેખ કહે છે. વસ્તાએ 'સાધુચરિત્ર' લખ્યું તેમાં નરસિંહ મહેતા, મીરાં ને નાભાજી–ત્રણેનાં ચરિત્ર છે. આ ઉપરથી ૧૬૫૦ પહેલાં આ ચરિત્ર લખાયું સંભવતું નથી

૯ વિશ્વનાથ જાનીનું 'મોસાળા ચરિત્ર' ઇ. સ. ૧૬૫૨ માં રચાયું છે. અને 'હાર ચરિત્ર' બે વર્ષ પછી થયું એમ લાગે છે.[2] જાનીનાં પદોમાં નરસિંહ માટે 'પદશ્રીમુખ' એ શબ્દો વાપરવામાં આવ્યા છે. ખરેખર જોતાં નરસિંહ મહેતાનું ચરિત્ર એવા પ્રકારનું છે કે જેને તેની ખબર હોય તે કવિ એનો ઉલ્લેખ કર્યા વિના રહે નહીં. વિષ્ણુદાસનું 'કુંવરબાઇનું મોસાળું' અને મીરાંબાઇનું 'નરસિંહકા માહ્યરા' એ શંકાસ્પદ કૃતિઓ મુકી દઇએ તો નરસિંહનું સાહિત્યમાં આ પહેલું સંસ્મરણ છે. એટલુંજ નહીં પણ કવિ વીશેનું ઉપર આપેલું સંબોધન એવો સ્નેહ અને માન બતાવે છે કે જેથી બે વચ્ચેનો સમય ઘણો થોડો હશે એમ માનવાને કારણ મળે છે.

૧૦. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પ્રસિદ્ધ કરેલું એક અજ્ઞાત કવિનું 'નરસિંહ મહેતાનું આખ્યાન' રા. હીરાલાલ પારેખના મત પ્રમાણે ઇ. સ. ૧૬૬૯ ને ૧૭૩૯ ની વચમાં લખાયું છે.[3]

૧૧. સ્વ. તનસુખરામ ત્રિપાઠીવાળી પહેલામાં પહેલી નરસિંહની 'હારમાળા'ની પ્રત ઇ. સ. ૧૬૭૫ (વિ. સં. ૧૭૩૧) ની છે.[4]

૧૨. પ્રેમાનંદે સુધારી વધારી પ્રગટ કરેલી 'હારમાળા' ઇ. સ. ૧૬૭૮ (સં. ૧૭૩૪) ની છે.[5]

આ ઉપરથી નીચે પ્રમાણે હકીકત સ્પષ્ટ થાય છેઃ–

---

1. Lala Sitaram Selections from Hindi Literature.

૨. કાવ્યદોહન ભાગ ૮. પાનું ૬૦૯; અને નરસિંહ મહેતાના કાવ્યસંગ્રહનો ઉપોદ્‌ઘાત પા ૬૫

૩. નરસિંહ મહેતાનું આખ્યાનઃ રા. હીરાલાલ પારેખની પ્રસ્તાવના

૪. નરસિંહ મહેતાનો કાવ્યસંગ્રહ, ઉપોદ્‌ઘાત પા ૫૫

૫ મા. કા. ત્રિ. ઇ. સ. ૧૮૮૫. અંક ૧ લો

| | | |
|---|---|---|
| ઇ. સ. ૧૪૩૪ થી ૧૪૯૪ | ભાલણ | ઉલ્લેખ નથી. |
| ,, ૧૪૮૪ | ભીમ | ,, |
| ,, ૧૫૧૧ | ગોવિંદદાસ | ,, |
| ,, ૧૪૯૫ થી ૧૫૬૪ | નાકર | ,, |
| ,, ૧૫૪૭ થી ૧૬૦૩ | મીરાં | શંકાસ્પદ ઉલ્લેખ છે |
| ,, ૧૫૫૭ થી ૧૬૨૮ | વિષ્ણુદાસ | ,, |
| ,, ૧૬૨૫ થી ૧૬૩૦ | નાભાજી | સ્પષ્ટ ઉલ્લેખ છે |
| ,, ૧૬૫૦ (?) | વસ્તો | ઉલ્લેખ છે. |
| ,, ૧૬૫૨ | વિશ્વનાથ જાની | ,, |
| ,, ૧૬૬૯ થી ૧૭૩૯ | અજ્ઞાત કવિ | ,, |
| ,, ૧૬૭૫ | પહેલી પ્રત | (હારમાળા) |
| ,, ૧૬૭૮ | પ્રેમાનંદ | |

આ ઉપરથી એટલું પુરવાર થાય છે કે નરસિંહના ઉલ્લેખો ઇ. સ ૧૫૬૪થી ૧૬૩૦ સુધીમા થવા લાગ્યા. આ ઉપરથી એની કીર્તિ પહેલી વખત આશરે ૧૬૦૦ સુધીમાં બહાર આવી એમ સંભવે છે.

૧૩. વલ્લભ સંપ્રદાયના અનુયાયીઓ નરસિંહને એ સંપ્રદાયના "બધૈયા" તરીકે ઓળખે છે; અને સ્વ. તનસુખરામને ત્યાં એની ગણાતી પદાવલિની નકલમાં એક પદ[1] એવું છે કે જો તે નરસિંહનું હોય તો તેને જરૂર

૧. શ્રીહરિ નરહરિ નાથ કરુણા કરી, રાખો રાધાવર ચરણ શરણે
દૈવીજીવ જાણીને દાન ભક્તિ દીની, યજ્ઞ પુરુષ અવતાર ધરણે
શ્રીમદ વલ્લભ શ્રીવિઠ્ઠલ શ્રીગિરિધરણ, પુષ્ટિ મારગ સુધારકરણ
ને કોઇ જીવ સરમુંગત આવશે, તેના વિગોધનથી ઓધાર કરશે
કોઈ કહેશે કોઈ અનતઊ વીરમહે, એ અવતાર ભૂભાર હરણે
પુષ્ટિ પરશોત્તમ વિપ્ર વસનુ ધારી, શ્રીમાદા મધુનામ વેદાંત વરણે

વિઠ્ઠલનાથ[1]ની પ્રેરણા થઇ હોવી જોઇએ. પણ એ પદ કૃત્રિમ છે; અને એમાં નરસિંહની લાક્ષણિક શૈલીની છાંટ સરખી પણ નથી.

૧૪. નરસિંહની કૃતિમાં ભાગવતની કે હરિલીલામૃતની પૌરાણિક છાપ નથી, તેમ બ્રહ્મવૈવર્ત કે પદ્મપુરાણ એના પહેલાં થયાં હોય તો તેની પણ છાપ નથી.

(અ) સુરતસંગ્રામ, ગોવિંદગમન જેવાં કૃષ્ણલીલાનાં પદો છે, તેમાં રાધા, વિશાખા અને લલિતા આવે છે એટલુંજ નહીં, પણ રસમાં સ્થૂળ વિલાસ છે.

(આ) એમાં ગોપી થઇ સખીભાવ કેળવવાનો તલસાટ છે; અને રાસલીલામાં ભાગ લેવાની ઇચ્છા છે.

(ઇ) એમાં ઉપાસના બહુજ ઓછી છે.

પહેલાં સ્થૂલ વિલાસ પ્રેમ અને કલાના ભક્તિ સાહિત્યે કેળવ્યો. પણ જયદેવની કૃતિ (ઇ. સ. ૧૧૬૦)માં રાધા સિવાય કોઇ બીજી સ્ત્રીનુ નામ નથી.

વિદ્યાપતિની કૃતિમાં[2] (૧૩૦૦ થી ૧૪૦૦) લલિતા આવે છે. પણ તેની કૃતિઓ ગુજરાત સુધી પહોંચી નથી.

સખીભાવ કેળવવાની ભક્તિ પહેલીજ વાર ચૈતન્યે (ઇ. સ. ૧૪૮૫થી ૧૫૩૩) આખા હિંદમાં પ્રસારી. રૂપસનાતનાદિ તેના શિષ્યોએ વૃંદાવનમાં રહી ૧૫૧૬ થી ૧૫૯૦ સુધીમાં વૃંદાવનીય ભક્તિને પ્રચારી. આ સાહિત્યમાં જયદેવ, ચંડીદાસ ને વિદ્યાપતિનો વિલાસ હતો; ચૈતન્યનો સખાભાવ હતો; ગોપી થવાની લાલસા હતી; અને રાસલીલાનો મોહ હતો. 'વિદગ્ધ માધવ' 'લલિત માધવ', 'દાનકેલી કૌમુદી', 'પદ્માવલી' જેવા સાહિત્યમાં વિશિષ્ટતા છે. તેમાં જયદેવની કલા ને ચૈતન્યની પ્રણયઘેલછાનું મિશ્રણ છે. નરસિંહ મહેતાના સુરતસંગ્રામાદિ કાવ્યો આ પ્રકારની ભક્તિ ને સાહિત્યાદર્શો સેવતા જણાય છે.

ચૈતન્ય પહેલાં ઉપાસના કે જ્ઞાન વિનાનાં કાવ્યો કલાસેવી કવિઓએ લખ્યાં છે; પણ ભગવાનઆધીન ભક્તોએ લખ્યાં નથી. એટલુંજ નહીં પણ વૃંદાવનીય ભક્તિની અસર વિનાના ભાલણ પુરાણી પણ ઉપાસનાથી મિશ્રિત

શ્રીકૃષ્ણના શ્રીમુખે તે વીરવનર જાણવા, શ્રીવલ્લભ પદ ભજસિ ધ્રુતરવા.
નરસઇઆ રંકપઠ ટંક કરણા કરી, હીમકર કીરણ મદ અમૃત ઝરણે

—રા. જગજીવનદાસે આપેલી પ્રતિમાંથી

૧ વિઠ્ઠલનાથ ઇ. સ ૧૫૫૭ ને ૧૫૮૨ વચ્ચે પાંચ વાર ગુજરાતમાં આવ્યા.

૨ Sen: History of Bengali Language and Literature.

ન હોય એવી ભક્તિને સ્પર્શ્યા પણ નથી.[1] તેથી નરસિંહ મહેતાએ વૃંદાવનીય ભક્તિમાંથી પ્રેરણા મેળવી હોવી જોઇએ.

---

૧. આ અભિપ્રાય બાંધ્યા પછી રા નરસિંહરાવે રા આનંદશંકર ધ્રુવનો સંવત ૧૯૯૦ મા લખાયલો લેખ મને વાંચવા આપ્યો આમા આપેલા મુદ્દાઓ ને અભિપ્રાયથી અણધારી પુષ્ટિ મળેલી હોવાથી તે અહીંઆ રજુ કરુ છું –

"હજી નરસિંહની 'જ્વાલા'મા કારણભુત એક સ્ફુલિંગ અવલોકવો રહે છે. નરસિંહ મહેતા 'સુરતસંગ્રામ' ને અંતે લખે છે –

અપભ્રષ્ટ ગિરા વિષે કાવ્ય કેવુ દિસે, ગાય હિંડે ને જ્યમ તીર લાગે,
તેમા કોવિદ કવિ નહિ, વાત કૈં નવી નહિ, ભકત અનુભવા નહીં રે આગે

આ ઉપરથી અનુમાન થાય છે કે નરસિંહ મહેતાએ સંસ્કૃત ગિરામા કોઇક ગ્રંથ જોએલો—જે ઉપરથી પોતાને 'અપભ્રષ્ટ ગિરા'મા આ કાવ્ય રચવાનુ સુઝેલુ એની વાત પણ પ્રાચીન હોઈ ભકત અનુભવીને જાણીતી છે એમ એ કહે છે તપાસ કરતાં, 'સુરત સંગ્રામ' કોઈ પણ સંસ્કૃત ગ્રંથનુ ભાષાંતર હોય એમ તો માલુમ પડતુ નથી–પણ એમાં રાધાની સખીઓના નામ આવે છે એ ઉપરથી કેટલીક કલ્પના થઇ શકે છે. એમાં રાધાની સખીઓમા ચન્દ્રાવલી, વિશાખા, તથા લલિતાનાં નામ છે એ નામ જયદેવના 'ગીતગોવિંદ'મા ઉપલબ્ધ થતાં નથી ચૈતન્યના શિષ્ય રૂપદેવ ગોસ્વામી (રૂપા ગોસાંઇ)ના 'उज्ज्वलनी लमणि' નામના ગ્રંથમાં એ નામ મળે છે.—

तत्र शास्त्रप्रसिद्धास्तु राधा चन्द्रावली तथा ।
विशाखा ललिता श्यामा .. ... ...

અને આ મુળ ઉપરની ટીકામાં જીવ ગોસ્વામી લખે છે કે 'शास्त्र भविष्योत्तर, स्कान्दगतप्रह्लादसंहितादिच'—અર્થાત રાધા, ચંદ્રાવલી, વિશાખા, લલિતા વગેરે શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે; અને એ શાસ્ત્ર તે ભવિષ્યોત્તર પુરાણ, અને સ્કન્દપુરાણાન્તર્ગત પ્રહ્લાદ સંહિતા વગેરે

નરસિંહ મહેતાનુ જીવન ઇ સ. ૧૪૧૪ થી ૧૪૮૦ સુધી ગણાય છે, એટલે ચૈતન્ય સંપ્રદાયના રૂપ ગોસ્વામી જે ઇ. સ. ૧૪૮૮ પછી થયા એમની અસર કલ્પી શકતી નથી. માટે, ભવિષ્યોત્તર આદિ પુરાણમાથી નરસિંહ મહેતાને આ નામ મળ્યા, એમ હવે માનવું પડે છે પણ આ સ્થળે, નરસિંહ મહેતાની તારીખના સંબંધમાં ફરી તપાસ કરવાની અમારા સાક્ષર બંધુઓને વીનતી કરીએ તો ખોટું ગણાય ? રા રા ઇચ્છારામ સુર્યરામ તથા રા બ હરગોવિંદદાસ—એમણે જુનાગઢના નાગરોને પુછપરછ કરીને નરસિંહ મહેતાની તારીખ ઠરાવી છે, પણ એમને હકીકત આપનાર ગૃહસ્થો શા પ્રમાણને આધારે કહે છે અને તે કેટલા મજબુત છે એ વીશે તપાસ થવાની બહુ જરૂર છે. લોકોક્તિ સીવાય અધિક પ્રમાણ ન હોય તો નરસિંહ મહેતાની આજ સુધી મનાતી તારીખમાં થોડાંક વર્ષનો ફેરફાર કરવો ઉચિત છે. કારણ કે ભવિષ્યોત્તર પુરાણના એક ખુણામાંથી નરસિંહ મહેતાને એ નામ મળ્યાં હોય–જે નામ તે વખત સુધીના બીજા કોઇ પણ પ્રસિદ્ધ સાહિત્ય ગ્રંથમાં ઉતરેલા નથી–એમ માનવા કરતા એમના સમયમાં ચૈતન્ય સંપ્રદાયે એ નામ પ્રસિદ્ધિમાં આણ્યાં હતાં અને ત્યાથી એમને એ મળ્યાં એમ

૧૫. શુદ્ધ ભક્તિના ઉદ્ભવ માટે ગુજરાતમાં કૈં સામગ્રી હોય એમ દેખાતું નથી.

(અ) ગુજરાતની વ્યવહારિકતા પહેલેથી ચાલી આવે છે અને કલ્પનાના વિહાર કે પ્રણયની ઘેલછા ગુજરાતી સ્વભાવને ઘણાં રુચતાં આવતાં નથી. અને તેથી બંગીય સાહિત્યમાં જે ભાવની સૂક્ષ્મતા છે તે આપણે ત્યાં નથી.

(આ) મહાયાન બૌદ્ધમતે વિલાસમહોત્સવો કેળવી જે ક્ષેત્ર તૈયાર કર્યું હતું તેવું ક્ષેત્ર ગુજરાતમાં નહોતું. જૈન સાધુઓનું અહીંઆં પ્રાબલ્ય હતું; અને તેમના વૈરાગ્યના આદર્શો બૌદ્ધ ભિક્ષુઓના આદર્શોની માફક કટાઇ

---

માનવું વધારે યોગ્ય લાગે છે. રૂપદેવ ગોસ્વામીનું 'विदग्धमाधव' નાટક છે, એમાં રાધા, વિશાખા અને લલિતાનાં પાત્રો છે. પ્રસ્તાવનામાં સૂત્રધાર કહે છે:—

अद्याह स्वप्नान्तरे समादिष्टोस्मि भक्तावतारेण भगवता श्रीशङ्करदेवेन, यथा—अये......नन्दनन्दनस्य प्रेमभक्तिक्लिष्टहृदयो नानादिग्देशतः साम्प्रत रसिक-सम्प्रदायो वृन्दावनविलोकनोत्कण्ठया केशितीर्थोपकण्ठे समीयिवान् । इहासीत् कालिन्दी-पुलिनवलये रासरभम .—

પ્રસ્તાવનાની તરેહ અન્ય સંસ્કૃત નાટકોના જેવીજ છે; પણ એનો પ્રસંગ પાછળનાં કેટલાંક નાટકોમાં કૃત્રિમ રીતે કલ્પી લેવામા આવતો, તેવો કલ્પિત નહીં હોય, કારણ કે ચૈતન્યે રાસલીલા ગાવા ભજવવાનો ખાસ રીવાજ દાખલ કર્યો હતો, અને તદનુસાર એના અનુયાયીઓ કૃષ્ણલીલાનાં નાટકો ખરેખર ભજવતા હશે એમ લાગે છે. ચૈતન્ય સંપ્રદાયના સાધુઓ આ અથવા આ પ્રકારનું બીજું કોઇ નાટક દેશના જુદા જુદા ભાગમાં ભજવતા હોય, અને નરસિંહ મહેતાના અધ્યાત્મનેત્રે જોએલી અધ્યાત્મરહસ્યરૂપ રાસલીલાની ઉદ્બોધક સ્થૂલ રાસલીલા દ્વારકામાં ભજવાએલા કોઇ નાટકમાં એમણે જોઇ હોય એ સંભવે છે. વિશેષમાં આ વાત પણ ધ્યાન ખેંચે એવી છે કે ઉપરના ઉતારામા શંકર મહાદેવે નાટક ભજવવાની આજ્ઞા કર્યાનું લખ્યું છે, અને એ શંકર મહાદેવનું નામ ટીકાકાર 'गोपीश्वर' આપે છે. અને નરસિંહ મહેતા પણ સાધુના કહેવાથી 'ગોપનાથ' મહાદેવ પાસે ગયા, અને મહાદેવજીએ એમને કૃષ્ણની રાસલીલા દેખાડી: એ બે બાબતો એકઠી મુકીને વિચાર કરવા જેવા છે. કાઠીઆવાડના ગોપનાથ મહાદેવનું નામ પૂર્વોક્ત 'ગોપીશ્વર' ઉપરથી પડ્યું હોય એમ સહજ કલ્પના થઇ આવે છે

ઉપરના સર્વ પુરાવા ઉપરથી મહેતાજીનો ચૈતન્ય સંપ્રદાય સાથે સંબધ થયો હોય એમ શંકા જાય છે, અને મહેતાજીના સમયનો પ્રશ્ન ફરી તપાસ ઉપર લેવાનો કૈંપણ અવકાશ હોય તો એ ફરી તપાસમાં ઉપર જણાવેલો પુરાવો ખાસ ધ્યાનમાં લેવા અમારા સાક્ષર બન્ધુઓને વીનંતી છે. કહેવાની જરુર નથી કે આજ સુધી મનાની આવેલી તારીખ અચળ માલુમ પડે તો ચૈતન્યને બદલે અનિર્દિષ્ટોત્તર પુરાણની કલ્પના કરીને નિર્વાહ કરવામા બાધ નથી."

—'વસંત': વર્ષ ૪, અં ૮. ભાદ્રપદ, ૧૯૬૧.

ગયા નહોતા. શાંકર મતે પાશુપત મતને અંધારામાં નાંખ્યો હતો. ને શક્તિ પૂજા ઘણી લોકપ્રિય નહીં હતી. આ કારણોથી નરસિંહ પછી કોઇ શુદ્ધ ભક્ત થયો નથી. જે સાંપ્રદાયિક ભક્તિ ગુજરાતમાં આવી તે વલ્લભ સંપ્રદાયને લીધે બહારથી આવી. આ બધાં કારણો ઇ. સ. ૧૪૧૪ પહેલાં પણ હતાં. તો બહારની કંઈ પણ અસર વગર માત્ર ભાગવત કે જયદેવના પ્રતાપથી નરસિંહ જેવો ભક્ત પાકે એ અસંભવિત લાગે છે.

૧૬. નરસિંહ મહેતાનાં પદોના ઢાળની છાયા ઇ.સ ૧૪૦૦ થી ૧૫૦૦ સુધીની હાથ લાગેલી પ્રતોમાં મળતા ઢાળ કરતાં પાછળના સમયના કવિઓના ઢાળ પર વધારે પડી છે. ભીમ અને ભાલણના ઢાળો કરતા ઇ સ. ૧૫૭૦-૭૫ માં થએલા ગોપાળદાસના ઢાળો નરસિંહને વધારે મળતા આવે છે.

નંદનંદન રૂપે રાસલીલા કરી, પોતે ન ઇશ્વરી છાની રાખી;
દિવસ એકાદની ઉત્તરા કુંવરપ્રત, વ્યાસ નંદન વિમળ વદન ભાખી

આ પ્રભાતીયાનો ઢાળ એવો આકર્ષક છે કે નરસિંહનાં પદો ૧૪૫૦ ની આસપાસથી ગુજરાતી સાહિત્યમાં સ્થાન પામ્યાં હોય તો તેનું અનુકરણ ૧૦૦ વર્ષ સુધી કેમ લોકપ્રિય નહીં થયું? વિશ્વનાથ જાની એ ઢાળનું અનુકરણ કરે છે, એ નોંધવા જેવી વાત છે.

આ બધાં કારણોથી એમ માનવાનું મન થાય છે કે નરસિંહ મહેતાની કારકીર્દી ઇ. સ. ૧૫૦૦ થી ૧૬૦૦ સુધીમાં હોવી જોઇએ.

અત્યાર સુધી પ્રચલિત માન્યતા એ કારકીર્દીને ઇ. સ. ૧૪૧૪ થી ૧૪૮૦ ની વચ્ચે મુકે છે. આને માટે બે મુખ્ય આધારો છેઃ—

(૧) નર્મદાશંકર, ઇચ્છારામ સૂર્યરામ, અને રા. બ. હરગોવિંદદાસે ભેગી કરેલી કથનીઓ પરથી તે ઇ. સ. ૧૪૧૪માં જન્મ્યા એમ તેઓએ સ્વીકાર્યું છે. આ પ્રમાણ માત્ર સાંભળેલી વાતનું હોઇ નિર્ણય કરવામાં કંઈ મદદ કરતું નથી.

(૨) મળેલી પ્રતમાં હાર આપ્યાની તિથિ સં. ૧૫૧૨ માં આવે છે, એમ નીચેની પંક્તિઓ પરથી મનાય છે:—

સંવત પંદર બારોતરામાં સપ્તમી ને સોમવાર રે,
તેણે દિવસે દામોદરે આપ્યો, મહેતાજીને હાર રે.[1]
× × ×
સંવત પંદર બારોતરા વરખે માગશર સુદ સાતમ સોમવાર રે;
તેણે દિવસ મેહતાજીને, દામોદરજીયે આપ્યો હાર રે.[2]
× × ×
સંવત સત્તર બારોનેરો માગશર સુદ સાતમ સોમવાર રે;
તેણે દિવસ મેહેતાજીને, દામોદરજીયે આપ્યો હાર રે.[3]
× × ×

૧. પ્રા કા. ૧૬૧; ૨. ગુ. વ. સો. ૧૩૭; ૩. ગુ. વ. સો. ૧૫૦

સંવત પંદર બારોત્યરો ચૈત્ર શુદી સપ્તમી સોમવારે;
અતિ આણંદે માલા ગાઇ નરસૈંયો ઉતાર્યો પાર્ય રે.[1]
× × ×
સંવત પંન્નર બારોતરે સપતમી સોમવાર;
વઇસાખા અજુઆલી પખ નરસઇને આપો હાર[2]

જ્યોતિર્વિદ જગજ્જીવન નરભેરામ બધેકા પાસે મેં ગણિત કરાવ્યું[3] તેનું પરિણામ નીચે પ્રમાણે આવે છેઃ—

સં. ૧૫૧૨ માગસર સુદ ૭ શનિવાર
,, ૧૫૧૨ ચૈત્ર સુદ ૭ શુક્રવાર
,, ૧૫૧૨ વૈશાખ સુદ ૭ બુધવાર

એટલે ઉપર આપેલી પંક્તિઓમાં જે વાર આપ્યો છે તે ખોટો ઠરે છે. પણ જો ૧૫૧૨–બારોતેરને બદલે બ્હોત્તેર વાંચવામાં આવે તો વાર આ પ્રમાણે આવે છેઃ—

સંવત ૧૫૭૨ માગસર સુદ ૭ સોમવાર
,, ૧૫૭૨ ચૈત્ર સુદ ૭ મગળવાર

એક દિવસની ભુલ તિથિફેરથી થઇ શકે છે.

એટલે ઉપર આપેલી પ્રતોનો આધાર સં. ૧૫૧૨ ને બદલે સં. ૧૫૭૨ ા સમયનો નિર્દેશ કરે છે.

આ બધાં કારણો ધ્યાનમાં લેતાં નરસિંહ મહેતાનો સમય ઈ. સ. ૧૫૦૦ ો ૧૬૦૦ સુધીનો કહી શકાય, અને એની ભક્તિ વૃંદાવનીય ભક્તિથી ભરી એમ બને. આ હકીકત જો ખરી હોય તો ચૈતન્ય પહેલાં ગુજરાતમાં ુદ્ધ ભક્તિ પ્રગટી એ ગર્વપ્રદ બનાવનું માન આપણને ખિન્ન હૃદયે છોડી વું પડે. પણ આજ હકીકત સ્વાભાવિક છે અને ઐતિહાસિક ઉત્ક્રાંતિને સાનુકૂલ છ. આ મુશ્કેલીભર્યા વિષય પર વધારે શોધ અને વધારે સામગ્રી વિના અજવાળું પાડવું અઘરું છે.

[તા. ક. આ પ્રશ્નની વધુ ચર્ચા માટે, આ લેખને અંતે આપેલુ પરિશિષ્ટ જુઓ.]

૧. બ્રહ્મચારી કૃષ્ણરામની સં. ૧૮૭૧ ની પ્રતનું પદ ૨૧૮; અને કાવ્યસંગ્રહ;
૨ રા. હીરાલાલ પારેખની અપ્રગટ પ્રત
૩. રા. જગજીવન નરભેરામ બધેકાએ કરેલું ગણિત નીચે પ્રમાણે છેઃ—

[ગ્રહલાઘવ–વિલોમ–ગણિતથી.]

સંવત–૧૫૧૨ શક ૧૩૭૭ માગસર શુદી ૭. } શનિવાર
ચક્ર ૫ અહર્ગણ ૩૪૭૨ ઋણ.

સંવત ૧૫૧૨ શક ૧૩૭૮ ચૈત્ર શુદી ૭. } શુક્રવાર.
ચક્ર ૫ અહર્ગણ ૩૩૧૪ ઋણ.

સંવત–૧૫૧૨ વૈશાખ શુદી ૭. } બુધવાર
ચક્ર ૫ અહર્ગણ ૩૨૭૨ ઋણ

સંવત–૧૫૭૨ શક ૧૪૩૭ માગશર શુદી ૭. } સોમવાર
ચક્ર ૦. અહર્ગણ ૧૫૪૮.

સંવત–૧૫૭૨ શક ૧૪૩૮ ચૈત્ર શુદી ૭ } મંગળવાર
ચક્ર ૦. અહર્ગણ ૧૪૩૦ ઋણ

# પ્રકરણ ૧૭ મું

## નરસિંહ મહેતા

(૪ સ ૧૪૧૪ થી ૧૪ ? )
(ઇ સ ૧૫૦૦ થી ૧૬૦૦ ?)

ભાગવતની અસર નરસિંહ મહેતાની બધી કૃતિઓ પર પહેલેથીજ છે અને નરસિંહ મહેતાની કૃતિઓ પર 'ગીતગોવિંદ'ની સ્પષ્ટ છાપ છે 'સુરત સંગ્રામ'માં તેનો આ પ્રમાણે ઉલ્લેખ છે —

'સર્વે નીચું લહ્યું, હા ન કોઇ કહ્યું ઉઠીયો જયદેવો સમય જોઇ,
નરસૈંયો ભણે ઉભિયો મુદિત મને, કૃષ્ણ ભજતા જીણે નાર મોઇ [1]

× × ×

એક જાણો છો ભજની ગોપી, કે રસ જયદેવે પીધો રે,
ઉગતો રસ અવની ઢળતો, નરસૈંયે તાણી લીધો રે [2]

વલ્લભ ને ચૈતન્ય તો નરસિંહ મહેતા પછી થયા રામાનુજ, નિમ્બાર્ક મધ્વ ને રામાનંદની સ્પષ્ટ અસર નરસિંહ પર બીલકુલ દેખાતી નથી

નરસિંહ મહેતાએ શુદ્ધ પ્રેમલક્ષણા ભક્તિ ગાઇ-સંપ્રદાય સ્થાપવા માટે નહીં, પણ માત્ર પોતાનો આત્મા વ્યક્ત કરવા માટે, અને આથીજ એનુ સ્થાન ભાગવતની પ્રેરણા ઝીલનારાઓમા ઘણુ મોટુ છે અને એની કલ્પના 'ગીતગોવિંદ'થી કે વૃંદાવનીય ભક્તિથી ઉત્તેજાઇ હોય, પણ 'ઉગતો રસ અવની ઢળતો એણે તાણી લીધો' એટલુંજ નહી પણ ઘણા રસિક કલાકારો કરતાએ વધારે શુદ્ધ ભક્તિ હૃદયમા ધારી અને પદોમા ગાઇ

એણે ઉપાસના, ઉપદેશ જ્ઞાન ને વૈરાગ્યના પદો લખ્યા છે પણ તે ઘણાંજ થોડા ને અપવાદરૂપ છે, અને તે એની ભક્તિના મધ્યાહ્ન કાલનાં નથી એ તો ચોક્કસ છે તેમા દર્શાવેલા વિચારો દેખાડે છે કે શંકરના જ્ઞાનમાર્ગના સિદ્ધાંતોનો તેને પરિચય હતો, અને પોતાના જીવનમા ત્યાગ અને નીતિ તેણે ઉતારી હતી આ પદોના ભાવ શુદ્ધ અને સસ્કારી છે જ્ઞાન વૈરાગ્ય ને 'નીતિ ભક્તિ'ના એના પરભાતીયા મિશ્ર ભક્તિના સાહિત્યના શિષ્ટ આદર્શો પુરા પાડે છે ગુજરાતીમા એ પ્રકારનુ પાછળથી ઘણુ લખાયુ, પણ એનાથી ઉત્તમ મિશ્ર ભક્તિનુ સાહિત્ય થયુ નથી

એમા માર્દવ ને નિખાલસપણું પ્રધાનપદે છે કવિ હૃદયની નિર્મલતાનુ એમા દર્શન થાય છે એમા એ વૈષ્ણવજન' વ્યવહારમા કેવા નિર્દોષ ને

---

૧ કાવ્યસંગ્રહ સુરતસંગ્રામ પદ ૨૩ મુ
૨ કાવ્યસંગ્રહ, શૃંગારમાળા, પદ ૭ મુ

ભાવનામય ધોરણ સ્વીકારતો તેની ઝાંખી થાય છે; અને 'પીડ પરાઇ જાણનાર', 'પરઉપકારી', 'અંતરવૃત્તિ અખંડ રાખનાર', 'કૃષ્ણ ઉપાસી ને જગથી ઉદાસી' હરિજનના હૃદયની મોહક પીછાણનો લહાવો મળે છે.

તેની ભાષા સરસ છે. મધ્યકાલીન સંસ્કૃત કવિઓની કૃત્રિમ, ઝમકદારી શૈલીની અસર 'સુરતસંગ્રામ' જેવી કૃતિઓ પર છે; પણ આ પદોમાં એ અસર એટલી અસ્પષ્ટ બને છે કે ભાષા ચમત્કારવાળી છે છતાં અર્થ જોડે તાદાત્મ્ય સાધી સુંદર પરિણામ પ્રગટાવે છે. 'જાગીને જોઉં તો જગત દીસે નહીં' એ પદની ભાષાએ કોને મુગ્ધ નથી કર્યા? એ પદોનું સંગીત પણ સુમધુર છે; કલ્લોલતું વહી જાય છે.

એની કૃતિઓમાં શુદ્ધ ભક્તિજ દેખાય છે દરેક પંક્તિમાં સ્વાનુભવનો પ્રબલ ધ્વનિ છે. એની ભક્તિ માત્ર અંગત માનવપ્રેમનું પરિણામ નથી. એણે ખરેખર ગોપી બની કાલ્પનિક કૃષ્ણ જોડે પ્રેમ બાંધી સજીવ સંબંધ બાંધ્યો હતો.

હારમાળા એની કહેવાય છે; અને તે પરથી સ્પષ્ટ દેખાય છે કે એ ત્રીજા પ્રકારની ભક્તિમાં–ભજનિકોની ભક્તિમાં પણ રસ લેતો એટલુંજ નહીં, પણ સ્ત્રીપુરુષોની ભેગી મંડલીમાં માનસિક વિલાસની મોજે અનુભવતાં એને અનેક અપવાદો વેઠવા પડતા હતાઃ

'લંપટ મહેતો લંપટ નારી, લંપટ રંગે રાચે,[1]

×　　　　×　　　　×

અમારી વહુ બેટી બહેન બગડે, તે દુઃખ કોને જઈ કહીએ."

પણ નરસિંહની ભક્તિ ભજનિકની નથી. એમાં ચોથી ભૂમિકાનો તલસાટ છે; ને શ્રીકૃષ્ણની પ્રિયતમા બની તેની જોડે તાદાત્મ્ય સાધવાની પ્રણયઘેલછા છે.

ખરેખરી ગોપી તો ખરેખરા કૃષ્ણને ગમે તેવી ભક્તિથી ભજતી હશે, પણ નરસિંહ–ગોપી તો કાલ્પનિક કૃષ્ણને ભાગવત ને ગીતગોવિંદ બંનેના સત્ત્વ સરખા પ્રણયથી ભજતી. દુનીઆમાં જયદેવ, એબેલાર્ડ ને કલાપી જેવા અનેક સુવિખ્યાત પ્રણયી થઇ ગયા છે; ડાંટે ને ટેમો જેવા કાલ્પનિક વ્યક્તિઓના પ્રણયની ઘેલછામાં ઘુમતા દેખાય છે; મીરાં, ને નોવેલીસ જેવાં અનેક કાલ્પનિક દેવ પાછળ ગાંડાં બનેલાં પ્રેમીઓ જડે છે; મેઘદૂત દ્વારા સંદેશ પાઠવતો યક્ષ ને પ્રિયતમા પાછળ પ્રેમ અર્પતા ફરહાદ અને રોમીઓ નજરે પડે છે. ગુજરાતી નરસિંહનો પ્રેમ કેટલીક બાબતમાં આ બધાથી ભાગ્યેજ ઉતરે છે.

આટલું કહ્યા પછી ગુજરાતી સાહિત્યમાં શુદ્ધ ભક્તિનો પ્રસાર કરનાર આ ભક્તને જરા પણ અન્યાય કર્યા વિના કહેવું જોઇએ કે એના કવનોમાં મીરાંના હૃદયની સરલતા નથી, એનામાં ચંડીદાસની અપૂર્વ કાવ્યમયતા નથી;

---

૧ કાવ્યસમદ' હારમાળા, ક્ષેપક–પદ ૩ જું.

એનામા ચૈતન્યના તીન તલસાટનો કપ નથી, એનામા નામદેવનુ આત્મ વિસર્જન નથી નાગરી નાતની પ્રતિષ્ઠાનો લોભ એનાથી છોડાતો નથી

પણ કલ્પનાની સમૃદ્ધિમા એ શ્રેષ્ઠ છે એનો વિલાસ વૈભવભર્યો છે એનો પ્રણય ભરતી ને રીસામણાંમા માણે છે ઘણી વખત સૂક્ષ્મતાને વીસારી દઈ એના ભાવો તોફાને ચઢે છે, અને જયદેવ જેવા કલાકારની વિલાસી કલ્પનાનુ સ્મરણ કરાવે છે એ પોતે ગોપીજ બની રહે છે —

"મુનિજનનો તેડયો નવ આવે બ્રહ્માદિકને વશ ન થાય રે
એ નરસૈંયો, એજ ગોપી, એક સ્વરૂપ કહેવાય રે"[1]

વળી તે પોતાના પુરુષત્વનો પણ ભોગ આપવા તૈયાર છે –

"પુરુષ પુરુષારથ લીન થયુ માહરુ, સખી રૂપે થયો ગીત ગાવા,
દેહ દિશા સૌ ટળી, ગોપીમા ગયો મળી, દુતી થયો માનનીને મનાવા,
એવે મે ભાવ રસભેદના જાણીઆ, અનુભવના રસબસ થાતા"[2]

એ પોતાનો સબધ હમેશા સ્પષ્ટ રીતે કહે છે:–

છોગાળો ને છેલ છબીલો, જેણે વિશ્વ કૃતારથ કીધો
જેણે જેવા દીઠો તેવો ગાયો, મે રસિક રગી ગાયો રે[3]

અને તે ગર્વથી ઉચ્ચારે છે:

"રાધાની સગે હોય લેતો, તે મારે હૃદયે સમાયો,"[4]

એ 'લટકાળા છબીલા નાથને પ્રેમે પેખી રહે છે' ને કહે છે —

'નરસૈંયાનો સ્વામી અમોલિક રતન, અન્ય તૃણવત્ લેખુ છુ રે'[5]

પ્રણયીની ઘણી દશા તે અનુભવી શકે છે ને અદ્‌ભુત શબ્દોમા બહાર પાડે છે તે રીસાય છે, મનાય છે, ભાંડે છે, મહેણા મારે છે, વીનવે છે, ધુળ ચાટે છે, તીરસ્કારે છે

પ્રીતની રીત ત્રૈલોકયમા સાર છે, શુ કરુ શામળા જો વિચારી
સાચુ જૂઠુ જગદીશ જાણો તમો, પ્રીતની રીત તો અપરી ભારી
શકર સ્વામીએ દીન જાણી મને, હરિગુણ ગાવાની ટેવ પાડી,
વિવિધ વિલાસ ગાયા મે ગોવિંદના, ભક્તિભાવ ભૂલ્યો શુ હુ અનાડી
તે દિનનો મે તો તુજને આરાધિયો, સાધિયો શુદ્ધ કરી મન સાથે,
આજ વેળા પડી આવ ઉતાવળે, ભનાઇ ભૂધરા કર રહીને માથે,
મારુ તો બળ નથી, ઝાઝુ શુ કહુ કથી, તુજ થકી થાશે તેજ થાશે,
ભણે નરસૈયો જો જીવ મારો જશે, વળતી ગુણ તાહરા કોણ ગાશે[6]

× × ×

---

૧ કાવ્યસગ્રહ હારમાળા, પદ ૧૨૯ મુ
૨ ,, સામળદાસનો વિવાહ, પદ ૩ જુ
૩ ,, હારમાળા, પદ ૨૦ મુ
૪ ,, ,, ,,
૫ ,, , પદ ૫૨ મુ
૬ ,, , ,, ૧૧૩ મુ

ગોકુળ માંહે તું ગાળ ખાતો ફરે, નવનીત આહીરનાં લેતો ચોરી,
ચંચલ ચોર તું મુખ નથી બોલતો, હજી અમો લાજ રાખું જ તેરી
બહુ પેર ગોપીએ લાડ લડાવીઓ, અન્ન આહીરનું જોતો ચાખી,
નટવાની પેર તું નૃત્યલીલા કરે, તે નારસૈંયો રહે છે રે સાખી. ૧

એનામાં માત્ર પ્રણયીની ઘેલછા છે એમ નહી. પ્રણયીના અંતરનું માર્દવ પણ એનામાં છે. ચાતુરી છત્રીસી એની એક સર્વાંગસુંદર કૃતિ—અને ગુજરાતીમાં એક અદ્દ્ભુત કૃતિ માનવાનું મન થાય છે. તેની પંક્તિએ પંક્તિમાં સૂક્ષ્મ ઊર્મિઓના મૃદુ અને આલ્હાદક ભાવો છે. આખી કૃતિમાં અવર્ણનીય પ્રેમ નીતરે છે—આડંબરી ભક્તિ નહી; નમુના તરીકે નીચેની ચાતુરીમાં રહેલા પ્રણયકથનની જોડ સાહિત્યમાં મળવી કઠણ છે.—

મારી વિનતડી અવિધાર, નારી નીહાળી રે;
મારા નાથ તણો અપરાધ, મ જોરો વાળી રે.
તુ તો હસીને ઘુંઘટડો છોડ, વદન રસાળી રે;
અંગો અંગે અમૃત સીંચે છે, વર વનમાળી
શરણ નહીં શામળીયો કોને, સર્વાંગે તું જ ટાળી રે;
તું તો જઈને રૌલએ પોઢ, હરિ આપીરા સંભાળી રે.'

વલણ.

હરિ આપીરા જમણે હાથ, જાણે તેમ કરજે રે,
તારા મનના હોયે મોદ, તેમ ધિર ધરજે રે.
ન દૂભાય નાથ લગાર, તેમ આચરજે રે;
તુજ પાસેથી ક્યાંહી ન જાય, એમ અનુસરજે રે,
ભણે નરસૈંયો સકળ સાહેલડી, હરખે હૈડાં ભરજે રે;
પ્રભુ અંતરજામી નાથસંગ, પ્રેમે તે રંગે રમજે રે.૨

નોવેલીસ જેવા ભક્તની સૂક્ષ્મ ને અપાર્થિવ થયેલી કલ્પનાથી એની કલ્પના જુદી છે; રુષ્ટપુષ્ટ છે. પરિણામે એની વિલાસવૃત્તિ સબળ છે—સર્વાંગે ભરત છે. એમાં અપવાસીયા નિર્માલ્યતા નથી—પણ એની આહીરડીની માફક એ 'તાતીમાતી' છે.

એની રાધિકાનો ગર્વ ને મીજાજ ઓર છે. તેની બહાદુરી પણ તેવીજ છે, અને એના વિલાસની સીમા નથીઃ—

એમ ઠરાઈએ, એથી ન હારીએ, પણ લીધું તે તમે પૂર્ણ કરજો,
ક્રોધાંધ થઇ ભાખતી, શરપણું દાખતી કંદર્પ રાસ્ર મારી એનો દર્પ હરજો
પલાશનું ફુલ શું, રાતું દુહુલ શુ, જાણે અધિક એથી મદે રાતી બાળી,
જીતીએ એહને, ટાળી સંદેહને, પણ એકદા કહેણ મોકલીએ રે આલી ૩

૧ કાવ્યસંગ્રહઃ હારમાળા, પદ ૯૧ મું.
૨ ,, ચાતુરી છત્રીસી, ચાતુરી ૧૧ મી.
૩ ,, સુરતસંગ્રામ, પદ ૧૧ મું.

એના ભાવો ઘણા મધ્યકાલીન અનેક સંસ્કૃત કવિઓથી ચઢીઆતા છે, પણ સર્વોત્તમ પ્રકારના કહી શકાતા નથી વિરહઘેલી ગોપીનું આક્રંદ તે સુંદર રીતે શરુ કરે છે

આણી વાટડીએ ગયા વનમાળી રે, બાઇ મારી બહેનડીઆ,
કોણે દીઠડો હોય તો દેખાડો રે, સખી સાહેલડીઆ ૧
મેહેરામણુ ન દીઠડે આએ પ્રાણ રે, બાઇ મારી બહેનડીઆ,
અને પાઓયે પદ્મ એ ધાણુ રે, સખી સાહેલીઆ ૨
વૃંદાવન માંહે રાસ રમતા, ચતુર્ભુજે અક્ષ મીચાવી રે,
અંતર્ધ્યાન થયા ધરણીધર ગયો વીઠ્ઠલ મુને વાહી રે બાઇ૦ ૩
ગોપી કહે ગિરિ તરુવર જાઇશું સજ થાઓ બીજ નારી રે,
ગુણનિધાન ગિરિધરને જોઈશું, મહી સ્થળ હશે મોરારી રે બાઇ૦ ૪

પણ આ ભાવોને ઉત્તરોત્તર વધતી સૂક્ષ્મતા પર એનાથી લઇ જવાતા નથી આ સરસ પંક્તિઓ આખરે નીચેની નિરસ ટુંકોમા વિરમે છેઃ—

સોળ શણગાર સજ્જને શ્યામા, એને નાકે તે નિરમળ મોતી રે,
કનક દીવી કર સાહીને સુંદરી, એને હીંડે વન વન જોતી રે બાઇ૦ ૫
પુછતી હિંડે કલ્પદ્રુમ વેલી, તરુઅર તાલ તમાલ રે,
હરિ હરિ કરતી નયણે જળ ભરતી, કોણે દીઠડો ન દજ્જનો લાલ રે બાઇ૦ ૬
વળવળતી વનિતા દેખીને, આવીયા અંતરજામી રે,
ભને મળ્યો નરસૈયાનો સ્વામી, ગોપી આનંદ પામી રે[1] સખી૦ ૭

સંપૂર્ણ કોઇ હોતુ નથી, ને શુદ્ધ પ્રણયની સોનેરી થાળમા એક લોઢાની મેખ દેખાય છે કોઇક વખત ભક્ત કે પ્રણયીને ન છાજે એવા પ્રતિષ્ઠાના અને દુનીઆદારી શોભાના ક્ષુદ્ર ભાવોથી તેની કૃતિઓ કલંકિત થાય છે આ કલંકથી ચાતુરી છત્રીસી ને રાસ સહસ્રપદીના કર્તાની શુદ્ધ ભક્તિને અદ્ભુત રસિકતાથી મુગ્ધ થયેલા વાચકને આઘાત થાય છે.

પુત્રનુ પગરણુ શોભાવવા ભક્તવત્સલ પ્રભુને રીઝવવાનો તલસાટ અનુભવવો, ઉત્તેજીત કલ્પનાથી રુક્મિણીને કૃષ્ણને કહેતા સાંભળવા 'ભગત નરસૈંયાની ભીડ ભાંજો જઇ, નાગરી નાતમાં થાય મોટા,' અને પોતાની ભક્તિ ને સંસારના કાટલાં બનાવી દીક્ષિતના મુખમા શબ્દ મુકવાઃ

"નરસૈંયાને સમતોલ કોઇ છે નહીં, નાગરી નાતમા જોતાં જોડે,
મદન મહેતો પણ કાણુ તાંહાં આપડો, એહ સરખા પણ નાવે જોડે"[2]

આવી નાનકડી પ્રતિષ્ઠાભુખ જો આપણે વ્યવહારુ ગુજરાતીઓ ન હોઇએ તો આપણને ખુચ્યા વગર નહી રહે પણ નિર્બળતા કોને નથી હોતી?

૧ કાવ્યસંશોધન રાસ સહસ્રપદી, પદ ૧૦૮ મુ
૨ ,, સામળદાસનો વિવાહ, પદ ૧૪ મુ

ગુજરાતના આ ભક્તશિરોમણિની કારકીર્દી ભક્તિ સાહિત્યના ઇતિહાસમાં અમર સ્થાન ભોગવે છે એ તો નિઃસંદેહ છે

ભાગવતની પ્રેરણાથી ઉદ્ભવેલી શુદ્ધ ભક્તિની અસર ગુજરાતમા આ કવિ પછી ઝાઝી થઇ નથી; અને સાહિત્યના સર્જનનો ઇજારો પંડિત ને પુરાણી ભાલણના હાથમાં રહ્યો દેખાય છે.

આ યુગમાં શુદ્ધ ભક્તિનો પ્રવાહ આગળ ન વધ્યો એનાં કારણો અનેક છે. ત્યાગવૃત્તિ સેવતા જૈન સાધુઓનું જોર કેટલાક પ્રદેશોમાં મજબુત હતું અને એ સાધુઓએ વૈરાગ્યના આદર્શો એવી સારી રીતે સાચવ્યા દેખાય છે કે જૈનોમાં બૌદ્ધોના જેવો ક્ષુદ્ર વિલાસ દાખલ થયો નહીં; વિલાસ-મહોત્સવો પેદા નહીં; અને શુદ્ધ ભક્તિના ઉદ્ભવ માટે જોઇતુ વાતાવરણ ઉભું થયું નહીં. બ્રાહ્મણોમાં શૈવમત પણ પ્રબળ હતો; અને ક્યાં તો શંકરના અનુયાયીઓ પાશુપત સંપ્રદાય પ્રમાણે ઉપાસના કરતા કે શંકરાચાર્યના મત પ્રમાણે જ્ઞાન-માર્ગે જતા. ધર્મધુરંધર બ્રાહ્મણોનુ ઘણુ જોર નહોતુ. અને 'સંસારી રસ' છેક સુકાયો નહોતો અને આ ઉપરાંત ગુજરાતી સ્વભાવમાં વ્યવહારિકતા, અને વ્યાપારીવૃત્તિનું પ્રાબલ્ય એટલું લાગે છે કે વિશુદ્ધ પ્રણય કે ભક્તિના તલસાટ પાછળ ઘેલા થવાની શક્તિ ખીલી નહોતી. આ બધાને પરિણામે ચંડીદાસ સમો પ્રણયી કે ચૈતન્ય સમો ભક્તશિરોમણિ પાકે એવી સાનુકૂલ પરિસ્થિતિ હતી નહીં

---

## પ્રકરણ ૧૮ મું

### રુદ્રસંપ્રદાય–પુષ્ટિમાર્ગ

આ સમયની પહેલાં કોઇ એક વિષ્ણુસ્વામી થયા તેમનુ અસ્તિત્વ અસ્પષ્ટ દંતકથાઓમાં લપાઇ રહ્યુ છે,[1] અને વલ્લભને મહત્તા આપવા તેમના અનુયાયીઓએ શુદ્ધાદ્વૈત મતના આદ્ય પ્રચારકને વીસારી દીધા છે. તેમનાથી છઠ્ઠા આચાર્ય વલ્લભ થયા એમ મનાય છે, પણ એ માન્યતા પાયાદાર લાગતી નથી

વલ્લભાચાર્ય ઇ. સ. ૧૪૭૯ મા થએલા પ્રયાગવાસી તેલંગણ બ્રાહ્મણ દીક્ષિત લક્ષ્મણ ભટ્ટના પુત્ર થાય. એમની વિદ્વત્તા તે વિદ્વત્તાના જમાનામા પણ અગાધ હતી, અને એમણે વિજયનગરથી વારાણસી સુધીના ઘણા સ્થળોમાં સભાઓ જીતી[2] કાશીમાં થએલો વિરોધ ન વેઠાયાથી એમણે પર્યટણ આરંભ્યુ. ગુજરાતમાં તે સારી પેઠે ઘુમ્યા એમ એમના સંપ્રદાયના સાહિત્ય પરથી લાગે છે

---

૧ ભક્તમાલ

૨ Tellivala Introduction to Siddhant Rahasya

દીક્ષા આપતી વખતે આચાર્ય શિષ્યના કાનમાં 'શ્રીકૃષ્ણ શરણં મમ' ઉચ્ચારી તેને પોતાનો કરે છે; અને આત્મનિવેદનથી શિષ્ય ગુરુને સર્વ સમર્પણ કરે છે. આત્મનિવેદનનો મંત્ર આ પ્રમાણે છેઃ—

ॐ श्रीकृष्णः शरणं मम सहस्रपरिवत्सरमितकालजातकृष्णवियोगजनिततापक्लेशानन्ततिरोभावोऽहं भगवते कृष्णाय देहेंद्रियप्राणान्तःकरणतद्धर्मांश्च दारागारपुत्राप्तवित्तेहपराण्यात्मनासह समर्पयामि दासोऽहं कृष्ण तवास्मि ॥ १ ॥[1]

વિઠ્ઠલનાથે જ્યારે બાપના મતને સંપ્રદાય બનાવ્યો ત્યારે આ બે સિદ્ધાંતો તેના સ્તંભરુપ થયા; અને આચાર્ય તેજ શ્રીકૃષ્ણ, અને શરણ તેનુંજ ને સમર્પણ પણ તેનેજ–એ બે વસ્તુ સહેલાઇથી સ્વીકાર્ય થઇ પડી. ભક્તિ શુદ્ધને બદલે સાંપ્રદાયિક, પ્રણાલિકાગ્રસ્ત થઇ; અને સહજીયા પંથના સિદ્ધાંતો શુદ્ધ સ્વરુપ સ્વીકારી વૈષ્ણવ મતમાં પેઠા.

વલ્લભના મોટા પુત્ર મરતાં વિઠ્ઠલનાથજી ગાદીપર આવ્યા. તેમણે શિષ્યો કરી કંઠી બંધાવવા માંડી. તે પ્રખર વિદ્વાન હતા એટલુંજ નહીં પણ વલ્લભ મતના આચાર્યપદને રાજ્યાસન બનાવવાની એમનામાં શક્તિ હતી. પુષ્ટિમાર્ગમાં રસ કે માન કે વૈભવના ત્યાગનો તો સ્વાલ હતોજ નહીં; એટલે આ આચાર્યપદ વૈભવાન્વિત સિંહાસન થઇ રહ્યું.

તે ૭ વખત ગુજરાતમાં આવ્યાઃ (૧) પ્રથમ અડેલથી ગુજરાત પધાર્યા; (૨) સંવત ૧૬૧૩ માં પુનઃ અડેલથી ગુજરાત પધાર્યા; (૩) સંવત ૧૬૧૯ માં ગઢાથી પધાર્યા; (૪) સંવત ૧૬૨૩ માં મથુરાજીથી પધાર્યા; (૫) સંવત ૧૬૩૧ માં શ્રી ગોકુલથી પધાર્યા; (૬) સં. ૧૬૩૮ માં પધાર્યા. એ પ્રમાણે ૭ વાર ગુજરાત પધાર્યા[2]–દ્વારકાધીશનાં દર્શન કરવા. આખરે સં. ૧૬૨૮ માં ગોકુલમાં સ્થાયી થઇ વસ્યા અને ગોકુલ ગોસાંઇ કહેવાયા.

આવા પ્રકારની પ્રવૃત્તિથી શુદ્ધભક્તિ ન જ વિકસે એ સ્પષ્ટ છે. જે સ્થૂલ સ્વભાવના હોય તે 'આચાર્યજી મહાપ્રભુજી'ને ગોકુળેશ માની તેની સેવામાંજ સિદ્ધિ માને; જે વિલાસી હોય તે વિલાસવૃત્તિને સંતોષવામાં આનંદ માને અને તેને કચરી ભક્તિનો તલસાટ અનુભવવાની તેને તક મળે નહીં; જે સૂક્ષ્મ સ્વભાવના ભજનિક હોય તેને વિલાસી પામરની પૂજા અકારી લાગે; જેને પોતાનું હૃદય શુદ્ધ ભક્ત થવા પ્રેરતું હોય તે તો આવા પંથમાં ઉભા રહી શકેજ નહીં.

---

૧. "ॐ શ્રી કૃષ્ણ મારું શરણ છે કૃષ્ણનો હજાર વર્ષથી વિયોગ સહન કરવાથી અત્યંત દુઃખ અને ક્લેશ સહન કરતો એવો હું ભગવાન કૃષ્ણને મારું શરીર, ઇન્દ્રિયો, પ્રાણ, અંતઃકરણ, અને તેની વૃત્તિઓ, તેમજ મારી સ્ત્રી, ઘર, કુટુંબ, મીલકત અને મારી જાત–એ બધાંને સમર્પણ કરું છું. હે કૃષ્ણ! હું તારો દાસ છું."

૨. ગોસ્વામી શ્રીમદ્વિઠ્ઠલનાથ પ્રભુચરણવિરચિત 'વિદ્વન્મંડન' ગ્રંથના ગુજરાતી અનુવાદનો ઉપોદ્ઘાત, પૃ. ૧૧; અનુવાદક તથા પ્રકાશકઃ રા. નાનુલાલ ગાંધી.

એ વાતમા ઐતિહાસિક વસ્તુ કેટલુ છે તે હજી નક્કી થયુ નથી આ પર્યટણમા સુરત ભરુચ મોરબી નવાનગર ખભાળીયા પિડતાર, ડાકોર, દ્વારકા, જુનાગઢ, પ્રભાસ નરોડા ગોધરા વગેરે સ્થળે જઇ આવ્યા એમ મનાય છે [1]

ત્યાથી વ્રજ આવી ઇ સ ૧૫૫૬ માં તેમણે શ્રીનાથજીની સ્થાપના કરી ઇ સ ૧૫૭૬ મા પૂરણમલ નમા મોટુ મદિર બધાવી ત્યા શ્રીનાથજીને પધરાવ્યા સન્યસ્ત લીધા પછી થોડા વખતમા તે ગુજરી ગયા

વલ્લભ પ્રખર વિદ્વાન હતા અને પ્રચલિત પ્રણાલિકા પ્રમાણે તેમણે સભાઓ જીતી મદિર બધાવ્યા ને થોડાક વિદ્વાનો ને થોડાક ધનાઢ્યોની ભક્તિને પાત્ર થયા પણ પોતાના જીવનમા તેમણે નવો સપ્રદાય સ્થાપ્યો નથી તેમ પોતાને શ્રીકૃષ્ણ કલ્પ્યા નથી એ પોતે કહે છે इति कृष्णदासस्य वल्लभस्य हित वच એમના પછી વિઠ્ઠલેશ્વર એમને પહેલી વાર ઇશ્વરનુ રૂપ આપે છે वस्तुत कृष्ण एव 'भावी न भूतात्यपि તેમજ એમના હસ્તાક્ષરમા એક લેખ છે તેમા તે વિષ્ણુસ્વામી માટે આ પ્રમાણે લખે છે —[2]

'શ્રીમદ્ વિષ્ણુસ્વામીની મર્યાદા (સિદ્ધાતો) ના અનુયાયી વલ્લભ અવન્તિકા (ઉજ્જૈન) ના નરોત્તમનુ પુરોહિત (કુટુબના ગોર) તરી સન્માન કરે છે (સ્વીકારે છે) સવત ૧૫૪૬ ના ચૈત્ર સુ ૧ (તા ૨૨ માર્ચ ૧૪૯૦)

શ્રી હરિ

મહાન આચાર્ય (વલ્લભે) (આ) લેખપત્ર (દસ્તાવેજ) (નરોત્તમને) કરી આપેલ છે'

વલ્લભ પડિત હતા, ભક્ત નહોતા એમના પોતાના અતરમા ચૈતન્ય તો શુ પણ સનાતન ને રૂપનો તલસાટ કે દૈન્ય નહોતા ચૈતન્ય તેમને મળ્યા તેનો વૃત્તાત ચૈતન્યના એક શિષ્યે લખેલો,[3] અને બીજો એમના સપ્રદાયીએ પ્રગટ કરેલો[4] તે વાચ્યા પછી તે આત્મસતોષી જ્ઞાની હતા પ્રણયઘેલા ભક્ત નહોતા એમ સ્પષ્ટ લાગે છે

ખરુ જોતા વલ્લભના પ્રયત્નો પ્રચલિત પ્રેમલક્ષણા ભક્તિનો ઉપયોગ કરી તેને પોતાની વિદ્વત્તાનુ ધ્યેય કરવા તરફ દોરાયા લાગે છે આ પ્રયત્નો સફળ કરવા બે સિદ્ધાતો તેમણે સ્વીકાર્યા ૧ શરણ મત્રોપદેશ ૨ આત્મનિવેદન

૧ ચોરાશી બેઠકે ચરિત્ર
૨ આ લેખ અમ ૯ છે એની છબી ને તરજુમો રા ત્રિકમદાસ દ્વારકાદાસ પાસેથી મને મળ્યા
૩ ચરિતામૃત Chaitanya and his age p 240
૪ શ્રી વલ્લભાચાર્યજીકી નીજવાર્તા

દીક્ષા આપતી વખતે આચાર્ય શિષ્યના કાનમાં 'શ્રીકૃષ્ણ શરણં મમ' ઉચ્ચારી તેને પોતાનો કરે છે; અને આત્મનિવેદનથી શિષ્ય ગુરુને સવ સમર્પણ કરે છે. આત્મનિવેદનનો મંત્ર આ પ્રમાણે છેઃ—

ૐ श्रीकृष्णः शरण मम सहस्रपरिवत्सरमितकालजातकृष्णवियोगजनिततापक्लेशानततिरोभावोहं भगवते कृष्णाय देहेंद्रियप्राणांत:करणतद्धर्मांश्चदारागारपुत्राप्तवित्तेहपराण्यात्मनासह समर्पयामि दासोहं कृष्ण तवास्मि ॥ १ ॥[1]

વિઠ્ઠલનાથે જ્યારે બાપના મતને સંપ્રદાય બનાવ્યો ત્યારે આ બે સિદ્ધાંતો તેના સ્તંભરુપ થયા; અને આચાર્ય તેજ શ્રીકૃષ્ણ, અને શરણ તેનુંજ ને સમર્પણ પણ તેનેજ—એ બે વસ્તુ સહેલાઇથી સ્વીકાર્ય થઇ પડી. ભક્તિ શુદ્ધને બદલે સાંપ્રદાયિક, પ્રણાલિકાગ્રસ્ત થઇ; અને સહજીયા પંથના સિદ્ધાંતો શુદ્ધ સ્વરુપ સ્વીકારી વૈષ્ણવ મતમાં પેઠા.

વલ્લભના મોટા પુત્ર મરતાં વિઠ્ઠલનાથજી ગાદીપર આવ્યા. તેમણે શિષ્યો કરી કીર્તિ બધાવવા માંડી. તે પ્રખર વિદ્વાન હતા એટલુંજ નહીં પણ વલ્લભ મતના આચાર્યપદને રાજ્યાસન બનાવવાની એમનામાં શક્તિ હતી. પુષ્ટિમાર્ગમાં રસ કે માન કે વૈભવના ત્યાગનો તો સવાલ હતોજ નહીં; એટલે આ આચાર્યપદ વૈભવાન્વિત સિંહાસન થઇ રહ્યું.

તે ૭ વખત ગુજરાતમાં આવ્યાઃ (૧) પ્રથમ અડેલથી ગુજરાત પધાર્યા; (૨) સંવત ૧૬૧૩ માં પુનઃ અડેલથી ગુજરાત પધાર્યા; (૩) સંવત ૧૬૧૯ માં ગઢાથી પધાર્યા; (૪) સંવત ૧૬૨૩ માં મથુરાજીથી પધાર્યા; (૫) સંવત ૧૬૩૧ માં શ્રી ગોકુલથી પધાર્યા; (૬) સં. ૧૬૩૮ માં પધાર્યા. એ પ્રમાણે ૭ વાર ગુજરાત પધાર્યા[2]—દ્વારકાધીશનાં દર્શન કરવા. આખરે સં. ૧૬૨૮ માં ગોકુલમાં સ્થાયી થઇ વસ્યા અને ગોકુલ ગોસાંઇ કહેવાયા.

આવા પ્રકારની પ્રવૃત્તિથી શુદ્ધભક્તિ નજ વિકસે એ સ્પષ્ટ છે. જે સ્થૂલ સ્વભાવના હોય તે 'આચાર્યજી મહાપ્રભુજી'ને ગોકુલેશ માની તેની સેવામાંજ સિદ્ધિ માને; જે વિલાસી હોય તે વિલાસવૃત્તિને સંતોષવામાં આનંદ માને અને તેને ખરી ભક્તિનો તલસાટ અનુભવવાની તેને તક મળે નહીં; જે સૂક્ષ્મ સ્વભાવના ભજનિક હોય તેને વિલાસી પામરની પૂજા અકારી લાગે; જેને પોતાનું હૃદય શુદ્ધ ભક્ત થવા પ્રેરતું હોય તે તો આવા પંથમાં ઉભા રહી શકેજ નહીં.

---

૧. "ૐ શ્રી કૃષ્ણ મારું શરણ છે. કૃષ્ણનો હજાર વર્ષથી વિયોગ સહન કરવાથી અત્યંત દુઃખ અને ક્લેશ સહન કરતો એવો હું ભગવાન કૃષ્ણને મારું શરીર, ઇન્દ્રિયો, પ્રાણ, અંતઃકરણ, અને તેની વૃત્તિઓ, તેમજ મારી સ્ત્રી, ઘર, કુટુંબ, મીલકત અને મારી જાત—એ બધાંને સમર્પણ કરું છું. હે કૃષ્ણ! હું તારો દાસ છું."

૨. ગોસ્વામી શ્રીમદ્વિઠ્ઠલનાથ પ્રભુચરણવિરચિત 'વિદ્વન્મંડન' ગ્રંથના ગુજરાતી અનુવાદનો ઉપોદ્ઘાત, પૃ ૧૧; અનુવાદક તથા પ્રકાશકઃ રા. નાનુલાલ ગાંધી.

પુષ્ટિ માર્ગના દશ મર્મ આ પ્રમાણે છે —

૧. આશરો એક શ્રી વલ્લભાધીશનો રાખવો,
૨ માનસી રીતની મુખ્ય સેવાનું વ્યસન રાખવુ;
૩ લોક તથા વેદને તજીને ગોપીશને શરણે જવુ;
૪ દૈન્યથી ને ખુશીથી ગુણ ગાવા,
૫ વ્રજની સ્ત્રી છુ, એવો ભાવ મનમા રાખવો,
૬ કૃષ્ણના નામનું સ્મરણ કરતા રહેવું,
૭ એક પળ પણ તેની આજ્ઞા ન તોડવી,
૮. તેના કૃત્ય તથા વચન ઉપર વિશ્વાસ રાખવો,
૯ ભગવતી જાણીને કોઇનો સત્સગ કરવો;
૧૦ દોષ કોઇનો ન જોવો અને સાચુ બોલવુ,

ગુરુનેજ ઇશ્વર ગણવાનો સિદ્ધાત ગોકુળનાથજીએ આ પ્રમાણે કહ્યો —

"જે કોઇ પોતાના દીલમા ક્રોધ કરીને પોતાના ગુરુની નિંદા કરે છે, અને પોતાના ગુરુ વીશે કડણુ શબ્દ વાપરે છે, તે મુગો થાય છે, અને ત્યાર પછી તે સર્પનો જન્મ પામે છે ત્યાર પછી તે ઝાડનો જન્મ પામે છે, અને તે પછી તે (ભુત), પ્રેત થાય છે"

વિલાસમહોત્સવોને શુદ્ધ કરી તેને રાસલીલા તરીકે સ્થાન મળ્યુ, અને આચાર્યને કૃષ્ણ માની તેમને માટે આ પ્રમાણે કહેવાયુ.—

"આચાર્ય (અથવા મહારાજ) નુ બીજુ નામ 'શ્રીપ.' કરીને છે તેનો અર્થ 'પ્રિય' એટલે ઘણી સ્ત્રીઓનો ભરથાર કરીને સમજવો

"આચાર્ય (અથવા મહારાજ) નુ બીજું નામ 'રાસલીલામહોદધિ' એટલે રાસલીલાનો સાગર

"આચાર્ય (અથવા મહારાજ) નુ ત્રીજુ નામ 'રાસલીલૈક તાતપ્રિય' એટલે એવો પુરુષ કે જેની મુખ્ય મતલબ રાસલીલા કરવાની છે"[1]

તેમજ ગોકુળનાથજીની સિદ્ધાતરહસ્ય પરની ટીકામા આ પ્રમાણે છે—

तस्मादादौ स्वोपभोगात्पूर्वमेव सर्ववस्तुपदेन भार्यापुत्रादीनामपि समर्पण कर्तव्य विवाहानन्तर स्वोपभोगे सर्वकार्ये सर्वकार्यनिमित्त तत्कार्योपभोगिवस्तुसमर्पण कार्य समर्पण कृत्वा पश्चात्तानि तानि कार्याणि कर्तव्यानीत्यर्थ ॥[2]

---

૧ 'વીઠલેશરત્નવિવરણ તથા સર્વોત્તમ'માથી

૨ તેટલા વાસ્તે પ્રથમ આપણે આપણાં સ્ત્રીછોકરાંનો ઉપયોગ કરીએ તેની અગાઉ તે અર્પણ કરવાં જોઈએ, કારણ કે સર્વ વસ્તુ (અર્પણ કરવી) એમ કહ્યુ છે લગ્ન થયા પછી સ્ત્રીનો ઉપભોગ આપણે કરીએ તેની અગાઉ તે અર્પણ કરવી, એવી મતલબથી કે તે આપણા પોતાના કામમા આવે એ પ્રમાણે પુત્રના જન્મ પછી પુત્ર પૌત્રાદીકને અર્પણ કરવા જોઇએ સર્વ પ્રસગે અને સર્વ પ્રસગના કારણને લીધે તે પ્રસગે દરેક વસ્તુ વાપરવી હોય તે અર્પણ કરવી જોઇએ અર્પણ કર્યા પછી સર્વ કાર્ય કરવા

આદિ ગોકુળ ગોસાંઈઓએ અધમાચાર પ્રવર્તાવ્યો[1] એ આક્ષેપ ગેરવાજબી છે; એમણે તો પ્રચલિત પ્રણાલિકાને તત્ત્વજ્ઞાનની મદદથી વિશુદ્ધ કરવાના પ્રયત્નો આદર્યા લાગે છે. એમના પ્રયત્નોથી ભક્તિએ વિલાસમહોત્સવનું રૂપ છોડી ભજન મંડલીનું રૂપ લીધું. જે અસંસ્કારી હતા તે તો વૈષ્ણવ સંપ્રદાયમાં પણ ગુરુસમર્પણ કર્યાજ ગયા.

આવા પંથના અનુયાયીઓ વિલાસોત્સુક મનોદશા ને શૃંગારરસિક કાવ્યોમાંજ પોતાનાં અંતરો વ્યક્ત કરી શકે તેમાં કલા હોય—ઘણી વખત નિર્લજ્જ શૃંગારને વશ થયેલી. કોઇક ઠેકાણે માનવ પ્રેમનો ધ્વનિ હોય; પણ ખરી શુદ્ધ-ભક્તિ કે ઉપાસના કે જ્ઞાનભક્તિ તો હોતીજ નથી; અને પરિણામે આ સાહિત્યમાં ભાવનાત્મક જ્યોત જડવી મુશ્કેલ પડે છે.

વિઠ્ઠલનાથજી ગુજરાતમાં આવ્યા ત્યારે અસારવા ગામમાં વલ્લભાચાર્યના શિષ્ય ભાઈલા કોઠારીને ત્યાં ઉતર્યા; અને પોતાનું ચાવેલું પાન તેના મુગા જમાઇ ગોપાળદાસના મોંમાં મુકી તેને બોલતો કર્યો. તે ગોપાળદાસ કવિ થયા (ઇ. સ. ૧૫૭૦ થી ૧૫૭૫) અને 'વલ્લભાખ્યાન' ને 'ભક્તિપિયૂષ' નામના ગ્રંથો રચ્યા. વલ્લભાખ્યાન પર વ્રજભાષામાં ટીકા થઇ છે.[2]

'વલ્લભાખ્યાન' વિઠ્ઠલનાથનું મહીમાગાન છે. એમાં વિઠ્ઠલનાથના ભભકાથી અંજાયેલો ભક્ત એમને કૃષ્ણરૂપે વર્ણવે છે; આ સંપ્રદાય કયા પ્રકારનું સાહિત્ય પ્રગટાવે છે તેનો ખ્યાલ આપે છે; અને કાલ્પનિક કૃષ્ણ વેરે વરેલા ચૈતન્ય ને નરસિંહ અને મનુષ્યાવતારી આચાર્યજીને વરેલા સાંપ્રદાયિક ભક્ત વચ્ચેનો આસમાન જમીનનો ફેર વ્યક્ત કરે છેઃ—

વિબુધ[3] વાંછે વાસ વસુમતી[4] ઉપરે, શ્રી વલ્લભકુંવરની ટહેલ[5] કરવા;
ઘાયથી વેગે પાઉ ધારે તે ગિરિભણી, શ્રી ગિરિરાજ ધરણનો તાપ હરવા ૮
ફુલ ફેરે ભર્યાં વસન વાધા તણા, વિવિધ ભૂષણ તે અંગ ધરવા;
તુરંગ[6] આવ્યો વાયુવેગે ઉતાવળો, જાણે નૌકા ચાલી સિંધુ તરવા ૯
દિવસ એકાદનો વિરહ તે જુગ સમો, નીરાજન[7] મિષે રૂપ હૃદય ધરવા,
જનને એ કૃત્ય નિત્યપ્રતિ ક્ષણ ક્ષણે, શ્રી વિઠ્ઠલનાથ એવા ઉચ્ચરવા. ૧૦
રૂપ ભેદ એક તે ભિન્ન થઈ વિસ્તરે, વિવિધ લીલા કરે ભજન સાર;
વિવિધ વચનાવલી નેણ સેંણે[8] કરી, સંગના[9] સૂચવે નિત્ય વિહાર. ૧૧
રત્ન મુક્તાવલી પાટસૂત્રે[10] કરી, ગલસરી[11] શોભિતા કરે સિંગાર;
વિવિધ કુસુમાવલી ગ્રથિત હાથે કરી, એક એકને કંઠે આરોપે હાર ૧૨

---

૧ મહારાજ લાઇબલ કેસ　　　૨ કાવ્યદોહન ભાગ ૮, પા. ૪૫૮.

૩ દેવતા; ૪ પૃથ્વી; ૫ સેવા; ૬ ઘોડો; ૭ આરતી, ૮ સંજ્ઞાનું અપભ્રંશ; ૯ સાને; ૧૦ રેશમ; ૧૧ ગળાની સેર.

વિવિધ મેવા ભોગ મધુર મિષ્ટાન્ન રસ, રસમસ્યા અર્પે તે બહુ પ્રકાર,
વિવિધ બીડાં સુગંધ કર્પુર એલચી, લવંગ પુંગી[૧] અને ખેરસાર. ૧૩
વ્યજન શીતલ વાયુ મુકુર કરકમલ ધરિ, દેખાડતાં મોહે સકલ સંસાર;
એ અહર્નિશ ધ્યાન વિઠ્ઠલાધીશનું, સકલ કલિમલ[૨] દુરિત કોટિ ક્ષાર.[૩] ૧૪

વલ્લભાચાર્યના ચાર મુખ્ય શિષ્યો.–સૂરદાસ, કુંભનદાસ, પરમાનંદદાસ અને કૃષ્ણદાસ અને વિઠ્ઠલનાથના ચાર શિષ્યો છીતસ્વામી, ગોવિંદસ્વામી, ચતુર્ભુજદાસ અને નન્દદાસને વિઠ્ઠલનાથે 'અષ્ટછાપ' કરી બેસાડ્યા.

સૂરદાસ (આશરે ઇ. સ. ૧૪૮૪ થી ૧૫૬૯) આખા સંપ્રદાયમાં શ્રેષ્ઠ સાહિત્યક છે; કોઇક વાર નરસિંહના જેવો વિલાસ તે કેળવે છે; કોઇક વાર ભાગવતના પ્રતિધ્વનિ જેવો કમનીય શૃંગાર આલેખે છે, કોઇક વાર કલાનું સાહિત્ય પ્રગટાવે છે. તત્વસાટમાં નરસિંહથી તે ઉતરે છે; પણ કલાત્મક રચનામાં ચઢે છે. કોઇક વાર પૌરાણિક વર્ણનમાં, કોઇક વાર શબ્દમાધુર્યમાં તુલસીદાસને સ્પર્શ કરવા જતી કલા તે દેખાડે છે. એનું રાસલીલાનું એક પદ આ પ્રમાણે છે:—

નૃત્યત હૈં દોઉ શ્યામા શ્યામ। અંગ મગન પિય તે પ્યારી અતિ નિરખિ ચકિત બ્રજવામ ॥ તિરપલેતિ ચપલાસી ચમકતિ ઝમકતિ ભૂષણ અંગ। યા છબિ પર ઉપમા કહું નાહીં નિરખત વિવસ અનંગ ॥ શ્રી રાધિકા સકલ ગુણપૂરણ જાકે શ્યામ અધીન। સંગ તે હોત નહીં કહુ ન્યારી ભએ રહતિ અતિલીન ॥ રસ સમુદ્ર માનોં ઉછલત ભયો સુંદરતા કી ખાનિ। સૂરદાસ પ્રભુ રીઝિ ચકિત ભયે કહત ન કછુ બખાનિ[૪] ॥ ૧૭૪૬ ॥

વિઠ્ઠલનાથજી સંવત ૧૬૪૨ માં ગુજરી ગયા; અને કૃષ્ણરુપે ગુરુની ભક્તિ કરવાનો સંપ્રદાય મુકી ગયા. તેમના સાત પુત્રો સાત ગાદી પર બેઠા; અને બધા પોતાને શ્રીકૃષ્ણ ગણાવી, રાસલીલા કરતા, મોજ કરતા, પોતાના સંપ્રદાયને ઉપયોગ પુરતી વિદ્યાનું સંરક્ષણ કરતા, પુષ્ટિમાર્ગની મહત્તા વધારી રહ્યા

"માણસના શૃંગારી સ્વભાવને આ પંથમા પુરેપુરો ઝોક મળવાથી તે ઘણો લોકપ્રિય થયો. પહેલા અને જેઓ નૈતિક બળવાળા હતા તેવા અનુયાયીઓમાં સ્વચ્છંદ કે દૂષણો નહીં પેઠાં. પણ મનુષ્ય સ્વભાવ નિર્બળ છે; અને અમર્યાદિત વાસનાથી સરળ થઇ પડેલું અધઃપતન ભાગ્યેજ તે લાંબા વખત સુધી રોકી શકે છે.......હીદમાં જે બીભત્સ કે અધોગતિપ્રેરક સાહિત્ય છે તેમાંનુ ઘણુંખરુ આ કૃષ્ણના સંપ્રદાયને લીધે પ્રગટ્યું છે"[૫]

૧ સોપારી, ૨ પાપ, ૩ ગોપાળદાસ કૃત વલ્લભાખ્યાન' કા. દો. ભાગ ૮, પૃ ૪૬૭; ૪ સંક્ષિપ્ત સૂરસાગર, પૃષ્ટ ૨૦૮.
૫. Lala Sita Ram's Selections from Hindi Literature Vol II.

નંદદાસ પણ સારા કવિ છે; પણ બીજા અષ્ટછાપમાંના કવિઓ વીશે વધારે લખવું અસ્થાને છે. એમની કૃતિઓની અસર ગુજરાતી સાહિત્ય પર થોડીકજ થઇ છે. એમનાં પદો વૈષ્ણવ સંપ્રદાયનાં મંદિરોમાં ગવાય છે, અને દયારામ જેવાને તેમાંથી ઘણી પ્રેરણા મળી છે. પણ તે પહેલાં તેમણે ગુજરાતી સાહિત્યને કૈં આદર્શ આપ્યો નથી.

---

## પ્રકરણ ૧૯ મું



### નાકરયુગ

**(સં. ૧૬૦૧-૧૬૯૫)**

### પૌરાણિક પ્રવાહ

નરસિંહ સાથે શુદ્ધ ભક્તિ અદષ્ટ થઇ; અને ભાલણનો પૌરાણિક પ્રવાહ નાકરયુગમાં વહ્યો આગળ આવે છે-વલ્લભ સંપ્રદાયથી રંગાયા વિના, તેમ ભાલણની રસસમૃદ્ધિ જાળવ્યા વિના.

આ ચાલી આવતા સાહિત્યનો પ્રવાહ પ્રેમાનંદ આવે છે ત્યાં સુધી ડગલે ડગલે ડહોળાતો જાય છે. તેમાં મુળ સંસ્કૃતની સરસતા ઘટતી જાય છે; પુરોગામી ભાલણની વિદ્વત્તા, કળા કે મીઠાશ નથી; અને અનુગામી પ્રેમાનંદની સર્જકતા અસ્પષ્ટ રીતેજ દેખાય છે.

તેમાંથી કલ્પના ઉડી ગઇ; ભાવના અદષ્ટ બની; રસસમૃદ્ધિ વીસરાઇ ગઇ; ધર્મ ને વ્રતનો ઉપદેશ આપવાનું તે સાધન બન્યો; અને પૌરાણિક કથાનો બહોળો પ્રચારજ તેનો ઉદ્દેશ થઇ પડ્યો. રા. કેશવલાલ ધ્રુવ નાકરનાં આખ્યાનો માટે કહે છે તે આ આખા સમયના સાહિત્ય માટે ખરું છેઃ "એ થોથાં છે–સ્થૂલ ધર્મબુદ્ધિ તૃપ્ત કરનારાં જોડકણાં છે."

આ પુરાણના સાહિત્યમાં ભાલણની કૃતિઓમાં છે તેટલી પણ ઉપાસના ભક્તિ નથી. તેનાં તલસાટ ને દૈન્ય નથી એ તો ઠીક; પણ મહીમાગાન પણ સામાન્ય ને ઘરેડીયા છે. આ બધામાં બેજ વૃત્તિ બહાર પડે છેઃ પંડિતાઇ બતાવવાનો શોખ અને પુરાણોનું સાહિત્ય લોકપ્રિય કરવાની આકાંક્ષા. આ સમયમાં વર્તી રહેલી આ આકાંક્ષાના આદર્શ ધારનાર કવિઓને આ રીતે વર્ણી શકાયઃ—

"ગુજરાતમાં ભાલણે (વિ. સં. ૧૪૯૦-૧૫૮૦) એ પ્રેરણાથી નવો સાહિત્યયુગ શરૂ કર્યો. મીરાં ને નરસિંહનાં કાવ્યો પણ આ નવા બળની પ્રેરણાથી રચાયાં, ને સ્વીકારાયાં. કવિ ને કથાકારોની પરંપરા મારફતે આર્યભાષા ને સંસ્કારનો આત્મા ગુજરાતી સાહિત્ય અને તે દ્વારા સંસ્કારમાં ઉતર્યો. પ્રેમાનંદે

નાનકડી રંગભૂમિ પર ભગવાન વેદવ્યાસનો પાઠ ભજવવાનો કૈંક પ્રયત્ન કર્યો, અને દયારામ સુધી-મુસલમાની યુગ પુરો થયો ત્યાં સુધી-એ નવા બલની પ્રેરણા કાયમ રહી.

આ બલની ભવ્યતાનુ ભાન આણવા એક કોઇ પ્રેમાનંદ જેવી આદર્શ વ્યક્તિની મનોદશા પારખવાનો પ્રયત્ન કરીએ ભૂતકાલની આર્ય સંસ્કૃતિ–પરાક્રમી કારકીર્દી, અપૂર્વ સાહિત્ય ને વિશુદ્ધ ભાવનાથી જાજ્વલ્યમાન એવી પવિત્ર ને શ્રેષ્ઠ સંસ્કૃતિનો તે વારસ હતો–પ્રતિનિધિ હતો. યુગો થયાં તેની સનાતન મહત્તા સદાચારી પિતા ને સતી માતાઓએ જાળવી હતી. તેને મન ભૂત મહત્તા ગયા જમાનાની ન હતી પણ સદા સર્વદા વિજયી રહેતી મહત્તા હતી તે પરસંસ્કારને ખાળવા તત્પર હતો. તેના કાન ભૂતકાલની પ્રેરણાનું સંગીત સાંભળી રહ્યા હતા. તેની આખ ભાવિ વિજય પર ઠરેલી હતી તેણે અંતરનાં બાર ખોલી પોતાના આત્માનુ સંસ્કારી સંગીત રેલાવ્યું. તેણે પાઠશાલાઓ પ્રેરી; ગામેગામ કીર્તન કર્યું; ગલીગલીએ કથા કરી; અને ઘેરઘેર લોકગીત ગવડાવ્યાં. એણે ધર્મ સાચવ્યો, ઐતિહાસિક સાતત્ય સાચવ્યું, ભાષા ને સાહિત્ય સાચવ્યાં, પ્રેરણા ને આદર્શ સાચવ્યાં અને સંસ્કૃતિનો અમર આત્મા એને પ્રતાપે ગુલામગીરીની બેડી તોડી દેશમાં વિજયી થઇ વિચરી રહ્યો."[૧]

નાકર યુગમાં મુખ્ય નામ તો વિકાના પુત્ર નાકરનું (આશરે સં. ૧૬૦૪). નાકરની આ લેખમાં એકજ વિશિષ્ટતા નોંધવા જેવી છે સંસ્કૃત પુરાણના કલાના આદર્શોમાંથી ગુજરાતી સાહિત્યને મુક્ત કરી ગુજરાતી જીવનને સાહિત્યમાં ઉતારવાનો પ્રયત્ન–જે પ્રેમાનંદમા સંપૂર્ણ સફલતાએ પામ્યો, તે પણ નાકરમાં શરુ થાય છે. વિરાટ પર્વમાં દ્રૌપદીનો ઉત્તર આ પ્રકારના પ્રયત્નનુ દૃષ્ટાંત આપે છેઃ–

કુંતા કહેશે વહુ કયાં ગયાં ? સુણો સ્વામીજી !
વળી હસશે સકળ સંસાર, કહું શીર નામીજી. ૩૦
ત્યાં ધૃષ્ટદ્યુમ્ન મળવા આવશે, સુણો સ્વામીજી !
મુને મળવા દ્રુપદરાય, કહુ શીર નામીજી. ૩૧
માતા મારી મુજને નહીં મળે, સુણો સ્વામીજી !
તમો વાર કરો બે નાથ ! કહુ શીર નામીજી. ૩૨
તમોથી નવિ નીપજે, સુણો સ્વામીજી !
મેં જોયુ વિમાસી મન, કહુ શીર નામીજી. ૩૩
જોઈ અર્જુનથી કાંઈ નીપજે, સુણો સ્વામીજી!
આ તેને નહીં કાંઇ તેવ! કહુ શીર નામીજી[૨] ૩૪

૧ "ગુજરાત–એક સાંસ્કારિક વ્યક્તિ'માંથી
૨ નાકરઃ વિરાટ પર્વ, કડવું ૨૩. કા. દો. ૮, પ્રસ્તાવના પૃ ૪૫.

પૌરાણિક સાહિત્યને ખેડનારા કેટલાક કવિઓનાં નામજ ગણાવી આ નિરસ યુગની કથા પુરી કરીશું. સં. ૧૬૦૫માં સુરતમાં હરિદાસ; સં. ૧૬૧૩ માં ખંભાતમાં વિષ્ણુદાસ; સં. ૧૬૧૭ માં ખંભાતમાં મેઘજી કાશી; સં. ૧૬૬૦ માં દેવીદાસ અને ભગવદ્ગીતા ને વાંસલડીનાં પદ લખનાર રામદાસ; ૧૬૬૪માં કુંતલપુરમાં ધ્રુવાખ્યાન ને રાસલીલા લખનાર તુલસીદાસ; ૧૬૭૨ માં દ્રૌપદી-સ્વયંવર લખનાર શ્રીદાસ;—એમની કૃતિઓ માત્ર જુના સાહિત્યના શોધનારનેજ ઉપયોગી લાગે એવી છે. સં. ૧૬૭૭ માં નરહરિ ભગવદ્ગીતાનો પહેલો તરજુમો ગુજરાતીમાં કરે છે એટલીજ નોંધવા જેવી હકીકત છે. આ પ્રમાણે આ યુગ પુરો થાય છે.

---

## પ્રકરણ ૨૦ મું

### પ્રેમાનંદ અને ભક્તિસાહિત્ય

નરસિંહ મહેતા પછી શુદ્ધ ભક્તિ ગઇ અને માત્ર ભક્તિમાહાત્મ્યનો યુગ આવ્યો. પ્રેમાનંદની પૂર્વે વિશ્વનાથ જાની (સં. ૧૭૦૮) જેને ભક્તિ-માહાત્મ્ય કહી શકાય એવું સાહિત્ય સર્જવું શરુ કરે છે. જેમ ભાલણ અને પ્રેમાનંદ વચ્ચે નાકર ને વિષ્ણુદાસ છે, તેમ નરસિંહ ને પ્રેમાનંદ વચ્ચે વિશ્વનાથ કહી શકાય. વિશ્વનાથના નરસિંહ મહેતાના ચરિત્રમાં શુદ્ધ ભક્તિનો સ્વાનુભાવક તલસાટ નથી; પણ નરસિંહ મહેતાનું અનુકરણ કરવાની આછી કલા દેખાય છે.

તેજ પ્રમાણે ઘણા કવિઓએ નરસિંહના ચરિત્ર પરથી પોતાની કૃતિઓ લખી લાગે છે. એક કોઇ અજ્ઞાત કવિનું નરસૈ મહેતાનું આખ્યાન મળી આવ્યું છે.[1]

પ્રેમાનંદને આ બાબતમાં વિશ્વનાથની પ્રેરણા મળી હોય એમ સંભવે છે; પણ જે પ્રસંગો જાનીમાં ભક્તિભાવ અને પૂજ્યતા પ્રેરે છે તેને અનુગામી, અઠંગ કલાકાર માત્ર કલાની વસ્તુ બનાવી મુકે છે. એનાં કલામાં શેકસપીયર, અને ગેટી જેવા સર્વોપરિ કલાકારની સર્વગ્રાહી સર્જકતાના કેટલાક અંશો છે. શુદ્ધભક્તિ, ભક્તિ અને વૈરાગ્યથી કે જ્ઞાનથી મિશ્રિત થયેલી ભક્તિના જુદા જુદા ભાવોમાં પોતે તેને અનુભવ્યા વિના પેસી શકે છે; અને ત્રણે જાતનું ઉંચા પ્રકારનું સાહિત્ય રચી શકે છે.

ભાગવતમાં શુદ્ધભક્તિ, ઉપાસના, પૌરાણિક બાજુ અને કલા એમ ચારે અંગ મળ્યાં હતાં. મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય મન્વંતરના મનુ સમાન

---

૧ ગુ. વ. સોસાયટી.

ભાલણની કૃતિઓમા ઉપાસના સમાન્ય હતી પૌરાણિક બળ સસ્કૃત પુરાણોના આદર્શોથી ઘડાયુ હતુ, કલા સસ્કૃત સાહિત્યની છાયા ને સ્થાનિક જીવનના રગોથી રગાઇ હતી

પ્રેમાનદની ઉપાસનાવૃત્તિ ભાલણથી પણ ઓછી પ્રેરણાવાળી હતી, —નાકર ને વિષ્ણુદાસની ઘરડીયા ઉપાસનાથી સારી પણ મહિમાગાનથી ઉચા પ્રકારની નહીંજ નરસિહ મહેતાના મુખમા મુકેલુ નીરસ ને પ્રેરણાવિહોણુ સ્તોત્ર આનું દૃષ્ટાત આપશે —

મહેતે કરમા તે લીધી તાલ સ્તુતિ કરે ને સમરે ગોપાલ
ખરેખરા નેત્રે આસુ ઝરે નરસૈયો હરિને વીનતી કરે
રખે તિરથવાસી પાઠ કરે તે દુખે જીવડો નીસરે
તાલ વાગે ને હરિગુણ ગાય સામલીયાજી કરજો સહાય
પ્રભુ પ્રહ્લાદની વારે ધસ્યા લક્ષ્મીવર તમો લોહમાં વસ્યા
અપરમાનો ઉતાર્યો મદ ધ્રુવને આપ્યુ તે અવિચલ પદ
ચદ્રહાસને રાખ્યો તે હરિ વીખ ટાળીને વીખયા તે કરી
અમરીખનો ઉતાર્યો ભાર પ્રભુ લીધા તે દશ અવતાર
અજામેલ નામે ઓધાર્યો, તેલ કઢામાથી સુધનવા તાર્યો
ગજેન્દ્ર રાખ્યો મગરે ગ્રહો મે મહિમા તમારો લહો
ગુણકા તારી કરમે અધિર, પ્રભુ ભીલડીના ચાખ્યા બોર
બળતા રાખ્યા તે પાડવ વીર પચાલીનાં પુર્યાં ચીર[१]

પ્રેમાનદે રચેલા ભક્તિસાહિત્યમા કલાકારનાજ તત્ત્વો છે, સ્વાનુભવના તલસાટ વિના તે પ્રણયઘેલછા દર્શાવી શકે છે નરસિંહ મહેતાની કૃતિઓ કરતા એની કૃતિઓમા વૈવિધ્ય વધારે છે, ભાવોને સમૃદ્ધ કરવાનો પ્રયત્ન સર્વગ્રાહી છે, પણ તેમા શુદ્ધભક્તિની પ્રચડ ઊર્મિ નથી, તેમ સરસતાનો ઉચો આદર્શ નથી ભ્રમરપચીસીમા ગોપીનુ વિરહગાન કે રાધાની ફરીયાદ નરસિંહના દાઝતા અગારા સમાન કવન આગળ નિશ્ચેતન લાગે છે

માવજી મથુરા જઇ વસીઆ પ્રીત ઉદ્ધવજી દીઠી રે,
પર ઘેર લોભી લખી નવ શકે એક ચાર આગળની ચીઠી રે
× × ×
ગોવિદ વિના ગોકુળીઆમા, ગોદ ન લાગે રે મીઠી રે

આમા કવિતા છે પ્રણયોર્મિ નથી

પ્રેમાનદને ભક્તિ કરતા પૌરાણિક બળે વધારે પ્રેર્યો હતો પણ તેના હાથમા પૌરાણિક સાહિત્ય માત્ર સંસ્કૃતનો અનુવાદ નહોતો ગર્વથી કવિ કહે છે —

---

१ ‘હુડી’

"આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા ગાઉં પ્રાકૃત;
કવિઓ કહેશે આ શો ગર્વ? નથી ગર્વ સાંભળજો સર્વ.
થયા પુરાણી મોઘાદાઠ, તેથી થયો ઘણો ઉચાટ;
હવે કોણ દેખાડે વસમી વાટ, થયા અંધ સ્વર્ગ નર્કના ઘાટ
ત્યારે કર્યું પ્રાકૃત વિમાન".[૧]

એનાં આખ્યાનો ખરેખરાં વિમાન છે; પૌરાણિક કથાઓમાંથી તમને ઉપાડી લઈ પ્રાંતીય જીવન, સાહિત્ય અને આદર્શોના વ્યોમમાં વિહરાવે છે. ભાલણની કલાદષ્ટિ સંસ્કૃતની પ્રેરણા ઝીલનાર પંડિતની હતી, પ્રેમાનંદની કલાદષ્ટિ–ગમે તેવી ઉતરતી પણ સજીવ કલાદષ્ટિ–સંસ્કૃત વસ્તુને સજીવન કરનાર ગુજરાતી કલાકારની હતી. એને મન ગુજરાતી સાહિત્ય ને જીવન દૈવી મનાતી પૌરાણિકની દષ્ટિથી ધાવાની ગાઢી ન હતી. પણ પૌરાણિક કથાઓ–સંસ્કૃત સાહિત્ય માત્ર–ગુજરાતી સાહિત્યની ભવ્યતાનું મંદિર ચણવાનાં ઈંટમરોડાં હતાં.

તેણે પુરાણની સામગ્રીથી નવી પણ સમકાલીન સૃષ્ટિ રચી છે; પૌરાણિક ભક્તિના સ્વાંગ નીચે ગુજરાતનું જીવન ચીતર્યું છે. સામાન્ય રીતે તેના પૌરાણિક પાત્રોમાં બીલકુલ વ્યક્તિત્વ નથી; પણ જ્યાં આ કીમીયો થાય છે, ત્યાં સર્જકતા અવધિ કરે છે.

એની કલાને પ્રતાપે દેવ ને દેવીઓ ગુજરાતી અલ્પતા પામી, હાસ્યજનક કે હેતને પાત્ર બને છે. નળાખ્યાનમાં દેવો મૂર્ખશિરોમણિ ગરાશીયા થઈ જાય છે:–

ઇંદ્રે મનમાં શાપ્યો હુતાશન, વાંદરના જેવું થયું વદન;
અગ્નિએ જાણ્યું એ ઇંદ્રનું કાજ, રીંછમુખ થાજો મહારાજ.
વરુણે શાપ મન માંહે દીધો, જમને માંજરમુખ કીધો;
ધર્મે અંતર ઇચ્છયું એવું, વરુણનું મુખ થાજો શ્વાનના જેવું.
રીંછ, વાનર, શ્વાન, માંજાર, કન્યા કહે વરસડા ચાર;
દ્વિજ રાયવાણી એમ ભણે, ખાધાવેધ માંડયો આપણે[૨]

આ પ્રેમાનંદની કલા; અને આ એની સર્જકતાની વિશિષ્ટતા. પૌરાણિક પાત્રોનાં તો માત્ર નામજ;–જીવન ને ચારિત્ર્ય તો એના સમયનાં સ્ત્રીપુરુષોનાં.

આ કલા કોઈ વખત સામાન્ય, 'તલપદું' કે ગ્રામ્ય વાતાવરણ સર્જાવે છે. પણ આ દોષો તેના સમયની પ્રચલિત સંસ્કારિતાના છે–કલાકારની કલાના નથી. ગુજરાત તે સમયે મુસલમાન ને મરાઠા સૈન્યો માટેની પગથી બન્યું હતું. તેની રાજ્યલક્ષ્મી ક્યારનીએ નષ્ટ થઈ હતી. સ્થાનિક શૌર્યનાં સ્મરણો પણ રહ્યાં નહોતાં. ધર્મધતા, અજ્ઞાન, સામાજિક નિશ્ચલતા ને રાજકીય પરતંત્રતાએ માનવતાનું માપ માત્ર મુઠ્ઠભર કર્યું હતું. મહાન ભાવનાઓ, પ્રતાપી ઊર્મિઓ, વિપ્લવકારક ભાવો, કે સંસ્કારી મૃદુતાની છાયા નહોતી.

---

૧. માર્કંડેય પુરાણ　　૨. નળાખ્યાન

બીજા પ્રાંતોમાં શુદ્ધ ભક્તિએ જે પ્રેરણા કરી તેનો પણ ગુજરાતમાં સંચાર થયો નહોતો.

પહેલાં અને પાછળ રચાએલા સાહિત્યમાં રહેલી કલા પણ નિર્જીવ; તે માત્ર નિર્માલ્ય કથાકાર કે વાર્તાકારની–વિપુલ પણ ભાવવિહોણી, પ્રચંડ ઊર્મિ કે જ્વલંત ભાવના વિનાની; સંસ્કૃત સરસતાથી દૂર ને દૂર જતી, અને છતાં પોતાની મેળે સરસતા સર્જવાને અશક્ત, શુદ્ધ ભક્તિ કે ઉપાસના, પ્રણય કે ભાવનાથી, વીરતા કે આત્મત્યાગથી અસ્પૃષ્ટ એવા નિર્જીવ જીવનનું અનાકર્ષક પ્રતિબિંબ. આ બધા અંધકારમાં–નિરાધારીમાં એકલો પ્રેમાનંદ કલાકારનુ ભક્તિસાહિત્ય સરજાવે છે તેની સર્જકતાની શક્તિ હલકું પાત્ર ચીતરવાથી ઘટતી નથી. તેનુ સાફલ્ય સર્જનની સચોટ ચિત્રમયતામા છે, તેના વિષયમાં નથી.

આ સર્જનકળાની ખુબી જોવા થોડાંક સરસ ચિત્રો જોઇએ. એક આ બજાજનુઃ—

જે ચૌદ લોકનો મહારાજ રે, મહેતા માટે થયા બજાજ રે,
વાઘો શોભે કેશર છાંટે રે, બાંધી પાઘડી અવળે આંટે રે.
કાને કુંડળ હીરે જડીયાં રે, નેત્ર પ્રબંધ શ્રવણે અડીયાં રે;
એક લેખણ કાને ખોશી રે, નામ ધર્યું દામોદર દોશી રે.
ઝીણા જામા ને પટકા ભારે રે, હરિ હળવે હળવે પધારે રે,
ખાંધે પછેડી ઓઢી નાથે રે, બેઉ છેડા ગ્રહ્યા છે હાથે રે.
વીંટી વેઢ દશે આંગળીએ રે,' સાદાં મોજાં' પહેર્યાં' સામળીએ રે;
ઘણા વાણોતર છે સાથે રે, કોણે ઝોળા ગ્રહ્યા છે હાથે રે.[1]

આ એક રસિક ચિત્ર સાથે આ બીજું આબેહુબ ને કલામય છતાં નરસિંહ મહેતાની ભક્તિ ને ભાલણની ઉપાસના ન કલ્પી શકે એવુ ચિત્ર જોવા જેવુ છેઃ—

વહાલો ગોમતીજીના ઘાટમાં રે, મળ્યા તીરથવાસીને વાટમા રે,
વેશ પુરો આણ્યો મારે વાહાલે રે, નાથ ચૌટાની ચાલે ચાલે રે.
છે અવળા આંટાની પાઘડી રે, વાલાજીને કેમ બાંધતાં આવડી રે,
દીસે વાણીઓ ભાને વાન રે, એક લેખણ ખોસી છ કાન રે.
× × ×
ત્રીકમજી વાણિકની તોલે રે, નાથ કાલાવળુ ને બોબડું બોલે રે;
સોનાની સાંકળા ને કંઠે દોરો રે, કેડે પાટીઆનો કદોરો રે.
ઝળકે ધનરેખ હથેલીઆં રે, આંગળીએ વીંગી ને વેલીઆં રે,
સાદી એક તાઇ પહેરી છે હરજી રે, એનો શીવનારો કોણ દરજી રે.
છે ટુંકડા બંધન બેવડા રે, ગુગુ ક્યાંથી શીખ્યા પ્રભુ એવડા રે;
કરે આડે હાથે લટકો રે, સાદી દોરીનો કેડે પટકો રે,
પટકે લટકે ફુમતડા જોત રે, કેડે ખોસી પીતળની દોત રે.
ફીયાં કીયા તે કૌતક ભાગીએ રે, ઠાલી ગાંઠ વાળી બેચાર ફાળીએ રે,
એક ઓઢી પછેડી ખાધ રે, નાથ દુદાલો ને મોટી ફાંદ રે.[2]

---

૧ મામેરુ. પૃ. ૨૩૩. ૨ પ્રેમાનંદ કૃત 'હુંડી'

તેજ પ્રમાણે 'રોપદર્શિકાસત્યભામાખ્યાન'ના છઠ્ઠા અંકમાં એ વાઘેણ જેવી સ્ત્રી વચ્ચે નિરાધાર કૃષ્ણ જુના ગુજરાતી ઘરોમા થરથરતા કંથ જેવા જુના ગુજરાતનું આબેહુબ વાતાવરણ ખડુ કરે છે.

અને આ કવિ શુદ્ધ કલાકારની દૃષ્ટિથી તેની કૃતિઓમાં જ્ઞાન, વૈરાગ્ય કે નીતિથી મિશ્રિત ભક્તિને માત્ર નામનુંજ સ્થાન આપે છે.

---

## પ્રકરણ ૨૧ મું



### જ્ઞાન ને વૈરાગ્ય ભક્તિ

### અખો ને રત્નેશ્વર

ભાલણે શરુ કરેલા પ્રવાહને જ્યારે પ્રેમાનંદ ગુજરાતી બનાવી રહ્યા હતા; જ્યારે શુદ્ધ ભક્તિ માત્ર માહાત્મ્યગાનનો વિષય થઇ હતી, જ્યારે ઉપાસના ક્ષુદ્ર બની પ્રતોમાજિ વિરમી ગઇ હતી, જ્યારે રામાનંદી બળવાને એક સંપ્રદાય રુપે નિર્ધન ને અસંસ્કારી સેવી રહ્યા હતા, જ્યારે વલ્લભ સંપ્રદાય શુદ્ધ ભક્તિના પદો પોતાના કામમાં લેતા હતા, અને પુષ્ટિમાર્ગના વિલાસી સિદ્ધાંતોથી જીવનમાં ભાવનાવિહોણો રસ પ્રસારતો હતો—ત્યારે શાકર મતના અનુયાયીઓ જ્ઞાનમાર્ગનો અભ્યાસ કરતા હતા, તત્ત્વજ્ઞાનનો શોખ સસ્કારી વગમા વધ્યો હતો, અને ભક્તિને નામે પ્રસરી રહેલી ક્ષુદ્ર વિલાસની વૃત્તિ સામે કેટલાક વિરોધ સેવી રહ્યા હતા. આ વિરોધને પરિણામે વૈરાગ્યને સાહિત્યમા ઉતારવાના પ્રયત્નો શરુ થયા છે

સુરતના ગોપાળદાસ (ઇ. સ ૧૬૫૦) માં તો જ્ઞાન ને વૈરાગ્યનાંજ દર્શન થાય છે એની ગોપાળગીતાને મિશ્રભક્તિના સાહિત્યમાં ગણીએ છીએ છતા એમા ભક્તિ સાહિત્યના અશો તો નામનાજ છે તે પોતાનો ઉદ્દેશ સારી રીતે સમજે છે —

"ધર્મ તત્ત્વનુ પારખું, કોઇ સંતને હાથ
એવા તે સાધુને સેવીએ, ઓળખાવે રામ,
જીવ મળે જગદીશને, પામે વિશ્રામ
મહત મોમ ગહારાજના, ભાઇ છે પરધાન,
માન મુકીને ક્રીજીયે, સેવા સાવધાન
એ હકુ જે સાધન કરે, તે તો આળપપાળ,
શાખામણ સારી સુણો કહે દાસ ગોપાળ"[૧]

પણ આ વિરોધને ખરો કવનાર તે અખો એનુ સાહિત્ય તે પ્રચલતા ભક્તિ સંપ્રદાયો તરફ પુણ્યપ્રકોપની શાબ્દિક મૂર્તિ. એનો મોક્ષ–જ્ઞાન; એના શસ્ત્ર –વક્રોક્તિ ને કટાક્ષ એના પુરોગામી કોઇ ગણાય તો રામાનંદ, કબીર ને દાદુ.

---

૧ ગોપાળદાસ કૃત ગોપાળ ગીતા કા દો ભાગ ૩, પૃ ૫૫૪

એની કૃતિઓમાં શુદ્ધ ભક્તિ નથી, ઉપાસના નથી, કલાની ભક્તિ નથી. જ્ઞાન અને વૈરાગ્યનેજ તે ભક્તિ કહે છે. આમ નવી આંકણી કરવા તત્પર થયેલા મહાત્મા, સમકાલીનોમાંથી નવા મંત્રના પ્રચારક તરીકે બળવો કરી બહાર પડે છે.

"ગુરુ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ,
× × ×
ગુરુ થઈ બેઠા હોંસે કરી, કહે પહાણ શકે કેમ તરી.
× × ×
ગુરુ થા તારો તુજ, નથી કોઈ બીજો ભજવા
× × ×
કથા સાંભળી ફુટયા કાન, તોએ ન આવ્યું બ્રહ્મજ્ઞાન.
× × ×
પથર તેટલા પુજે દેવ
× × ×
હરિ પામવા સહુ તપ કરે. અખો હરિમાં મેળે ફરે.
× × ×
પેલે ઓળખ્ય હરિ પછી ભજે, કાં તો રે જોયા વિના વજે,
ચૈતન્ય બ્રહ્મ કહે વેદ વાણુ, તુ તો માને પીતળ પાણ;
આતમની અવગણના કરે, અખા ભક્તિ કેમ પડશે વરે.
જ્ઞાન વિના ભક્તિ તે અશી, ભસતે શ્વાન જેમ હડે નશી,
લારે લાર જેમ ચાલ્યો સોર, ત્યાં કોણે દીઠો તો ચોર,
જે જેણે દીઠું સાંભળ્યું, અખા તે તે વળગ્યું વળ્યું.

એની ભક્તિની વ્યાખ્યા એનો મંત્ર સ્પષ્ટ કરે છેઃ—

હરિ જાણે થકે ભક્તિ થાએ, તેજ ભક્તિ જાણો ખરી;
અજાણે જે આચરે, તેને દ્રોહ થાએ પાછો ફરી.
સદ્‌ગુરુનાં વચન સુણીને, ભક્તિ જેહને ઉપજે,
અચિર કાલે તે પામે આત્મા, સદ્‌ગુરુ વચને જો ભજે.
ભાઈ ભક્તિ જેવી પંખણી, જેહને જ્ઞાન વૈરાગ્ય બેઉ પાંખ છે,
ચિદાકાશ માંહે તેજ ઉડે, જેને સદ્‌ગુરુ રૂપી આંખ્ય છે
દેખે નેત્ર પરબ્રહ્મનાં. પરબ્રહ્મનો કર્ણ માત્ર;
પાદ પાણી પરબ્રહ્મનાં, પરબ્રહ્મ દાતાને પાત્ર.
જલે પરબ્રહ્મ સ્થલે પરબ્રહ્મ, સ્વર્ગ મૃત્યુ પાતાલે;
ગિરિ ગવ્હર વનવાટિકા, પરબ્રહ્મ જાલે ને માલે.
પરબ્રહ્મ વિના નહીં ઠામ ઠાનું, એમ દેખે ભરપુર;
જિહાં તિહાં દેખે હરિ ભાઇ, જેનાં પડળ થયાં છે દૂર.
કહે અખો સહુકો સુણો, ભક્તિ આવીને જંતને;
એવા શુદ્ધ ભજનને પામવા, તમે સેવો હરિ ગુરુ સંતને.[૧]

પરિણામે એની ભક્તિ એટલે શુદ્ધજ્ઞાન, વૈરાગ્ય. જ્ઞાન, ને વૈરાગ્યની સાથે મિશ્ર કલાકારની ભક્તિને તે ભક્તિ કહેતા નથી; તો માનવપ્રેમ કે કલાકારની ભક્તિ

૧ કાવ્યદોહન ભાગ ૨ જો પૃ. ૨૯૭ અખેગીતા

કે શુદ્ધ ભક્તિમાં તો તે ચાંચજ શાની બોળે? ગુજરાતી સાહિત્યમાં એનું સ્થાન ઘણું મોટું છે, છતાં એની કૃતિઓ ભક્તિ સાહિત્યની મર્યાદાની બહાર છે.

પણ અખો જે બળનો પ્રતિનિધિ હતો તેણે શુદ્ધ ભક્તિને સાહિત્યમાંથી નાબુદ કરી. શુદ્ધ ભક્તિ નિષ્કંચન કે અસંસ્કારીઓનાં જીવનોને પ્રેરી રહી; અને ગામેગામ અવારનવાર ભગતો દેખા દેવા લાગ્યા. પણ જ્ઞાન અને વૈરાગ્યને શબ્દોમાં માન ન આપે તેને ભગતનું પદ મળવું મુશ્કેલ થઇ પડયું. ઉપાસના તો નાબુદ થઇ ગઇ હતી.

પરિણામે ભક્તોનો એક નવો પ્રકાર પ્રગટયો—તે જ્ઞાન, વૈરાગ્ય, ઉપદેશ સાથે કલાકારના ભક્તિ સાહિત્ય પ્રગટાવનાર કવિઓનો.

આ નવા આદર્શ સેવનારાઓના જીવનમાં ત્યાગ ઝાઝો નહોતો; શુદ્ધ ભક્તિ કે ઉપાસનાની જ્વાલ નહોતી; જ્ઞાન પણ નહોતું; સામાન્ય જેવી કાવ્યશક્તિ હતી. જીવનમાં નિર્માલ્યતા; ઉપદેશમાં સાધુતા; જ્ઞાનમાં થોડાક જીર્ણ સિદ્ધાંતો; અને કલ્પનામાં રસિકતા—આવા અંગોના બનેલા વ્યક્તિત્વવાળા કવિઓ ધીમે ધીમે જોવામાં આવે છે. અને સંસ્કૃત સાહિત્યના પરિચયથી વિમુખ આ ભગતો ધીમે ધીમે પૌરાણિક સાહિત્ય, ને જ્ઞાનનાં સાહિત્ય પર આક્રમણ કરી, નિર્જીવ કલાકારનું નિરસ ભક્તિ સાહિત્ય પ્રગટાવ્યાજ ગયા.

આવામાં પણ કોઇ સાહિત્યક આવી ચઢે છે. રત્નેશ્વર ઈ. સ. ૧૭૦૦ની આસપાસ થઇ ગયા. પ્રેમાનંદના તે સમકાલીન હોવાથી તેનું તેજ સર્વવ્યાપી સર્જકતાના સ્વામી આગળ ઝાંખું થાય છે; પણ એને અત્યાર સુધી મળ્યું છે તેથી ઉંચું સ્થાન એને મળવું જોઇએ.

રત્નેશ્વર ડભોઇના મેવાડા બ્રાહ્મણ હતા; અને કાશી જઇ સંસ્કૃત શીખી આવ્યા હતા. પણ જ્યારે તેણે પુરાણીનો ધંધો કરવા માંડયો ત્યારે ધંધાના ઇજારદારોએ તેને કચરવાના પ્રયોગો શરુ કર્યા. પ્રેમાનંદે તેને હીંમત આપી; અને 'દ્વાદશસ્કંધ' નામે ભાગવતનો સાર તેણે લખ્યો. વલ્લભાચાર્ય પંથના એક મહારાજે એને 'કલિયુગના વ્યાસ'નું બીરુદ આપ્યું.

રત્નેશ્વર ઉપર વર્ણવેલા કવિઓના વૃંદમાંના હતા. ઉપદેશ અને સુસ્ત વૈરાગ્ય તે શીખવતા; ભક્તિમાં કલાકારનું ભક્તિ સાહિત્ય રચતા.

એના વૈરાગ્યકથનમાં પણ ઉંચા પ્રકારની કળા છે; નરસિંહ પછી આ પહેલો ગુજરાતી કવિ છે કે જેણે વૈરાગ્ય વર્ણવતાં પણ સરસતા પ્રગટાવી છે. એની શૈલીમાં કેટલાંક અપૂર્વ લક્ષણો છે; સંસ્કૃતના આદર્શો તેની સુરુચિને વિશુદ્ધ વાતાવરણમાંથી બહાર જવા દેતા નથી.

શાને ફરે ભ્રમર પંકજ વાસ લેવા,
પેશીશ મા કમલ મધ્ય પરાગ લેવા;
સંકોચશે સહજમાં તવ શું કરીશ,
એને વાશે અધમ આકુલ થૈ મરીશ. ૯

મોટા મનુષ્ય મનની ગતિ કો ન જાણે,
વીંટી વળ્યો ચોદ લોક સમસ્ત તાણે,
જેણે કર્યો વશ મહા મન હસ્તિ તેહ,
બીજા વળી સરવ શંકર તુલ્ય દેહ ૧૦
સંસાર માંસ મન મીન મતાક ખાવા,
ઉમા રહ્યા અધમ ઉપર વ્યાધિ સાવા,
સ્હારો યદા વદન આકડીયે ભરાશે,
તારો પછી તરફડી રડી જીવ જાશે[1] ૧૧

પણ જ્યારે કલાકારની દૃષ્ટિએ તે ભક્તિ વર્ણવે છે ત્યારે તેની કૃતિમાં જે કૈં મીઠાશ, રસ, સમૃદ્ધિ, ને ભાવની સૂક્ષ્મતા આવે છે તે નરસિંહ ને ભાલણને છોડ્યા પછી, દયારામના આવતા સુધી દુર્લભ છે.

મકડી મદન વ્યાધિ, મો'હર્યો બાણ સાધી,
હરિહરિ કહે રાધા, પ્રેમને પાશ બાધી;
વિરહ વિકળ રોતી, ચીરશુ નીર લ્હો'તી;
અરુણ નયન દીસે, આશ જોતાં અરીસે[2]
× × ×
મદન-શર મરોડી, રાધિકા થાય થોડી,
સકળ જુગત જોડી, વિનવે વસ્ત્ર ઓઢી,
સખી વચન સુહાવે, કૃષ્ણને કોણ લાવે,
મુજ મન સુખ થાવા, નાથજીને મનાવા[3]
× × ×
પલ ન પલક લાગી, રાધિકા રાત જાગી,
વિરહ દુખ વિભાગી, નારમાં વાત વાગી.
ભવન ભવન ભોળી, નીસરી નાર ટોળી,
સજળ નયન પુછે, પ્રેમની વાત શું છે?[4]

રત્નેશ્વરની કૃતિઓ આ સમયના પૌરાણિક સાહિત્યમાં નીરાળી ભાત પાડે છે. તે માણભટ નથી, તે સ્વતંત્ર સાહિત્યક નથી—માત્ર સસ્કૃતનો અનુવાદક છે. પ્રેમાનંદ યુગના પ્રચલિત આદર્શો ત્યાગી, તે પોતાની કૃતિઓને સંસ્કૃતનુ પ્રતિબિંબજ રાખે છે. તેને મન ભાગવત ભક્તિનું અપૂર્વ સાહિત્ય છે, માત્ર રસિક કથા રચવાની સામગ્રીનો ભંડાર નથી. તેનો હેતુ ભાગવતનો પવિત્ર રસ ચખાડવાનો છે, લોકોની ધાર્મિક વૃત્તિ દ્વારા તેમનાં મન રંજન કરવાનો નથી

પણ એના ભાગવતના તરજુમામાં ભાષાનું લાલિત્ય આકર્ષક છે, અને 'ગીતગોવિંદ'ની આછી છાયાનુ સ્મરણ કરાવે છે.

"વળતા સુંદર નિજ મંદિરમાં, આવ્યા શ્રી અવિનાશ રે;
સકળ કામ સંપૂર્ણ મંદિર, કોમળ કમળા વાસરે. (૪૯)

૧ રત્નેશ્વર. આત્મવિચાર ચંદ્રોદય, કા દો. ભાગ ૩, પૃ ૫૬૭
૨ કાવ્યદોહન ભાગ ૬ ઠો પૃ. ૮૦૩: રત્નેશ્વરકૃત રાધાવિરહના મહીના
૩ કા દો ૬, પૃ. ૮૦૫, ૪ કા દો. ૬, પૃ. ૮૦૭.

સોળ સહસ્ર ને અષ્ટોત્તરશત, અંતઃપુર આગાર રે;
એક ચોક ને અળગાં મંદિર, આવ્યા જગદાધાર રે (૫૦)
પતિ પરદેશ વશી ઘેર આવ્યા, અત્રલોકીને અબળા રે,
પ્રગટ થયા તે પદ્મિનીઓને, મન મહોત્સવ સબળા રે."[1] (૫૧)

તેજ પ્રમાણે દશમસ્કંધમાં[2] પણ એનું વ્યક્તિત્વ દેખાય છે.

એ સમે સૌ ગ્રહની દાસી કારજ બીજાં હોતેજી,
નંદતણી ગૃહિણી યશોદા દધિ મથન કરતી પોતેજી. ૨
ચોજે ગીત પવિત્રજ તેનાં બાલચરિત્ર વિનતીજી,
દધિમથન શ્રમ થાતા નારી સંભારી ગુણ ગાતીજી. ૩
પર પટકુલ અમુલક પૃથુ પરી કરી તહતાંણી બાંધ્યુંજી,
કરી નરશુ ચટકી રેવા કરી મેખલા સાથે સાંધ્યુંજી. ૪
શુતને સ્નેહે પય હુભરાંતા ઝરતાં કુચ યુગ જાયજી,
સુંદરી કેરી શોભે ભ્રકુટી ઇસત દીપં કન થાયજી. ૫
નેતર તાંણે શ્રમ પામ્યા કરકંકણ ચંચલ હોએજી,
શશીમંડલ સરખા મુખ મધે કુંડલ ઝલકે દોયજી. ૬
સ્વેદ તણા કણ મુખ પર ઝુગતા મુગતાફલ મનહરતેજી,
છુટા કેશ થકે વહી ચાવતી ગાવતી મંથન કરતેજી[3] ૭

પણ એની ભક્તિમાં નથી શુદ્ધ ભક્તિની આગ; નથી ઉપાસના ભક્તિની ભવ્યતા; નથી એમાં માનવપ્રેમની ઝાળ, ને નથી એમાં કલાકારની મોહકતા. માંડણ ને અખાની વક્રોક્તિ; જ્ઞાન પ્રદર્શનનો માંદો શોખ, 'ભગત' થવાનો નિર્જીવ આડંબર; ઉપદેશ મિશ્રિત મૃત્યુની પયગંબરી.—આ ગુજરાતી સાહિત્યને લાંછનરૂપ ચોટેલાં લક્ષણોનું પ્રદર્શન એનામાં જોવામા આવે છે. આ લક્ષણોને મૂર્તિમાન કરતા એના નિર્જીવ સાહિત્યનો એક નમુનો લઇએ

ચંદ્રમા ' સૂર્યના સેવકો કો થયા,
ભૂમિ નવ મેં'તણા ભક્ત જાણો,
મૃતક માટીના પાટીના બાથીના,
હાથીના વ્યાઘ્રના મન આણો;
શેખના ભેખના મરદના મેરીના,
ભક્ત લાખો દઉં શાં પ્રમાણો,
રત્ન કે' યત્નથી ભક્તિને દાખવે,
ભાખવે ભિન્ન મુક્તિની માણો ૬
જોઈ એવું અમો આદર્યું અંતરે,
શ્રેષ્ઠ નવધા ગણી ભક્તિ મોટી,
જ્ઞાની ધ્યાની તણો એહ આરંભ છે,
એ વિના સર્વની વાત ખોટી;

---

૧ રત્નેશ્વર: ભાગવત, પ્રથમ સ્કંધ, અધ્યાય ૧૧ મો, પ્રા. કાવ્યમાળા.
૨ ફાર્બસ સભાની પહેલા અંકાર અધ્યાયની પ્રતમાંથી.
૩ રત્નેશ્વર: ભાગવત, દશમસ્કંધ (ફાર્બસ સભાની પ્રત) અધ્યાય ૯ મો.

એમ નિશ્ચે કરી સર્વ મનમા ધરી,
આદરી ભક્તિ શ્રી કૃષ્ણ ખોટી;
રત્ન કે' ચલથી ભક્તિને દાખવે,
ભાખવે ભિન્ન છે વાદ કોટી ૭
ગોપિકા મધ્ય માં' રાધિકા ઓપતી,
લોપતી લાલ લાવણ્ય માંહી;
પુરુષને પ્રકૃતિ દાંત વેદાંતી કે',
રાધિકા કૃષ્ણ નવ ભિન્ન ક્યાહી?
રૂપ એક ગુરુનું દેવ દેવેશનું,
ધારી ધ્યાને વર્યું વાસ જ્યાહી,
રત્ન કે' ચલથી ભક્તિને દાખવે,
ભાખરે ભિન્નતા ભેદ ત્યાહી.[1] ૮

રત્નેશ્વરનું સાહિત્ય સંપૂર્ણ દશામાં નથી એ ગુજરાતી સાહિત્ય પર પડેલી આફતોમાંની એક મોટી આફત છે.

રત્નેશ્વરની અસર પાછળના કવિઓ પર કેટલી થઇ તે નક્કી કરવાની સામગ્રી હજુ પ્રાપ્ત થઇ નથી; પણ વૈરાગ્ય અને કલાના ભક્તિસાહિત્ય–એ બેના મિશ્રણમાં એ ઘણાનો આદર્શ થયા હોય તો નવાઇ નહીં. વૈરાગ્ય ઉપદેશવો ને શૃંગાર ગાવો–જેને વૈરાગ્યભક્તિ કહી શકાય–એ ઘણો સામાન્ય આદર્શ થઇ પડ્યો.

કોઇ પણ મહાન ભાવનાનો ધ્વનિ આ યુગમાં સંભળાતો નથી. મહાન ભાવના વિના મહાન જીવન નથી; મહાન જીવન વિના મહાન સાહિત્ય સંભવતું નથી. સામાન્ય સાહિત્ય ઘણુંજ નજીવું દેખાય છે.

આ બધી નિર્માલ્યતામાં બે મહાન સાહિત્યકો જબરો પ્રયત્ન કરે છે: અખો ને પ્રેમાનંદ–જ્ઞાની ને વાત કહેનાર. બન્નેના પ્રયત્ન ને શક્તિ અદ્દભુત છે; પણ બન્નેની વિશિષ્ટતાઓજ આ જમાનાના સાહિત્યની પ્રેરણા ને પ્રતાપ-વિહોણી અધમતા બંને સિદ્ધ કરવા બસ છે.

*નરસિંહ યુગમાં જુના જીવનની કંઇક અસર હતી, વાતાવરણમાં સ્વસ્થાન* સંરક્ષવા મથતા રજપુતોની હાકના પડઘા હતા. સંસ્કૃતનો પ્રતાપ પડતો; શુદ્ધ ભક્તિની નવી પ્રેરણા હતી. આ બધું નાકર ને પ્રેમાનંદ યુગમાં જતુ રહ્યું. મુસલમાનોની ઝુંસરી ને મરાઠાઓની લુંટ વચ્ચે નિર્માલ્યતા ચારે તરફ ગસરી. ભક્તિએ ઉપદેશનુ સ્વરુપ લીધું; પુરાણુ સાહિત્યે સ્થાનિક રસથી પૂર્ણ વાર્તાનું સ્વરુપ લીધું; માનવતાએ મૃત્યુની પયગંબરી સ્વીકારી; અને આખું સાહિત્ય શુષ્ક જ્ઞાન ને નામના વૈરાગ્યના મંદ ને અનાકર્ષક રંગોથી રંગાઇ રહ્યું.

[1] રત્નેશ્વરનો પદસંગ્રહ; પ્રાચીન કાવ્યમાળા અં. ૧૫, પૃ. ૧૭.

# પ્રકરણ ૨૨ મું

## સામળ યુગ
(સ. ૧૭૭૨-૧૮૨૫)

### નિર્માલ્ય સાહિત્ય અને જીવન

સામળ ભટ (સ ૧૭૪૦) અને વલ્લભે (સ. ૧૭૬૦) અને પ્રેમાનદે મુકેલી પૌરાણિક પ્રવાહની મર્યાદાને પણ ઓળગી જાય છે તેમના હાથમા પુરાણુ એક વાર્તા થઇ રહે છે, રસના આધારરૂપ માત્ર આખ્યાયિકા સામળભટના શિવપુરાણમા પૌરાણિક ઉપાસના લગભગ અદૃષ્ટ થઇ શિવમાહાત્મ્ય સ્વરૂપ લે છે કલાકારની ભક્તિ મેળવવા માટે પણ એ એને પરવા નથી.

આ યુગના આખ્યાન લખનારાઓનો આદર્શ આજ પ્રકારનો થઇ ગયો છે જેનામા સર્જનશક્તિ કે કલા નથી તે પ્રેમાનદ યુગના જોડકણાનુ અનુકરણ કરે છે જેનામા સર્જકતા અને કલા છે તે પૌરાણિક કથાને સ્વતંત્ર વાર્તાનુ સ્વરૂપ આપવા માટે છે. જ્ઞાન, વૈરાગ્ય ને ઉપદેશની ભક્તિ પણ પ્રેમાનંદ યુગમા જે પ્રકારની હતી તેથી ઉતરતી જતી ચાલી આવે છે પદમાં ને ગરબામાં કલાકારની ભક્તિ ક્વચિત જણાય છે, પણ તે કલા ઘણીજ અધમ દશામા પડી રહે છે.

સ. ૧૭૭૮ ના અરસામા ભરુચ પાસે કેરવાડામાં રાજે રણછોડ નામનો મોલેસલામ ગરાસીઓ આ સમયનુ પ્રચલિત સાહિત્ય સરજાવે છે તેનાં મુખ્ય કાવ્યોમા વિરહ, બારમાસી, રાસપચાધ્યાયી, રાસલીલા વગેરે છે. એના પર વૈષ્ણવ સપ્રદાયની અસર દેખાય છે, અને આગળના કવિઓએ દર્શાવેલા ભાવો અને રચેલી શબ્દાવલિઓને તે ઘુંટી રહે છે. દરેક પ્રકારના જુલમથી કચવાઇ રહેલી પ્રજા ગામેગામમાં કહેવાતી ભક્તિના પદોથી પોતાનું રસિક અતર કેમ સતેજ રાખે છે તેના દષ્ટાતરૂપ આ કવિની કવિતાઓ છે. આ પ્રકારના સાહિત્યના સ્વરૂપ કે આત્મામા સદીઓ થયા કૈં ફેર પડતો જણાતો નથી. રાસપંચાધ્યાયીમા કવિ ગાય છે

સાખી

પોઢોરા પ્રિમાનદને, સઘળી સહીઓ સાથ,
કહે રાજે રૂડું થયુ, હાવે નેણે નિરખ્યા નાથ

ચાલ

હાવે નેણે નીરખ્યા નાથ, વાહાલા શુ તે કીજે વાત,
મુખ દેખાને મોહજ પામી, સહુ પ્રેહની વેદના વામી.

દેખીને દેવ મોરાર, હૈડામાં તે હરખી અપાર,
અમો આવ્યાં છઉં હાવે, વાહાલા રાસ રમાડો ભાવે
પ્રભૂ પૂરો તે મનની આશ, આજ રમવો તે રંગ વિલાસ,
એમ ફેડો તે રંગ રમાડો, વહાલા આંક વાળોની આડો [1]
× × ×
તમે વહાલામાં અતિ વહાલા રે, મારા મન ગમતા.
તારા ચંચળ સવળા ચાળા રે, મારા મન ગમતા
તારી મોરલીએ મન લીધાં રે, મારા૦
તે તો અમને ઘેલાં કીધાં રે, ,,
મને બીજું કાંઈ ન ભાવે રે, ,,
તમે આંખ અમારી ઠારૂ રે, ,,
મને મોહને બાણે ન માર રે, ,,
આજે દેખૈતી દીવાળી રે, ,,
હરિ મંદિર આવ્યા આલી રે [2] ,,

આશરે સં. ૧૭૮૮ માં અમદાવાદમાં થઇ ગયેલા વલ્લભ ભટ્ટનાં પદો પણ આજ પ્રકારનાં બીબામાં રચાએલી કવિતાઓ પુરી પાડે છે. સાથે સાથે સાન ને વૈરાગ્યનું સાહિત્ય પણ એકજ ઘાટીનું નીકળ્યું આવે છે. સં. ૧૭૮૯ માં નાથ ભવાન ઉર્ફે અનુભવાનંદ સરસ્વતી બ્રહ્મગીતા, ચોપાઇ, ચિદ્‌શક્તિ વિલાસાદિ પદો લખે છે.

આશરે સં. ૧૮૦૦ મા વલ્લભદાસ રઘુરામ મજમુદાર નવસારીમાં શિવરહસ્ય અને શિવભક્તો લખે છે. ૧૮૦૦ માં જેબાઇ ગોધરામાં રાજસૂય યજ્ઞ લખે છે. ૧૮૦૨ માં દાતા હરિના પંથના સ્થાપક રુક્મિણી હરણ અને દશમ લીલા લખે છે. આશરે ૧૮૦૦ માં કપડવણજનો રણછોડ ભક્ત કૃષ્ણ જીવનનો મહિમા, રામાયણના પદ, રણછોડજીનો ગરબો, રાધાવિવાહ ઇત્યાદિ લખે છે.

૧૮૦૪ માં મનોહરસ્વામી ભગવદ્ગીતા પર ટીકા વગેરે લખે છે. આશરે ૧૮૧૭ માં કાળિદાસ સીતાસ્વયંવર, પ્રલ્હાદઆખ્યાન, ધ્રુવાખ્યાન, ઇશ્વરવિવાહ અને ચંડિકાના છંદ લખે છે.

આમ નિર્વીર્ય ને નિર્માલ્ય સાહિત્યનો આ યુગ પુરો થાય છે. તેમાં જીવન ને સાહિત્ય ક્ષુદ્રતા પામી રહ્યાં છે, જેમ જીવન ન્યાતોના નાના ખાબોચીઆંમાં પડી રહ્યું હતું, જેમ મહત્ત્વાકાંક્ષા નવાબોની નોકરીમાં મર્યાદિત થઇ રહી હતી તેમ માનવ અંતર અને શબ્દબ્રહ્મ બન્ને સામાન્ય

૧ અપ્રગટ પ્રાચીન કાવ્ય સુધા, ભાગ ૫ મો, પૃષ્ઠ ૧૩; કવિ રાજેભાઈ કૃત "રાસ પંચાધ્યાયી," કડવું ૪ થું.

૨. અપ્રગટ પ્રાચીન કાવ્ય સુધા, ભાગ ૫ મો. પૃષ્ઠ ૮૪, કવિ રાજેભાઇ કૃત "રાસ પંચાધ્યાયી" પદ ૩ જું.

રીતે વિરહનાં પદો, બાર માસીઓ ને થોડાંક ચલણી વૈરાગ્યસૂત્રોનાં ખાબોચીઆમા જણાય છે. સામળ ને વલ્લભની રસિકતાનો નીરાળો પ્રવાહ નવી ફળદ્રુપતા આણ્યા વિના થંભી જાય છે.

નાકર યુગ, પ્રેમાનંદ ને સામળ યુગ આમ સમેટાઇ જાય છે; થોડીક ભક્તિનાં પદોએ પાથરેલી લીલોતરી સીવાય કાલવિસ્તારમા સહરા સમુ રણ; મહાભાવો કે મહાભાવનાઓ વિનાનુ; અને ગુજરાત જોડકણાં કે રાસડા રચી, ગાઇ, પુરાણીઓની નિ:સત્ત્વ થતી કથાઓ, 'ભગતો'ના નિશ્ચેતન વિરહપદો ને આડંબરી વૈરાગ્યનાં સૂત્રો સાંભળી જીવન વીતાવે છે.

---

## પ્રકરણ ૨૩ મું

### દયારામ યુગ

### સ્વામિનારાયણ સંપ્રદાય

(સં ૧૨૨૫-૧૯૦૮)

**પ્રેમાનંદસ્વામી—અને શુદ્ધ ભક્તિની આંચ**

આ નિશ્ચેતન સમયમા સચેતન બળ વૈષ્ણવ સંપ્રદાય લાગે છે. જેને ઉલ્લાસની જરૂર જણાતી તે વૈષ્ણવ મંદિરમાં જતો; મહારાજોના વૈભવ જોઇ કલ્પના ઉત્તેજતો, રાગ, રંગ ને ભોગનો પરોક્ષ રીતે આનંદ અનુભવતો, અને સામાન્ય જીવનમા વ્યકત ન કરી શકાય એવી ઊર્મિઓ શ્રીકૃષ્ણને નામે કે વલ્લભકુલદીપકોના મહિમાગાનરૂપે બહાર પાડતો.

તેમજ વૈષ્ણવ સંપ્રદાયના પ્રચલિત બળને લીધે જેને ઉપદેશ આપવો હોય કે વૈરાગ્ય શીખવવો હોય તેને પણ વૈષ્ણવ સંપ્રદાયનો આશ્રય લેવો પડતો. અધમતામાં પડી રહેલા સમાજ ને જીવનને ઉદ્ધારવાના આવા અનેક પ્રયત્નો થયા છે, તેમા શ્રી સહજાનંદ સ્વામીએ કરેલો પ્રયત્ન ગુજરાતને ઘણો ઉપયોગી નીવડ્યો છે

સ્વામિનારાયણ પંથની સેવાનું માપ કાઢવાનું આ સ્થાન નથી. ભક્તિના અને ભક્તિસાહિત્યના ક્ષેત્રમા તો તેણે ચાલી આવેલી પ્રણાલિકાને સ્પષ્ટ અને સુદૃઢ કરી હતી. ઉપદેશ અને વૈરાગ્યનુ સાહિત્ય આ પંથના કવિઓએ ઘણું સરજાવ્યુ છે, અને સાથે કલાની દૃષ્ટિએ ઉચું એવું પ્રણયનુ સાહિત્ય ભક્તિને નામે પ્રગટાવ્યું છે સહજાનંદી કવિઓએ કલાના ભક્તિસાહિત્યને સરસ સ્વરૂપ આપ્યુ છે, અને વૈરાગ્યમય જીવનથી રસવૃત્તિનો વિનાશ નથી થતો તેનો પુરાવો આપ્યો છે.

સહજાનંદી કવિઓનો જીવન સાથેનો વિરોધ આકરો હતો[1] ? પણ જ્યારે શૃંગારનાં પદ તે ગાવા બેસતા ત્યારે આકર્ષક સાહિત્ય રચતા.

સહજાનંદી કવિઓમાં પહેલા મુક્તાનંદ. તે વખતે ઘણા લોકપ્રિય થએલા, શૃંગારના ભાવો અને વાક્યરચનાઓને તે અવનવું સ્વરૂપ આપે છે; અને તેના પદોમાં શુદ્ધ ભક્તિની આંચ કરતાં કલાકારની શક્તિ બહાર પડે છે:—

મારા મંદિરિયામાં માલજો, જુમાણો રે;
મને શું કરશે સંસાર, ધડક મ આણો રે. ૧
હું તો તરણાતુલ્ય સંસાર, સઘળો જાણું રે;
વાલા એક તમારી બીક, ઉરમાં આણુ રે. ૨
તમો ભૂપોના છો ભૂપ, મહાસુખકારી રે,
વાલા તનમનધન પરિવાર, તમ પર વારી રે. ૩
તારા અધર અમૃતથી નાથ, હું નવ ધરવુ રે;
વાલા નિત્ય નૌતમ શણગાર, સજી સુખ આપુ રે. ૪
તમે રસીઆ રંગની રેલ, વાલમ વાલી રે;
હું તો મગ્ન થઇ મસ્તાન, સુખ દુઃખ ભાલી રે. ૫
મને આપ્યો અખંડ સુહાગ, કુંજ બિહારી રે;
મુક્તાનંદ કહે મહારાજ, જાઉં બલીહારી રે.[2] ૬

× × ×

વાલા સુંદર શ્યામ સુજાણ, મારે ઘેર આવો રે;
મારા પ્રાણતણા આધાર, મન ઘણું ભાવો રે. ૧
તારી વાંસલડી વ્રજરાજ, ચિતડું ચોરે રે;
તારાં નયણાં નંદકુમાર, કાળજડું કોરે રે. ૨
તારી ઘુઘરડીનો ઘોર, ધમ ધમ બોલે રે;
તે સુણતાં સુંદર શ્યામ, મન મારું ડોલે રે. ૩
તારા ઝાંઝરનો ઝમકાર, અતિ સુખકારી રે;
તારી છબી પર સુંદર શ્યામ, જાઉં બલીહારી રે. ૪
વાલા ઉરે મુક્તાફળ હાર, સુંદર છાજે રે;
તેને નીરખી કોટિક કામ, શોભા લાજે રે. ૫
વાલા એ છબી ઉરમાં નાથ, નિશદિન રેજો રે;
મુક્તાનંદ કહે મહારાજ, દરશણ દેજો રે.[3] ૬

આ કલાકારની કલા ઉંચા પ્રકારની હતી એ ઉદ્ધવગીતા અને સતીગીતા પરથી દેખાય છે. અને એ પુરોગામી નિશ્ચેતન સાહિત્યમાં નવો આદર્શ, નવી ધાટી અને નવી મોહકતા સરજે છે.

૧. જુઓ: પાનું ૨૨૮–૨૩૦. ગુ. સાહિત્ય: ખંડ ૫ મો.
૨ કાવ્યદોહન ભાગ ૩ જો, પૃષ્ઠ ૬૫૭ મુક્તાનંદ, શૃંગારનાં પદ, પદ ૪ થું.
૩. કાવ્યદોહન ભાગ. ૩ જો, પૃષ્ઠ ૬૫૭, મુક્તાનંદ: શૃંગારનાં પદ, પદ ૫ મું

આ પંથના નિષ્કુલાનંદ કવિ તો દ્રઢતાને—શ્રદ્ધાને-ભક્તિ લેખે છે; 'ધીરજાખ્યાન'માં ત્યાગને પણ ભક્તિ લેખે છે. અને ઉપદેશ ને વૈરાગ્ય એમાંજ એ ભક્તિના સાહિત્યનો સમાવેશ થયો માને છે.

ભક્તિસાહિત્યની દ્રષ્ટિએ સ્વામિનારાયણ પંથમાં પ્રેમાનંદ (સંવત આશરે ૧૮૭૮ થી ૧૯૦૫) મોટા કવિ છે, એટલુંજ નહીં પણ નરસિંહ મહેતાના પછી મધ્યકાલના સાહિત્યમાં જો કોઇના કાવ્યોમા શુદ્ધ ભક્તિની આંચ દેખાતી હોય તો આ પ્રેમાનંદમાં છે. નરસિંહ મહેતાની અવનવી ખુબી, સમૃદ્ધ શૈલી અને જળતો—જળાવતો તલસાટ તો ગુજરાતી સાહિત્યમાં કોઇ વ્યક્ત કરી શકયુ નથી, છતાં પ્રચલિત ભક્તિસાહિત્યના શુષ્ક કે માત્ર કલાત્મક પદોની પ્રણાલિકા સેવતાં પણ આ કવિનું પ્રણયી અંતર પોતાનો તલસાટ છુપો રાખી શકતું નથી.

વૈષ્ણવ સંપ્રદાયમાં ભકતો ઇશ્વરનો પરોક્ષ સંબંધ છોડી સંપ્રદાયના ગુરુની સાથે અપરોક્ષ સંબંધ સાધતા, તે પ્રમાણે પ્રેમાનંદે પણ કર્યું જણાય છે, અને એના પદોમાં નટવર સહજાનંદ બની જાય છે:—

એનું નામ સહજાનંદ સ્વામી રે, મારા પ્રાણ આધાર અંતર જામી રે —(૨)

×　　　　×　　　　×

હરિ પ્રગટ્યા ધરી એવી ટેક રે, મારી કર્મની રેખ પર મેખ રે　(૭)

આનું શું કહી વર્ણવું વિરો કરે, પ્રેમાનંદના સ્વામિ એવા એક રે[1] (૮)

આ દ્રષ્ટિબિંદુથી ભાવોની સૂક્ષ્મતાને બદલે સ્થૂલદેહી ગુરુની મહત્તા કવિને મુગ્ધ કરે છે. અને કલ્પનાની સમૃદ્ધિ અને સંસ્કારિતા બંને ઓછા જણાય છે.

આ ઉપરાંત નરસિંહ ભાલણ જેમ સંસ્કૃત સાહિત્યમાંથી બારોબાર પ્રેરણા લઇ સાહિત્યના ઉંચા આદર્શો જોડે સતત પરિચય રાખતા તેવો આ કવિને હોય એમ લાગતુ નથી. જન્મે તે ગવૈયા હતા. પંથના આદર્શો પ્રમાણે એમનું જીવન અસંસ્કારીઓને ઉપદેશ આપવામાં જતું. અને આસપાસ સરજાતા ને ગવાતાં વ્રજભાષાનાં ને ગુજરાતી પદોનો પ્રતિધ્વનિ તેના પર થયા વિના રહેતો નહીં. પરિણામે એમના સૂક્ષ્મ ભાવો ઘણાંજ થોડા; કથનની ધાટી ને સામગ્રી ઘણી વાર એકજ પ્રકારની, એની વર્ણન કરવાની શક્તિ કોઇક વાર નિશ્ચેતન થઇ જાય છે.

ભાવ, કથન, તલસાટ—એ બધાનો સંકુચિત પ્રભાવ હોવા છતાં આ કવિમા કલાદ્રષ્ટિ ઉંચા પ્રકારની હતી; તેમની શૈલી સંસ્કૃત અને તલપદી ભાષાના સંમિશ્રણથી હમેશાં સુમધુર હોય છે. એની ભક્તિમાં લાડ છે. એના વિરહમાં તલસાટ છે.

---

૧. પ્રેમાનંદ કાવ્ય, પૃષ્ઠ. ૨૩૮: "ભક્તિવિલાસ-પ્રગટ મહિમા", પદ ૭૭૨ માંથી.

સહજાનંદરૂપી અપરોક્ષ શ્રીકૃષ્ણ તરફ તે મોહક સખીભાવ દર્શાવે છે. એની વિલાસવૃત્તિ પણ સહજાનંદ ને બ્રહ્માનંદ જોડે રહી ઓછી થઇ હોય એમ લાગતું નથી. બે ત્રણ દૃષ્ટાંતો મર્યાદિત છતાં તલસાટભરી શક્તિનો ખ્યાલ આપશે:—

આવો રસિઆ રાખું મારે ઉર, પ્યારા પ્રાણજીવન અલબેલડા,
નહીં મેલું નટવર દૂર, મારા શ્યામ સુંદર વર છેલડા. પ્યા૦ ૧
જોઇ રસિક સુંદર વર રૂપને, મારા નેણાં તે શીતલ થાય;
હું તો ઘેલી ફરું ઘેર આંગણે, મારે હૈડે તે હરખ ન માય[1] પ્યા૦ ૨

લટકાલા લાડકડા મારા, લોચનીયામાં રાખું લાલ;
લોચનીયામાં રાખું મારા વહાલા, પ્રાણ વારી વારી નાખું લાલ. લટ૦ ૧
પ્રાણ વારી વારી નાખું મારા વહાલા, કરી રાખું ઉર હાર લાલ;
કરી રાખું ઉર હાર મારા વહાલા, નેણ તણા શણગાર લાલ. લટ૦ ૨
નેણ તણા શણગાર મારા વહાલા, નથડી કેરું મોતી લાલ;
નથડી કેરું મોતી મારા વહાલા, હીંડું જોતી જોતી લાલ. લટ૦ ૩
હીંડુ જોતી જોતી મારા વહાલા, દુર્લભ છો તે સારું લાલ;
દુર્લભ છો તે સારું મારા વહાલા, જીવિત તમ પર વારું લાલ. લટ૦ ૪
જીવિત તમ પર વારું મારા વહાલા, મારું જીવતર તમે સુધાર્યું; લાલ;
જીવતર તમે સુધાર્યું મારા વહાલા, મારું કારજ સરવે સાર્યું લાલ. લટ૦ ૫
કારજ સર્વે સાર્યું મારા વહાલા, હું તો છું વેચાણ તમારી લાલ;
હું વેચાણ તમારી મારા વહાલા, જાપે પ્રેમાનંદ બલિહારી લાલ.[2] લટ૦ ૬

જીરે કુંવરી રે કૃષ્ણજીને કાવીયું, અલબેલા ઉતાવળો આવ:—
મુખડું તારું ચિતડામાં ખુટ્યું.
જીરે આવડી તે વાર તમને કયાં થઇ, સુંદર વર નટવર નાથ;
—મુખડું૦
જીરે વદન જોયા વિના જાદવા, મારે પળ જુગ જેવડી જાય—
—મુખડું૦[3]

---

૧. શ્રી પ્રેમાનંદ કાવ્ય, પ્રથમ ભાગ, પૃષ્ઠ ૧૭૬, ભક્તિવિલાસ, પદ ૬૨૧ મું.

૨. શ્રી પ્રેમાનંદ કાવ્ય, પ્રથમ ભાગ પૃષ્ઠ ૨૨૩, "ભક્તિવિલાસ–પ્રગટ મહિમા", પદ ૭૪૭ મું.

૩. કાવ્યદોહન ભાગ ૩ જો, પૃષ્ઠ ૫૯૧, પ્રેમાનંદ સ્વામી કૃત "તુળસી વિવાહ", પદ ૩૫ માંથી.

નીચેની પંક્તિઓની સરસતા વર્ણી વર્ણાય એમ નથી:—

> નહીં મેલું રે સુંદર શ્યામ, કુંજ બિહારી રે;
> હું તો દામ વિનાની નાથ, દાસી તમારી રે. ૧
>
> તમે ગુણવંત સુખના ધામ, સારંગ પાણી રે;
> હું તો હાથે તમારે નાથ—જી વેચાણી રે. ૨
> જેમ રાખો તેમ રહું નાથ, એક પગે હલી રે,
> નહીં વસ્તુ કોઇ હિત નાથ, તમને દૂલી રે.[1] ૩

આ પંથના બ્રહ્માનંદ કવિ (મૃત્યુ સં. ૧૯૦૫; ઇ. ૧૮૪૯) ઉપદેશમાં જ રમી રહે છે; અને છતાં એની કૃતિઓ કલાકારના ઘણા ઉંચા પ્રકારના સાહિત્યનું દૃષ્ટાંત આપે છે. એના શબ્દોના તેજથી ભાવો, સૂર્યકિરણમાં તરંગો નાચતા હોય તેમ નાચે છે. અને કોઇક કોઇક ઠેકાણે તો ભાલણ, પ્રેમાનંદ કે મુક્તાનંદ કરતાએ સરસ શબ્દો તે વાપરી શકે છે, અને દયારામની ચમકથી જુદી છતાં તેવીજ મોહક ચમક તેમાં દેખાય છે. જે ભાવોને ગુજરાતી કવિઓ એકજ પ્રણાલિકાને માન આપી નિર્જીવ સામાન્યતાની દશાએ પહોંચાડ્યા હતા તેને એ આકર્ષક રીતે મુકી શકે છે.

તેણે રચેલા ભક્તિસાહિત્યમાં ઉંચા પ્રકારની કલા છે, અને શૈલીની મોહકતા છે; જે વર્ણનો અને ભાવો ઘુંટાઇઘુંટાઇને નીરસતાની સ્થિતિએ પહોંચ્યાં હતાં, તેને એ આકર્ષક કરી શકે છે, અને તલપદા શબ્દોના સુંદર ઉપયોગથી સામાન્ય હૃદયને મુગ્ધ કરે એવી કૃતિ સરજાવે છે. બ્રહ્માનંદની કૃતિઓ બતાવે છે કે નરસિંહ, ભાલણની કલા અનેક સ્વરૂપો લેતાં આખરે ગુજરાતના ગામેગામના અંતરમાં આવકાર પામી હતી.

નીચેનું દૃષ્ટાંત કવિની કલા અને તે સમયમાં લોકપ્રિય થએલા પદની ધાટીનો ખ્યાલ આપે છે:—

> લટકાળા તારે લટકે રે, લેરખડા હું લોભાણી,
> વાંસલડી કેરે ટટકે રે, ચિતડાને લીધું તાણી. ૧
>
> છોગલિયું તારું છેલા રે, આવી અટક્યું અંતરમાં;
> વણુદિડે રંગના રેલા રે, બેઠી અકળાઉં ઘરમાં ૨
>
> રાતી આંખલડીની રેખું રે, મનડામે ખુંતી મારે;
> રોસરીઆ હું દેખું રે, જંપ નથી થાતો ત્યારે. ૩

[1] કાવ્યદોહન ભાગ ૧ લો: પૃષ્ટ ૮૧૩-૧૮; પ્રેમાનંદસ્વામી કૃત શૃંગારનાં પદો, પદ ૧૪ માંથી.

મરમાળી મૂર્તિ તારી રે, વાલમ મારે ચિત્ત ચઢી;
બ્રહ્માનંદના હાર હજારી રે, કેમ કરી મેલું એક ઘડી.[૧] ૪

રૂડું ભાળ તિલક રૂપાળું રે, કંઠે કીધું કેસરનું,
ભાવે હું સુંદર ભાળું રે, કાળજડું મેલી ઘરનું ૧

વાંકી ભ્રકુટિ જોઈ વનમાળી રે, મારું લોભાણું મનડું;
મોહન નાસા વનમાળી રે, દીપલી વેળાનું ધનડું. ૨

તારા લોચનીયાં નંદ લાલા રે, રંગભીના રંગભરિયાં;
મજીઠ્ઠવન નટવર વાલા રે, ગુણિયલ અંતરમે ગરિયાં. ૩

લટકાળા મોહની લાગી રે, ભાવે મુખડું ભાળીને;
બ્રહ્માનંદના શામ સુહાગીરી, બેઠી જગભય ટાળીને.[૨] ૪

એના ભાવમાં શુદ્ધ ભક્તિની ઉની ઝાળ નથી, એમાં મુક્તાનંદની સરલતા નથી, તેમ દયારામની વિલાસસમૃદ્ધિ નથી. છતાં વ્યક્તિ પ્રેરે એવો પ્રભાવ છે.

આ મોટા કવિઓ પછી અનેક નાના કવિઓએ આ સંપ્રદાયે સરજાવેલા સાહિત્યના આદર્શોને થોડે વત્તે અંશે સેવ્યા છે. એક તરફ ઉપદેશ અને વૈરાગ્યનું કથન; બીજી તરફ શૃંગારનાં પદો. આ સાહિત્ય જોતાં એમ લાગ્યા વગર રહેતું નથી કે ધાર્મિક સંપ્રદાયની છાયા નીચે રચેલી કૃતિઓમાં સરસતાના તેજો ઝાંખાં થયા વિના રહેતાં નથી. બ્રહ્માનંદ અને પ્રેમાનંદ જો નરસિંહ ભાલણની માફક સ્વતંત્ર હોત અને પંથના સાહિત્ય કરતાં સંસ્કૃત સાહિત્યની પ્રેરણા મેળવી શક્યા હોત તો એમનું સ્થાન સાહિત્યમાં ઘણું મોટું હોત એમ વિચાર આવ્યા વિના રહેતો નથી.

પણ એ જમાનો નિર્માલ્યતાનો હતો. એમાં કૈં રસ રહ્યો હોય તો વૈષ્ણવ સંપ્રદાયની સેવામાંજ સમાઇ ગયો હતો; જો વીરતા રહી હોય તો માત્ર ઉપદેશ કરવામાંજ પુરી થઇ જતી હતી. બ્રહ્માનંદ અને પ્રેમાનંદનાં કાવ્યોની મર્યાદિત સરસતા, એ પરિસ્થિતિનું પરિણામ છે. શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર કરવા જતાં પરિસ્થિતિ કેમ અંતરાયરૂપ થઇ પડે છે તેનાં એ બે કવિઓ દૃષ્ટાંત પુરાં પાડે છે.

૧. કાવ્યદોહન ભાગ ૧ લો, પૃષ્ઠ ૭૯૩, બ્રહ્માનંદનાં શૃંગારનાં પદો, પદ ૯ મું
૨. કાવ્યદોહન ભાગ ૧ લો, પૃષ્ઠ ૭૯૪,

# પ્રકરણ ૨૪ મું

—:૦:—

## દયારામ: ગુજરાતનો પ્રણયકવિ

સંવત ૧૮૨૩ માં સુરમ્ય રેવાના તટ પર રમણીય ચાંદોદમાં સાઠોદરા નાગર પ્રભુરામને ઘેર પુત્ર જન્મે છે. આ પુત્ર તે ગુજરાતનો કવિશિરોમણિ થવા સર્જાએલો દયારામ.

ભાવાની સંસ્કારિતા, સમૃદ્ધિ કે સંગીતમાં, ઊર્મિઓની સચોટતા કે તરવરાટમાં, ભાવવૈવિધ્યની રંગબેરંગી ચમકમાં, હૃદયંગમ શબ્દમાધુર્યની મોહિનીમાં, પ્રણયના તલસાટની તીવ્રતામાં કોઇ કથનકાર ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં તેને સ્પર્શી શક્યો નથી. નરસિંહ મહેતા શીવાય—અને તે પણ એને નામે ચઢેલી ચાતુરી છત્રીશી કે રાસસહસ્રપદી એનાં ગણીએ તો–પ્રણયગાન ગાનારો ગુજરાતે એને એકનેજ પેદા કર્યો.

દયારામ ભક્ત કહેવાય છે પણ તે સદાએ કવિજ છે. તેનાં કાવ્યો ભક્તિસાહિત્ય કહેવાય છે, પણ તે માનવ પ્રેમનાં ભક્તિસાહિત્યનાં દૃષ્ટાંત છે. એ જમાનામાં ભક્ત કહેવડાવ્યા વગર ઊર્મિઓ દર્શાવાતી નહીં એ જમાનામાં એને ભક્ત થવું પડયું. આ જમાનામાં ભક્તિના કૃત્રિમ આડંબરમાં છુપાએલા પ્રણયમૂર્તિને ઊર્મિગાન ગાનારા કવિવર તરીકે પીછાણવો જોઇએ. એ પીછાણમાંજ ભક્તિસાહિત્ય કેમ ઉદ્ભવે છે તેના ઘણા રહસ્યો સમજાય છે.

દયારામનું વ્યક્તિત્વ કલાત્મક હતું. સમાગમમાં આવતા કાવ્યમૂર્તિઓનું તીવ્ર પ્રણયીઓનું વ્યક્તિત્વ છુપ્યું છુપાતું નથી. એમાં સ્રૈણનો અંશ હોય છે એમાંથી સર્વગ્રાહી સંસ્કારિતાના કિરણો ફુટે છે. માનવતાના બધા ચમકારા એમાંથી ચમકરી એમ થયાં કરે છે. ઊર્મિઓના પ્રચંડ તોફાનોના નાદ તેમાથી સંભળાય છે. વાસ્તવિક ને કાલ્પનિક વિલાસની તે ઝાંખી કરાવે છે સ્ત્રીઓને અકથ્ય તલસાટથી તે આકર્ષે છે, પુરુષો તેને મનેકામને માગ દે છે. ચંડીદાસ, શેલી, બાયરન, ગેટી, સુમે ,કલાપિનું એ વ્યક્તિત્વ. એજ વ્યક્તિત્વ દયારામનું.

ધાટીલું, નાજુક, સુરેખ અંગ, ગૌરવર્ણ, લટકભરી ચાલ, આ એનાં કેટલાંક લક્ષણો. માથાના વાળ રાખતો તે ગોસાંઇજી મહારાજના જેવા ને સુગંધી તેલથી તરબોળ હોઠ સદાએ તે પાનથી લાલ રાખતો અને જરુર પડયે ભાગથી કલ્પના તે પોષતો તે જમાનામાં બબ્બે ત્રણ ત્રણ રુપીઆ આપી મલમલનાં બંધ

બેસતાં અંગરખા તે કરાવતો અને ગજે ને બાયે જાળીની કારીગરી રખાવતો. મોટી કોરનું નાગપેરી ધોતીઉં અડધો કલાક ચીપીચીપી ને પહેરતો અને માથે તાજી ટપકતી કસુંબી પાઘડી મૂકયા વિના બહાર નીકળતો નહી

એનો સ્વભાવ તોફાની, ટીખળી ને વખત આવ્યે નફ્ટ; એનો અવાજ મીઠો, સંસ્કારી; એનું સંગીત હૃદયભેદક સાથે મીજાજ; અને અભિમાનનો પાર નહીં. વડોદરામા તે સમયે પ્રતાપ પ્રસારી રહેલા ગોપાળદાસે ગણપતિના પદો રચવાનું નિમંત્રણ મોકલ્યું. તેણે જવાબ વાળ્યોઃ 'એક વરીઓ ગોપીજનવલ્લભ નહીં સ્વામી બીજો .. અવર કોઇનુ કામ ન મારે, રીજો કે ખીજો.' દરજી તંગ અંગરખો કરી લાવ્યો; સામે કલમદાન ફેંકી. ગોસ્વામીએ અભિમાન દાખવ્યુ, તો તેની સામે બાવણ્ાં દઇ દીધા ને તેના દેખતા કંઠી તોડી નાખી. રતનબાઇની સેવામાં ખામી જણાઇ, તેને ઘર બહાર કરી. એ દીન નરસિંહ નથી, ત્યાગી ચૈતન્ય નથી, માનવતામા મસ્ત પ્રણયી છે. એ નરસિંહ ને મીરાની માફક વિરહિણી સખી નથી, પણ મધ્યકાલનો છેલછબીલો વરણાગીઓ નટવર નાવલીઓ છે. ડભોઇ, ચાદોદ, વડોદરા—આખા ગુજરાતની જનતા તેની પાછળ ઘેલી થાય છે. એ મસ્ત કવિ છે—દીન ભકત નથી.

જેમ ત્યાગને અને એને વેર છે તેમ શુષ્કતાને પણ એ જીવનમા આણી શકતો નથી. બધા સંસ્કાર સમૃદ્ધ કરે ને રસિકતા પોષે એવા એણે અનુભવો આદર્યા છે. એ સાઠોદરી નાગર, અને ચાદોદ જેવા યાત્રાસ્થળનો રહેવાસી. છે. એ પંડિતો, ભટજીઓ ને સ્વામીઓનો સમાગમ સેવે છે. એ અનેક વાર શ્રીનાથજી જઈ આવ્યો. સંસ્કારના સંરક્ષક થઇ પડેલા વૈષ્ણવ મહારાજનો માનીતો થઇ પડયો; ને તેમના આશ્રય નીચે રસિકતા કેળવતા અનેક કવિ અને પંડિત જોડે રસાકસીમાં ઉતર્યો. એણે ગોકુળ, મથુરાં, વૃંદાવન, કાશીથી રામેશ્વર સુધી જાત્રાઓ કરી હીંદી, વ્રજ ને સંસ્કૃત સાહિત્યની બને તેટલી—તે સમયને માટે ઘણી—સમૃદ્ધિ લુંટી ભાલણ, નરસિંહ ને પ્રેમાનંદને પોતાના કર્યા. સો વર્ષ પહેલાં—ટ્રેનના જમાના પહેલાં—હીંદમા કે યુરોપમા આથી વધારે સંસ્કારિતા પર્યટનથી કે સાહિત્યમંથનથી કેટલાને મળવી શકય હતી ?

તે જમાનામાં આવા વ્યકિતત્વ ને સંસ્કારિતાને માટે જીવનમાં ઝાઝો અવકાશ નહોતો. ખટપટી રાજ્યદરબારમાં તેને માટે સ્થાન નહોતુ. સંસારમાં સામાન્ય ધંધો કરી તે કીર્તિ કે ધન મેળવી શકે એમ નહોતું. તેને માટે એકજ માર્ગ હતો—ભકત થવાનો. તે માર્ગે રસ કેળવાતો, હૃદયની સંસ્કારિતા ને ઊર્મિઓ નીડરપણે વ્યકત કરાતી ભકતમંડળ ભેગું થતું, પ્રતિષ્ઠા મળતી, જોઇતા પૈસા મળતા, રાજા ને ધર્મગુરુઓનો આદર મળતો, સમાજના જુલમથી પર જવાતું. ભકતને બંધન નહોતાં, ભકતને માટે બધાં દ્વાર ઉઘડતાં. પ્રેમલક્ષણા ભકિત એ રસિક

જીવનો મોક્ષમાર્ગ પરલોકમાં હોય કે ન હોય, પણ આ લોકમાં તો હતોજ. દયારામ ભક્ત થયો.

તેણે ભક્તિની પ્રણાલિકા મેળવા માડી. મનુષ્યસ્વભાવ વિચિત્ર છે; જે માનવા ઇચ્છે છે તે એ માને છે. દયારામ પોતાને ભક્ત માનવા લાગ્યો, ભક્તની વાણી બોલવા લાગ્યો, સખીભાવ કેળવવા લાગ્યો.

એક વર્યો ગોપીજનવલ્લભ નહીં સ્વામી બીજો

× × ×

આ શામળીઆ સાથે મારો નેહ લાગ્યો રે
આ પાતળીઆ સાથે મારો નેહ લાગ્યો રે

સાથે સાથે પ્રેમભક્તિની શાસ્ત્રીય મહત્તા પણ પ્રતિપાદન કરવા લાગ્યો.

જપુ નહી અજપા રે જાપને, ન ગમે સુણવો અનહદ નાદ,
યજ્ઞ સમાધિ રે ના ગમે, ના ગમે સ્વરગ મુક્તિના સ્વાદ
અન્ય ઉપાસના રે ના ગમે, વિના એક પુરણ પુરુષોત્તમ
ફીકાં લાગે રે સાધન સહુ, પડી મુજને પ્રેમભક્તિમાં ગ‍ંમ

× × ×

ગોપી ગોવિંદની ગત ન્યારી, શું જાણે સંસારી રે

પણ આ બધામાં શુદ્ધ ભક્તિનો ધ્વનિ નથી. શુદ્ધ ભક્ત પોતે સખીભાવ કેળવે છે, સજીવ સ્ત્રી તરફ અણગમો કેળવે છે; વિજાતિને યોગ્ય એવો પ્રણય કાલ્પનિક પ્રભુ પર ઢાલવે છે. નરસિંહ મહેતો કાલ્પનિક રાધાને પૂજ્ય લેખે પણ સ્ત્રીને જંજાળ લેખે છે; ચૈતન્ય પોતે રાધાભાવ અનુભવે છે, પણ ખરી સ્ત્રી તરફ દૃષ્ટિ કરતો નથી. ભક્તિ એટલે પ્રણયને તેના સ્વભાવિક પાત્ર સ્ત્રી પરથી લઇ લઇ કાલ્પનિક પ્રભુ પર દોરવવાથી તેનું થએલું પરિવર્તન દયારામ માનવી છે—ભક્ત નથી; તે પ્રણયને તેના સ્વભાવિક વિષય પરથી ખસેડી શકતો નથી. ભક્તોની વાણીને વશ થઇ તેને ખસેડવાના પ્રયત્ન કરે છે, પણ સફળ થતો નથી. તે મૃત્યુના પયગંબરોની વાણી ઉચ્ચારે છે:

જે કોઇ જન કલ્યાણ ચાહો તે સ્રીની સંગત તજજોરે,
દુઃખ દરીયો પાપપુતળી, સાણ્ણા સમઝી ભજજોરે
જડ જુઠ્ઠી નિર્દય લોભણી, ગંદી છળ રચનારી રે,
સાહસ કરતી નીચ હઠીલી, સદા કાળ સહુ નારી રે.

× × ×

પણ આ અણગમો કાલ્પનિક પ્રભુના પ્રણયમાં મસ્ત ભક્તનો નથી, અનુભવ તૃપ્ત લહેરીનો છે.

અફીણ ને અબળા બે સરખા, ગ્રજે પડયા ન છુટે રે,

× × ×

મન તો થઇ આખી વિશ્વવત્ રે, પણ તનથી ન સ્હેજ સ્ત્રીની પાસ

× × ×

દયા જગતમાં એહ બધે જેનો કર ગ્રહે નંદકીશોર

દયારામ લંપટ હતો એમ ગુજરાતમાં માન્યતા છે ગોવર્ધનરામ તેનું એ લક્ષણું કેરે મુકે છે. રા જગજીવન મોદી એના તરફ સમદષ્ટિ દાખવે છે રા શંકરલાલ રાવલ તેને છાવરવા ભગીરથ પ્રયત્ન કરે છે સદગત મહાત્માની નિર્મળતાની તુલના કરવા સાહિત્યવિવેચક ન્યાયાસને ચઢવું એ અનાસ્તવિક છે, એ નીતિની દૃષ્ટિએ નિર્મલતા અક્ષમ્ય હોય તોએ તેના વ્યક્તિત્વ અને વિકાસને, તેનાં કથન અને કર્તવ્યને તેણે કેવો રંગ આપ્યો એની નોંધ લેવી એ ચરિત્રકારનું કર્તવ્ય છે દયારામનું આ લક્ષણું એની મૌલિક અને અનિયંત્રિત પ્રચંડ માનવતાનો સંયોગવશાત અનાદરણીય થઇ પડેલો માત્ર આવિર્ભાવ છે સેફોથી શેલી સુધી, ચંડીદાસથી નર્મદ ને કલાપી સુધી અનેક કવિઓને માથે કલંક ચઢયું છે–ખરી રીતે કે ખોટી રીતે કવિ હૃદય એટલે માનવતાનો ઉકળતો જ્વાલામુખી સામાન્ય હૃદયમાં જ્યાં શાંત ને સ્થિર ભૂતલ હોય ત્યા એ હૃદયમા ભભુકતા લાવાની ભમરીઓ ફરે છે. જ્યારે સામાન્ય જમીન ઊંએ પણ નહીં, ત્યારે વીસુવીઅસમાં ધકધકતા ગંધકના કડાયાં ઉકળે છે. જે કવિતા આપણે રસથી વાંચીએ છીએ તે ઉકળતા રસના તરંગો છે, સ્થિર સહારાની ધુળ નથી

લાલસા અને પ્રણયમા પરિણમતી પોતાની વૃત્તિને દયારામ તેના સ્વાભાવિક ક્ષેત્ર–સ્ત્રી–માંથી ખસેડી લઈ જઇ શકયો નથી. જે વૃત્તિ ભક્તજીવનમા કલંક હતી તે કવિજીવનની પોષક બની ગરબીઘેલી સ્ત્રીઓનું એને આકર્ષણ હતું રતન સોનારણ તેને પરભવની પોતાની સ્ત્રી દેખાઇ અને તેને તેણે પોતાના ઘરમા રાખી સોનારણ શ્રી ગોપાળ ભજતા અંતરાયરૂપ બનેલી ‘જંજાળ’ નહોતી, પૂર્વ જન્મની પ્રીતની અધિકારી હતી ગોસ્વામી મહારાજ પાસે તે આશીર્વાદ પામ્યો "તમારા બંનેનો મેળાપ પાછો સો વર્ષે થશે’ દયારામ શ્રદ્ધાળુ હીંદુની દૃષ્ટિએ એ પ્રણયસંબંધને આધ્યાત્મિક સ્વરૂપ આપે છે "અમારે ને એને પૂર્વ જન્મનો સંબંધ ન હોત તો એ શ્રીમાળી સોનીની જાત ને વળી બાળ રાંડ અને અમે નાગર બ્રાહ્મણ અમારો ને એનો યોગ શી રીતે થાય?"[1] કેટલાંએ વર્ષો એમનો સંબંધ રહ્યો

દયારામનું ચરિત્ર ને કૃતિ આમ ભક્તની મનોદશા ભક્ત નરસિંહ ને પ્રણયી દયારામ વચ્ચેનો ભેદ દર્શાવતી સ્પષ્ટ મનોદશા–સમજાવે છે વૈદિક ઋષિ ઇશ્વરને પૂજ્ય ભાવતું, તે સ્ત્રીને પ્રણયનું ક્ષેત્ર ગણતા એ સ્વાભાવિક ભેદ દૂર થતા, સ્ત્રીનું સ્થાન અધમ થતા, ઇશ્વર પ્રણયનું–એટલે ભક્તિનું, અને સ્ત્રી તિરસ્કારનું ક્ષેત્ર થયાં આ અસ્વાભાવિક આરોપણ ચૈતન્યાદિ અનેક ભક્તોમા પરાકાષ્ઠાએ પહોચ્યું સ્ત્રીથી વિમુખ તપસ્વી સ્ત્રી બની કાલ્પનિક પ્રભુ જોડે વિહાર કરવા બેઠો! દયારામ આ અસ્વાભાવિકતા સિદ્ધ કરી ન શકયો, પ્રણયને

૧ મોદી કૃત દયારામ

તેના યોગ્ય ક્ષેત્રમાં રાખી રહ્યો—તેને 'ભકિત' કહી રહ્યો ને પ્રણયજન્ય ઊર્મિગીતો લખ્યે ગયો. દયારામમાં જ્ઞાન નહોતું, તપશ્ચર્યા નહોતી; એની ભકિતઘેલછા એવી નહોતી કે કાલ્પનિક પ્રભુ સાથે એ વિહાર કરી શકે. એટલે શુદ્ધ ભક્તિ ઉદ્ભવે તે માટે એની પાસે કંઈ સામગ્રી નહોતી. પણ જમાનો એવો નહોતો કે માનવપ્રેમને એ માનવપ્રેમજ કહી પ્રગટ કરી શકે.

નરસિંહ ને દયારામના કાવ્યોની તુલના આ સ્પષ્ટ કરશે. મહેતાનું દૈન્ય દયારામમા નથી. મહેતામાં કૃષ્ણદર્શનનો તલસાટ છે, દયારામમાં ભાવ-કથનનીજ ઇચ્છા છે દુઃખ કે તપશ્ચર્યા કે વૈરાગ્યના અગ્નિમાં તપી માનવ ઊર્મિઓ ભકિતમાં પરિવર્તન પામે છે, તે દુઃખ અનુભવવા જેવી દયારામની પરિસ્થિતિ નહોતી, ને તપશ્ચર્યા કરવા જેટલી દઢતા નહોતી, ને વૈરાગ્ય હૃદયમાં ઉતારવાની શક્તિ ને સસ્કાર નહોતાં.

અનેકાનેક વાર તેની કલ્પના સ્થૂલ વિલાસની વિહ્વલતા સતોષની સિદ્ધિ પર ઠરે છે, અને 'પદ્માવતીચરણચારણચક્રવર્તી' જયદેવનું સ્મરણ કરાવે છે. અને એવા પ્રસંગોમાં પ્રભુની લીલા જોતું દીન, સમ્ભ્રમાન કુતૂહલ તે દર્શાવતો નથી, પણ નક્કર માનવીનાં વિલાસલોભ દર્શાવે છે. કૃષ્ણની કલ્પિત રાસલીલા વર્ણવતા જ્યારે નરસિંહની કાવ્યશકિત ખીલે છે ત્યારે દયારામ માત્ર સામાન્ય વીગતોથીજ તે પતાવી દે છે, ને માત્ર ઊર્મિકથનમાંજ રસ લે છે. ભકત શિરોમણી પણ પૂજયભાવ રેડયા વિના રહેતો નથી, દયારામ તેને અનાકર્ષકતા, ધૃષ્ટતા કે અસંસ્કારિતાથી વર્ણવે છે.

## પ્રકરણ ૨૫ મું

### દયારામનાં ઉત્તમ ગીતો

દયારામના કાવ્યોમાં દર્શન ને વર્ણન કરતાં ઊર્મિકથનની પ્રચંડ, આત્મલક્ષી ઇચ્છા વધારે દેખાય છે. ગરબી એની વિશિષ્ટતા, એનું અવિચળ પદ સાચવનારું સાહિત્ય રા. નાનાલાલ તેને 'ગુર્જરી સાહિત્યકુંજે ભરી બંસીનો છેડણહાર' કહે છે. એ બંસી તે એની ગરબીઓ. 'એનાંજ છે ગુજરાતનાં સાચા ને સર્વોપરિ Lyrics–ઊર્મિગીતો': આ સૂત્રમાં એનું સાચું અને સર્વોપરિ સ્થાન કયા છે તે નક્કી થાય છે.

આ કવિના ઊર્મિગીતોની કીંમત આંકવાનું આ સ્થાન નથી, છતાં તેની કાવ્યશકિતનું સ્વરૂપ સમજવા તેનાં ઊર્મિગીતો જોવાં જોઇએ. ઊર્મિગીત એટલે એક શ્રેષ્ઠ વિવેચક[1] કહે છે, તેમ 'અપૂર્વ શબ્દોની અપૂર્વ વ્યવસ્થા.'

અનુભવની પણ માનવ હૃદયમાં ભાવના છે. કેટલાક અનુભવો એ ભાવનાને સ્પર્શે છે, કેટલાક તેને અકારા થઇ પડે છે. જ્યારે અનુભવ તીવ્ર થાય, સર્વ-ગ્રાહી થાય અને જ્યારે એથી વધારે સરસ અનુભવ અશક્ય થઇ પડે, ત્યારે એ

1 કોલેરીજ.

ભાવના સંતોષાય છે જ્યારે અનુભવમાં આમ અપૂર્વતાના દર્શન થાય ત્યારેજ આનંદ ઉદ્ભવે છે ત્યારે જે ઊર્મિ પ્રગટે છે કે તેમાં સરસતા દેખાય છે આનો એક અનુભવ અપૂર્વ શબ્દોદ્વારા એવી રીતે વ્યક્ત કરવામાં આવે, કે તેના શ્રવણથી અમલ અનુભવમાં રહેલા અપૂર્વતા, આનંદ, ને સરસતા અનુભવાય ત્યારે અપૂર્વ રચના થઇ કહી શકાય, ત્યારે ખરુ ઊર્મિગીત સાંપડે

ઊર્મિગીતનું મૂલ ગમે તે એક ભાવનો વિશુદ્ધ ને તીવ્ર અનુભવ છે અનુભવપર પરામર્શ—અને અવલોકન વિચાર કે ઉહયનથી મિશ્રિત અનુભવમાંથી તીવ્રતા ને સરળતા ચાલી જાય છે, એવા મિશ્ર અનુભવને પરિણામે બીજા ગમે તે પ્રકારનું કાવ્ય પ્રગટે, પણ ખરું ઊર્મિગીત પ્રગટતું નથી

ગુજરાતમાં ગરબી એ ઊર્મિગીતનું સુંદરમાં સુંદર સ્વરૂપ છે એમાં ઊર્મિગીત માટે જોઇતાં બધાં લક્ષણો છે નાની ગરબીમાં એક વિશુદ્ધ અનુભવનું સરલ કથન સહેલાઇથી થઇ શકે, અને દયારામે કેટલીક ગરબી વર્ણનથી બગાડી છે, છતાં દરેકમાંથી વર્ણન કઢી નાખતાં બાકી રહેતો ભાગ એકજ અનુભવ આલેખે છે

અનુભવ—અમિશ્રિત, વિશુદ્ધ અનુભવ—તો ક્ષણિકજ હોય, એમાંથી ઝરતો આનંદ પણ ક્ષણિક હોય, અને એ ક્ષણભરમાં સમજાય એવા કથનમાં મઢાય તોજ સાંભળનારમાં એવો આનંદ પ્રગટ કરી શકે છે.

ક્ષણિક આનંદને ક્ષણભરમાં ચાખી શકાય એવી નાની સરળ પંક્તિઓની દયારામમાં ખોટ નથી.

એક ઓળખે ના એક તો મરી મથે જો

× × ×

કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે બાણ ભાખમાં રે

× × ×

નહુ સુખથી ન વાધે રે દેખી દુઃખ નવ ઘટ

× × ×

જેનું મન જેસું માન્યુ રે, તેને સુખ તેથી મળે,
તે વિના તેથી સારુ રે નાવે તેની આંખ તળે

× × ×

રૂડી ગોરી ગરડી રંગ વાસળી, પ્રાણજી મરી ત્રોડી,
વિકળ કરી મને વાગે, વાંકે દષ્ટે રે જોઈ

અને આ સાથે શબ્દની પસંદગી નોંધવા જેવી છે—જેવી અપૂર્વ કે તેનાથી સરસ શબ્દો ભાવામાં જડવા અશક્ય છે

× × ×

નંદકુંવર ક્યાંથી લાવુ, તજ વહાલુ રે વૈકુંઠ નથી જાવુ

× × ×

મારી લાડકડી ક્યાં લાગી આવડી વાર, મારી લાડસોની લાડલી રે

× × ×

સાંભળ રે તું સજની મારી, રજની ક્યાં રમી આવી રે

× × ×

શ્યામ રંગ સમીપે ન વ જાવું, મારે આજ થકી.

આવા કેટલાક અપૂર્વ શબ્દોની યોજના એની પંક્તિઓને અમર કરી રહી છે.

અપૂર્વ ઊર્મિગીત માટે અનુભવ પણ અપૂર્વ જોઇએ–એટલે કે (૧) તીવ્રતમ, (૨) જેનો સર્વ રસ સંપૂર્ણ રીતે ભોગવાતો હોય તેવો; અને (૩) જેનાથી સરસ અનુભવ અકલ્પ્ય હોય તેવો ને હોવો જોઇએ.

નીચેની પંક્તિમાં તીવ્રતમ ભાવાનુભવ છે.

હું શું જાણું જે વહાલે મુજમાં શું દીઠું,
વારે વારે સામું ભાળે, મુખ લાગે મીઠું.
× × ×
મુને એકલડી દેખી ત્યાં મારે પાલવે લાગે,
રંક થઈ કાંઇ કાંઈ મારે પાસે માગે.

અને અનુભવની અપૂર્વતાનાં દૃષ્ટાંત પણ સ્થળે સ્થળે મળે છે.

વાંકું મા જોશો વખાણીઆ,
જોતાં કાળજામાં કાંઈ થાય છે જીરે.
અણિયાળી આંખે વાલમ પ્રાણ મારો ચોર્યો છે,
મોહન મુખડું જોઇ મનડું મોહાય છે જીરે.
નખશીખ લગી રૂપરસિક મધુરે મનોહર,
જ્યાં જોઈએ ત્યાં આંખ ઠરી જાય છે જીરે.

જે સ્ત્રી પતિને શોકમાં, પુસ્તકમાં, કામમાં, પરોવાએલો જોઇ જળતી હોય તેના અનુભવની સંપૂર્ણતા નીચેની ગરબી શીવાય ક્યાં મળે છે ?

માનીતી તું છે ગોહનતણી હો વાંસલડી રે,
તુને વાહાલમ કરે છે ઘણું વહાલ રે હો વાંસલડી.
મહિ આવરો શો સોહોર મોહયો નંદનો કિશોર,
તારું આવડું શું જોર, ભુંડી કાળજું મા કોર રે. હો વાંસલડી.
પીએ અધરામૃત પીયુ તણું તું વાંસલડી રે,
હમારે શોકય સરીખું તું સાલે. હો વાંસલડી
વાજી વાજીને વિહ્વલ કર્યાં હો વાંસલડી,
તું તો પીડે હમારા પ્રાણરે. હો વાંસલડી
સુણતાં પડે છે હૈડે સાસરાં હો વાંસલડી,
તારા ટહુકારાથી ગોકુળમાં રે હો વાંસલડી.
ઝેર ઘણું છે તારી ચપટમાં હો વાંસલડી,
શકાં તુંથી બાળા ઘરબારરે હો વાંસલડી.
એવી વારે તું હણી નાખની હો વાંસલડી,
એ ભુંડી પેટે દેઉં મા માર રે હો વાંસલડી.
પતિવ્રતાનાં પણ મુકાવ્યા હો વાંસલડી,
તે તો ઉપાડિયાં સતીઓનાં સત્વરે હો વાંસલડી.

વનવન કુંજકુંજ ફેરવ્યા તે વાસલડી,
તે તો સહુની કરી છે એવી ગત્ય રે હો વાસલડી
ગરજે ગુમાનભરી આવડી હો વાસલડી,
તું તો જોની વિચારી તારી જાત રે હો વાસલડી.
જોતાં તું કાષ્ઠ કેરો કરકડો હો વાસલડી,
તુંને આજ મળી છે ઠકરાત રે હો વાસલડી

વળી એક વિશુધ્ધ અનુભવનું સરસ કથન લઈએ

નંદનંદન અલબેલડો રે એના વહાલા લાગે છે વેણ સાભળ સહી મારી,
ઘણુ કહ્યુ ગોકુળયુ રે એના કામણગારા નેણ, સાભળ સહી મારી
નટવર સુંદર શામળો રે, મનગમનો મોહનલાલ,
હૃદયા સરસો લેઈ લપટ હુ મુને એવું લગે છે વહાલ.

હોસીલી પ્રિયતમાના કોડભર્યા નિમત્રણમા રહેલી ઊર્મિનો અનુભવ જેવો આ ગરબામા છે તેવો બીજે મળવો મુશ્કેલ છે

મોહોલે પધારો મારા નાજ, માણીગર મોહોલે પધારો.
વહાન વધારો વ્રજ ાજ, માણી ર મોહોલે પધારો.
કરી રાખી છે એકઠી, ઘણા દિ સની છે ગોઠ,
રાજ મળે તો કીજીએ, આવી રહી છે મારી હોઠ.

× × ×

હુ સરખી બહુ આપને, મારે તો એક આપ,
રહેવાતું નથી રાજ ણ, કોને કહુ પરિતાપ

દયારામની ગરબીઓનુ ડોલન પણ અદ્ભુત છે. જે તીવ્ર અનુભવથી ઝરતા આનદમા અકથ્ય સરસના જડે છે તે સાહિત્યમા અપૂર્વ શબ્દોના ડોલનથીજ પ્રગટે છે—ડોલન, ગેયતા નહીં. સગીતથી થતો આનંદ શબ્દડોલનથી થતા આનંદથી જુદો છે. એક નાદસંવાદ કે માધુયનુ અંગ છે, બીજું શબ્દ ને અર્થના એકીકરણથી, અપૂર્વતા પ્રગટાવવા આણેલું ડોલન—એ સાહિત્યનું અંગ છે ગરબીઓ—અર્વાચીન સ્ત્રીઓની ઉસ્તાદી સંગીતભરી કહેવાતી ગરબીઓ શીવાયની—ડોલનાત્મક છે, અને દયારામને એ ડોલનની અપૂર્વતામાં કોણ સ્પર્શી શક્યુ છે?

નેહ નચાવતા નંદના કુંવર પાધરે પધારે જ

× × ×

ગરબે રમવાને ગોરી નીસર્યા રે
રાધિકા રગીલી અભિરામ મજવાસણી રે લોલ

અને દયારામનાં ઊર્મિગીતોમા સર્વ હૃદયો સ્પર્શે એવી ખુબી છે. એક વિશુદ્ધ અનુભવની સરલતા દરેક હૃદયમા ઝણઝણાટ પ્રગટાવે છે, અને એ ઝણઝણાટ પેદા કરવાનુ લક્ષણજ ઊર્મિગીત રચનારને અમર કવિઓમાં સ્થાન આપે છે. દયારામનુ ભકતકવિઓમા સ્થાન નથી, પ્રણયના અમર કવિઓમાં છે.

---

## પ્રકરણ ૨૬ મું

## અર્વાચીન યુગનો પ્રારંભ: શુદ્ધ ભક્તિનો અસ્ત

દયારામ સાથે મધ્યમાલ અસ્ત થાય છે એટલે ઉપસંહાર થોડાક શબ્દોમા કરી શકાય.

વૈદિક કાળમા સ્ત્રી સન્માનીય હતી, અને પ્રેમનું ક્ષેત્ર હતી જ્યા સુધી એ માન્યતા રહી ત્યા સુધી ઇશ્વર તરફ પૂજ્યભાવ કેળવાયો.

અનાર્યોની લિંગ પૂજા હૃદમા હતી તપનો અર્થ શુષ્ક વૈરાગ્ય થયો સ્ત્રી તરફ તિરસ્કાર વધ્યો દેશમા અધમતા આવી પરિણામે પ્રણયને પૂજ્ય ભાવનુ મિશ્રણ થયું—ભક્તિ પ્રગટી

શુદ્ધ ભક્તિએ કાલ્પનિક પ્રભુ સાથે લગનીમા મોક્ષ દીઠો આ ભગતી ટોચે પહોચી ત્યારે ચૈતન્યની વિશુદ્ધ ભક્તિના દર્શન થયા તે ભગતીનુ ગુજરાતમા સાહિત્ય તે નરસિંહનું ને મીરાનુ

શુદ્ધ ભક્તિમા વૈષ્ણવ ગૌસ્વામીએ મનુષ્ય પૂજાનો અ શ દાખલ કર્યો, અને ત્યાગને બદલે રંગ, રાગ ને રાસ ને સ્થાન આપ્યુ પ્રણય નામનો કાલ્પનિક પ્રભુ પર, ખરી રીતે ગોસ્વામી તરફ વળે તેવા પ્રયત્નો થયા પરિણામે શુદ્ધ ભક્તિ કલુષિત થઇ ભક્તિને નામે માનવ પ્રેમ દર્શાવતું સાહિત્ય પ્રગટયુ. આ પ્રવાહ પરાકાષ્ઠાએ પહોચ્યો ત્યારે જે સાહિત્ય પ્રગટયુ તે દયારામનુ સાહિત્ય.

આખરે પ્રણયને પૂજ્યભાવનો અવાસ્તવિક સ બધ તુટવા લાગ્યો

અ ગ્રેજી કેળવણી આવી સુધારાનો પવન વાયો અ ગ્રેજી સસ્કાર, પ્રણય, સ્વાત ત્ર્ય સ્ત્રી સન્માનોના તર ગો પ્રગટયા

ઓગણીસમી સદીની શરુઆતમાં અ ગ્રેજી રાજ્ય ગુજરાતમાં સ્થપાયુ. ઇ. સ ૧૮૩૩માં નર્મદ જન્મ્યો ઇ સ ૧૮૪૦ મા દુર્ગારામ મહેતાજીએ વિધવા વિવાહની હીમાયત કરી ઇ સ ૧૮૭૧મા ભોળાનાથે પ્રાર્થના સમાજ સ્થાપી ઇ સ. ૧૮૫૭ મા નર્મદે કાવ્ય છપાવા માંડયાં ઇ સ ૧૮૭૨ મા ઇશ્વર પ્રાર્થનામાળા, ભાગ ૧ પ્રગટ થઇ

નર્મદે પોતાની ઊર્મિ વ્યક્ત કરી

વાહાલી તે ઘેલો કીધો રે, પ્રીત જુગતી
ભણવુ, ગણવુ રજવુ સૌધુ છોડી મેં તો સદુ દીઠુ
તારૂ જ નામ લીધુ રે—પ્રીત૦

સ સારને હુ ભુલ્યો, પ્રીતડી રસે ડુલ્યો
નીદા ન મુખડુ મુલ્યો રે—પ્રીત૦

× × ×

પ્રીતિની આવે લહેરી, નરમ અંબ ફેરી
ગુલાબી જાયા પેરી રે—પ્રીત૦

× × ×

સ્ત્રી જન્મ થકી નિંદિત ભણાય,
પણ એમ કહે જુલમ ગણાય
શોખથી તો દુર્ગણ હણાય

× × ×

સહુ સુધારાનું મૂળ તો નારી રે,
સહુ સુધારાના ઘરની તે બારી રે
સ્ત્રીના હક છે પુરુષ પ્રમાણે
નહીં ઓછું વસ્તુ મન આણે

ભોળાનાથે ગાયું:

અજ્ઞાનથી લાગે સર્વ વિપરિત,
પરંતુ ઘટિત કરે પ્રભુ.

× × ×

તમારી કૃપાથી કરું હું તિતિક્ષા,
ભોગવું હું શિક્ષા જે આપો તે

× × ×

અવરોધ કાર્ય વૃથા નવ જાય,
સર્વ કાર્ય થાય પ્રભુ પ્રિય
પ્રભુચરણથી રહે નહિં લક્ષ,
નિરખું સમક્ષ તમને હું.

× × ×

પ્રકૃતિ મળીને ગાય પ્રભુ ગાન,
આપે સદા માન, માને નીમ.
રવિ શશી તારા, શુભ ગુણ ગાય
દિનનિશા જાય અધિષ્ઠાને
વન વૃક્ષ વેલી ગંગ પુષ્પ માલ
તમને કૃપાલ અર્પે સદા
સમુદ્રના ધ્વનિ ગીત નિત્ય ગાય
પ્રભુ પ્રતિ ધાય તરંગોથી
એવુ મહત્વ સબળ સમર્થ
પૂર્ણ કરે અર્થ યોગ્ય સર્વ

નર્મદે આમ સ્ત્રી પ્રેણયનો સ્વાભાવિક વિષય છે એમ ગાયું ને શીખવ્યું. ભોળાનાથે પ્રભુ પૂજાનો પૂજ્યભાવનો વિષય છે એમ ગાયું ને શીખવ્યું. નર્મદે સ્ત્રીને સર્વપાપનું મુળ માનવાની ના પાડી. ભોળાનાથે વિજાતી તરફની લાગણીથી પૂજ્યભાવ કલંકિત કરવાની ના પાડી.

પ્રણયનું અને પૂજ્યભાવનું અસ્વાભાવિક લગ્ન છુટ્યું. દરેક ભાવ પોતાના યોગ્ય વિષયે જવા લાગ્યા. ભક્તિ યુગ પુરો થયો. શુદ્ધ પ્રણયનું સાહિત્ય વધ્યું. ઊર્મિગીતો સ્વાભાવિક થયા. શુદ્ધ પૂજ્યભાવનાં પ્રદર્શન સાહિત્યમાં થયા; પ્રાર્થનાઓમાં ચેતન આવ્યું.

રા. નરસિંહરાવે ઊર્મિગીત ગાયું:

સંધ્યા સલુણી થઇ લુપ્ત સુપુપ્ત થાયે,
નેને રમે તદપિ રંગ રુડા બધાયે,
ખીલી હસે કુસુમ તે કરમાય જ્યારે,
તોયે સુગંધ મનમાં ફેરી વાસ મહાલે
આનંદ દે તું મૃદુગાન વિરામ પામે,
તોયે ભમી શ્રવણમાં ધ્વનિ રમ્ય જામે,
હા ! તેમ આજ તુજ દર્શન લુપ્ત થાયે,
તારા ગુણો સ્મરણમાં રમશે સદાયે
મારી ઉંડી હૃદયને વ્યથતી મયા જે,
ગંભીર શોક સરિતા પુર માંહી ગાજે
હા ! તેવી તુજ સુકુમાર ઉરે ક્દીયે.
મા રેલશો અસહ શોક તણી નદીએ !

× × ×

દેહ વદાય સખિ ! આટલું યાચતો હું,
થાઉં વિલુપ્ત ભવચિત્ર પટેથી જો હું
કર્ણે પડે ખબર એ તુજ કોઇ કાળે
બે આંસુડાં મધુર નેન થકી તું ઢાળે

ને પ્રાર્થના કરી;

પ્રેમલ જ્યોતિ તારો દાખવી મારો જીવન પંથ ઉજાળ

× × ×

મંગલ મંદિર ખોલો, દયામય ! મંગલ મંદિર ખોલો

× × ×

દુરિતરૂપે પડયો હું હે જગત્રાતા !
શોભન લતા નિરખી મુજ પાય અટયો–દુરિતરૂપે
શ્રવણ ધરી તુજ વાણી મંગલ,
રૂપમુખ અંધ બની ચરણ ચુકયો–દુરિતરૂપે
કરુણ રુદન સુણી તાત ! ઉગારો,
નીરખવા દિવ્ય પ્રભા હું અતિ ભૂખ્યો–દુરિતરૂપે

શુદ્ધ ભક્તિ મધ્યકાલનો સર્વ સુંદરમાં સુંદર ભાવ છે. અર્વાચીન કાલની અસ્વાભાવિક ઊર્મિ છે.

———o———

# વિભાગ ૯ મો

# ગુજરાતની લોકવાર્તાઓ

## પ્રકરણ ૧ લું

### રાજા વિક્રમની કથાઓ

ગુજરાતી સાહિત્યના મધ્યયુગનું કથાસાહિત્ય તો વિક્રમના પંદરમા સૈકાથી ઘડાવા માડ્યુ હતુ સસ્કૃતયુગની પડતીને પરિણામે દેશી ભાષાઓનો ઉત્કર્ષકાળ થયો ત્યારે દેશભરમા જે પૌરાણિક ઉદ્બોધન થવા પામ્યું તેને અંગે સંસ્કૃત સાહિત્યથી અજાણ્યા લોકસમૂહને સંસ્કૃત ગ્રંથોની ખુબી બતાવવા માટે કવિઓએ અનુવાદ કરવા માંડયા.

ભાલણ કવિ પોતાની પ્રાકૃત 'કાદમ્બરી કથા' રચવાનો હેતુ જણાવતા પ્રારંભમા જ કહે છે કે–

"કાદમ્બરી કથા કરી ઉત્તમ ........... ...........
અનેક ઉપમા, કઠિણ સસ્કૃત ગદ્ય, પદ્ય કયંહીએક,
સાહિત્ય સકલ તણી ચાતુરી, તેહમાહા રચી વિવેક.
અતિ પંડિત જે દુષ્ટ તે પ્રીછિ તેહનુ નહિ ઉપાય,
મુગ્ધ રસિક સાભળવા ઇચ્છિ, પણિ પ્રીછી નવિ જાય.
તેન્હિ પ્રીછવા કારણિ કીધુ ભાલણિ ભાષાબંધ—"

તથા 'નળાખ્યાન'મા પણ કહે છે કે —

"નૈષધ, ચપૂ મહાભારતમા કવિકીર્તિ અતિ લાધી;
કાલાને પ્રીછવવા ભાલણે, ભાષાએ એ કીધી.
મે, પામરને પ્રીછવવા, સુગમ કરીને ભાખી,
કથામાત્ર એ નૈષધરા'ની અપભ્રંશ એ દાખી."

આ પ્રકારે લોકકથાઓનો ભાષાન્તરયુગ તો ક્યારનો બેસી ચુકયો હતો. સસ્કૃત તથા પ્રાકૃત લોકવાર્તાઓના, લોકરુચિ પ્રમાણે નાના મોટા અનુવાદ સંખ્યાબંધ થયે જતા હતા કેટલીક અતિપ્રસિદ્ધ લોકવાર્તાઓ ઉપર તો અનેક કવિઓએ પોતાનો હાથ અજમાવ્યો છે, અને પોતાના શ્રોતાવર્ગનો વાર્તાપ્રેમ પોષ્યો છે. ભોજપ્રબંધ, પંચતંત્ર, સિંહાસન દ્વાત્રિંશિકા, વૈતાલપંચવિશંતિ, દશકુમારચરિત્ર વગેરે વાર્તા-

એના ભંડાર, એક નહી પણ અનેક કવિઓએ પોતપોતાની બુદ્ધિશક્તિ અનુસાર પ્રાકૃત સમાજ આગળ ખુલ્લા મુકયા છે.

ગુજરાતી સાહિત્યમાં લોકવાર્તાઓનું સાહિત્ય વિશાલ છે; એમાંનું મોટા ભાગનું સાહિત્ય વિરક્ત અને અસંગ જીવન ગાળનારા જૈન સાધુઓને આભારી છે. ધર્મલાભને માટે રાજ્યાશ્રય મેળવવાના ગૌણ હેતુથી કેટલાક જૈન યતિઓએ રાજદ્વારી પુરુષોના ચિત્તવિનોદને સારુ આવી વાર્તાઓ રચ્યાનું જણાય છે. 'માધવાનલ કામકુંડલા રાસ' તથા ' મારુઢોલા ચુપઇ,' એ બે વાર્તાઓ કુશલલાભ વાચકે યાદવ રાજપુત્ર હરરાજના કુતુહલ માટે રચી હતી. "યાદવ રાઉલ શ્રીહરરાજ, જોડી તાસ કુતુહલ કાજિ. ' વળી બીજો ઉદ્દેશ એ જણાય છે કે વાર્તાના રસદ્વારા, શૃંગાર અને પ્રેમની ભૂમિકા ઉભી કરી, મનુષ્યને વિલાસમાંથી પાછા વાળવા અને સંસારની નિઃસારતાનું, મનને આઘાત ન થાય તેવી રીતે, ભાન કરાવવા આવી લોકવાર્તાઓ જૈનયતિઓએ રચી છે. જૈનેતરોએ લોકવાર્તા રચવાના છુટક છુટક પ્રયાસો કર્યા છે ખરા. પરંતુ એ પ્રયાસોમાં મોટો ફાળો જૈનોનો છે.

પુરાણા કાળના રામ અને કૃષ્ણ, બૌદ્ધકાળના સિદ્ધાર્થ બુદ્ધ તથા અશોક, યુરોપીય પ્રાચીન કાળના આર્થર તથા શાર્લમેન, ગ્રીસ અને પર્શીઆના સિકંદર તથા હરુન-અલ-રસીદ, તેવાજ વિક્રમ સંવત સમયના વિક્રમાદિત્ય તથા ભોજ એ રાજવીઓના જીવનપ્રસંગોમાં જણાઇ આવતો તેમનો પ્રજાપ્રેમ, તેમની સત્યનિષ્ઠા, તેમનાં પ્રેમ શૌર્ય ભરેલાં સાહસિક પરાક્રમો -એકંદરે તેમનું અસામાન્ય અને અદ્ભુત જીવન-તે ઉપરથી અનેક વાર્તાચક્રો ( cycles ) નિર્માયાં છે. જગતના વાર્તાસાહિત્યમાં આવી વાર્તાઓનાં ઝુમખાંનો ફાળો નાનોસુનો નથી. આ વાર્તાઓએ અનેક કવિઓને તેમનાં કાવ્યોનું વસ્તુ પુરું પાડ્યું છે.

ગુજરાતી સાહિત્યમાં પરદુઃખભંજન વિક્રમનું નામ જેટલું સામાન્ય વર્ગને પરિચિત છે એટલું ભાગ્યેજ બીજા કોઇનું હશે. ' અમુક રાજા હતો તે રાતે વેશ બદલીને નગરચર્યા જોવા નીકળતો-' એ પ્રમાણે તમે વાર્તાની શરુઆત કરો તે પહેલાંજ સાંભળનાર જાણી જાય કે તે વિક્રમજ હોવો જોઇએ. સામળભટ્ટ તો આ વિક્રમ રાજાનાં ચરિત્ર પાછળ ગાંડાઘેલા થઇ ગયા છે એ તો વારંવાર લખે છે કે

" જેહું રામાયણ પરમ પવિત્ર, તેહસમુ વિક્રમચરિત્ર.'

અમે પણ ગુજરાતી લોકવાર્તાઓનો ટુંક પરિચય એ લોકપ્રિય 'વિક્રમચરિત્ર'થીજ શરુ કરીએ છીએ.

## ૧ વિક્રમચરિત્ર ચઉપાઇ

વિક્રમના પદરમા શતકના પ્રારભમા, મધુસૂદન વ્યાસની 'વિક્રમ ચરિત્ર ચઉપાઇ ' (સ ૧૪૧૬) એ પરદુઃખભજન અને દાનશીલથી પ્રસિદ્ધ વિક્રમ રાજાના ચરિત્રની, જાણમા આવેલી જુની ગુજરાતી વાર્તા છે. સ. ૧૫૧૯ મા નરપતિ નામના બીજા જૈનેતર કવિને હાથે 'વિક્રમકથા' એક સૈકાના ગાળા પછી રચાઇ છે. ઉદયભાનુ નામના જૈન કવિએ સ. ૧૫૬૫ મા એજ વિક્રમના સબધી ૫૫૬ તુકનો 'રાસ' રચ્યો છે.

એક રાજધર નામના કવિએ 'વિક્રમપ્રબધ' રચ્યો છે તેનો કેટલોક ભાગ 'બુદ્ધિપ્રકાશ' ૧૯૦૯–૧૦ ના અકોમા છપાયો છે એક જૈનેતર રાજધર દાસે સં. ૧૬૨૧ માં 'ચંદ્રહાસ આખ્યાન' (સે. લા વડોદરા) રચ્યું છે તે અને આ કવિ કદાચ એક હોય. આ પ્રબધ સાથે સામળભટ્ટની 'પંચદંડ'ની વાર્તાનું ખુબ સામ્ય છે

નરપતિ નામના એક બીજા જૈનેતર કવિએ સ ૧૬૪૯માં 'વિક્રમાદિત્ય ચુપૈ ' રચી છે. એ કાવ્યનો અતભાગ અહી ઉતારીએ છીએ:—

" જેહવુ મીઠુ પ્રાકૃત હોઇ તે સમવડિ નવિ દીસઇ કોઇ;
ગાહા દૂહા ચઉપૈ ગીત, ઉષ્ણકાલિ જિમ વાહાલૂ સીત,
કવિતા વકતા શ્રોતા નામ, જે ડાહ્યા તેહનઇ પરણામ,
જઉ જિહ્વ વસઇ સરસતી, તૂ પામઇ કવિજન વરમતિ;
એ કહીઇ વિક્રમતણૂ ચરિત્ર, સાભળતા હુઇ કર્ણ પવિત્ર,
ભણઇ ગુણઇ ભાવઇ સભલઇ, તે નર સકલ મનોરથ ફલઇ"

કવિ ' પ્રાકૃત ' ની મીઠાશના જે વખાણ કરે છે તે ઉપરથી "अपभ्रंशेन तुष्यति स्वेन नान्येन गुर्जरा ।" એ કવિ ભોજની 'સરસ્વતી કઠાભરણ'ની ઉક્તિનું સ્મરણ થાય છે.

મંગલમાણેકે પણ સં. ૧૬૮૩ માં 'વિક્રમાદિત્ય ચઉપાઇ' રચી છે, અઢારમા શતકમાં એક અભયસોમે સ ૧૭૨૪ મા 'વિક્રમચરિત્ર ચતુષ્પદિકા રાસ' રચીને, અને તેજ વર્ષમાં પરમસાગરે ' વિક્રમચરિત્ર' રચીને આ વિષયની પરંપરા જાળવી રાખી છે આ લોકવાર્તાનું સશોધન ઉપયોગનુ છે.

## ૨. સિંઘાસણ બત્રીશી

" સિધાસણ બત્રીશી " એ કદાચ સૌથીએ વધારે લોકપ્રિય વાર્તાનું મુખખું છે. *ક્ષેમકર મુનિકૃત મૂલ 'સિહાસન દ્વાત્રિંશિકા' ગદ્યપદ્યાત્મક છે.

* આ કવિએ, મહારાષ્ટ્રી પ્રાકૃતમા પ્રાચીન કવિઓએ રચેલા બત્રીશ પુતળીના પ્રબંધો અવલોકીને તે ઉપરથી પોતાનો સસ્કૃત ગ્રથ રચ્યો છે ગ્રથરચનાનો હેતુ 'પડિત દર્પ હેતુ' અને 'વિશ્વોપકાર અર્થે' ગુણકીર્તન હેતુ' એમ બે જાતનો જણાવ્યો છે આ

વિક્રમના સિંહાસન ઉપર શાલિવાહન બેસવા જાય છે ત્યારે સિંહાસન ઉપરની પુતળીઓ વિક્રમચરિત્રનો મહિમા વર્ણવે છે. અને તે કયા ભોજ આગળ કહેવામાં આવે છે. દરેક પુતળી એક એક વાત કહે છે. સં. ૧૫૧૯ માં મલયચંદ્રની રચેલી વાર્તા એ વિષય, ઉપરની પહેલી ગુજરાતી વાર્તા છે. સં. ૧૬૧૬ માં સિદ્ધસૂરિએ અમદાવાદ પાસે આવેલા બારેજા (બારેજડી ?) ગામમાં 'નિહાં શ્રી સંઘનણે ઉપદેશ, રચી ચોપૈ ધરમ વિશેષ'–સિંહાસન બત્રીશીની ચોપૈબદ્ધ વાર્તા રચી છે. કવિ પ્રારંભમાં કહે છે કે:—

"પર ઉપગારી રાજા જિમ, તાસકથા બોલીસ બહુ બિમ;
ત્રિભુવન માહિ વિક્રમરાય, સત્ત્વવંત ધુરિ સહી કાય.
તાસ કથા બત્રીસે જેહ, ભોજ ભૂપ આગલિ કહિ નેહ.
સવિ સંબંધ અછે પ્રત્યેક, તે સુણજો સહુ ધરિ વિવેક
સિંહાસન બત્તીસી તેહ, લોકમાંથી સુપ્રસિદ્ધિ જેહ;
તાસ કથા હું બોલીસ ભલી, સાંભળતા પૂગી મન રલી."

આ વિક્રમ રાજાના ગુણમહિમાની કથા પ્રાચીન કાળમાંએ પ્રચલિત હશે એમ કવિના અંત વચન ઉપરથી જણાય છે:

"જે છે સંસ્કૃત કથાપ્રબંધ, તે કહ્યો ભોજ તણો સંબંધ;
પ્રાસ રસ અધિકો જાણીઇં, તેહ કારણિ એહ વખાણીઇ.
કહી કથા આગેં જે હતી, કેતી કથા કહી કેલવી,
કવિ કહે તેહમા મ દેયો ખોડિ, ખમાવિઇ સવિહું કરજોડી."

સં. ૧૬૩૬ માં આ વિષય ઉપર ફરી લખનાર હીરકલશે, મેડતામાં દુહા, ગાથા અને ચઉપઇ–બધું મળી ૨૨૦૦ છંદમાં આ 'બત્રીશી' રચી છે. આ કવિ પોતાના પુરોગામી કવિ સિદ્ધસૂરિને સંભારે છે:—

"પૂરવે શ્રીસિદ્ધસેન ગુરુ, વિક્રમ ગુણસંબંધ,
કીધી સિંઘાસણુ કથા, બત્રીસે પરબંધ.

---

અપ્રસિદ્ધ સંસ્કૃત ગ્રંથ, શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સંગ્રહમાં છે. કલકત્તાના પંડિત જીવાનન્દે સને ૧૮૮૧માં પ્રાચીન પ્રાકૃત તથા સંસ્કૃત ગ્રંથો અવલોકીને એક 'સિંહાસન દ્વાત્રિંશિકા'નો વાર્તાગ્રંથ ઉપજાવી કાઢેલો છપાયો છે. પરંતુ જુદા જુદા ગ્રંથોમાં વાર્તાઓનાં બનાવમાં ફેર હોય છે. સુભાષિતમાં ફેર હોય છે; પુતળીઓનાં નામ જુદાં પડે છે તેમ સિંહાસન કેમ પ્રાપ્ત થયું વગેરે હકીકતમાં પ્રથમ પુષ્કળ ભિન્નતા હોય છે. ગુજરાતી કવિએમાં પણ માત્ર બત્રીશ વાર્તાઓનોજ મેળ રાખેલો જોવામાં આવે છે. બત્રીસ પુતળીઓ બત્રીસ વાતો કહે છે એટલુંજ મૂળ વાર્તાના કલેવરમાં સામ્ય હોય છે. પેટાવાર્તાઓ તો કેટલાક ગ્રંથોમાં અવનવીજ આપવામાં આવી હોય છે

સિંધાસણરી પૂતળી, વિક્રમ નૃપ ગુણચૂર,
ધારાધિપ આગળ કહો, બેઠી સભા પડૂર.
કથા કહીસ્યું વિક્રમતણી, જસુ સાકઉ વિસ્તાર
સાકઉ વરતિઉ દાનથી, દાન વડો સંસાર "

એક સંઘવિજય નામના લેખકે સં ૧૬૭૮મા ફરીથી આ વાર્તાઓ રચી છે

જૈનેતર કવિઓમાથી સમર્થ વાર્તાકાર મહાકવિ સામળભટ્ટે, 'બત્રીસ પુતળીની વાર્તાઓ'ની શરુઆત *સં ૧૭૭૭ મા કરી હતી, અને તેમાથી પંદર વાતો સં ૧૭૮૫મા પુરી કરી હતી તે દરમિયાન રખીદાસે કવિને સિંહુજ તેડી આશ્રય આપ્યો એટલે બાકીની વાર્તાઓ ત્યા રચી હતી

સામળભટ્ટે પોતાની 'બત્રીસ પૂતળીની વાર્તા' મૂળ સંસ્કૃત 'ભોજ પ્રબંધ' ઉપરથી લીધી હોય એમ લાગે છે, એ ગ્રંથ બલ્લાળ પંડિતનો રચેલો છે, છતા સામળભટ્ટ તો કાલિદાસ રચિત 'ભોજ પ્રબંધ' નો ઉલ્લેખ કરે છે પરંતુ કાલિદાસ ભોજનો સમકાલીન હતો એ લોકમાન્યતાને લીધે આ ભ્રમ ઉત્પન્ન થએલો છે આખા ગ્રંથમા ઉલ્લેખો છે કે

"સંસ્કૃત કાલિદાસ કૃત, નિરખ્યો ગ્રંથ જ નેહ
તે પ્રીતે પ્રાકૃત કરૂં, તમ કૃપાથી તેહ."
" સંસ્કૃતમાથી શોધિયું, પ્રાકૃત કીધું પૂર
ભોજપ્રબંધ ભરતખંડમા નારાયણનું નૂર ' વગેરે

આ 'ભોજપ્રબંધ'ની એક સારંગ નામના કવિએ ઝાલોરમાં સં. ૧૬૫૧ મા ચોપાઈ રચી છે.

કેટલીક વાર્તાઓ મુળ 'સિંહાસન બત્રીસી'મા છતા, સ્વતંત્ર વાર્તાઓ જેવી ખ્યાતિ ભોગવી રહી છે. 'પંચદંડ,' 'ચંદન મલયાગિરિ,' અને 'વૈતાલ પચ્ચીશી' અથવા 'મડાપચ્ચીશી' એ ત્રણ વાર્તાઓ ઉપર એકથી વધારે લેખકે હાથ અજમાવ્યો છે

* " સંવત સત્તર સિતોતરો, કરવા માડયો ગ્રંથ
પંદર વાત પચાશીએ, પૂરણ કીધી પંથ '
"સંવત સત્તર પંચોતરો કરવા માડયો ગ્રંથ
બત્રીસ વાત પંચાશીએ, પૂરણ કીધો પંથ"

—બૃ કા દો ભા ૬ મા એમ જુદો પાઠ છે.

### ૩. પંચદંડ

બત્રીસ પુતળીમાંની હંસા નામની પાંચમી પુતળી ભોજને 'પંચદંડ'ની વાર્તા કહે છે. એનું બીજું નામ 'વિક્રમ કથા' પણ કહેવાય છે. નરપતિની 'વિક્રમ કથા' (સં. ૧૫૧૯ અથવા સં. ૧૬૪૯ ?), જિનદર્પની 'પંચદંડ કથા' (સં. ૧૫૫૬) તથા લક્ષ્મીવલ્લભે રચેલી 'વિક્રમ પંચદંડ ચોપૈ' (સં. ૧૭૪૦) તથા સામળભટ્ટની 'પંચદંડ'ની વાર્તા, એ આ ત્રીજી વાર્તાનાં સ્વતંત્ર કાવ્યો છે.

### ૪. ચંદન મલયાગીરી

'ચંદન મલયાગીરી' એ બત્રીસમી વાર્તા 'મડાપચીશી'માંની આઠમી વાર્તા છે. સં. ૧૭૧૧ માં ઉપાધ્યાય સુમતિહંસે અને સં. ૧૭૩૬ માં સાધુ અજીતચંદ્રે 'ચંદન મલિયાગીરી' ના રાસ રચ્યા છે. આ વાતાનો માત્ર ઉલ્લેખજ અહીં થઇ શક્યો છે.

### ૫. વૈતાલપચ્ચીશી

'વૈતાલ પચ્ચીશી' ને સ્વતંત્ર વાર્તા તરીકે સં. ૧૬૧૯ માં લખનાર દેવશીલ છે.* 'ચોપૈ કથાસબંધ વિનોદ, સાંભળતા ઉપજે પ્રમોદ' એવી 'કરી ચોપાઇ નામ વેતાલ, પંચવીસે એ કથા રસાલ,' આજ વાર્તાને હેમાનન્દે સં. ૧૬૪૬ માં જૂના, ગુજરાતી ગદ્યમાં લખી છે. ગ્રંથનો પ્રારંભ કરતા લેખક લખે છે કે "જે નીચ હુયે તે વિઘ્નનઇ ભયે કરી ઉત્તમ શાસ્ત્રનું આરંભ ન કરઇ; અનઇ મધ્યમ જન હુયે તે આરંભી નઇ મુકઇઃ અનઇ ઉત્તમ હુયે તે અનેક વિઘ્ન પરાભવતે ઉત્તમ ગુણ ન મૂકઇઃ તેહ કારણ ઉત્તમ જન હુયે તે એ કથા સાભલસઇ." એક હીરકલશે આજ વર્ષમાં આ વાર્તા રચી છે; એમાં એ આપે છે કે

"રાજા વિક્રમ ગુણ અવદાત, કવિયણ બોલે નવ નવ ભાનિ,
તેમ હું સજ્જન સાંનિધિ યથા, કેહિસુ વેતાલપચીસી કથા,
રાજા વિક્રમ ને વેતાલ, એક શ્મશાન-વનખંડ વિશાલ;
કથા કહી નવ નવી પચીસ, સંભલતાં તે થાઇ જગીસ."

### ૬. લક્ષબુદ્ધિની વાર્તા

સામળભટ્ટની "બત્રીસ પુતળી"ની વાર્તામાંની ૨૭ મી વાર્તા "લક્ષબુદ્ધિની વાર્તા" છે. તેનો જનસમાજમાં બહોળો પ્રચાર થયો હોય એમ જણાય છે બૃ. કા. દો. 'ભાગ ૫, પૃ. ૫૦૫ ઉપર જે નવી આડવાર્તા શરૂ થાય છે ત્યાં એમ બને છે કે ગામમાં ચાર ભાટઓ સાથે ને સાથે ફરતા હોય છે. તેમને વિક્રમ હકીકત પુછે છે. તેઓ કહે છે અમારે નોકરી ચાકરી કરવાનું એ મન નથી.' માત્ર

* શ્રી જગજીવનદાસ મોદીની આવૃત્તિ (૧૯૧૬.)

" આવ્યા છિયે કહેવા અંકોર. અમ ચારમા એક જ ચોર;
મારવો નહિ ન પૂછવી વાત, ત્રીજે કાન ન જાયે ખ્યાત;
આહોમાંહે વાત નવ જણાય, તસ્કરમાં તે નવ ગણાય:
તે બાંધવ હળવો નવ પડે, તેનું તે ગતન જો જડે. "

ચાર રત્નોનો ચોર કાણુ ? એ ખોળી કાઢવાનું હોય છે. પછી તે ઉપરથી વિક્રમરાજા તેમને એક દિવસે એકાદશીનુ જાગરણ હોય છે ત્યારે વાર્તા કહે છે. એમાં એક પિતા, ચાર પુત્રના સ્વભાવની પરીક્ષા કરવા જુદા જુદા હુકમ કરે છે. એ પુત્રોએ શું કર્યું અને કેવુ કર્યું તે પ્રશ્નના ઉત્તરમાજ રાજા રત્નનો ખરો ચોર પારખી કાઢે છે.

આ વાર્તા, હાલમાં પ્રકટ થયેલી રા. રાયચુરાની " કાઠીઆવાડની લોક વાર્તાઓ" માં, " ઇન્સાફ " ( પૃ. ૩૮—૫૮ ) ના નામથી દેખા દે છે. વાર્તાઓ કેવો પ્રવાસ કરે છે તથા પ્રવાસમાં રૂપરંગ કેવા બદલે છે તે દૃષ્ટિએ આ કાઠીઆવાડમાં કહેવાતી લોકવાર્તા વાચી જવા જેવી છે. "ઇન્સાફ "ની વાર્તામાં રાજકુમારી ચાર જણના પ્રશ્નનો ઉકેલ લાવે છે. તેમના આગળ જે વાર્તા માંડવામા આવે છે તે વાર્તા, ઉપરની વાતથી ભિન્ન છે. પરંતુ એ વાર્તા પણ દેવશીલ કૃત " વૈતાલપંચવિંશતિ " ( સં. ૧૬૧૯ ) માની નવમી વાર્તા છે એમ શોધ કરતાં જણાય છે. આવા રમ્ય સંમિશ્રણથી, કાઠીઆવાડની જુની વાર્તા આજે લોકોને રસમુગ્ધ કરી શકે છે એ, વાર્તા કહેનારનીજ ફત્તેહ કહેવી પડે.

### ૯. વિક્રમરાજ અને ખાપરા ચોરનો રાસ

રાજા વિક્રમના જીવનચરિત્ર સાથે સંબંધ ધરાવતી ત્રણ જુદી જુદી વાર્તોનો સામટો ઉલ્લેખ અહીં કરીએ છીએ, મંગલમાણેકે સં. ૧૬૩૮ માં વિક્રમની રાજધાની ઉજ્જયિનીમા રચેલો " વિક્રમરાજ અને ખાપરાચોરનો રાસ " એક નવુંજ કથાનક રજુ કરે છે. આ કથા " વિક્રમ ચરિત્ર "ની પ્રસિદ્ધ કથાઓમા આવતી નથી, છતા એમાં વિક્રમનો સંબંધ છે; અને એનો પ્રાચીન ગદ્યરાસ અસ્તિત્વમાં હશે એમ નીચેની લીટીથી લાગે છે.

" વિક્રમ સિંહાસનબઇ છત્રીસ, કથા વૈતાલીણી પંચવીસ,
પંચદંડ છત્રની કથા, વિક્રમચરિત્ર લીલાવઇ કથા;
પ્રવેસ પરકાયની વાત, સીલમતી ખાપરની ખ્યાતિ,
વિક્રમપ્રબંધ આછઇ જે ઘણા, કહઇતા પાર નહીં તસ ગુણા,
ઇત્તિ ઊંમાહુ અ મિસું ધરિ, ગુરુ કવિ મતચરણ અણુસરી,
ગદ્ય-કથા રાસ ઉદ્ધાર, રચિઉ પ્રબંધ વીરરસ સાર. "†

† શ્રી. મોહનલાલ દેશાઇ બી. એ એલએલ. બી , સંપાદિત.
—" જૈન ગુર્જર કવિઓ " પૃ. ૨૪૭

### ૮. શનિશ્ચર વિક્રમ રાસ

સત્તરમા સૈકામાં ધર્મસી ( સિંહ ? )એ ' શનિશ્ચર વિક્રમ રાસ ' રચ્યો છે. એ રાસમાં વિક્રમ અને શનિની પ્રસિદ્ધ વાર્તા આપવામાં આવી છે. આ કથા બંગાળી સમાજમાં પણ ઘણી પ્રચલિત છે, અને એ સંબંધી અનેક કવિઓએ કવિતા કરેલી છે. આ લોકવાર્તાને હાલમાં સિનેમાના ચિત્રપટ ઉપર પણ ઉતારવામાં આવી છે.

### ૯. અંબડ કથાનક રાસ

' ખાપરા ચોરનો રાસ ' રચનાર મંગલમાણેકે ઉજ્જેનમાં જ્યારે ભટીખાન નિઝામનું રાજ્ય હતું, ત્યારે તેના આશ્રય નીચે ' અંબડ કથાનક રાસ ' સં. ૧૬૩૮ માં જેઠમાં શરુ કરી ૧૬૩૯ ના કાર્તિકમાં સંપૂર્ણ રચ્યો હતો.

" ઊજેણીઇં રહી ચોમાસિ, કથા રચી એ શાસ્ત્ર વિમાસિ,
વિનોદ બુદ્ધિ વીરરસ વાત, પંડિત રસિક માંહિ વિખ્યાત.
ભટીખાન નઇર્ઝ્ઝમ પસાય, વિદ્યા જાણી ભાનુભટ્ટ પાય,
મિત્ર લાડજી સુણિવા કાજિ, વાંચી કથા વિડાલંબી રાજિ.
ગદ્યબંધ ચઉપઇ નઇ બંધિ, કાધો મિલી નવે સંબંધિ
ઊછઉં અધિક કહિઉ અઇં જેહ, શુદ્ધ કરો સંતગુરૂ તેહ. "

અહીં જે " ગદ્યબંધ "નો ઉલ્લેખ કવિ કરે છે તે ' અબંડ કથા ગદ્ય ' રચનાર જયસોમની ગદ્યવાર્તા સં. ૧૫૭૧ માં ઉતારેલી પાટણના જૈન-ભંડારમાં છે. કવિ પોતાનો વિનય બતાવતાં કહે છે કેઃ—

" .............................અંબડ કથા કહું રસવતી.
વામન પરઇં મંદ હૂં મૂલ, ઊંચા ફલ લેવા અનનુકૂલ;
વીર કથા કહિવા રસ થાય, તે ગુરુ ભાનુભટ્ટ મહિમાય.
ગદ્યપદ્ય બંધી તે કથા, તાસ સીસ સદ્દ સમઝઇ યથા;
મંગલરૂપ રસિક પાવની, કઇઇ વિશેષિઇ જનરંજની
નવરસરૂપ સુણઇ જવ એહ, અન્ય કથા આદરઇ ન તેહ
અંબડ વિદ્યાધરની કથા, સરસ વિનોદ બુદ્ધિમય યથા,
આદર થઇ ભણઇ જે ચિત્ત, સુણતાં સાહસિક હુઇ ચિત્ત. "

મૂલ ' અંબડ કથાનક ' સંસ્કૃત કવિતાબદ્ધ છે; અને મુનિ રત્નસુરિએ સં. ૧૨૫૦ ની આસપાસમાં તે રચેલું છે. તેમાં સુભાષિત તરીકે કેટલીક પ્રાકૃત ઉક્તિઓ મુકેલી છે.

આ પ્રકારે, આ પ્રકરણમાં વિક્રમના સંબંધવાળી બધી વાર્તાઓનો નામ પરિચય આપણે કર્યો. હવે બીજી લોકવાર્તાઓ તરફ વળીએ.

## પ્રકરણ ૨ જું

---

# બીજી સ્વતંત્ર લોકવાર્તાઓ

---

### ૧૦. પંચોપાખ્યાન

સંસ્કૃત 'પંચતંત્ર' ઉપરથી બે કવિઓએ રચેલાં ગુજરાતી કાવ્યો પ્રાપ્ત થયેલાં છે. આ "પંચતંત્ર" નું બીજું નામ 'પંચોપાખ્યાન' પણ કહેવાય છે; કારણ કે એમાં ઉપાખ્યાન અથવા વિભાગમાં વાર્તાઓ ગોઠવેલી છે. ડૉ. હર્ટલનું માનવું એમ છે કે 'પંચતંત્ર' ના મૂલ ઉત્પાદક જૈન છે; ગમે તેમ હો, 'પંચતંત્ર'ની વાર્તાઓની લોકપ્રિયતા તેનાં યુરોપીય ભાષાઓમાં થયેલાં ભાષાન્તરો ઉપરથી કેટલી સર્વવ્યાપક હતી તે 'સંસ્કૃત લોકવાર્તાઓ'નાં પ્રકરણોમાં વિસ્તારથી બતાવ્યું છે. (જુઓ પૃ. ૧૬૭).

રત્નસુંદરે સં. ૧૬૨૨ માં સાણુંદ મુકામે 'પંચોપાખ્યાન ચતુષ્પદિ' રચી છે. બુદ્ધિચાતુર્ય ખીલવવું એ આ વાર્તાનો મુખ્ય ઉદ્દેશ છે. કવિ લખે છે :

"સિદ્ધ વેદ આગળ નિયમ, વ્યાકરણ સ્મૃતિ પુરાણ;
તર્ક છંદ લક્ષણ ભરહ, જ્યોતિષ વૈદ્ય કુરાણ.
કામ કોક રતિરહસ્ય વિધિ, સ્વપ્ન શકુન લખકોડિ.
નીતિ બુદ્ધિ શ્રુત બલ વિના, નવિ કોઇ જાણે ખોડિ.

શ્રુતસાયરતટ પામવા, નીતિબુદ્ધિ દોઇ નાવ;
ધર્મકર્મનું પામીએ, જો હોય બુદ્ધિપ્રભાવ."

રાજકુમારોનો બુદ્ધિપ્રભાવ ખીલવવા માટે વિષ્ણુશર્માને સોંપ્યા હતા. તેમણે બુદ્ધિચાતુર્યની આ વાતો જ્યારે કહેવા માંડી ત્યારે "કુમર રહ્યા મનમાં રણઝણી, વચન વિષ્ણુશર્માનાં સુણિ". રત્નસુંદર પોતાનો કાવ્ય-હેતુ આમ જણાવે છે :

"વિષ્ણુશર્મા વાડવ ભલો, શ્રીગોડ જાતિ સુજાણ,
સરસ કથા રસ વીનવે, નામે પંચાખ્યાન.
નહિ વિદ્યાબુધિ તેટલી, તો કવિસ્યૂં શો વાદ ?
કાંઇ જે અક્ષર લહું તે ગુરૂચરણપ્રસાદ.

પંચતંત્ર અછે જેહમાહિં નામે પંચાખ્યાન કહેવાઇ.
જાણ અજાણ જિમ પ્રીછે બાલ, બોલિશ ચઉપઇ માહિં રસાલ"

સં. ૧૬૪૮ માં ' પંચાખ્યાન ભાષા ચઉપાઇ ' નું બીજું સંસ્કરણ વચ્છરાજે કર્યું છે. ( પ્રત સેંટ્રલ લાયબ્રેરી, વડોદરામાં છે. ) કવિને બીજા ઉત્તમ સાહિત્યના ગ્રંથો વાંચ્યાથી ઉત્સાહ થઇ આવતાં, આ ' ચઉપાઇ નામ કથાકલ્લોલ, પંચઇ તંત્ર રચ્યા અમોલ. ' કવિ લખે છે:—

" પંડિત મોટા આગિ હૂઆ, બુદ્ધિ પ્રપંચ તેહના જૂજૂઆ,
ઉત્તમગ્રંથ ભણી ઊમાહ; આવઈ મનમહિ બહુ ઉછાહ.
જેહથી વાધિ બહુલી બુદ્ધિ, લહિ ચિહું પુરુષારથસિદ્ધિ.
ગ્રંથગ્નાન થોડઉ છિ ચિત્તઈં, શાસ્ત્રરાગ પ્રેરઇ મુઝ અતિઈં.
કરઇ કોઇલ જે મધુરઉ નાદ, વિકસિત આંબતણું પ્રસાદ. "

કાવ્યની ફળશ્રુતિ તો રત્નસુંદરના શબ્દો સાથે ખુબ મળતી આવે છે:—

" તસાયર ઊતારવા પાર, નીતિ બુદ્ધિ દોઇ પ્રવહણ ધાર;
જુ પ્રતાખલ ચિત્તિઇ હોઇ, ધર્મ કર્મ તે પામઇ દોઇ.
પંચ અધિકાર ઇહાં જાણિવા, આદર કરિ હિયડઇ આણિવા;
જાણ અજાણ જિમ સમઝઇ બાલ, ચઉપઇ તિમ કરિસ્યું સુવિશાલ.
વિષ્ણુશર્મા બ્રાહ્મણ મતિ નિલઉ, શ્રીગોડ ન્યાતિ વડઉ કુલતિલઉ,
સરસકથા તિણિ કહી કેલવી, પંચાખ્યાન આખ્યા અભિનવી".

## ૧૧. કર્પૂર મંજરી

મતિસાર નામના જૈનેતર કવિએ, સિદ્ધરાજના રુદ્રમાલની " કર્પૂર મંજરી " નામની પૂતળીની પ્રેમવાર્તા, સં. ૧૬૦૫ માં ૨૦૪ ચઉપઇ પ્રમાણની રચી છે. રુદ્રમાલની સ્થાપના સં. ૧૨૧૨ માં થઇ હતી, ગણપતિ અને સરસ્વતીને વન્દન કરીને કવિએ વાર્તાનો પ્રારંભ કર્યો છે:-

" સેવંત્રો જશ મુગટ સર, સિંદૂરિ સોહઇ શરીર;
સિદ્ધિબુદ્ધિનું ભરતાર જે, બુદ્ધિદાતા ભડવીર.
કાશ્મીરપુર નિવાસિની સરસતી સમરું માય;
જેહ તણુઇ સુપસાઉલઈ બુદ્ધિ પામિ કવિરાય.
તે સવિ હું આયસ લહિ, મંડિસ કથા રસાલ;
રુદ્રમાલઇ જે પૂતલી, કર્પૂરમંજરી સુવિશાલ. "

ઉપાધ્યાય કનકસુંદરે સં. ૧૬૭૩ માં આ જ વાર્તાનો 'રાસ' રચ્યો છે.

## ૧૨. શુક બહોતેરી

સંસ્કૃત ' શુકસપ્તતી ' ઉપરથી ' શુક બહોતરી ' અથવા 'સુડા બહોતેરી'ની વાર્તાઓ ગુજરાતીમાં પ્રસિદ્ધ છે. રત્નસુંદરે સં. ૧૬૩૮માં ખંભાતમાં રચેલું કાવ્ય, એ લોકવાર્તાનું પહેલું ગુજરાતી કાવ્ય છે.

જુની લોકકથાઓના નવાં સરમ્મણ કરવા એ કથાઓને ભુલાઇ જતી અટકાવવી અને શ્રોતાઓને વાર્તાદ્વારા ગમે તે ઉપદેશ પાઇ દેવો—એ જૈન વાર્તાકારોનો લોકવાર્તા રચવામાં મુખ્ય હેતુ જોઇ શકાય છે

" કથાતણો કીજે ઉદ્ધાર, દોષ મ દેસો કોઇ લિગાર
સરસ વચન સૂડાના સાર, કવિ મુખ કહતહૂ જયો જયકાર.
પ્રસિદ્ધ નામ એ શુકબહુત્તરી, બીજા નામ એ 'રસમંજરી'
મુજ શિરિ બુદ્ધિમતિ નહી તઇસી, રચુ કંવિશ્વરની પરિ જઇસી "

આટલો વિનય બતાવતા છતાં કવિ આગળ લખે છે કે —

" આગે કવિ કહેતા રહે અધિવિય કાઇ ઊણુ
ધરિ ઉહઉ ઓછુ અધિક, તે કરિસ્યુ પરિપુન. "

એકંદરે આ કાવ્ય ૨૪૦૦ ટૂંકોનું છે

સામળભટ્ટે 'સુડાબહોતરી' ની વાર્તાઓ પોતાની સરળ, વેગવતી અને રસિક શૈલીમાં રચેલી છે આવી લોકવાર્તાઓ ઠેકઠેકાણે પ્રચલિત હશે, અને લોકપ્રિય પણ હશે પરંતુ સામળભટ્ટ જેવા મહાકવિની વાર્તાઓ રચાતા બીજી વાર્તાઓ વિસારે પડતી ગઇ, અને અહીંતહીંથી કોક કોક જુની વાર્તા હાથ લાગે છે તે સાહિત્યના ઇતિહાસની દૃષ્ટિથીજ કેવળ ઉપયોગી જણાય છે.

ભાંડારેએ 'કામકંદલા નાટક' રચેલું છે. ગુજરાતી રંગભૂમિ ઉપર વર્ષો પહેલાં 'માધવો નળ' કરીને નાટક ભજવાતું હતું.

લોકકથાના સાગરરૂપ કથા-સરિત્સાગર, સિંહાસનબત્રીશી, તથા વૈતાલ પચ્ચીશીમાં આ વાત મળતી નથી; છતાં, કથાસરિત્સાગરમાં ધલ્લક નામના વણિકનું સ્ત્રીના વિરહથી મૃત્યુ, વિક્રમસિંહ, કુમુદિકા વેશ્યા અને શ્રીધર બ્રાહ્મણીની વાતમાં કુમુદિકાનો શ્રીધર ઉપરનો પ્રેમ એટલી હકીકત તથા ક્ષેમંકરની 'સિંહાસન દ્વાત્રિંશિકા'ની સાતમી વાતમાં ધનદ શ્રેષ્ટિએ બતાવેલા દીપમાં, દેવાલયમાં લેખ વાંચીને સ્ત્રી પુરુષને સજીવન કરવાને વિક્રમ ખડ્ગ લઇને પોતાનું મસ્તક છેદવા તૈયાર થાય છે તે દૃષ્ટાંતમાં, થોડે અંશે આ કથાનું સામ્ય જોઇ શકાય છે 'સામળભટ્ટે પણ 'બત્રીસ પુતળીની વાર્તા'માં ૨૬ મી વાર્તા 'માધવા નલની' કહી છે; ત્યાં મૂલ કથામાંથી તેમને સુચના મળેલી હોય એવું જણાય છે.

ગુજરાતીમાં, આ વાર્તાનો જુનામાં જુનો 'પ્રબંધ' આમ્રપદ (આમોદ) ના કાયસ્થ કવિ નરસાસુત ગણપતિએ સં. ૧૫૭૪ માં રચ્યો છે. (તેની સં. ૧૬૯૮ની પ્રત સેંટ્રલ લાયબ્રેરી, વડોદરામાં છે. બીજી એક પ્રત બીકાનેરથી મેં મેળવી છે.) સોળમા શતકના જૈનેતર હીંદુ સમાજના ઘણાખરા ધાર્મિક ગ્રંથોની વચમાં આ 'પ્રબંધ' જુદી ભાત પાડે છે.

ગણપતિએ આ વાર્તા ૨૫૦૦ દુહા-દોધક માં રચી છે. એના આઠ વિભાગને 'અંગ' કહ્યા છે. કવિએ આ રસિકગ્રંથ 'મયણ પુરાણ'માં ચંચૂપ્ર શ કરીને સત્તર દિવસમાં રચ્યો હતો. આ 'મયણ (મદન) પુરાણ' નામનો શૃંગારરસની વાર્તાઓનો મોટો ગ્રંથ અપભ્રંશ અથવા પ્રાકૃતમાં હશે એમ માત્ર કવિએ કરેલા ઉલ્લેખ ઉપરથી અનુમાન હમણાં તો કરવું પડે છે.

કવિ, પ્રથમ રતિરમણ કામદેવને નમન કરી, પછી સરસ્વતીની પાસે આશીર્વાદ માગે છે એટલા ઉપરથીજ વાર્તામાં આવનાર શૃંગારરસની ભરતીનો ખ્યાલ આવી શકે છે:—

"કુંવર-કમલા રતિરમણ, મયણ મહાભડ નામ;
પંકજિ પૂજી પયકમલ, પ્રથમ જી કરૂં પ્રણામ,"

કવિ પોતાનું ઓળખાણ આપતાં કહે છે કેઃ—

'મહોદધિ મયણપુરાણથી ગ્રંથ ભરીનઇ મત્તિ,
કવિ કાયસ્થ કથા કવિ નરસા સુત ગણપતિ
કાદર કાંઇ ઢુંકડું આસુરિ અધવામ,
મધ્ય પંથિ વહી નર્મદા, જંબૂસિ જલશામ

ગુણહીણઉ રહી ગામડઇ, ગણપતિની મતિ અલ્પ,
પ્રગટ દૂહા પંચવીસસિં કરવાનુ સંકલ્પ. "

પોતાનો આ સંકલ્પ સિદ્ધ કરતાં 'પુરૂ એ પદબંધતાં, દીહ થયા દહ સાત–' માત્ર સત્તર દિવસ કવિને લાગ્યા હતા, છતાં કાવ્યમાં ભારો ભાર કાવ્યરસ એમણે ભર્યો છે–એ કહે છે.

" કરસિ કથા જિમ કુમુદિની, રમવા ભોગીભંગ
મનિ મુત્તાહલ વીંપરસી ચિણવા ચતુર વિહંગ. "

આ લોકવાર્તાની પ્રેમ શંગાર ભરેલી કથા મૂળ સંસ્કૃતમા આ પ્રમાણે છે પુષ્પાવતીના રાજા કામસેનને માધવ નામનો પુષ્પ બટુકબ્રાહ્મણ છે તેના રૂપથી નગરનારીઓ વિહ્વલ બની જાય છે, અને તેથી પૌરજનો રાજા પાસે ફરીઆદ કરે છે. રાજા તેની પરીક્ષા કરવાને માટે પોતાની રાણીઓને સૂક્ષ્મ વસ્ત્ર પહેરાવીને તિલના ઢગલા ઉપર બેસાડે છે. માધવને જોઇને રાણીઓ વિહ્વલ બને છે તથા તેમનુ વીર્ય સ્ખલિત થાય છે. આથી તેઓને વસ્ત્રે તલ ચ્હોટે છે. રાજા તે જોઇને પૌરીજનોની ફરીઆદ ખરી માને છે. માધવને શહેરમાથી નીકળી જવાની આજ્ઞા કરે છે.

માધવ ફરતો ફરતો અમરાવતી નગરીમા આવે છે અને રાજસભાના દ્વારે, આવી ઉભો રહે છે સભામા ગીત નૃત્ય વગેરે થતાં હતા તે સાભળીને માધવે કહ્યું કે સભામાં બધા મૂર્ખા છે. રાજદ્વારપાળે રાજાએ કહ્યું. રાજાએ પુછ્યું કે 'શાથી એમ બોલે છે?' માધવે કહ્યુ કે પૂર્વ દિશામાં તંત્રી વગાડનારને અંગુઠો નથી. તપાસ કરતા તેમ માલુમ પડયું એટલે રાજાએ તેને સન્માન આપી, પોતાની પાસે બેસાડયો. કામકંદલા વેશ્યા નાચ કરી રહી હતી તેવામા તેની ચદનની કંચુકી ઉપર ભમરો આવીને બેઠો. તે તેણે નૃત્યમાં સ્ખલન થયા વગર શ્વાસથી ઉરાડી મુકયો. સભામાથી કોઇએ તે ચાતુરી પીછાની નહી તેથી માધવને ખેદ થયો. તેણે પોતાને મળેલું બીડું તેની કદર તરીકે કામકંદલાને ભેટમા આપ્યું, આથી રાજા ગુસ્સે થયો; અને તેને શહેર છોડી જતા રહેવાનો હુકમ કર્યો. રસ્તામા કામકંદલા તેને મળી; અને તેને પોતાને ત્યા એક રાત્રિ રહેવાનો આગ્રહ કર્યો. રાત્રિ સમસ્યાવિનોદ તથા અનેક ચાતુરી ભરેલી વાતો કરવામાં પસાર થઇ.

સવાર થતાં માધવ ભારે હૈયે ચાલ્યો; બન્નેના હૃદય મળ્યા હોવાથી એમને પરસ્પરનો વિરહ અસહ્ય લાગ્યો. માધવ ઉજ્જયિની ગયો અને ત્યાંના મહાકાલેશ્વરના મંદિરમા વિરહના તેણે શ્લોક લખ્યા. રાજા વિક્રમે તે વાચ્યા. ગામમાની ગોગ નામની ચતુર ગણિકાને તે વિરહી માણસની શોધ કરવા મોકલી. ગોગ માધવને કામકંદલાના નામથી ઉંઘમાં રાત્રે નિઃશ્વાસ

મુકતો જોઇને ઓળખી કાઢયો. રાજા વિક્રમે તેને બોલાવ્યો અને સમજાવ્યો. પરંતુ કામકંદલાના પ્રેમથી ઝુરતા માધવે માન્યું નહીં. રાજા વિક્રમે તેની પરીક્ષા કરી તો પ્રેમ સાચો જણાયો; આથી વિક્રમે કામસેન રાજા ઉપર દૂત મોકલ્યો. કામસેને ગણિકા આપવાનું કબુલ ન કર્યું. એટલે વિક્રમ સેના લઇને ચાલ્યો.

પ્રથમ તે વ્યવહારીઆનો વેશ કરીને કામકંદલાની પ્રેમપરીક્ષાને માટે રથમાં બેસીને ગયો. અને એ રાત્રે તેણે ત્યાં રહી તેને શીળથી ચળાવવા માટે ઘણું સમજાવી. રાતે કામકંદલા ઉંઘતી હતી તેની છાતી ઉપર વિક્રમે પગ મુકયો. ત્યારે કામકંદલા સફાળી જાગી અને કહેવા લાગી કે "તેં બ્રાહ્મણ ઉપર પગ મુકયો છે, કારણ કે મારા હૃદયમા માધવ બ્રાહ્મણ વસેલો છે." રાજાએ કસોટી કરતાં કહ્યું કે 'ઉજ્જયિનીમાંનો એક માધવ બ્રાહ્મણ તો મરી ગયો, અને બીજો ભાગગાંજો પીતો હતો તથા વેશ્યામાં ફરતો હતો તેને કોઇએ મારી નાખ્યો !" આ સમાચાર સાંભળી કામકંદલા 'માધવ' જપતી મૂર્છા ખાઇને પડી અને મૃત્યુવશ થઇ.

રાજા સખેદ થઇને પોતાના સૈન્યમા આવ્યો. માધવને કરણ સમાચાર કહ્યા. માધવ, એકદમ મૂર્છા ખાઇને પડયો. જયદેવ અને પદ્માવતી જેવું, અથવા તો રોમીઓ અને જ્યુલીએટ જેવું અહીં થયું. રાજા આ બ્રાહ્મણની દશાને લીધે તરવાર કાઢીને મરવાને તૈયાર થયો. એટલે વીરવૈતાલ હાજર થયો. તેણે વિક્રમને આત્મહત્યા કરતાં વાર્યો અને અને અમૃતકુપિ લાવીને બન્ને પ્રેમીઓને સજીવન કર્યાં. કામસેન કામકંદલાને પાલખીમા બેસાડીને વિક્રમના સૈન્યમાં લાવ્યો, અને માધવને તે સોંપી વિક્રમ તેમને ઉજ્જયિનીમાં લઇ ગયો અને પછી તેમનું સવિધિ લગ્ન કરાવ્યું.

આ પ્રેમવાર્તા છે; છતાં એમા રસ ઉપરાંત શીલનું માહાત્મ્ય બતાવ્યું છે. માધવનું રૂપ જો કે નગર સ્ત્રીઓને વિહ્વલ કરે છે એ ખરું; પરંતુ માધવ નું ચરિત્ર શુદ્ધ છે. કામકંદલા પણ મૃચ્છકટિકમાંની વસન્તસેનાના જેવી માત્ર જન્મેજ વેશ્યાપુત્રી છે. તેમ છતાં બન્ને નાયકનાયિકાનો પ્રેમ શીલમય તથા વિશુદ્ધ છે; અને તેથી જ પરદુઃખભંજન વિક્રમ જેવો રાજા તેમનો સંયોગ જોડી આપે છે.

આ વિષયનો બીજો ગુજરાતી કાવ્યગ્રંથ 'માધવ કામકુંડલા રાસ' છે. કુશલલાભ નામના જૈન કવિએ જેસલમેરમાં રાજકુમાર યાદવ હરરાજના આનંદને અર્થે સં. ૧૬૧૬ માં આ રાસ લખ્યો છે. આ રાસ 'સાહિત્ય' માસિકમાં રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાએ શબ્દાર્થ સહિત કકડે કકડે છાપ્યો છે.

કુશલલાભે તેમના રાસની ફલશ્રુતિ એવી કહી છે કેઃ—

"વિરહી સુણઇ એહ વરતંત, અથવા જસ પરદેસિઈ કંત
બાઇઇ વિરહ મિલઈ સંગેગી સુણતાં લાભઇ વંછિત ભેગ."

સામળભટે 'બત્રીસ પુતળી' ની વાર્તામાં ૨૬ મી વાર્તા 'માધ્રવાનળ' ની આપી છે. એ આ વાર્તાનો ત્રીજો અવતાર છે. આ વાર્તા બહુ સંક્ષેપમાં છે; અને ઉપર ગણાવેલાં બે કાવ્યોની આગળ ઘણી ફીકી પડે છે. આ 'માધવાનળ' ની કથામાંનો માધવોનળ સ્વરૂપ સાન્દર્ય માટે જન સમાજ માં કહેવતરૂપ થઇ ગયો હશે એમ સામળભટ્ટની 'મદનમોહના' માં મદનનું વર્ણન કરતા

'દમયંતી નળથી દશ ગણો, માધવાનળનો મેર'

—એમ કહ્યું છે તે ઉપરથી જાણી શકાય છે.

સંસ્કૃત કથા કરતાં, ગુજરાતી કાવ્યોમા માધવ અને કામકુન્દલાના પૂર્વજન્મની વાત જે પાછળથી ભળેલી છે, તેથી કાવ્યમાં વિશેષ ચમત્કાર આવ્યો છે. ઇંદ્રની સભામાં જયંતી અપ્સરાને મદ ચડવાથી ઇંદ્રે શાપ દીધો, તે પાષાણ થઇને પડી. કામદેવને શુકદેવનો શાપ થતાં તે માધવ નામનો સ્વરૂપવાન બ્રાહ્મણપુત્ર જન્મ્યો. રમતમાં એક વખત પાષાણ થઇને પડેલી જયંતી સાથે છોકરાઓએ માધવનું લગ્ન કર્યું. એટલે અપ્સરા સજીવન થઇ. અપ્સરા, માધવને ભમરો બનાવી પોતાની કંચુકીમાં રાખવા મંડી અને ઇંદ્રની સભામાં જવા લાગી, ઇંદ્રે ફરી શાપ દીધો એટલે એ કાળા ગણિકાને ત્યાં જન્મી. આ કામકુંડલા એક રાજાને ત્યાં નાચ કરવા ગઇ, ત્યા 'કંચુકી' ઉપર ભમરો બેસતાં પૂર્વ જન્મની જયંતીને, માધવ સાંભરી આવ્યો. માધવ ફરતો ફરતો ત્યાં આવેલો હોય છે. તેને પણ ભમરો ઉડતો જોઇ જયંતી સાંભરી આવી. એટલે પછી પૂર્વજન્મનાં પ્રેમીઓ ફરીથી મળ્યાં. પ્રાકૃત 'તરંગવતી' કથામાં આવતી પૂર્વજન્મના પ્રેમની પ્રાચીન કથા જેવું, આ લોકવાર્તામાં પણ સામ્ય જોઇ શકાય છે.

## ૧૪. મારુ ઢોલાની વાર્તા

'માધવ કામકુંડલા રાસ' રચનાર કુશલલાભે બીજી એવી એક શૃંગારરસપૂરિત લોકકથા—"મારુ ઢોલા ચુપાઇ" ૭૦૦ ગાથામાં ૧૬૧૭ માં રચી છે. આ કથા ભાટ લોકો પણ કહે છે. આ લોકવાર્તાનો વિષય, "ઉમાદેવડી" નામે દેશીનાટક સમાજની રંગભૂમિ માટે લખાયલા નાટકમાં નાટકકાર ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરીએ આ જમાનામાં જાણીતો કર્યો છે. 'ગજરા મારુ'ની વાર્તા અર્વાચીન ગદ્યપદ્યાત્મક સ્વરૂપમાં જે દેખા દે છે તેમાંના કેટલાક દુહા પ્રાચીન હોય એમ લાગે છે. કુશળલાભે પણ તેમના સમયમાં પ્રચલિત કંઠસ્થ સાહિત્ય તરીકે જળવાઇ રહેલા એવા પ્રાચીન દુહાનો ઉપયોગ પોતાની 'મારુઢોલા ચુપાઇ' માં કર્યો છે.

" દૂહા ઘણા પુરાણા અછઇ,   ચઉપઈ બંધ કીધો મઇ પછઇ
અધિકઉ ઉછઉ જોડું જ્હૂ,   કવિયણ તેસ સહીજ્યો સહુ
ગાહા સાતસી એહ પ્રમાણ,   દૂહાનાંઇ ચઉપાઇ વખાણ
જિણિપરિ મઇ પરમારથ સુણી, તિણપરિ થઇ કીધી મન રુલી."

કવિને જગતમાં સર્વવ્યાપક અને સર્વપ્રિય એવો શૃંગારરસ લાગ્યો છે. અને નવેરસમાં એની શ્રેષ્ઠતા દેખાય છે; તેથી પ્રસ્તાવ કર્યો છે કેઃ—

" જોતાં નવરસ પણ જગિ,   સવિ હુ ધુરિ સિણગાર;
રાગે સુરનર રંજીયો અબલા તસુ આધાર.
વચન વિલાસ વિનોદરસ, હાવભાવ રતિ હાસ,
પ્રેમ પ્રીતિ સંયોગ સુખ,  એ સિણગાર આવાસ.
ગાહા ગુહા ગીત ગુણ, ઉકિત કથા કલ્લોલ,
ચતુરતણા ચિત રીઝવણ,  કહિયે કવિ કલ્લોલ.

આ લોકવાર્તાનો સાર ટુંકામાં આપીએ છીએઃ—નલવરગઢના રાજા નલને પુત્ર થતો નથી. તેથી પુષ્કરતીર્થ ( કચ્છમાં ) ની બાધા રાખ્યે પુત્ર થાય છે. તેનું નામ સલ્હકુમાર પાડે છે. પરંતુ માતાને છોકરાં જીવતાં ન હોવાથી તેને 'ઢોલા'* કહીને બોલાવે છે. બાધા ઉતારવા પુષ્કરતીર્થની યાત્રાએ જતાં, ત્યાંના રાજા પિંગલની પુત્રી મારુવણી સાથે સાલ્હનું લગ્ન થાય છે. મારુવણી નાની હોવાથી તેની માતા ઉમાદેવડી તથા પિતા પિંગલ તેને સાસરે મોકલતા નથી.

સાલ્હકુમાર જરા મોટો થતાં, બીજી કન્યા માલવણી નામની પરણે છે. માલવણીના પ્રેમમા મારુવણીને એ ભુલી જાય છે. મારુવણી પીયરમાં છે તે યૌવનસંપન્ન થતાં પ્રિયવિરહથી પીડાય છે. અને કુંઝડીઓ. ( ' ઉમાદેવડી ' નાટકમાંની ' કુંજલડી ' ) સાથે તથા ભાઉ ભાટ  સાથે પ્રેમસંદેશા પાઠવે છે. આ સંદેશા બહુ હૃદયંગમ છે.

" સઉદાગર સંદેસડા, સંભલીયા શ્રવણેહિં,
મારુવણી મનમથ હુઇ, મૂકયા જલનયણેહિં.

મારુવણી કુંજલડી પાસે પાંખોની માગણી કરે છે; નહીં તો જાતે સંદેશો લઈ જવા વીનવે છેઃ—

કુરઝાં દ્યઉનઇ પંખડી, થાકઉ વિનઉ હવેસ,
સાયર બંધુ પ્રિય મિલુ, પ્રિય મિલિ પાછી દેસ.

---

*અપભ્રંશમાં 'ઢોલ્લા' નો અર્થ નાયક થાય છે. પ્રિયને માટે એ શબ્દ વપરાય છે. નાયકાને-પ્રિયાને ' ધણ ' કહે છે. જુઓ સિદ્ધ હેમવ્યાકરણમાંના અધ્યાય ૮—૪ ૩૩૦ સૂત્રનાં ઉદાહરણ ' ઢોલ્લા સામલા ધણ ચમ્પાંવણ્ણી ' તથા ' ઢોલ્લા મઈ તું હું વારિયા મા કુરુ દીહા માણું ' વગેરે.

ઉત્તર દિસિ ઉંઘરાડીયાં, દક્ષણ સમુહીયા,
કુંઝા એક સંદેસડું ઢોલાનઇ કહીયા

મારુવણી પથીને વીનવે છે —

†" પથિ ! એક સદેસડઉ લગિ ઢોલા લે જાઇ,
જોવન કલિયા મઉરીયા, તુ ભમર ન બઇઠઇ આઇ
પથી એક સંદેસડઉ લગિ ઢોલા પહચાઉ,
જોવન હસ્તિ મદ ચડઉ અ કુસ ઘઉનઇ આઉ
પથિ ! એક સદેસડઉ દિસ સજણ સલામ,
જે દિનિ હમ તુમ વિછુડે, નયણે ની દ હરામ." વગેરે

માલવણીની અનેક યુક્તિથી, મારુવણી તરફથી આવતા સદેશા, સાલ્હકુમારને પહોચતા નથી, અને માણસો બારોબાર વદાય થાય છે પર્ંતુ અતે એક ભાઉભાટ, ઢોલાને મળે છે અને મારુવણીની સમસ્યા કહે છે. માલવણીને જાણ થાય છે તેથી ઢોલાને પુષ્કરતીથ જતાં અટકાવે છે કહે છે "ઢોલા મ જાએસિ કચ્છદેસિ" પરતુ ઢોલો વાર્યો રહેતો નથી, અને પુષ્કરનગર જાય છે માર્ગમા માલવણી એક સુડા સાથે સદેશો કહેવરાવે છે કે 'માલવણી અગ્નિપાત કરે છે.' પરતુ ઢોલો પાછો જતો નથી અને મારુદેશ પહોચી મારુણીને મળે છે. પ્રેમીઓને આનદ થાય છે

પાછા ફરતા રસ્તામા મારુવણીને સર્પ કરડે છે, તેથી એ મૃત્યુ પામે છે ઢોલો તેની પાછળ કાષ્ટભક્ષણ કરવા તૈયાર થાય છે તેવામા કોઇ યોગી આવીને મારુવણીનુ ઝેર ઉતારે છે ઢોલાનો સાચો પ્રેમ જોઇ, મારુવણીનો તેના ઉપરનો સ્નેહ સો ગણો વધે છે છેવટે મારવણી અને માલવણી-બન્ને સંઘાતે ઢોલો સુખ ભોગવે છે

કુશલલાભ સીવાય એક અજ્ઞાત કવિએ સ ૧૬૫૭ માં "ઢોલામારુની વાત" ૪૩૭ દુહામા ચારણી ભાષામા રચેલી છે આ કાવ્યની પ્રત શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સગ્રહમા છે

"પ્રી ઢોલો ધણ મારુઇ, ઢોલામારની વાત,
સવત સોલ સતાવનો, વાત પુરિ પાત"

---

† નાટકકાર ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરીએ જુના ઢાળમા રચેલુ આ ભાવનું ગીત પ્રાસાદિક છે —

"કુંજલડી રે ! સદેશો અમારો,
જઇ વહાલમને કહેજોજી રે'
પ્રીતિ કાઠાના અમે પખીડા,
પ્રીતમ સાગર વીણ સુના સુના જી રે—" વગેરે

ભાઉભાટ મારુવણીને ત્યાંથી સદેશો લઈ આવે છે ત્યારે, માલવણી ઢોલાને પુષ્કરતીર્થ જતા વારે છે, કારણ કે તે વખતે ઋતુ વર્ષા ('પાયોસ'-પ્રાવૃટ) હતી. આ પ્રસંગના દુહા રસપૂર્ણ છેઃ—

"નદિયા નાલા નીઝરણ, પાણી ચડિયાં પુર,
કરહો કાદવ કમકમે, પંથિ પોગલ દૂર.
પાયોસ આવો પ્રિતમા! પગે વલગી નાર,
માહરો કિયો જો કરો, પાવસ પંથ નિવાર.
જણ દિહે પાયોસ, મસનેહી સુખ હોય,
તણ દિવેરિ વલહા, મંદર છોડે કોય ?
બાપીયા પીઉ પીઉ કરે, કોકિલ સુરંગા સાદ,
પ્રીતણ દન અલગા રહિ, મેનાં કિયા સવાદ ?" વગેરે.

## પ્રકરણ ૩ જું

—:૦:—

# ગુજરાતી લોકવાર્તાઓ (ચાલુ)

### ૧૫. બિલ્હણ પંચાશિકા

'બિલ્હણ પંચાશિકા' એ નામના સંસ્કૃત કાવ્યની સાથે એક પ્રેમકથા સંકળાએલી છે. કાશ્મીર દેશનો પંડિત કવિ બિલ્હણ વતન છોડીને નીકળ્યો, ત્યારે કેટલોક વખત પંજાબના હાકેમ ક્ષતિપતિ કિંવા ક્ષતિપાલને ત્યાં રહ્યો હતો. તે દરમીઆન તેને ક્ષિતિપાલની પુત્રી સાથે સ્નેહ બંધાયો. તે વાત પાછળથી છતી થઈ, અને કાશ્મિરી કવિને દેશત્યાગ કરવો પડ્યો. એ સ્નેહને સંભારી મોહબ્બદ્ધ બિલ્હણે † સંસ્કૃતમાં विल्हण पंचाशिका રચી, જે અદ્યાપિ એક લોકપ્રિય કાવ્ય મનાય છે 'अद्यापि ता' એ શબ્દોથી શરુ થતા પચાસ વસંતતિલકા છન્દમાં એ ખંડ કાવ્ય રચાયું છે. એમાં રાજકુમારી સાથે ભોગવેલા ભોગનું બિલ્હણના મુખનું ઉન્માદક ચિત્ર છે. કેટલાક આ કાવ્યનો કર્તા ચૌર કવિ માને છે.

આ ૫૦ શ્લોકના પૂર્વભાગ તરીકે પૂર્વ ચતુરસ્પન્દિકા—નામનું ૭૪ શ્લોકનું નવીન કાવ્ય કોઈક રચીને જોડી દીધું છે. એને विल्हण काव्य કહે છે. એમાં પંચાશિકાનો પ્રસંગ એવો વર્ણવેલો છે કે અણહિલપુર પત્તનના રાજા વૈરીસિંહને (ગુજરાતી કાવ્યમાના પૃથ્વીચંદ્રને) સુતારાથી (ગુજ-

† આ સંસ્કૃત કાવ્યનો અંગ્રેજી કવિતામાં અનુવાદ સર એડવીન આર્નોલ્ડે કર્યો છે

રાતી કાવ્યમાંની 'પ્રેમાવતી' થી) શશિકલા નામની પુત્રી થઇ. પુત્રી મોટી થતા રાજાને અભ્યાસ માટે ચિંતા થઇ. એવામાં કાશ્મિર પંડિત બિલ્હણ રાજસભામા આવ્યો. વિદ્વાન જણાયાથી રાજાએ શશિકલાને ભણાવવા એને રાખ્યો વ્યાકરણ, કાવ્ય, સંગીત વગેરે શાસ્ત્રનું અધ્યયન થઇ રહ્યા પછી કામશાસ્ત્ર શરુ કર્યું, આ અરસામા તે બંને વચ્ચે સ્નેહ વધ્યો અને ગાંધર્વવિધિથી લગ્ન થયાં. બંને વિલાસ કરવા લાગ્યા. રક્ષકોએ શશિકલાનું ફેરવાઇ ગએલું સ્વરૂપ રાજાને નિવેદન કર્યું રાજાએ પંડિતને શૂલિ ઉપર ચઢાવવાનો હુકમ કર્યો.

ગુજરાતી ભાષામા જ્ઞાનાચાર્ય કવિએ આ પ્રસંગનુ 'બિલ્હણ' કાવ્ય રચ્યું છે એ કાવ્યની ભાષા પંદરમા શતકની, મધ્યકાળની ગુજરાતી છે. શરુઆતમાં 'મકરધ્વજ મહિપતિ' ને વંદન કરી, 'પહેલું કંદર્પ કરિ પ્રણામ, ગરૂઉ ગ્રંથ રચિસ અભિરામ', એવી પ્રતિજ્ઞા કવિ કરે છે તે ઉપરથી જ કાવ્યમા વર્ણવવાના શૃંગાર રસની વ્યંજના થઇ છે. +પાટણનો રાજા પૃથ્વીચંદ હતો તેની પટરાણી પ્રેમાવતીને શશિકલા પુત્રી જન્મી. પુત્રી મોટી થતા પંડિત પાસે અભ્યાસ કરવા લાગી. કાવ્ય શાસ્ત્રમાં નૈષધ શરુ થયું; પણ પાંચ સર્ગ ભણ્યા પછી પંડિત પંચત્વ પામ્યો. બીજા પંડિતની શોધ કરતા કલિંગ દેશથી બિલ્હણની પ્રાપ્તિ થઇ તે માટે, પંડિતને કહ્યુ કે કુમારી અંધ છે; કુંવરીને કહ્યુ કે પંડિત કુષ્ટરોગી છે; માટે બને વચ્ચે પડદો મુકાવ્યો અને કુંવરીને પલંગ ઉપર બેસાડી અભ્યાસ કરાવતાં એક વિકટ શ્લોક આવ્યો. શશિકલાએ તેના ઉપર લખેલી વૃત્તિ જોઇ નહીં પંડિતે કહ્યુ કે તું આંધળી છે તેથી તે જોઇ શકતી નથી; કારણ કે તેથીજ અર્થ સ્પષ્ટ થશે " કુમારીએ કહ્યુ " હું પોથીમા લખ્યું છે તે બોલું છું. પંડિત પામી ગયો કે કુંવરી અંધ નથી. તેથી પરીક્ષા કરવા બે દુહા લખીને તેની ઉપર નાખ્યા.

" જણિ અગુણિ અંબર થિકઉ, નિર્મલ ચંદ્ર ન દિઠું;
તે કમલિણી કલિમાહિ રહી, જંવારઉં ઘણુ ધડું.

---

+ " પૂર્વે બિલ્હણ (ઇ સ ૧૦૬૫–૮૫ ના અરસામાં વિદ્યમાન) આપણા ગુજરાતમા આવ્યો હતો અને અહીંથી અત્યંત અપ્રસન્ન ચિત્તે ચાલ્યો ગયો હતો એ વાત એ અરસામા તાજી હતી, અને પંજાબના ક્ષિતિપતિની હકીકત વીસારે પડી હતી એને લીધે ઐતિહાસિક ક્ષિતિપાલ તથા તેની પુત્રીને ઠેકાણે વિજયપુર કાવ્યમા ગુજરાતનો વીરસિંહ તથા રાજકુમારી શશિકલા—એ બે કલ્પિત વ્યક્તિઓ સ્થાપિત કરેલી જોવામા આવે છે. જૈન સાધુ જ્ઞાનાચાર્ય જેની ગુજરાતીમાં વિલ્હણ કાવ્ય રચ્યું છે તેમા શશિકલાના પિતાનુ નામ પૃથ્વીચંદ્ર આપ્યું છે ને તેને પાટણનો રાજા કહ્યો છે,

હિ ળ કે હ. ધ્રુવની 'ટુંકી નોધ'

જધિ મયંકિ મહીયલિ થિકી, વિકસન નલિણી ન જોઇ:
અસની માંહિ તેહ ઊગપણ, નિશ્ચિષ નિષ્ફલ હોઇ."†

કુમારીએ તેનો અર્થ વિચાર્યો અને હૃદયમા રણઝણી રહી, પડદો કાઢી નાખ્યો ને પંડિતને મદન જેવો દીઠો. આંખેઆંખ મળી ને દૃષ્ટિ સ્થિર થઇ. પડદો તૂટયો એટલે સ્નેહ જાગ્યો અને બન્ને વિલાસ ભોગવવા લાગ્યાં. રાજાએ એક વખત કુંવરી જોઇ અને ફેરફાર કળી ગયો. પંડિતને બોલાવીને બાંધ્યો; શૂળિએ ચડાવવાનો હુકમ કર્યો શૂલિપર ચઢતા પહેલાં ઇષ્ટદેવનું સ્મરણ કરવા તેને કહેવામાં આવ્યું. પંડિતે સકલ લોકોના દેખતાં કહ્યું કે 'મારી ઇષ્ટ દેવતા શશિકલા છે. તેનું સ્મરણ કરું છું.' તેણે ૭૪ ચઉપ'ઇમાં રતિક્રીડાનું સ્મરણ કર્યું, કોટવાલે તેને ગઢ આગળ આણ્યો તે વખતે શશિકલાની દૃષ્ટિએ તે પડયો. શશિકલાએ કહ્યું કે 'એને મારશો તો હું મરીશ' એટલે પ્રધાને રાજાને સમજાવ્યો અને પંડિતની સાથે શશિકલાને પરણાવી.

'બિલ્હણ' કાળમાં ગાઈ લીધેલી બિલ્હણ પંચાશિકાએ જ્ઞાનાચાર્યને શશિકલાના પ્રલાપના કાવ્યની રચના સૂઝાડી જણાય છે. શશિકલાને વિપ્રના બંધનની વાત દાસીએ જણાવી કે તેની આંખમાથી આંસુ પડયાં. સખીએ આશ્વાસન આપ્યું. પછી શશિકલાએ વિપ્રની સાથેની પોતાની રતિક્રીડાને સ્મરીને વિલાપ કરવા માંડયો તે ‡'શશિકલા પંચાશિકા' કહેવાય છે. દરેક 'ચૂપઇ'ને છેડે એ કહે છે 'વારંવાર સંભારું તેહ, પ્રાણપાહિ વાહલુ કર એહ'. પરંતુ " આ કાવ્ય 'બિલ્હણ પંચાશિકા' આગળ ફીકું પડે છે; અને કંઇક ફીકું પણ છે.

આ પ્રેમકથાથી સંકળાએલો પ્રસંગ સામળભટ્ટ પોતાની 'મદન મોહનાની એક વાર્તામા ઉપયોગમા લે છે, એ હકીકત આ લોકવાર્તાને વિશેષ મહત્ત્વ અપાવે છે.

રાજકન્યા મોહનાને ભણાવવા પંડિત રાખવામા આવે છે. પરંતુ કુંવરીનું યૌવન ધ્યાનમાં લેતાં અને પંડિતની પણ ખીલતી જુવાનીને વિચારતાં રાજાએ ભેદ રચ્યો કે એ એકાંતમાં મળે તે પહેલાં તેમને સાવધાન બનાવવાં; તેથી તેણે પુત્રીને એકાંતમાં તેડીને કહ્યું કે 'મેં એક પંડિત તારે માટે શોધી કાઢયો છે; "પરંતુ અવગુણ એજ મોટો અધિક, કોઢી તેની કાય', તે પ્રમાણે પંડિતને પણ સમજાવે છે કે 'પુત્રી જન્મી છે ચિત્ર વિરે, ડાકણ

† સરખાવો સંસ્કૃત સુભાષિતઃ
'निरर्थकं जन्म गतं नलिन्धरः यया न दृष्टं तुहिनांशुबिम्बम् ।
उत्पत्ति रिन्दोरपि निष्फलैव कृता विनिद्रा नलिनी न येन ॥'

‡ આ આખુ કાવ્ય શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી તથા રા. છગનલાલ વિ. રાવળ સંપાદિત 'પ્રાચીન કાવ્ય સુધા' ભા ૪ માં છપાયું છે.

મોટો દોષ; પારો બાંધિ પ્રેમદા, આપ કહે છે અંધ' આમ કહીને પરસ્પરનું મુખ કોઇ જુએ નહીં એવી રાજાએ સંભાળ રાખી; 'પડદો બાંધ્યો પ્રાકુળનો, કોને ન દેખે કોય.' અંહી સુધી 'બિલ્હણ પંચાશિકા' સાથે સામ્ય છે.

પછી પ્રધાનપુત્ર મદન એક દિવસ પંડિત પાસે આવે છે. તેમની સમક્ષ મોહનાના જ્ઞાનની પરીક્ષા લેવા પંડિત સમસ્યાઓ પુછે છે. ચતુર મોહના બધા સાચા જવાબ આપી શકે છે. એક ઉલ્ટો ગણિતનો કોયડો ઉકેલતાં મોહના ચુકી, એટલે પંડિતે કહ્યું કે તે ભૂલી છે મોહનાએ કહ્યું 'તમે તે ગણી બતાવો;' પંડિત ચીઢાયો. 'એણે 'ચીઠી લખી એક ચતુર નર પરઠ પડદામાંય; તું હૈયાફુટી વાચજે" એટલે 'તરુણી ખીજી ત્યાંય.' મોહના ચીઢાઇ અને બોલી 'કર વિચાર મન કોઢીયા, કોણ સાચું કોણ જૂઠ'— 'ગુરુએ કહ્યું તું અંધ'. આમ બોલાબોલી થઇ. એટલે

" પ્રેમદા મન પરમાણિયું કપટ કીધું મુજ તાત
હું અંધ એ કોઢીયો, વિપરીત દીસે વાત."

મોહનાને થયું કે પંડિત ચતુર છે. તેને જોવા એણે 'પડદો પાછો કર્યો' ત્યાં પાસે બેઠેલા મદનને જોયો, મોહના મોહ પામી. પંડિતને મદન સાથે પરણાવી આપવા વીનવવા લાગી—અંહીથી કવિએ પલટો દીધો છે

## ૧૬. વિદ્યાવિલાસિની

સોળમી પ્રસિદ્ધ લોકવાર્તા વિદ્યા વિલાસિનીની છે. સં. ૧૪૮૫ માં હીરાણંદસૂરિએ 'વિદ્યાવિલાસ પવાડો' રચ્યો છે, એ વાર્તા વિનયચંદ્રકૃત સંસ્કૃત મલ્લિનાથ મહાકાવ્ય (રચના સં. ૧૨૮૫ ની આસપાસ)ના દ્વિતીય સર્ગમાં આપેલી મૂર્ખચટ્ટ અને વિનયચટ્ટની ઉપકથા ઉપરથી લેવાઇ છે.* ગુરુ તથા સરસ્વતીને પ્રણામ કરીને કવિ લખે છે:—

" વિદ્યાવિલાસ નરિંદ પવાડઉ, હિયડા ભિતરિ જાણિ,
અંતરાય વિઘ્નું કરઉ તુમ્હિ, ભાવ ઘણેરઉ આણિ "

સં. ૧૬૭૨ માં એક માણેકકૃત વિદ્યા વિલાસ 'ચઉપાઇ' રચાયાનું "જૈન ગુર્જર કવિઓ" નોંધે છે. આ લોકવાર્તાનો પરિચય સામળભટ્ટે 'વિદ્યા વિલાસિની' અથવા 'વિદ્યાવિનોદ' એ નામથી ઓળખાતી વાર્તાદ્વારા આપણને કરાવ્યો છે. આ વાર્તાનો તુલનાત્મક અભ્યાસ રસિક થઇ પડશે, એવા હેતુથી મૂલ સંસ્કૃતકથાનો સંક્ષેપ અહીં આપીયે છીયે.

'મલ્લિનાથ મહાકાવ્ય'માં તપની મહત્તા 'વિદ્યાવિલાસ' રાજાનું ઉપાખ્યાન આપીને પ્રતિપાદન કરવામાં આવ્યો છે (જુઓ સર્ગ ૨, શ્લો. ૩૬૨—

*આ સંસ્કૃત મુળના અસ્તિત્વની માહીતી મારા મિત્ર, વડોદરા ઓરીએન્ટલ ઇન્સ્ટીટ્યુટવાળા પંડિત લાલચંદ્ર ભગવાનદાસ ગાંધીએ પુરી પાડી છે. તે બદલ તેમનો ઋણી છું.

પ૬૪) કાચનપુરમા સૂરસેન રાજા હતો; તે નગરમાં શ્રીપાલ કરીને નગરશેઠ હતો. તેણે પોતાના ચાર પુત્રોને બોલાવી પુછ્યું કે તમે કયે પ્રકારે ધન પેદા કરશો ? એકે કહ્યું: 'રત્નપરીક્ષા' કરીને, બીજાએ કહ્યું: 'સોનું ચાંદી વેચીને, ત્રીજાએ કહ્યુ કાપડનો વેપાર કરીને: ચોથા શ્રીવત્સે કહ્યું કે, 'હું તો આપણા રાજા જેવું રાજ્ય કરીશ.' બાપે એવી શેખાઇ સાંભળી શ્રીવત્સને ઘરમાંથી કાઢી મુક્યો.

શ્રીવત્સ રત્નપુર ગામમાં આવી પહોચ્યો. ત્યાં એક પાઠશાળા હતી. તેમાં રાજપુત્રી સૌભાગ્યમંજરી તથા પ્રધાનપુત્ર નયનસાર પણ ભણતાં હતાં. શ્રીવત્સ, ગુરુને પ્રણામ કરીને પાઠશાળામા ભણવા રહ્યો., ગુરુ ભણાવે પણ .પૂર્વજન્મને લીધે ભણેલું તેને યાદ રહેતુ નહીં. તેથી એના સહાધ્યાયીઓ એને 'મૂર્ખચટ્ટ' કહી ખીજવતા. શ્રીવત્સને મનમા ઘણું દુઃખ થતું; પરંતુ આખરે એણે બીજા શિષ્યો તથા ગુરુની સેવા શુશ્રુષા કરીને તેમને પ્રસન્ન રાખ્યા; એટલે પછી એને બધા 'વિનયચટ્ટ' કહી બોલાવવા લાગ્યા. બાર વર્ષ આમ વહી ગયાં.

અહીં નીશાળમા રાજકુમારી અને પ્રધાનપુત્રને સ્નેહ જાગ્યો. પ્રધાનપુત્રે લગ્ન કરવા ના પાડી; છતાં એની વિદ્યા ઉપર મોહી જતા સૌભાગ્યમંજરીએ એને આગ્રહ કર્યો. એટલે એણે હા પાડી. પણ શાણા પ્રધાનપુત્રે યુક્તિ ગોઠવી; રાજપુત્રીએ જ્યારે સખી સાથે સંકેતસ્થાન તથા લગ્નની તૈઆરીની વાત કહેવરાવી ત્યારે તેણે વિનયચટ્ટને ખાનગીમાં કહ્યું કે 'તને રાજકુમારી પરણાવીશ. હું કહું તેમ કરજે' વિનયચટ્ટ પહેલો તો આ વાત માની શક્યો નહીં, પણ પ્રધાનપુત્રે આગ્રહ કર્યો અને સમજાવ્યો કે રાતોરાત તુ પરણીને સાંઢણી ઉપર બેસી ઉજ્જયિની જતો રહેજે' એટલે એ તૈઆર થયો વીદાય માગવા એ ગુરુ પાસે ગયો; ગુરુને થયું કે આટલા વર્ષ સુધી આ મૂર્ખચટ્ટ મારી સેવામાં રહ્યો છતાં કૈં પણ વિદ્યા પામે નહીં' તેથી મનેજ હીણપત, તેથી તેમણે સરસ્વતીદેવીનું આરાધન કરી જલ મંત્ર્યું. અને એ જલવડે ચંદન ઘસીને સુગંધી જલ તેને પાયું. પછી ગુરુને મળીને પ્રધાનપુત્રે બતાવેલે ઠેકાણે એ ગયો લગ્ન થઇ ગયું, પછી સાંઢણીપર બેસીને એ ચાલી નીકળ્યા. સવાર પડતાં રાજપુત્રીએ પ્રધાનપુત્રને બદલે, બધા વિદ્યાર્થીઓના ઉપહાસનું પાત્ર બનેલો મૂર્ખચટ્ટ દીઠો. એને ખુબ રીસ ચઢી, પછી તે ખિન્ન થઇ. ગુરુદ્રોહનું પાપ એને સાલવા માંડ્યું એની વિમાસણનો પાર ન રહ્યો.

ઉજ્જનમા આવી વિનયચટ્ટે એક મોટું મહાલય પસંદ કરી, ત્યા રહેવા માંડ્યું. પોતાના રચેલા અવનવા રસિક કાવ્યોથી એણે નગરજનોના મન રંજિત કર્યા, વિદ્યામા વિલાસ કરનાર હોવાથી લોકો એને 'વિદ્યાવિલાસ'

કહીને ઓળખવા લાગ્યા. સૌભાગ્યમ જરી તો ઘરને ઉપને માળે મહા દુખે દિવસ ગાળવા લાગી એક દિવસ એની વૃદ્ધ દાસીએ કહ્યુ કે "દેવી, આપના પતિ તો નગરશેઠના પુત્ર છે, અને શાસ્ત્રવિદ્યામાં પારંગત છે. તેથી તમે અભિમાન મુકીને તેનો સપૂર્ણ અગીકાર કરો" રાજપુત્રી ગર્વમા બોલી, 'દાસી, તુ તો એને હમણા ઓળખે છે. પણ હું એને બાર વર્ષથી ઓળખુ છુ' દાસીએ ફરી કહ્યુ "અરે એમના કલાકૌશલ્યને લીધે એનુ નામ 'વિદ્યાવિલાસ' પડયુ છે તે–" "ભલે ગમે તેમ હોય, હુ એના ગુણ વધારે જાણું છુ."

આમ ચાલે છે, એટલામા કાશ્મિરના ભીમ રાજાએ રત્નકેતુ ઉપર સધિ વિગ્રહનો એક લેખ અજાણી લિપિમા લખી મોકલ્યો, તે રાજ્યમાં કોઈથી ઉકેલાયો નહીં. આખરે વિદ્યાવિલાસને તેડવા મોકલતા તેણે તે ઉકેલ્યો. રાજાએ તેની વિદ્યાથી પ્રસન્ન થઈ એને મુખ્ય અમાત્ય નીમ્યો. કોઈકે રાજાને કહ્યું કે "પ્રધાનજી આટલા બધા લોકપ્રિય છે, પરતુ તેમની પત્નીને એ પ્રિય થઈ શકયા નથી." તે સાભળી રાજાને કૌતુક થયુ. પ્રધાન રાજ સભામાં આવ્યા ત્યારે રાજાએ તેને કહ્યુ, 'મંત્રીશ્વર, અમારો રીવાજ છે કે નવા અમાત્યે અમને એક વખત જમવા તેડવા" આથી પ્રધાનને હા પાડવી પડી

પરંતુ ઘરની પરિસ્થિતિ વિચારી તેને ઉડી ફાળ પડી. દાસીને એણે બધી હકીકત જણાવી, વળી ઉમેર્યુ કે 'મારા ઘરની સ્થિતિ એણે જાણી હોય એમ લાગે છે. એને જમવુ નથી પણ તાલ જોવો છે. ચતુર દાસીએ એને ધારણ દીધી અને રાજપુત્રીને વાત કહેવા ગઈ જેમ તેમ કરીને રાજપુત્રીએ કહ્યુ કે "મારે માટે ત્રણ જાતના વસ્ત્ર તૈઆર કરજે જેથી રાજા મારો વેષજ જોયા કરશે અને કશુ પુછશે નહીં."

રાજા જમવા આવ્યો, ત્રણ વેશમા આવીને સૌભાગ્યમ જરી વારા ફરતી પીરસવા મંડી 'આ હશે કે આ હશે?' એમ વિચારતો રાજા જમી રહ્યો પણ કશુ પુછી શકયો નહીં. રાજા મત્રીપત્નીને ઓળખી શકયો નહીં, એટલે બીજો ખેત રચ્યો ગામબહાર પુરદેવતાનુ આરાધન કરવા નગર લોકોએ જવાનુ ઠરાવ્યુ ત્યા પ્રધાન પત્નીને દેવારાધન માટે નૃત્ય સગીત કરવાનું કહેવામા આવ્યુ. રાજ્યકન્યાએ શરત કરી કે "પ્રધાન જાતે વાદ્ય વગાડે તો મારે ગાવુ!" એણે ધાર્યું હતુ કે પ્રધાનને કયે દિવસે વગાડતાં આવડે છે? એટલે મારે ગાવાનુંએ કયાંથી આવશે?" મેળો ભરાયો લોકો ગીત સાભળવા ઉલટયાં

વિદ્યાવિલાસે તાલ અને લય પ્રમાણે કુશલતાથી સૌભાગ્યમજરીને સરત પ્રમાણે ગાવુ પડયુ લોકો તો

ઘેલા થઈ ગયા. રાજપુત્રીનેએ વિસ્મય થયો કે ભૂખંચટ્ટને એ બધું ક્યાંથી આવડયું ? રાજાએ હાથીની અંબાડી ઉપર બન્નેને સ્વારી કાઢીને ગામમા તેડર્યા. રાજા નગરમાં ગયો. એટલામાં રાજપુત્રીના હાથમાંથી વીંટી સરી પડી. જીંદગીમાં પહેલીવાર અબોલડા ભાગ્યા. રાજકુમારીએ વહાલથી તે વીંટી લાવવા પ્રધાનને કહ્યુ.

પ્રધાન પાછળ રહી ગયો, એ ઊતાવળો પાછો આવ્યો તે વખતે પુરના દરવાજા બંધ થઇ ગયા હતા. એટલે એણે પાણી જવાનું એક મોટું ધરનાળું ( વપ્રવિસ્તીર્ણપયોમાર્ગે ) દીઠું; તેમાં ઉતરીને એ અંદર જવા ગયો. ત્યાં એક સર્પ રહેયો હશે તેણે એને ડંખ દીધો. એ ભોય ઉપર પડી ગયો. સામેજ એક વેશ્યા રહેતી હતી તેણે તેને પડતાં જોયો. મણિ ધોઇને તેનું પાણી પાતાં ઝેર ઉતર્યું. મંત્રીએ જીવતદાન આપનારને કૈં માગવાને કહ્યું. વેશ્યાએ એને પોતાને ત્યાંજ રહેવાની નિર્લજ્જ માગણી કરી; અને કોઇ યોગીએ આપેલું માદળીયું બાંધી તેને મોર બનાવી દીધો. રાતે મનુષ્ય અને દિવસે મોર એમ પ્રધાનને એ રાખવા મંડી.

આખો દિવસ ઉડાઉડ કરતો મોર રાતે ઘેર પાછો આવતો; એક વખત મોર પોતાના ઘરની અગાસી ઉપર જઇ બેઠો. સૌભાગ્યમંજરી એને ઝંખી રહી હતી; અને વિરહથી બળી રહી હતી, તેનું રુદન તેણે સાંભળ્યું; એને મૂર્છા આવેલી દીઠી, બીજે દિવસે એ પાછો અગાસી ઉપર આવ્યો; રાજપુત્રીની સખી મંગલાવલીએ એને કુતૂહલથી ઝાલ્યો; પગે માદળીયું બાંધેલું દેખી તે તોડી નાખ્યું. તો મોર મટી વિદ્યાવિલાસ થઇ ગયો. પ્રધાને બધા વિગતવાર સમાચાર કહ્યા; પરંતુ પાછું કહ્યું કે હું વચનથી વેશ્યાને ત્યાં બંધાયો છું તેથી મને ફરી માદળીયું બાંધી દો, તેમ કરતા એ મોર થઇ ગયો. ને ઉડી ગયો. આ વાતની બધાંને ખબર પડી એટલે રાજાને તે પહોંચાડવામાં આવી.

રાજા વેશ્યાને ત્યાં ગયો; અને તેને સમજાવી વિદ્યાવિલાસ મંત્રીને તેની પાસેથી પાછો લીધો. રાજાએ પછીથી પોતાની પુત્રી મંત્રીને પરણાવી. કાળે કરીને રાજાએ દીક્ષા લીધી અને બધું રાજ્ય વિદ્યાવિલાસને સોંપ્યું. રાજા થયા પછી, વિદ્યાવિલાસે પોતાના પિતાના નગર ઉપર ચઢાઇ કરી; અને રાજાને હરાવ્યો એટલે સંધિ કરવા નગરશેઠ, આવ્યા. શ્રીવત્સે પિતાને પ્રશ્ન કર્યો, ' મને ઓળખ્યો ! ' બાપ જોઇ રહ્યો, અને પછી ઓળખાણ પડયું. બધે આનંદ આનંદ થઇ રહ્યો. શ્રીવત્સ તપના પ્રભાવથી રાજા થયો અને અંતે નિર્વાણ પામ્યો.

—આ પ્રકારની ' વિદ્યાવિલાસ 'ની વાર્તા છે. સામળભટ્ટ ઘણે ભાગે આ વસ્તુનેજ અનુસરે છે; છતાં, અલબત્ત તેમની વિશિષ્ટ શૈલી અને રસ

જમાવવાની કલા આ સૂક્ષ્મ વાર્તાબીજને અજબ રીતે નવપલ્લવિત કરે છે વાર્તામાં આવતા પાઠાન્તર તથા વસ્તુભેદ સ્થલસંકોચથી અહીં આપતા નથી જિજ્ઞાસુએ બૃ કા દો ભા ૩ મા છપાએલી આ વાર્તા સરખાવીને તે જોઇ લેવા.

## ૧૭ નંદબત્રીશી

'નંદબત્રીશી કથા 'એ સત્તરમી પ્રસિદ્ધ લોકવાર્તા છે સં ૧૫૪૫ મા નરપતિએ એ રચી છે વાર્તાનો ઉદ્દેશ શીલનો મહિમા ગાવાનો છે, કવિ લખે છે —

" પઢતાં સિધિબુધિ હોઅતિ, ચતુરપણુ તે નર જાણતિ
નારી સીયલપણુ આણતિ કવિતા નરપતિ ઇમ કહતિ '

આ વાર્તાનો બીજો કવિ સિંહકુશલ છે એણે સં ૧૫૬૦ મા 'નંદબત્રીશી ચોપાઇ ' રચી છે

આ કવિ વળી બીજો લાભ વાર્તામાથી બતાવે છે —

" જે નર વિદુર વિશેષઇ સુણઇ, સિંધકુશલ ઇણિપર ઇમ ભણઇ
ભણતા ગુણતાં લહીઇ બુદ્ધિ, બુદ્ધ સકલ કાજની સિદ્ધિ,
બુદ્ધિ ફલીઇ વંછિત સદા, બુદ્ધિ નિતું નંનતર સંપદા "

આ કાવ્ય ' બુદ્ધિ પ્રકાશ ' ૧૯૧૬ ના મે, જુન, જુલાઇના અંકોમા છપાયુ છે મહાકવિ સામળભટ્ટે પણ આ લોકપ્રિય વાર્તાને વીસારી નથી તેમને પુરોગામીઓના કાવ્યો આધારભૂત થયાં હશે એમ નીચેના કથન ઉપરથી લાગે છે —

" બહુચર માતની કરુણા ઘણી કહુ કથા નંદબતરીશી તણી,
કવિતા સહુ તણો પરિતપ વરધ ખોટ સહુ કરજો માફ '

વળી અંતમા તો સ્પષ્ટ અંગીકાર છે કે—

" નંદરાયતણી કથા, સુણી ઘણુ દઈ માન,
સંસ્કૃતમાથી પ્રાકૃત કહ્યુ, નંદતણુ આખ્યાન " †

## ૧૮ શગાળશાહ રાસ

સંસ્કૃત પૌરાણિક સાહિત્યમાના 'મયુરધ્વજ રાજા 'ની કથાને ઘણે અંશે મળતી આવતી એની સગાળશા શેઠની લોકવાર્તા છે વિષય લોકોમાં પ્રસિદ્ધ છે શગાલશાહ (જે શાહ શેઠિયાને ઘેર હમેશાં સુકમા

† બીજો પાઠ બૃ કા દો ભા ૧ ની સાતમી આવૃત્તિ પૃ ૩૯૪ પ્રમાણે આમ છે શ્યામળદાસે કહ્યુ કે

'નંદરાય તણી કથા સુણી જે સંસ્કૃત માંહે
કરો પ્રાકૃત તમો પ્રીતશુ, ઇંચ ઉપાસી આહે
શ્રીનંદરાય તણી કથા કવિ કહી સામળદાસ,

હતો-જેને ત્યાં અખુટ દાન અપાતાં હતાં એવો દાનેશ્વરી તે સુકાલ સાહ ) દાન ધર્મના ઉપાખ્યાન તરીકે જૈન સાહિત્યમાં એ શાહ- ( સાધુ )ની કથા મશહુર છે. કનકસુંદરે સં. ૧૬૬૭ માં આ વિષયનો એક 'રાસ ' રચ્યો છે. તે સગાળશાહની ઉત્પત્તિ શોધવામાં બહુ ઉપયોગી છે.

પરંતુ આ રાસ પહેલાં, એક જૈનેતર વાસુકવિની કૃતિ છે તેની હાથપ્રત સં. ૧૬૪૭ ની ઊતારેલી છે; તે કનકસુંદરના રાસ કરતાં બહુ પ્રાચીન છે. એ ચુપઇ કોઇ બ્રાહ્મણની કૃતિ છે. (કે. હ. ધ્રુવની નોંધ.)

ભોજા ભગતે સગાલસાહના પુત્ર સેલૈયા ('ચેલૈયો' કહે છે તે અશુદ્ધ છે) નું 'આખ્યાન' રચ્યું છે. તે બૃ. કા. દો. ભા. ૫ મા પ્રસિદ્ધ છે. એક રતનદાસે 'શેઠ સગાળશા સાધુને સેવે, વાણીયો પાળે વ્રત'-એ લીટીથી શરુ થતું 'ચેલૈયાનું ચરિત્ર'-પદમાં લખ્યું છે તે પણ એજ પુસ્તકમા પ્રસિદ્ધ છે. આ પ્રકારે જૈન તેમજ જૈનેતર સમાજમાં એકસરખી લોકપ્રિયતા મેળવનાર આ લોકવાર્તા સમાજમા ઘટતી લોકપ્રિયતા મેળવી રહી છે.

---

## પ્રકરણ ૪ થું

### ગુજરાતી લોકવાર્તાઓ ( ચાલુ )



### ૧૯ હંસાવલીની વાર્તા.

સં. ૧૬૭૩ માં 'દ્રૌપદીહરણ' રચનાર ખંભાતના જૈનેતરકવિ શિવદાસે ' હંસાવલી ' ની વાર્તા દુહા, ચોપાઇ, અને છપ્પયમાં રચી છે. એ વાર્તા 'સાહિત્ય' માસિકમા ૧૯૧૯ માં કકડે કકડે છપાઇ હતી. પ્રકાશકે જણાવ્યું છે કે વીરજી અને સામળભટ્ટ વગેરે કવિઓને આ વાર્તામાથી કંઇ ને કંઇ સુચના મળી હોવી જોઈએ.

પરંતુ વિશેષ શોધને પરિણામે જણાય છે કે ' હંસાવલી ' ની નવી વાર્તા લખ્યાનું યશોધન એકલા શિવદાસને ખાતે સ્વીકારાય તેમ નથી. લગભગ પંદરમા શતકમાં (સં.૧૪૧૧ માં) એક વિનયચંદ્રે 'હંસવચ્છ ચોપાઇ' રચી છે.† તેના પછી સં. ૧૫૧૩ માં ઉતારાએલી એક આસાયત નામના કવિની ' હંસવચ્છ કથા ' ડેક્કન કોલેજના સંગ્રહમાં તથા ઉદેપુરના વિવેકભંડારમાં છે. આ વાર્તા શિવદાસની વાર્તાનું મૂલ હોય એમ લાગે છે. એમા વાર્તા ' ચારેખંડ 'માં વહેંચી દીધેલી છે. શિવદાસની

† જૈન ગુ ૨ કવિઓ પૃ. ૪૬.

વાર્તાનું બીજુ નામ પણ 'હસા ચારખંડી' છાપવામા આવ્યુ છે જૈન કવિની વાર્તા શિવદાસના ત્રીજા ખડથી શરુ થાય છે પેટણુમાં શાલિવાહનના પુત્ર નરવાહનની કથા એમા આવે છે

સં ૧૭૩૫ મા મધુસૂદને 'હંસાવલી'ની વાર્તા રચેલી છેઃ તે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમા રા હીરાલાલ પારખે કરેલા સગ્રહની યાદીમા નોંધેલી છે તેમજ રા અબાલાલ જાની પાસે એક તેની પ્રત છે. તે વાચતાં એ કથા સ્તંભતીર્થની પુત્રી હંસાવલી જે વિક્રમ સાથે પરણે છે તે સબધી છે તેથી માત્ર નામનાજ સામ્ય એમા છે

શિવદાસની વાર્તાનુ ખોખુ આ પ્રમાણે છે—કુદનપુરમા અનગભ્રમ રાજાને પુત્ર નથી તેણે કમળપૂજા આદરી એટલે શિવકૃપાથી એને બે પુત્ર થાય છે પણ તેમનું સુખ તેના નસીબમા લખાયુ નહોતુ. સોમ અને ઉત્તર મોટા થયા મૃગયા રમવા ગયા ત્યા એક ઋષિ હતા તેમણે કહ્યુ "પશુ હિસાનું પાપ તમને લાગ્યું. તે ધોવા કાશી જાઓ" [અહીં જૈન ધર્મની ચોખ્ખી અસર જણાય છે ] બને જાત્રાએ નીકળ્યા હતા, ત્યા જ ગલમાં ભુલા પડયા પાણી વગર ગળુ સુકાવા લાગ્યું. સોમ પાણીની તપાસ કરવા ઝાડ ઉપર ચઢયો, નજીકમા એક નગર દેખાયું અને ત્યા ગયા, અને પ્રધાનને ઘેર રાતવાસો રહ્યા

પ્રધાનની કુંવરી જેવંતી પીરસે છે ઉત્તર તેને જોઇ મોહ પામે છે જેનતી પણ મોહ પામે છે, પણ કોઇને કંઈ કહેતી નથી ઉત્તર ત્યાંથી નીકળી કાશી જાય છે, અને કરવત મુકાવે છે કે "આવતે ભવ જેનંતી નારી મળો" સોમ, ત્યાથી નીકળી જેવતના નગરમા આવે છે, અને બજારમા એક ઠેકાણે બેઠો હોય છે એવામાં દુકાનો ટપોટપ બધ થાય છે, પુરુષમાત્ર જ્યા ત્યાં સંતાઇ જાય છે, કેમકે જેવત કુમારીને નીશાળેથી ઘેર જતા, રસ્તામાં કોઇ પુરુષ નજરે પડે તો તેમને મારી નાખવામા આવે છે આગળ હથીઆરબધ દાસીઓ આવે છે તેમણે સોમને ઉઠી જવાનું કહ્યું, પણ સોમ સામો થયો એટલામા જેવતીની હાથણી આવી

હાથીને બ લે હાથણીનું વાહન પુરુષજાત પ્રત્યેના દ્વેષનું સૂચક છે. જેવતીએ સોમને ઓળખ્યો અને તે નીચે ઉતરી, ઉત્તરની ખબર પુછી પોતાને માટે તેણે કરવત મુકાવવાની વાત એણે સાંભળી

પુરુષ નામ અન્ન નવ જમે, પુરુષ ઢીંગલાશું નવ રમે;
પુરુષ નામ નવ પહેરે શણુગાર, મોગરો કેવડો નવ શિરહાર.

પુરુષ પલંગ પર નવ સુવે, પુરુષ અરીસે મુખ નવ જુએ
પુરુષ લોટે પાણી નવ પીયે, પુરુષ નામ લેતાં મન બીહે "

એક દિવસ એક પરદેશી પંથી તંબોળીની દુકાને બેઠો હતો. ત્યાં જયવંતીની દાસી પાન લેવા આવી. કાથા ચુના વગર એકલાં પાન એ લઇને ગઇ તેથી તેને આશ્ચર્ય થયું. ત્યારે તંબોળીએ ખુલાસો કર્યો કે, " એ પુરુષ સેવા કરે નહિ, વિપરીત એહ વિવેક ". એ કુંવરી દર રવિવારે શક્તિની પૂજા કરવા બહાર નીકળે છે ત્યારે

" પુરુષ બહાર નવ નીસરે, રાય રાણા ને રંક;
દેખે તેને દુઃખ દે, એ તો આડે અંક. "

તેને જોઇને તે કરવત મુકાવવા કાશી જવા તૈયાર થયો- આટલો પ્રસ્તાવ સામળભટ્ટે તેમના વખતમા પ્રચલિત કોઇ પ્રાચીન લોકવાર્તામાંથી ઉપયોગમાં લીધો હશે એટલું કહી શકાય ખરું. §

જેવંતી કાશી કરવત મુકાવવા ગઇ. કરવત મુકાવતાં માગવામા, એ ભુલી, એણે કહ્યુ કે 'મને પેલે ભવ ઉત્તમ કુમાર ભરતાર તરીકે અને વીરા તરીકે પ્રાપ્ત થાય.' જેવંતીની ૩૬૦ સાહેલીઓ પણ તે પ્રમાણે મરી ગઇ. સોમ પણ ત્યા આવ્યો હોય છે તે પણ જેવંતી પછી કરવત મુકાવે છે; અને ઉત્તર તથા જેવંતી પાસે અવતાર માગે છે, વળી માગે છે કે 'મને ત્રણ અવતાર સુઝે અને ત્રણે જણાં ભેગાં થઇએ'. કરવતના ભયંકર બનાવથી કાશીનો રાજા કોપ્યો અને કરવત મુકવાનું બંધ કરાવ્યુ. [ આ પણ જૈનધર્મની અસરનોજ અવશેષ જણાય છે. ]

બ્રહ્માએ ભાઇબહેન તથા સ્ત્રીભરતારનો ભેગો જન્મ કેમ આપવો તેની ચિંતા કરવા માડી. નારદે સુઝાડયું કે ' તેમને પોપટ પોપટીનો અવ-

*આવી પુરુષદ્વેષિણી સ્ત્રીઓની વાર્તાઓ ગણાવીએ તો ઉદયભાનુકૃત 'વિક્રમસેન રાસ' (સં. ૧૫૬૫) માં ચંપાવતીના ચંપકસેનની પુત્રી લીલાવતી પુરુષ દ્વેષિણી કહી છે તે કન્યા કોઇને પરણતી નથી. કારણ કે પૂર્વભવને એને જ્ઞાન હોવાથી એ પુરુષ જાતિનો દ્વેષ કરતી વીરજીની 'કમળાવતીકથા'માંની કામાવતી (જુઓ વાર્તા ૨૦) તથા સામળભટ્ટની વૈતાલ પચીશીમાંની જયવંતી ગા. ૧૫ 'ઉદ્યમકર્મ' સંવાદમાં કર્મવાદીના બીજા સિદ્ધાંતમા દૃષ્ટાંતમાંની પદ્મિની, જુની વાર્તામાંની પ્રેમાવતી (જુઓ વાર્તા ૨૧)–એ બધી નાયિકાઓ ટેનીસન કવિની 'પ્રીન્સેસ'ની જેમ 'સ્ત્રીયા રાજ્ય'ની હીમાયતની, અને પુરુષજાતની સામે થનાર વ્યક્તિઓ જેવી ચીતરવામાં આવેલી છે છેવટમાં તો બધીએ પુરુષ સાથે સન્ધિ થયાની વાત આવે છે.

તાર આપો નાના હશે ત્યારે ભાઇબહેન, અને મોટા થયે પતિપત્ની થશે' એમને મેર અવતારોં, દાસીઓ પંખીણીઓ થઇ.

વનમાં પોપટી ઇંડા મુકે છે, તેના બચ્ચાં થઇ તે મોટા થાય છે. એટલામાં દાવાનળ પ્રકટયો. પશુપખી નાસભાગ કરી રહ્યા. પોપટી બચ્ચાં લઇ ઉડી જવાનું સુચવે છે સુડો કહે છે, 'હુ હમણા ચાંચ ભરીને જળ લાવુ છુ, ને દવ હોલવી નાખું છુ પોપટીએ કહ્યું, "તમે ચાચ ભરી પાણી લાવશો તેથી દવ હોલવાશે નહીં, માટે આપણે અહીં રહીને સગાતે બળી મરીએ એટલે હું સતી થવા પામીશ!" પોપટીએ બહુ જક લીધી, પણ પોપટ તેનુ ન માનતા, પાણી લેવા ગયો દવ વધી પડયો પોપટી બચ્ચા સાથે બળી મરી પંખિણીઓ પણ બળી મરી. પોપટ એટલામા પાણી લઇને આવ્યો, પણ પોપટી અને બચ્ચા બળી મરેલાં જોઇ તેણે દવમા ઝપલાવ્યું મોરે પણ તેમ કર્યું.

જેરતીનો ત્રીજો અવતાર કણિયાપુર પાટણમાં હંસાવલી નામે રાજકુવરી તરીકે થયો પેઠણમા શાલીવાહન રાજા હતો તેને ત્યાં ઉત્તર નરવાહન રાજકુમાર જન્મ્યો એ રાજા થતાં મોમ મનકેસર નામે તેનો પ્રધાન થયો

નરવાહનને એક દિવસ સ્વપ્નુ આવે છે કે જાણે કણિયાપુર પાટણ જઇ હંસાવળીને એ પરણે છે. પહોર દિવસ ચઢયો પણ તે ઉઠયો નહીં મનકેસરે મિત્રભાવે રાજાને જગાડયો, રાજા, ક્રોધે ભરાયો; કારણ કે સ્વપ્નમાં તેનુ લગ્ન થવાની તૈઆરી થઇ રહી હતી હંસાવલી તેને કવલભક્ષણ કરાવતી હતી

મનકેસરે સ્વપ્ન પ્રમાણેની હંસાવલી પરણાવી આપવાનુ વચન આપ્યું, અને હંસાવલીની શોધમા નીકળ્યો. રસ્તામા એક યોગી મળ્યા તેની મદદથી એ કણિયાપુર પાટણ આવી પહોચ્યો. માલણને ત્યા ઉતર્યો માલણને રાજ્યની હકીકત પુછી. માલણે કહ્યુ કે, "પાપિણી રાણીએ હંસાવલી નામની દુષ્ટ કુવરીને જન્મ આપ્યો છે તે નરજાતને દ્વેષે છે. સાંધી મારી નાખે છે, અને તેમના માથાનો માતાને ભોગ આપે છે તેની દાસીઓ તેને આ કાર્યમા મદદ કરે છે" મનકેસરે આ હકીકતનો ઠીક

જવાબ મળ્યો, "તું પુરુષ જાતનો ભોગ કેમ આપે છે?" હંસાવલીએ વિનયથી પોતાના પૂર્વજન્મની પોપટપોપટીની વાત કહી. "પોપટે મારું કહ્યું ન માન્યું તેથી હું પુરુષ જાત ઉપર વેર રાખું છું!"

માતાએ કહ્યુંઃ "એ પોપટનો શો વાંક? એ પણ નારી પછવાડેજ મુવો હતો." હંસાવતી તે સાંભળી નરજાતને ન મારવાની પ્રતિજ્ઞા લે છે; અને પુછે છે કે "એ પૂર્વ જન્મનો પોપટ ક્યારે મળશે?" મંદિરમાં બેઠેલા મનકેસરે કહ્યું: "આઠ દિવસ પછી" હંસાવતી નમ્ર બનીને ઘેર ગઇ મનકેસરે માતાજીની માફી માગી; દયાળુ દેવીએ વરદાન આપ્યું કે "તું જે ચીતરીશ તે આબેહુબ થશે."

પછી ચીતારાનો વેષ લઇ મનકેસર હંસાવલી પાસે આવ્યો[1] ચિતારાએ પૂર્વભવની આખી કથા ચીતરી બતાવી જેનતી અને ઉત્તર કાશીમાં કરવત મુકાવે છે; તેઓ પોપટપોપટી જન્મે છે દવ લાગે છે; તેમાં પોપટી તથા બચ્ચાં બળી મરે છે; પોપટ આવે છે, તે પણ આ સ્થિતિ જોઇ ઝંપલાવે છે વગેરે- પૂર્વકથાને આબેહુબ ચીતરેલી જોઇ હંસાવલી ઢળી પડે છે; પછી મહામહેનતે તેની મૂર્છા વળે છે. એકાન્તમાં ચીતારો કહે છે કે "તારા પૂર્વ જન્મનો નાથ ક્યાં જન્મ્યો છે તે સર્વ હકીકત હું તેને ચીતરી બતાવું છું." હંસા હજી પોપટ માટે રુદન કરે છે ચીતારાએ ગોદાવરી, પૈઠણપુર શાલીવાહન, સોમ (માનકેસર) અને નરવાહનને લખ્યા. એ નરવાહનને પરણવા હંસા વીનવવા લાગી. પ્રધાન (ચીતારો) રાજાને તેડીને આવ્યો; બંનેનાં લગ્ન થયાં

હંસાવલીને હંસ અને વચ્છ બે કુમાર થયા. મોટા થતાં, તેમને કૈંક કારણસર રાજ્યની બહાર જતા રહેવું પડે છે. બંને ભાઇ જંગલમાં નીકળી પડયા. ત્યાં ભુલા પડયા તરસ લાગવાથી પાણીની ભાળ કાઢવા હંસ મોટા ઝાડ ઉપર ચઢયો. ઉતરતાજ તેને નાગ ડસ્યો. તે તરત મરણ પામ્યો. વત્સ ભારે કલ્પાંત કરે છે. હંસને ઝાડે બાંધી ચંદનનાં લાકડાં વીણવા ગયો. એટલામાં એક ગરુડ તે ઝાડ ઉપર આવી ચઢે છે. તેની પાંખમાંથી અમૃત ઝરે છે. અને હંસ સજીવન થાય છે; વત્સને પાસે ન જોતાં પાસેના ગામમાં એ જાય છે. વત્સ લાકડાં લઇ પાછો આવ્યો ત્યારે હંસને

[1] સરખાવો, આવા પૂર્વજન્મના ચિત્રપટની અસર માટે પ્રકૃત કથા 'તરંગવતી' 'ગુજરાત' માસિક પુ ૧૦, અંક ૨, પૃષ્ઠ ૧૪૭ અને 'હંસાવલી'ની વાર્તા: 'ગુજરાત' માસિક પુ ૧૨, અંક ૨; પૃષ્ઠ ૧૩૯ 'બે માહરણ'ની કથામાં પણ ચિત્રલેખા આવી ચિત્રકલાની મદદથીજ વર શોધી કાઢે છે.

તાર આપો. નાના હશે ત્યારે ભાઇબહેન, અને મોટા થયે પતિપત્ની થશે એમને મોર અવતાર્યો; દાસીઓ પંખીણીઓ થઇ.

વનમાં પોપટી ઇંડા મુકે છે; તેનાં બચ્ચાં થઇ તે મોટાં થાય છે એટલામાં દાવાનળ પ્રકટ્યો. પશુપંખી નાસભાગ કરી રહ્યાં. પોપટ બચ્ચાં લઇ ઉડી જવાનું સુચવે છે સુડો કહે છે; 'હું હમણા ચાંચ ભરીને જળ લાવું છું, ને દવ હોલવી નાખું છું. પોપટીએ કહ્યું, "તમે ચાચ ભરી પાણી લાવશો તેથી દવ હોલવાશે નહીં. માટે આપણે અહીં રહીને સંગાતે બળી મરીએ. એટલે હું સતી થવા પામીશ।" પોપટીએ બહુ જક લીધી, પણ પોપટ તેનુ ન માનતા, પાણી લેવા ગયો દવ વધી પડયો. પોપટી બચ્ચા સાથે બળી મરી. પંખિણીઓ પણ બળી મરી. પોપટ એટલામા પાણી લઇને આવ્યો; પણ પોપટી અને બચ્ચા બળી મરેલાં જોઇ તેણે દવમા ઝંપલાવ્યું. મોરે પણ તેમ કર્યું.

જેરંતીનો ત્રીજો અવતાર કણિયાપુર પાટણમાં હંસાવલી નામે રાજકુંવરી તરીકે થયો. પેઠણમા શાલીવાહન રાજા હતો તેને ત્યાં ઉત્તર નરવાહન રાજકુમાર જન્મ્યો. એ રાજા થતાં મોમ મનકેસર નામે તેનો પ્રધાન થયો.

નરવાહનને એક દિવસ સ્વપ્નું આવે છે કે જાણે કણિયાપુર પાટણ જઇ હંસાવળીને એ પરણે છે. પહોર દિવસ ચઢયો પણ તે ઉઠયો નહીં. મનકેસરે મિત્રભાવે રાજાને જગાડયો, રાજા, ક્રોધે ભરાયો; કારણ કે સ્વપ્નમાં તેનું લગ્ન થવાની તૈઆરી થઇ રહી હતી. હંસાવલી તેને કવલભક્ષણ કરાવતી હતી.

મનકેસરે સ્વપ્ન પ્રમાણેની હંસાવલી પરણાવી આપવાનુ વચન આપ્યું, અને હંસાવલીની શોધમાં નીકળ્યો. રસ્તામા એક યોગી મળ્યા. તેની મદદથી એ કણિયાપુર પાટણ આવી પ્હોચ્યો. માલણને ત્યા ઉતર્યો. માલણને રાજ્યની હકીકત પુછી. માલણે કહ્યું કે, "પાપિણી રાણીએ હંસાવલી નામની દુષ્ટ કુંવરીને જન્મ આપ્યો છે. તે નરજાતને દેખે છે. ત્યાથી મારી નાખે છે; અને તેમનાં માથાનો માતાને ભોગ આપે છે. તેની દાસીઓ તેને આ કાર્યમાં મદદ કરે છે." મનકેસરે આ હકીકતનો ઠીક ઉપયોગ કર્યો.

તે દેવીના મંદિરમાં પેઠો અને દ્વાર બંધ કર્યાં. હંસાવલી દર્શન કરવા આવી ત્યારે બારણાં બંધ હતાં, તે ઉઘડયાં નહીં અંદરથી શબ્દ થયો

"જા રે રંડા હંસાવલી."

હંસાવલીએ માતાને વીનવણી કરી. "મને શા માટે 'રંડા' કહો છો?"

જવાબ મળ્યો, " તું પુરુષ જાતનો ભોગ કેમ આપે છે ? " હંસાવલીએ વિનયથી પોતાના પૂર્વજન્મની પોપટપોપટીની વાત કહી. " પોપટે મારું કહ્યું ન માન્યું તેથી હું પુરુષ જાત ઉપર વેર રાખું છું ! "

માતાએ કહ્યું: " એ પોપટનો શો વાંક ? એ પણ તારી પછવાડેજ મુવો હતો. " હંસાવલી તે સાંભળી નરજાતને ન મારવાની પ્રતિજ્ઞા લે છે; અને પુછે છે કે " એ પૂર્વ જન્મનો પોપટ કયારે મળશે ? " મંદિરમા બોલા મનકેસરે કહ્યું: " આઠ દિવસ પછી " હંસાવલી નમ્ર બનીને ઘેર ગઇ મનકેસરે માતાજીની માફી માગી; દયાળુ દેવીએ વરદાન આપ્યું કે " તું જે ચીતરીશ તે આબેહુબ થશે."

પછી ચીતારાનો વેષ લઇ મનકેસર હંસાવલી પાસે આવ્યો ચિતારાએ પૂર્વભવની આખી કથા ચીતરી બતાવી જેવંતી અને ઉત્તર કાશીમાં કરવત મુકાવે છે: તેઓ પોપટપોપટી જન્મે છે દવ લાગે છે: તેમા પોપટી તથા બચ્ચાં બળી મરે છે: પોપટ આવે છે, તે પણ આ સ્થિતિ જોઇ ઝંપલાવે છે વગેરે- પૂર્વકથાને આબેહુબ ચીતરેલી જોઇ હંસાવલી ઢળી પડે છે; પછી મહામહેનતે તેની મૂર્છા વળે છે. એકાંતમાં ચીતારો કહે છે કે " તારા પૂર્વ જન્મનો નાથ કયાં જન્મ્યો છે તે સર્વ હકીકત હું તેને ચીતરી બતાવું છું. " હંસા હજી પોપટ માટે રુદન કરે છે ચીતારાએ ગોદાવરી, પૈઠાણપુર શાલીવાહન, સોમ ( માનકેસર ) અને નરવાહનો લખ્યા. એ નરવાહનને પરણવા હંસા વીનવવા લાગી. પ્રધાન (ચીતારો) રાજાને તેડીને આવ્યો: બંનેનાં લગન થયાં.

હંસાવલીને હંસ અને વચ્છ એ કુમાર થયા. મોટા થતાં, તેમને કંઇક કારણસર રાજ્યની બહાર જવા રહેવું પડે છે. બંને ભાઇ જંગલમાં નીકળી પડયા. ત્યાં ભુલા પડયા તરસ લાગવાથી પાણીની ભાળ કાઢવા હંસ મોટા ઝાડ ઉપર ચડયો. ઉતરતાજ તેને નાગ ડસ્યો. તે તરત મરણ પામ્યો. વત્સ ભારે કલ્પાંત કરે છે. હંસને ઝાડે બાંધી ચંદનનાં લાકડાં વીણવા ગયો. એટલામાં એક ગરુડ તે ઝાડ ઉપર આવી ચઢે છે. તેની પાંખમાંથી અમૃત ઝરે છે. અને હંસ સજીવન થાય છે; વત્સને પાસે ન જોતાં પાસેના ગામમા એ જાય છે. વત્સ લાકડાં લઇ પાછો આવ્યો ત્યારે હંસને

[1] સરખાવો, આવાં પૂર્વજન્મનાં ચિત્રપટની અસર માટે પ્રકૃત કથા 'તરંગવતી' 'ગુજરાત' માસિક પુ ૧૦, અંક ૨; પૃષ્ઠ ૧૪૭ અને 'હંસાવલી'ની વાર્તા: 'ગુજરાત' માસિક પુ. ૧૨, અંક ૨; પૃષ્ઠ ૧૩૯ 'ઓખાહરણ'ની કથામાં પણ ચિત્રલેખા આવી ચિત્રકલાની મદદથીજ વર શોધી કાઢે છે.

જોતા નથી. આમ બંને ભાઇ જુદા પડે છે † અનેકાનેક દુઃખ વેઠી બન્ને આખર સુખી થ ય છે.

આ પ્રકારની ' હંસાવલી 'ની વાર્તા એટલા પુરતી લાક્ષણિક છે કે એમાં ત્રણ જન્મની કથાદ્વારા પુરુષદ્વેષિણી નાયિકાના સ્વભાવનું સમાધાન કરવામાં આવ્યું છે; ચીનારાના ચિત્રપટની યુક્તિ પણ તેટલીજ વિશિષ્ટતાવાળી છે. આ વાર્તા જૈનેતરે રચી છે છતા તેમાં જૈન મતની સ્પષ્ટ અસર જોઇ શકાય છે. મહાકવિ સામળભટ્ટના પુરોગામી તરીકે પણ આ વાર્તાનો લેખક ઉપયોગી છે.

## ૨૦. કામાવતીની વાર્તા

પ્રેમાનંદ શિષ્ય વીરજીએ આ વાર્તા સ. ૧૭૨૫ માં રચેલી પ્રા. કા મા. અં. ૮ માં છપાઇ છે. કવિ તેને ' અભિનવો ઇતિહાસ ' કહે છે. આ પહેલા આશરે પોણોસો વર્ષ ઉપર ' હંસાવલી 'ની વાર્તા લખનાર શિવદાસે ' કામસેન કામાવતીની વાર્તા ' દુહા, ચોપાઇ અને પૂર્વછાયાના ૫૮૩ રચનાબંધમા કડવાંબદ્ધ રચી છે. ‡ પ્રેમને ચર્ચતી બીજી લોકવાર્તાઓની પેઠે આ બન્ને કવિઓએ ફલશ્રુતિ એમ જણાવી છે કે

" એ કામાવતી ચરિત્ર જે ગાય, સાંભળતા સુખ પામે કાય,
તેહને કદિ નહિ વિજોગ, નરનારી સુખ પામે ભોગ;
નત નત નવધા પામે ભોગ, સદા કાળ તેને નહિ વિજોગ.
પ્રીત વિછોહનું મોટું પાપ, પરમેશ્વર દે તેને શાપ
તે માટે કહું છું સોમ, પ્રીત વિછોહ મા કરજો કોમ."

—શિવદાસ.

" એ કથા જે સાંભળે, વિશ્વાસ શુ નરનાર;
વિજોગ કદિ થાયે નહિ, ગૃહ પુત્ર ધન પરિવાર."—વીરજી.

---

† આ આખો પ્રસંગ " કામાવતીની વાર્તા 'મા તેમજ સામળભટ્ટની ' વૈતાલ પચીશી 'માની ૮ મી વાર્તા ' ચંદન મલયાગરિ 'ની આપી છે તેમાં મળી આવે છે.

" ત્રણ અવતાર ધરી અજાણે, કીધા મહા પ્રાક્રમ;
જેમ જેમ વિપની પડી પોતાને તોય ન મેલ્યો ધર્મ.
દયા શાન્તિ અધિક સ્થામા, ને શુરવીર મહાધીર
જેમ જેમ પડે અવસ્થા તેને, તેમ તેમ સહી શરીર."

એ લીટીઓ સામળભટ્ટની

" કયાં ચંદન કયાં મલયાગીરી, કયા સાયર કયાં નીર
જેમ જેમ પડે વિપતડી, તેમ તેમ સહે શરીર."

આ દુ કહું સ્મરણ કરાવે છે.

‡ આ વાર્તા શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સંગ્રહમાં છે અને તે અપ્રસિદ્ધ છે તેની નોંધ સભાની છપાયલી યાદીમાં પૃ ૭૦-૭૧ ઉપર આપેલી છે. પ્રકટ થયે વીરજીની વાત સાથે સરખાવવા ઠીક કામ લાગશે.

§ આ વાર્તાનું મુળ પદ્મપુરાણ તથા દશકુમારચરિત્રમાં છે. વીરજીએ પોતાની વાર્તાનાં સાત કડવામાં પંચ પુરાણની કથાના સાત અધ્યાય અને બાકીના ૧૫ કડવામાં દશકુમાર ચરિત્રમાં ત્રાખ્ય વિકામાથી સંબંધ જોડયો છે પછી એક અજગરની આ કથા પણ એમાં જોડી છે.

'કામાવતી'ની વાર્તાનું 'હંસાવલી'ની વાર્તા સાથે ખુબ સામ્ય છે; કદાચ વીરજીને પોતાના પહેલાંની જુની વાર્તામાંથી પ્રસંગનું સુચન થયું પણ હોય. કામાવતી પહેલે અવતારે 'હંસાવલી' નામની રાજપુત્રી બીજે જન્મે 'પંખાણી' પોપટી, અને ત્રીજે જન્મે કામાવતી થઇ હતી.

હંસાવલીને પહેલા જન્મમાં ઇચ્છિત વર મળવામાં વિઘ્ન આવ્યું. એણે એક સુંદર બ્રાહ્મણપુત્ર જોયો; ને એનો ભાઇ થાય એવી ઇચ્છાથી તેણે દેહોત્સર્ગ કર્યો. બ્રાહ્મણ તેને પત્ની કરવાના હેતુથી દેહત્યાગ કરે છે. બન્નેના મનોરથ કેમ ફ્લશે એ વીશે સંશય ઉભો થતાં તિર્યંક જાતિમાં એ પોપટ પોપટી જન્મ્યાં. એ પક્ષી, પહેલાં નાનાં હતાં ત્યારે ભાઇબહેન હતાં; પછી એ નર અને માદા થયાં. 'હંસાવલી'માં જેમ પોપટપોપટીના જન્મની તથા તેમની દવામાં બળી ગમાની વાત આવે છે તેજ અહીં સાંગોપાગ દે છે. બળી મરતી વખતે પોપટ સાથે રહેતો નથી; અને ચાંચમાં પાણી લેવા જતો રહે છે તેથી પોપટી પોપટ ઉપર, અને એકંદરે નરજાત ઉપર ખોટું લગાડે છેઃ એને એમ લાગ્યું કે, "પુરુષ કેરી પ્રીત જોઈ, જીવ વહાલો નેટ" એટલે ત્રીજા જન્મમાં કામાવતી–નર દ્વેષી રાજકુમારી જન્મે છે.

કનકાવતીમાં કામાવતી મોટી થતાં તેના આવા પુરુષદ્વેષને લીધે નગરમાં હાહાકાર વર્તાઈ રહે છે; પશુ, પક્ષી કે મનુષ્યમા નરજાતને દેખે છે

---

§ 'વીરજીએ પોતે સામળના જેવી કવિતા કરી તેને છકડ મારવાનું માથે રાખ્યું હતું' એમ પ્રાચીન કાવ્યમાલાના સંપાદક નોધે છેઃ વળી, પ્રેમાનંદે, ગુજરાતી સાહિત્યના સમુત્કર્ષ અર્થેના મહાન સમારંભમાં કામની વહેંચણી કરતા તેને ફારસી, આરબી, ઉર્દુ વાર્તાને ટક્કર મારે એવી અદ્દભુત વાર્તાઓ રચવાનું સોંપ્યું હતું. એ કામ વીરજીએ 'કામાવતી'ની વાર્તા રચીને બતાવ્યું, પરંતુ તેમાં વિદેશી વાર્તા સાહિત્યના જેવો ચમત્કાર અથવા પૈશાચી બુદ્ધકથા જેવો રસ આવી શક્યો નહીં, તેથી પ્રેમાનંદનું મન માન્યું નહીં, એમ રા. બ. કેશવલાલભાઈ 'પ્રેમાનંદના જીવન'ના પાંચ પ્રસ્તાવ'માં લખે છે; અને સાથે ઉમેરે છે કે 'આ ઉકિતને પુષ્ટિ આપનારાં પ્રમાણ મળ્યાં નથી.' પ્રેમાનંદે શિષ્યોને કામની સોંપણી કર્યાની જે વિગતવાર હકીકત આગળ ધરવામાં આવી છે તેનું ખંડન વીરજીના વાર્તામાં કરેલા ખાસ ઉલ્લેખોથી જ થઇ જાય છે. ફારસી તો નહીં, પરંતુ 'હંસવચ્છ કથા' જેવી પ્રાચીન જૈનકથા ઉપરથી વીરજીને પોતાની વાર્તા રચવાની સુચના મળી હોય એમ વધારે સંભવિત અને સ્વાભાવિક લાગે છે.

ત્યાંથી મરી નાખે છે. રાજા તેને કેદમાં પુરવાનું કહે છે; ત્યારે કબુલ કરે છે કે ' હું જ્યારે અહવાડી' ામા એકવાર કવિક ને પુજવા જઉં ત્યારે માર્ગમાં જો " પુરષ કારે. મળે આવો, પશુ પખી જેહ; મનુષ્ય અથવા અશ્વને હું હણું નિશ્ચે તેહ " કુંવરી જવાને આગળ ઢ્હાડે પડો વગડાવતી કે જે કોઇ સામુ મળશે તે માર્યું જશે. તે એટલે સુધી કે

" પુરષાકારે દૃષ્ટ પડે તે નિશ્ચે માર્યો જાશે;
પાણી પીવા પશુ છુટે, શ્વાન ગ્રાભ તોખાર:
પુરષાકારે નર નામે કો, ના રહે એક લગાર. "

' હંસાવલી 'મા જેમ નરવાહન રાજાને ઉંત્રમા હંસાવલી સાથે લગ્ન થવાનું સ્વપ્ન આવે છે અને પ્રધાન તેને એ આનંદસ્વપ્નમાથી જગાડે છે તેમ અહીં પણ એક ચિત્રાગદ રાજાને ' કામાવતી ' સ્વપ્નમા આવે છે. એના સ્વપ્નનો ભગ પ્રધાનના જગાડવાથી થાય છે, એ કહે છે, ' નિપન્યો રસ ઢળી ગયો, થયુ રુવે અકાજ. ' એવામા કામાવતીના નગરમાંથી ભાટ આવ્યો. તેણે રાજકુવરીના વખાણ કર્યા; તેને લઇ પ્રધાન કામાવતીના નગરમાં ગયો. ગામ બહાર વાડીમા મુકામ કર્યો.

એ વાડી સુકી હતી; તે જેમ ચંદ્રહાસના પ્રવેશથી સુકી વાડી નવપલ્લવ થઈ જાય છે તેમ અહીં પણ વર્ણન કરેલુ છે માલણ કનેથી પ્રધાન બાતમી મેળવે છે. કુંવરીનો પુરુષદ્વેષ જાણવામા આવ્યો મત્રા દેવીના મદિરમાં ભરાયો. અંદરથી એ બોલ્યો, " નરહત્યારી જા પાપણી " ચંડિકા બોલ્યા, " પુરૂષ તેટલા છે શિવરૂપ, નારી ઉમયાતણું સ્વરુપ " એટલે કામાવતી બદલાઇ ગઇ. પ્રધાન ચિત્રાગદને બદલે, તેને માટે પરણ્યો. [ ખાંડાથી પરણવાની રીતનો ઇસારો અહી કવિ કરે છે. ] પરંતુ પછી લગ્નનો અમલ થતો નથી અહીંથી જુદી અને અદ્દભુત કથા આવે છે. વાર્તાના છેવટમાં કામાવતી તેના પૂર્વ જન્મના પતિને મેળવે છે પતિ, મહામહેનતે મળે છે તે પાછો ખોવાઇ જાય છે.

એક રાજા કામાવતીને ઉપાડી જાય છે; ત્યા યુક્તિથી શીલ સાચવી એ રહે છે, અને રાજાને ઠેકાણે રાજ્ય ચલાવે છે પછી કામાવતી કામસેન તરીકે રાજ્ય કરે છે. કરણકુંવર (પૂર્વ જન્મનો પતિ આ જન્મે વૈશ્ય પુત્ર) ને જાણ થવા સારુ કામાવતીની ' આઠ હાથ ઉંચી ચિત્ર કેરી પુતળી 'ને દરબારને દરવાજે ઉભી રખાવે છે. તે કૌતુક જેવા " આપો દહાડો ત્યા જાતરા, ભરાણી ત્યાં ઠાઠ; એક આવે એક જાયે, થઇ રહ્યો એ ઘાટ. " કરણરાય પણ આ જાત્રામા પરગામથી આવી ચઢે છે. '

'સામળભટ્ટની 'મદન મોહના'માં મોહના જેમ-પુરુષ વેષમાં મોહનસેન રાજા થઈ રાજ્ય ચલાવે છે; પરંતુ મદન જડતો નથી, તેથી તેને ખોળવા માટે સદાવ્રતનું મંદિર ત્રીભેટા ઉપર બંધાવે છે. ત્યાં મોહનાની કાષ્ટની મૂર્તિ બનાવરાવીને મુકાવે છે. એ મૂર્તિ આગળ મદન અચાનક આવી ચઢતાં ખેદ જાહેર કરે છે ને ખબર અનુચરો મોહનાને કહે છે; એટલે મદનનું ઓળખાણ પડે છે † એ પ્રસંગે વીરજીની 'કામાવતી (સં ૧૭૨૫) માંનો પ્રસંગ સાથે ખુબ મળતો આવે છે. પરંતુ સામળભટ્ટનો સાહિત્યકાળ લગભગ સં. ૧૭૭૩ શરુ થાય છે, એટલે વીરજીમાં છે તે પ્રસંગ કદાચ સામળભટ્ટને કામ લાગ્યો હોય એમ બનવા જોગ છે.

ત્રીજી એક હકીકત ખાસ ધ્યાન ખેંચે છે: જેમ 'મદનમોહના'માં મોહના મોહનસેન તરીકે-પતિને નામે રાજકન્યાઓ પરણી લાવે છે તેમ 'કામાવતીમાં પતિને નામે સ્ત્રીઓ પરણ્યાનો નાયિકાનો પરાક્રમપ્રકાશ બતાવવામાં આવ્યો છે. કામાવતી તેના પતિને માટે પરદેશ આથડે છે; અને અનેક મુશ્કેલીમાથી પસાર થઇ, પોતાના મુળ પતિને મેળવે છે. સ્ત્રીઓ પુરુષવેષમાં વર્ષોનાં વર્ષો સુધી જણાયા વગર ફરી શકતી એમ આ ઉપરથી લાગે છે. આ વાર્તામા ચેથી વિશિષ્ટતા સમસ્યાઓની છે. વીરજીએ સમસ્યા રચવાના મેહમા 'બલિરાજાના આખ્યાન'માં પણ કેટલીક સમસ્યા ઓ યોજી છે. 'કામાવતીમાં'ની સમસ્યાઓ છેક કુશલલાભના માધવાનલ રાસ'થી માંડીને સામળભટ્ટની સમસ્યાપૂર્તિના વિનોદ પ્રસંગની છુટે હાથે લહાણી કરતી પદ્માવતી, ભદ્રાભામિની, મદન મોહના-વગેરે જેવી વાતો સુધી સરખાવવા જેવી છે. એ રસભર્યું કાર્ય સ્થલસંકોચથી બીજા પ્રસંગ માટે રાખવું પડે છે.

---

## પ્રકરણ ૫

### ૨૧ શીલવતીનો રાસ

જૈન કવિઓએ અનેક રાસાઓની રચના કરી છે. તેમાંની નેવું ટકા લોકવાર્તાઓજ છે એમ કહીએ તો ચાલે. એ રાસાઓમાં જૈન ધર્મના આચરણનાં મુખ્ય અંગ અહિંસા, શીલ, અસ્તેય, સંયમ, અકામ વગેરેનો ઉપદેશ વાર્તારસદ્વારા પાય દેવાનો કવિઓનો મુખ્ય હેતુ જણાય છે. એ રાસાએ કડવી છતાં હિતકારક એવી ગોળે વીંટાળેલી ઉપદેશની ગોળીઓ છે. સારાં કર્મથી સારો જન્મ અને કુડા કર્મથી કુડો જન્મ-એ સામાન્ય નીતિ એમા ઉપદેશેલી હોય છે.

---

[1] † સરખાવો પ્રાકૃત લોકકથા 'તરંગવતી'માં ચિત્રપટથી પૂર્વભવના સ્વામીને ઓળખી કાઢવાની તરંગવતીએ યોજેલી યુક્તિ

એવી એક 'શીલવતી'ની ચારિત્રકથા અથવા શીલકથા પ્રા. કા મા. અ ૩૫ મા પ્રસિદ્ધ છે તેથી, અને આ વાર્તામાં સામળભટ્ટે લખેલી બત્રીસ પુતળીની વાર્તામાની, ૨૩ મી વાર્તા ભાદ્રાભામિની સાથે કેટલુંક વિશિષ્ટ સામ્ય છે તેટલા પુરતો અહીં જુદો ઉલ્લેખ કરીએ છીએ.

'શીલ વતીનો રાસ' નેમવિજયે સં. ૧૭૦૦ (૫૦ ?) મા રચ્યો છે, એના ૭ 'ખંડ' પાડેલા છે. રાસાનો મુખ્ય ઉદ્દેશ શીલનું માહાત્મ્ય પ્રતિપાદન કરવાનો છે

" શીલ સમો સંસારમા, શિખર ન કોઇ થોક;
શીલવત સતિયો તણા, સુંદર કથા અનેક "

એ પ્રકારનું કવિએ મંગલા ચરણ કરેલુ છે. શીલવતીને કવિએ અત્યંત રૂપવતી, ગુણવતી, વિદ્યાવતી અને ધર્મવતી વર્ણવી છે.

આ રાસાનો નાયક ચંદ્રગુપ્ત, શીલવતીનો પતિ છે એક કાયરથ વેપારી પોતાના વહાણ સિંહલદ્વીપ તરફ હંકારી જતો હતો તેના વહાણમાં શેઠની ચાકરી કરવા એ રહ્યો સમુદ્રમા વહાણ ચાલતા હતાં તેવામા એક રાત્રે કોઇ દેવ આકાશમાથી બોલ્યા કે, "આ મૂહુર્તમા જે સ્રીપુરુષનો સમાગમ થાય તો જે પુત્ર જન્મે તેના મુખમાથી નિત્ય એક રત્ન નીકળે" આ વખતે બધા ઉંઘતા હતા, પણ ચંદ્રગુપ્ત જાગતો હતો તેણે આ વચન સાભળ્યા, અને પોતે શીલવતીથી દૂર છે તેનો પસ્તાવો કરવા લાગ્યો. તે જાણીને આકાશચારી દેવે ગરૂડનુ રૂપ ધરી, તેને પીઠપર બેસાડી, શીલવતીના મહેલની અગાસીમા મુકી આવ્યો. શીલવતીનોને તેનો યોગ થયો, ચંદ્રગુપ્ત પોતાની આવ્યાની નીશાની તરીકે, વીંટી આપીને પાછો જવા તૈયાર થયો. તેણે કહ્યુ કે, "જે વહાણમાં હુ છુ તેની રજા વિના અત્યારે આવ્યો છું. માટે મારે પાછા જવુ જ જોઇએ. ગરૂડ પર બેસી તેજ વહાણમા તેજ રાતે તે પહોચ્યો અને અંતર્ધાન પામ્યો.

ચંદ્રગુપ્ત, સિંહલદ્વીપમાથી મોતીપરીક્ષાની વિદ્યાને લીધે બહુ ધન કમાઇને આવતો હોય છે, પરંતુ વહાણના શેઠને તેની અદેખાઇ આવતા તેને સમુદ્રમા હડસેલે છે. તણાતો તણાતો એ ધુતારાપુર' §નગરમા આવે છે

પણે શીલવતીને જે છાનો ગર્ભ રહ્યો હતો તે પ્રકટ થવાથી સાસુ વગેરે તેને 'જારિણી' કહીને તિરસ્કારે છે ચંદ્રગુપ્તે આપેલી વીંટીની નીશાનીને કોઇ માનતું નથી, શીલવતીને પીહર કાઢી મુકે છે પીહરીઆ પણ સંઘરતાં નથી, એટલે એ વનમા આથડે છે ત્યા કોઇ વણઝારો મળે છે. તે તેને બ્હેન ગણી આશ્રય આપે છે ત્યાથી ત્રાસ પામતા વનમાં ભટકે છે

§ આવાં ઠગપુરપાટણ ' તથા 'ધુતારાપુર' ના વર્ણનની સુચના માટે જુઓ, પ્રાકૃત કથા તરંગવતી'માની 'ધુ ટારાની ગુફા' નું ભયાનક વર્ણન

કોઈ ગામ આગળ આવતાં એક વેશ્યા અને પોતાને ઘેર તેડી જાય છે. ત્યાં તેણે બાલક પ્રસવ્યો. શીલવતી બાલકને વહાલ કરે છે તે વેશ્યાને પરવડતું નથી તેથી તેના બાલકને એક દાસીને આપી તેને પુરું કરી નાખવા કહે છે. દાસીનો જીવ ચાલતો નથી; એટલે બાલકને એક મંદિર આગળ એ મુકીને આવે છે શીલવતીને આ વાતની ખબર પડે છે એટલે એ કલ્પાંત કરે છે. મંદિર આગળ મુકેલો બાલક કોઈ વસુદત્ત શેઠની અપુત્રિણી સ્ત્રી ઘેર લઈ જાય છે. બાલક ત્યાં ઉછરવા લાગ્યો.

બાલક બાલકોમાં રમે છે. એટલામાં ચંદ્રગુપ્ત દેશ જોતો જોતો ઘેર પહોંચે છે ત્યાં શીલવતીને પડેલા સંતાપની ખબર પડે છે; તેની શોધ કરવા નીકળે છે. હગપુરપાટણમાં છોકરાઓને એકઠા કરતાં એક તેજસ્વી બાળક એ જુએ છે, તેને એકાંતમાં તેડી, તેના મોમાં આંગળી મુકી જુવે છે. કે તરત રત્ન હાથમાં આવે છે. ચંદ્રગુપ્તને ખાત્રી થઇ કે એજ એનો પુત્ર. એ રત્નના જોટાનું રત્ન ગામમાં ખોળાવે છે; એટલે શીલવતીનો પત્તો લાગે છે.

—આ આખો પ્રસંગ 'ભદ્રાભામિનીમાં' આ સ્વરૂપમાં દેખા દે છે:—

કસ્તુરચંદ ભદ્રાને મુકીને પરદેશ કમાવા શ્રાવણ મહીને નીકળે છે ત્યાં વહાણ દરીઆમાં ચાલતાં હોય છે. તેટલામાં શરદ પુનમ અને સ્વાતિ નક્ષત્રનો યોગ થયો. મધ્યરાત્રિએ એક હંસ અને એક હંસીને મોતીનો ચરો ચરતાં ઉડતા એણે જોયા 'ચાંદનીને લીધે બધે જાણે વરસે ત્યાં મોતીનો મેહ, ઉજ્જ્વલ સારસ તણી છે દેહ'—એમ લાગ્યું. ઉડતાં ઉડતાં હંસી થાકી ગઇ; એટલે ભરદરીએ કસ્તુરનાં વહાણ ચાલતાં હતાં તે વહાણ ઉપર બન્ને ઉતરી આવ્યાં; અને માંહોમાંહી વાત કરી કે આજે સ્વાતિ નક્ષત્રનાં મોતી પાકવાનો ઉત્તમ યોગ છે.

" નરનારી કરે જો સંગ, હોય રીઝમાં રૂડો રંગ;
એક નાડે એક મોડે સુત્ર, પડે બિંદુ પ્રકટે તો પુત્ર. "

અને એ ગર્ભનું બાલક સાધારણ ન થાય, અને 'છીંક ખાતા મોતી પડે' એવું એ થાય.

કસ્તુરે આ વાત સાંભળીને ઉંડો નિસાસો મુક્યો. હંસે દયા લાવી તેને કારણ પુછયું કસ્તુરે 'ભદ્રા ઘેર મૂકીને આવ્યો છું' એમ કહ્યું. એટલે હંસે તેને પીઠ ઉપર ઉંચકીને લઇ જવાની હીંમત બતાવી. કસ્તુર પાંખ ઉપર બેઠો અને હંસે, ઉડતા ઉડતાં આવી તેને તેની અગાશીમાં લાવીને મુક્યો.

ભદ્રાએ સ્વામીને ઓળખ્યો, અને પછી 'સ્વાતિયોગ' સચવાયો. ભદ્રાએ માતાપિતાને મળીને જવાનું કહ્યું; પણ વાર ઘણી થઇ હોવાથી હંસે

ઉતાવળ કરી, એટને દાસીઓને સાક્ષી રાખી તે ચાલી નીકળ્યા અંહી ભદ્રાની વાત કોઇએ માની નહીં, અને તેને પીયર મોકલી દીધી પીયરીઆએ પણ સંઘરી નહીં એને વનમાં મુકી દીધી

એક તલાવ આગળ ' ધુનર ' નું ઝાડ હતું, ત્યાં ધુનર ખાતી અને પાણી પીતી એ પડી રહી તે જગાએ લાખો નામનો વણઝારો [ એ લાખાની પાચ લાખ પોઠો કસ્તુરે, 'દુઝણીશાહ'* નામ ધારણ કરી, ભદ્રાને ઘેર વેષ બદલીને તેના સસરાના ગુમાસ્તા તરીકે ગ્યો હતો ત્યારે ખરીદી હતી, તેથી લાખો ભદ્રાને ઓળખતો ) પોઠ નાખીને પડયો. લાખાએ બહેન ગણી, તેને વિશ્રામ આપ્યો ત્યા વણઝારીએ એ ભદ્રાના રૂપની ઇર્ષા કરી, અને તેને સતાવી ગામની ગણિકાને ઉધુ સમજાવી, તેને પોતાને સાથી કાઢી મુકાવી ત્યા ભદ્રાને પુત્ર પ્રસવ્યો, જેની છીંકે 'રત્ન' પડે છે. ગણિકા, પુત્રને દાસી પાસે મરાવી નાખવાની ગોઠવણ કરે છે દાસી પુત્રને કુવાના થાળા આગળ મૂકીને આનતી રહે છે તેને એક રાક્ષસ પાણી પીવા આવેલો તે ઉપાડી જાય છે ભદ્રા પોતાની પાસેથી એક રત્ન આપી, એક ટેલીયા બ્રાહ્મણ સાથે વિક્રમ રાજાને પુત્ર મોકલે છે વિક્રમને ખબર પડતાં,* ગણિકાની પાસેથી યુક્તિ વડે ભદ્રાને છોડાવે છે

એટલામા કસ્તુર ક્રમણને ઘેર આવ્યો ભદ્રાની બધી વાત જાણી અને કાશીએ કરવત મુકાવવા જવા તૈયાર થયો ત્યા કસ્તુર લાખો વગેરે બધા એકઠા થાય છે વિક્રમ રાજાની સહાયથી બધાનો મેળાપ થાય છે, અને રત્નસાગર પુત્ર પણ શરીરના સામુદ્રિક ચિન્હથી ઓળખી કઢાય છે આખરે સામળભટ્ટનું સૂત્ર

"દોહિના દિવસ કાલે વામશે જીવતો નર ભદ્રા પામશે"

— એ પ્રમાણે કસ્તુર ભદ્રા પામે છે આ પ્રકારે ' શીલવતીનો રાસ ' અને ' ભદ્રા ભામની ' એ બન્ને વાર્તાનું મૂળ કદાચ ' સિંહાસન દ્વાત્રિંશિકા ' હોય, કારણ કે ભદ્રાભામનીની વાર્તા રુકટલતણા નામની તેત્રીસમી પુતળીએ જ કહેલી છે

* સરખાવો ' શારદા ' માર્ચ ૧૯૨૫ થી શરુ થનારી ' ચતુરાઈ ' ની વાર્તામાં ચતુરદાસ અને રંભાની વાતા, શીલવતી ' ના રાસ મા આવતો લાખો વણઝારો તથા ' મદનમોહના ' મ આવતો લાખો વણઝારો સ મજ્ઞ નો 'દુઝણાદાસ' તે ' ચતુરાઈ 'ની વાર્તામા 'મગનદાસ' આ મ પરે જોઇ શકાય છે કે કેટલીક વાર્તાઓ ને મૌખી પણ વિસ્તાર તથા પ્રચાર થયેજ જાય છે અને એ પ્રકારે દેશભરમાં તે પથરાઈ જાય છે

## ૨૨　પ્રેમાવતીની વાર્તા

કવિના નામ વગરની ૧૫૦ દુહાની, લગભગ સોળમાં સૈકામાં રચાએલી ' પ્રેમાવતી ગાથા ' નામની વાર્તા ' ગુજરાતી ' ના સં. ૧૯૭૮ ના દીવાળીના અંકમા રા હરિનારાયણ આચાર્યે પ્રસિદ્ધ કરેલી છે. આવી વાર્તાઓની શોધથી એમ લાગે છે કે સામળભટ્ટ તથા બીજા સમર્થ વાર્તા રચનારાઓના પહેલા કેટલુક વાર્તાસાહિત્ય અસ્તિત્વમા હોવુ જોઇએ; પરંતુ બીજી પ્રસિદ્ધ વાર્તાઓના પ્રખર પ્રકાશમા તે ઢકાઇ જવાથી ભુલાઇ ગએલી હોવી જોઇએ

હીંદી સાહિત્યમાં મલેક જાયસીની 'પદ્માવતી' મા કેટલીક વાર્તાઓનો ઉલ્લેખ હતો; તે ઉપરથી તેના પહેલાં બીજી લોકવાર્તાઓ અસ્તિત્વમાં હશે એવી માત્ર માન્યતા વિદ્વાનોએ કરી હતી; પરંતુ તેને પુષ્ટિ આપનારા પુરાવા ના સાધનોને અભાવે કોઇ કૈં આગળ કહી શકતું નહી, પછી જ્યારે ' મૃગાવતી ' અને ' મધુમાલતી ' ની વાર્તાઓ એકાએક જડી આવી ત્યારે સાહિત્યકારોને ખાત્રી થઇ કે નવી વાર્તાઓના સમર્થ લેખકોની કલા તથા રસ જમાવવાની ઉત્કૃષ્ટ શક્તિને લીધે જુની વાર્તાઓ સમાજમાથી ખસતી ગઇ, ઓછી વચાવા લાગી અને ક્રમેક્રમે ભુલાઈ પણ ગઇ. તેમ આ ' પ્રેમાવઇગાથા ' નું પણ થયું લાગે છે. *

આ જુની ગુજરાતીમા રચાએલી વાર્તાનો કવિ જૈનેતર હોવો જોઇએ એમ મંગલાચરણમા ગણપતિના સ્મરણથી અનુમાની શકાય છે.

' સરસતિ સ્વામિની વીનવું, ગિરુઆ ગણપતિ રાઉ,

---

* આ કથન વછરાજની સં. ૧૬૩૫ મા રચાએલી ' રસમંજરી ' ની વાર્તા અથવા ' શ્રી ચરિત્રની વાર્તા (બુ કા દો ભા ૪ થો) ને લાગુ પડે છે આ વાર્તાથી લગભગ દોઢસો વર્ષ પછી રચાએલી સામળભટની વાર્તાઓની આગાહી મળી રહે છે લોકવાર્તાઓનો રચનાબંધ બહુધા દુહા, ચોપાઇ, છપ્પાય અને કુંડળીઆમાં જ થયો હોય છે તેમ ' રસમંજરી'મા પણ વછરાજ દોહરા, ચોપાઈ અને છપ્પાનોજ ઉપયોગ કરે છે, એકંદરે તેની શૈલી અને સરલતા સામળભટની સાથે મુકાબલો કરવા જેવા છે ' રજપુત કોણ કહેવાય ! ' તે માટે વચ્છરાજે આપેલો છપ્પો ( પૃ. ૨૦૩ ) સામળભટની વિદ્યાવિલાસિનીમા આવેલા તેજ ભાવાર્થના બે છપ્પા સાથે ઠીક સરખાવી શકાય. વચ્છરાજનું નીચેનું એક ઉદાહરણ બસ થશે.

' ચિંતાવશ થયુ ચંત, પેટભર અન્ન ન પાવે,
ચિંતાવશ થયું ચંત, નેક નિંદર નવ આવે
ચિંતા વશ થયુ ચંત, ઘર કામ કાંઈ ન સૂઝે
ચિંતાવશ થયુ ચંત, બેરાગ કાંઈ રાગ ન બૂઝે
ઘણી ચિંતાવશ જે નર થયો, દેહ સુંદર ભૂલઇ ગઇ
કહે વચ્છરાજ ચિંતા વડી, લોહી માસ સૂક્યુ સહી"

પ્રેમાવય ગે વર નહી, જીવણે સુણીયુ ગાઢુ.'

'હંસાવળી' તથા 'કામાવતી' મા જેમ જણાણી ગયા તેમ આ પ્રેમાવતી પણ પુરૂષદ્વેષિણી નાયિકાના વર્ગમાં બેસે એવી હતી. ચંપાવતીના ચંપકસેનની એ રાજપુત્રી હતી. તે વરયોગ્ય થઇ છતા પરણતી નહોતી. રાણી કારણ પુછવા લાગી ત્યારે પ્રેમાવતીએ કહ્યું કે 'મારે યોગ્ય વર શિવ મેળવશે ત્યારે હુ પરણીશ.' ('શંકર તુઠિ પામિસ,આપ સમાણુ કંત') † રાજા ક્રોધે ભરાયો. 'પ્રેમા વયણ જ સાભળી, સમનિ ક્રોપ કરતિ; જા મુખ આગલિ છાડિ તુ, જિહા વર વાછિત કંતિ.' બાપનાં વચનથી પ્રેમાને ખોટું લાગ્યું. તે નગર બહાર રહેવા લાગી; સાહેલીઓ સાથે જવા નીકળી, સખીઓએ મૈત્રીનો આદર્શ નીચેના સુન્દર દુહામા રજુ કર્યો—

"મિત્રપણું ઇમ પાલીઇ, જરયુ તે દુધિ નીર,
આવટણું આપિ સહિ, દાઝણુ ન દીય ક્ષીર.

મિત્રપણુ ઇમ પાલીઇ, જરયું તે ટંકણખાર,
આપદ હાવી પરદહિ, ભાંગ્યાં તે સાંધણહાર.

મિત્રપણું ઇમ પાલીઇ, યમ રામિં પાલ્યુ હનોમંત,
લંક પ્રજાલી આવીયુ, માર્યુ મંદોવરિ કંત."

પછી પ્રેમાવતી રોજ ગામ બહાર સરોવર પાસેના શિવલિંગની પૂજા કરવા લાગી. તે જ્યારે શિવપૂજન કરવા જાય ત્યારે નગરમા કોઇએ બહાર નીકળવું નહીં એવો રાજાનો આદેશ છે.

વખત જતાં પ્રેમાવતીના સૌન્દર્યની વાતો એક ભાટ માળવાના રાજા ભોજની સભામાં જઇ કહે છે. તેનો સુંદર નામનો કુંવર તેના વર્ણન ઉપરથી મોહિત થયો; અને પરણવાને નિશ્ચયે ચંપાવતીમાં આવ્યો વાડીમાં ઉતારો કર્યા પછી, મંદિરના પુજારીને ત્યા રહે છે, અને નગરની

† સરખાવો સામળભટ્ટકૃત 'હવમકર્મસંવાદ'ના સિદ્ધાંતનુ દૃષ્ટાંત; રાજકન્યા પદ્મિની (વિશેષનામ)ને પરણાવવાનુ કહેતાં, તે જવાબ દે છે કે "અમે કરીશું શિવપૂજન, મનગમતો વર શિવજી, આપશે રુડ રતન" પછી એ શિવ પૂજન કરવા લાગી. જ્યારે કુંવરી પૂજા કરવા નીકળતી ત્યારે 'પર ભરે ઢંઢેરો ફરે, સામો પુરુષ કો નવ સંચરે, શિવપારે એમ શોભા થાય, કુંવરી પુજન કરવા જાય.' એ પ્રમાણે મહાદેવના દહેરામાં પૂજા કરવા જતાં એક દિવસે એક વિપ્રે કહ્યુ કે તારો સ્વામી કાલે મળશે. 'ગામમા પરો વજડાવજો, નર નિસરે નહિ કોય, તે દહાડે આવી ચઢે પતિ તમારો હોય,—એ પ્રમાણે પ્રકારાન્તરે શિવપૂજન નિમિત્તે વર પ્રાપ્તિ પ્રસંગ યોજેલો છે.

હકીકત પુછે છે× વિપ્રે કહ્યું, "રાજ્યમાં બધે આનંદ છે; માત્ર 'પ્રેમાવતીની વર નહી, રાગનિ દુઃખ અપાર.' વળી એ પ્રેમાવતી કેવી છેઃ—

" પ્રેમાવય શિર પુજવા નિત્ય શૂં જાઇ જાગિ,
પુરૂષાં દીઠિ વધ કરિ, પથી તૂં અવધારિ.
શિવ પુજા કરી સાંચરિ, વણિ પુજયાં નહી ગ્રાસ;
સખી સવે ખડગાઉલી, પુરૂષાં પડિ તરાસ. "

પછી રાજપુત્ર સુન્દર વિપ્રને ત્યા રહ્યો, અને યોગી વેષ ધારણ કરી મંદિરમાં બેઠો. પ્રેમાવતી ત્યાં 'કામદહનનિ દેહરિ' પૂજા કરવા આવી. સખીઓએ યોગીના સમાચાર પુછયા. પ્રેમાવતીનું ધ્યાન પણ તેણે ખેંચ્યું. યોગીનુ રૂપ જોઇ, તેને તેનો ભેખ ઉતારવા તે વીનવવા લાગી. 'ભગવાન ભગવાં, મેહેલીઇ, મુદ્રા ક્રાંતિ ઊતારિ; આવિનિ મંદિર માહરિ, પિહિરિ ક્ષિરોદક સાર' પછી સુન્દર છતો થયો, એણે પરિચય આપ્યો કે

" માહેરૂ દેશ છિ માલવુ, અન્નતણું ‡સુગાલ;
ઘરિ ઘરિ નારિ પદ્મિની, તેહના ચંચલ નાહ. "

પ્રેમાવતીએ ઘેર જઇ પિતાને વાત કહી કે 'વર જડયો છે.' એટલે રાજાએ તેને તેડું મોકલ્યુ, પછી સુંદરને ભગવા વસ્ત્ર ઉતરાવી બન્નેનાં લગ્ન કર્યાં, લગ્નનાં ચાર મંગલ વરતાયાં. તે વખતે પ્રેમાવતીએ સુન્દરને રાતું શું, ધોળું શું, નલું શું, કાળુ શું ? એમ ચાર ચતુરાઇના પ્રશ્ન પુછયાઃ રાજકુમારે ઉત્તર આપ્યા.

" પ્ર. પહિલૂ મંગલ વરતીઇ, ઇમ બોલી પ્રેમાઇ;
રાતિ નામિ શ વખાણીઇ ? ઉત્તર દ્યુ નરરાઇ.
ઉ રાતુ તે દણીહર ઊગતી, રાતૂં દાડિમ ફુલ;
રાતિ રાતૂં જુ મિલિ, તેહનૂં મૂલ અમૂલ.
પ્ર; બીજું મંગલ વરતીઇ, ઇમ બોલી પ્રેમાઇ;
ધુલિ નામિ શૂં વખાણીઇ ? ઉત્તર દ્યુ નરરાઇ.
ઉ. ધુલિ તે કેહિ કેતકી, ધુલી કેહિ જાઇ,
ધુલા તે સરોવરિ હંસલા, મૂલિ મુહુધાં વેચાઇ. ૧

× સરખાવો 'હંસાવલી' તથા 'કામાવતી'ની વાર્તાઃ જેમાં મધાન માલણને ત્યાં ઉતરીને નગરની બધી હકીકત જાણી લે છે. અને પછી પુરુષદ્વેષિણી રાજપુત્રીની ચંડીપૂજા કરવાની વાત, તથા તેની હથીયારબંધ સ્ત્રીદાસીઓની સાહાય્ય વગેરે જાણીને તે મંદિરમાં ભરાઈ બેસે છે તે પ્રસંગ.

‡ આ શબ્દ સાથે દાનશીલ 'સગાળશા'શેઠના નામનો સંબંધ જોઇ શકાય છે. 'सुकाल'–સુગાલ (ક નો ગ થતાં) સગાલ એમ ક્રમ છે.

પ્ર. ત્રીજૂં મંગલ વરતીઇ, ઇમ બોલી પ્રેમાઇ;
નીલિ નામિ શું વખાણીઇ ? ઉત્તર દ્યુ નરરાઇ.
ઉ. નીલા સકોમલ સૂઅડા, નીલા તે પર્વતિ મોર;
નીલા ગોરી કચૂઆ, નીલા મુખિ તંબોલ. ૩
પ્ર. ચુથુ મંગલ વરતીઇ, ઇમ બોલી પ્રેમાઇ;
કાલિં નામિ શું બોલીઇ ? ઉત્તર દ્યુ નરરાઇ.
ઉ. કાલા તે ગિહવાર પાખર્યા, કાલા તે વરસિ મેહ;
કાલા તે મધુકર ભમરલા, કાલી કાજલ—રેહ."× ૪

પરણ્યા પછી, પ્રેમાવતીને લઇ સુન્દર માળવે પાછો આવ્યો. ભોગ-વિલાસમાં દંપતિએ રાતદિવસને સ્વપ્નની જેમ ગાળવા માડયા. રાજ-સભામાં પણ સુન્દર જતો બંધ થયો. એટલે ભોજને રીસ ચઢી. દંપતિને જુદા પાડવાને *વનમાં પજવતા એક શાર્દૂલનો વધ કરવાને કુંવરને મોકલ્યો. પ્રેમાવતીને કોઇએ ક્લિષ્ટ વાક્યમાં ખબર આપી કે 'સુંદર શાર્દૂલિં હણ્યુ' –સુંદરને શાર્દૂલે હણ્યો અથવા શાર્દૂલને સુંદરે હણ્યો—એમ બે અર્થમાં પ્રેમાવતીને એમ સમજાયું કે સુંદર મરાયો. સતી આ સમાચાર માનતી નથી.

આદ્ય શક્તિ અને શંકરને પતિની કુશલ વાર્તા પ્રેમાવતીએ પુછી; બંનેએ કહ્યું કે તે કુશલ છે, છતાં સતીને થયું કે જો હું આ અવસરે પ્રાણ નહીં છોડું તો સ્વર્ગમાં સુંદર લાજશે. તથા માતપિતા પણ લાજશે. ' લંછન

× બુદ્ધિ ચાતુર્યની આ પ્રશ્નોત્તરી સામળભટની 'પ્રેમાવતીની વાર્તા 'માં અજબ રીતે દેખાદે છે, અલબત્ત, ક્રમ પધ્ધતિમાં અને ઉત્તરની વિગતમાં ફેર છે ખરે।

'' પ્ર. પહેલું મંગલ વર્તતાં, વનિતા બોલી વાણ'
રાતી વસ્તુ વખાણિયે, તમો છો ચતુર સુજાણ
ઉ રાતી પાની પગતણી, રાતા અધર પ્રવાળ,
રાતો રંગ મજીઠનો શુકનાસા પણ લાલ
પ્ર. શ્યામ નીલને પીત વળી, વસ્તુ શ્વેત વખાણ;
કહો એટલું કથન, જો છો ચતુર સુજાણ.
ઉ શ્યામ તો કીકી આંખની, શ્યામ ભમર શુભ ભાગ,
શ્યામ તો અંજન આંજિયું, શ્યામ તો વેણી નાગ,
નીલી પહેરી કચુકી, નીલ કમલનું ફુલ,
નીલું કદલુ ચુડલે, નીલું ત્રાજુ અમુલ્ય
પીળું સુવર્ણ શોભતું પીળી કેસર આડ
પીળાં પટકુળ પહેરીયા, જોતાં મોહ પમાડ
શ્વેત નેણ છે શોભિતાં, શ્વેત શશીમય મુખ
શ્વેત હાર મોતીતણો, જોતાં ભાંગે ભુખ

* ' પદ્માવતી 'માં પણ ચંપાવતીના ચંપકસેનના પુત્રને વાઘને મારવા મોક-લ્યાની વાત જુદી રીતે ઘટાવેલી જોઇ શકાય છે

અમકુલિ હાગસિ, ઇમ ભણિ છાંડયા પ્રાણ' તેણે પ્રાણ છોડયા. પ્રેમ વિયોગી સુંદર તેની પાછળ સ્વર્ગે ગયો. આખર દયામયી પાર્વતીજીએ શંકરને વિનવ્યા; પ્રેમી દંપતિને સજીવન કરવા કહ્યું દયાળુ દેવે બંનેને જીવાડયાં; અને નગરમાં જયજયકાર થઇ રહયો.

આ વાર્તાનો વિશેષ ઉપયોગ ઐતિહાસિક દૃષ્ટિએ, તુલનાત્મક દૃષ્ટિએ તેમજ ભાષાની દૃષ્ટિએ થઇ શકે તેમ છે. પુરાતત્ત્વવેત્તાઓને તેની કીંમત ફક્ત જણાશે.

## ૨૩. સદેવંતસાવલિંગાની વાર્તા

આ પ્રેમકથા ગુજરાતના આમવર્ગમાં ખુબ જાણીતી છે. સદેવંત અને સાવલિંગાના આઠ ભવના સ્નેહ તથા વિયોગની વાર્તા સ્ત્રીઓ પણ પ્રેમથી વાચે છે. આ કથા હીંદુસ્થાનની જુદી જુદી ભાષાઓમાં લોકપ્રિય હતી. સંસ્કૃતમાં રત્નશેખરના શિષ્ય હર્ષવર્ધનગણિએ સં. ૧૫૧૭ માં સદયવત્સ કથા સંસ્કૃત ગદ્યમા રચી છે. પરંતુ એક જૈનેતર કવિ ભીમે સં. ૧૪૬૬ મા રચેલું 'સદયવત્સ વીર ચરિત્ર' એ આ લોકકથાનું જુનું કાવ્ય છે. (પ્રત વડોદરા, સેંટ્રલ લાયબ્રેરીમાં છે.) મૂળ કથા પ્રાકૃતમા હશે કે સંસ્કૃતમા તે આ ભીમના આખા ગ્રંથનુ નિરીક્ષણ થયે જાણી શકાય. ભીમે પ્રાચીન ગુજરાતીની ૬૭૨ ગાથામાં એ 'ચરિત્ર' વર્ણવ્યું છે. રસની બાબતમાં તો કવિ તેમા નવે રસ જમાવવાની પ્રતિજ્ઞા કરે છે.

> सिंगारहास करुणा रुद्दो वीरो भयाणओ बीभच्छो ।
> अद्भुतशंत नवइ रसि जपु जंपिसु सुदयवच्छरस ॥

કીર્તિવર્ધને સં. ૧૬૯૭ માં 'સદયવત્સસાવલિંગા ચઉપાઇ' મારવાડી-મિશ્ર ભાષામાં રચી છે. કવિ ફલશ્રુતિ જણાવે છે કે—

> "પામે નર પદમણિ સુવિલાસ, પદમણિ પામૈં સુખ ઘરવાસ;
> ભણતા લાભૈં વંછિત ભોગ, સુણતા પ્રીતમતણો સંયોગ.
> વાલંભ પ્રીયુતણી પદમણિ, જેહના વલી પરદેસે ધણી,
> રતિ વાંછિત જે સુણરી સદા, તે પામૈં પગપગ સંપદા.
> વેધક જે વાંચૈ સુણૈ, વંછિત પૂરે હામ;
> જિ'મ સાવલિંગા સુખ લહ્યૌ, સુદયવત્સ સુખ ઠામ."

એક નિસલાભ નામના જૈને ગુજરાતીમા 'સદયવત્સ ચઉપઇ' તથા હીંદીમાં 'સદેવંત સાવલિયાકા દૂહા' રચેલા છે. સદેવંત સાવલિંગા આઠ (નવ ?) અવતારની એક અર્વાચીન ગદ્યપદ્યાત્મક કથા અભણ વર્ગમાં ખુબ વંચાય છે; અને તેમાંના દોહરા તથા ચોપાઇ લોકો કકંસ્થ કરતા જણાય છે-તે કોની રચેલી હશે તે જાણી શકાયું નથી. આ લોકકથામા

ઉજ્જયિની, હરસિદ્ધિમાતા, પ્રતિષ્ઠાન તથા શાલિવાહન, બાવન વીર, આ રીએ। ચોર, તથા સદયવત્સ જે અદ્દભુત પરાક્રમ કરે છે તે ઉપરથી આ કથાની ઉત્પત્તિ વિક્રમની કથાઓ જેટીજ અને તેટલીજ જુની હોય એમ મનાય છે.

ઉજ્જયિનીના પ્રભુવત્સનો પુત્ર સદયવત્સ હતો. તેને દ્યૂત બહુ પ્રિય હતુ. પ્રતિષ્ઠાનના શાલિવાહનની પુત્રી સાવલિંગાના સ્વયંવરમા સદયવત્સને આમંત્રણ આવ્યું. સ્વયંવરમા સાવલિંગા તેને પરણી. એક વખત ગામમાં ભદ્રહસ્તિ ગાંડો થયો, એક સિમન્તિની સ્ત્રીને માર્ગમાંથી બચાવવા કુમાર સદયવત્સે તે હાથીને માર્યો અને લોકાને બચાવ્યા રાજાએ તેને, પ્રસન્ન થઇ યુવરાજપદ આપ્યું. પરંતુ, મંત્રીએ રાજાને ભરવ્યું કે એક સ્ત્રીના રક્ષણની ખાતર સર્વમંગલના કારણરૂપ જયમગલ હાથીને કુમારે માર્યો તે બહુ અનિષ્ટ થયુ. રાજાએ તત્કાલ સદયવત્સને રાજ્યમાંથી જતા રહેવા હુકમ કર્યો. સાવલિંગા સાથે નીકળી.

માર્ગમા મોટું રણ આવ્યું. ત્યાં સાવલિંગા બહુ તરશી થઇ. તે સમસ્યામા બોલીઃ

'સામી કુરંગા રણથલે, જલવિણુ કિમુ જીવંત ?'

સદે ઉત્તર દીધો 'હિયડ-સરોવર પ્રેમજલ નયણુઇ નીર પીવંત.'

સદયવત્સ સમજી ગયો. પાણી શોધવા ગયો. એક વાવ દેખાઇ; અને ત્યાં રહેનારી એક વૃદ્ધા પણ દેખાઇ. તેણે કહ્યું કે 'આ હરસિદ્ધિમાતાની વાવ છે; અને જેટલું પાણી તેટલું રૂધિર આપો તો તેમાથી પાણી અપાય.' કુમારે તે કબુલ રાખ્યું; કારણ કે પ્રેમ આગળ શું વધારે દુર્લભ હોય ?

'કિમ્હિ સમુદ્દતરણું, પઇસિજ્જઇ હુયવહંમિ જાલાએ;
એવં લહિજ્જઇ મરણુ કિં દુલહં અપ્પસિણે હસ્સ.'

વૃદ્ધા તેની સાથે ગઇ અને સાવલિંગાને પાણી પાયું; પછી રુધિર માગ્યું. કુમાર માથુ કાપવા તૈયાર થયો. હરસિદ્ધિમાતા પ્રત્યક્ષ થઇ અને કહ્યુ કે "મેં તો તારા પ્રેમની કસોટી કરવા માટેજ આ અરણ્ય કલ્પ્યું હતુ. હું અવતી અને પ્રતિષ્ઠાન-બન્ને નગરની અધિષ્ઠાત્રી દેવી છુ; માટે વર માગ." કુમારે દ્યુત તથા સંગ્રામમાં જય માગ્યો. દેવીએ અજેય પાસા તથા અજેય ખડગ આપ્યાં.

ત્યાંથી ચાલતા, એક લીલાવતી નામની રાજકન્યા માત્ર સદયના ગુણ સાભળી તેને પરણવા માટે છ મહીનાનુ વ્રત લઇ બેઠી હતી. તે નગર આવ્યું. સાવલિંગાના આગ્રહથી તેની સાથે સદયે લગ્ન કર્યું. તેને નગરમાંજ રાખી-ને બન્ને આગળ ચાલ્યાં માર્ગમાં ચોરો મળ્યા; તેમના દાઢ સાવલિંગાને

જોઈને સળગી. તેમણે કુમારને દ્યુત રમવા આહ્વાહન કર્યું હરસિદ્ધિમાતાની કૃપાથી સદય જીત્યો. ચોરોએ તેને અદષ્ટાંજન, રસસિદ્ધિ વગેરે વિદ્યાઓ આપવાનું કહ્યું. કુમારે ના પાડી; છતાં ચોરોએ તે ન જાણે તેમ અમૂલ્ય રત્નહાર તેના ઉત્તરીયને છેડે બાંધી દીધો.

એક નિર્જન નગર આગળ એ આવી પહોંચ્યા; ત્યાં સ્ત્રીનું રુદન સાંભળી સદય પાસે ગયો. નંદરાજાની લક્ષ્મી તેને પુકારતી હતી. તેણે કહ્યું, 'હું બલિવિધાન કરીને તેને આવતી વખતે ગ્રહણ કરીશ. હમણાં અહીં રહે.' સાવલિંગાનું પીયર પાસે આવતાં, નજીકના ગામમાં વસ્ત્રાદિ લેવાને તેમણે મુકામ કર્યો. એક ઠુંઠો સામો મળતાં, કુમારે તે ગામમાંથી પાછા ફરવાનું કહ્યું. ઠુંઠાએ કહ્યું. "હું તો સિંહલદેશનો રાજપુત્ર છું; પણ દૈવ રૂઠતા હું જુગાર રમ્યો અને બધું હારી ગયો. જીતનારાઓએ મને રોષમાં ઠુંઠો કર્યો છે." સદયને તેની દયા આવી; દ્યુત રમી ગામમાંથી ધન મેળવી તેને આપ્યું.

તેજ ગામમાં રાજા એક વિવાદ ચુકવતો હતો. એક ગણિકાને સ્વપ્ન આવ્યું હતું કે અમુક શેઠનો છોકરો તેને ત્યાં રાત ગાળી ગયો; છતાં દ્રવ્ય આપ્યું નહીં. તે મેળવવા તેણે વિવાદ કર્યો હતો. રાજાએ તેનો નીવેડો લાવવા સદયને નિર્ણયકર્તા નીમ્યો. સદયે કજીઆનું મોં કાળું કરવા ઠીક દ્રવ્ય આપવા શેઠના પુત્રને કહ્યું. ગણિકાએ તેટલું લેવા ના પાડી. છેવટે સદયે એક અરીસો મંગાવ્યો. એકપાસ ધન મુકાવ્યું; અને ગણિકાને કહ્યું કે "હવે તું પ્રતિબિમ્બમાં દેખાય છે તે ધન લે; તારાથી પ્રત્યક્ષ નહીં લેવાય કારણ કે સ્વપ્ન અને પ્રતિબિમ્બ સરખી અવસ્થા છે." ગણિકા આ નિર્ણયથી નિરાશ થઈને જતી રહી. રસ્તે જતા તેને સદયને છેડે બાંધેલો રત્નહાર સરકી પડેલો તે જડયો. તે લઈને જતી હતી ત્યારે એક વણિકે દૂરથી તેને ઓળખ્યો; ગણિકા ચોર થઈ. તેને શૂળિ ઉપર ચઢાવવાનું હતું.' કુમારે હાર ઓળખ્યો; એટલે ગણિકાને છોડાવી; અને હારના માલીકના મનથી સમાધાન કર્યું. અહીં વેશ્યાની ધૂર્ત સંબંધી સુભાષિત મુકેલાં છેઃ—

"અંખિઇ રમઇ મનઇ હરઇ, જન જાણઇ એસી;
પિણ તે મારઇ પુરિસનઇ, જે કહું કરત.
પાસા, વેસ્સા, અગ્નિ, જલ, ઠગ, હકકુર, સોનાર;
એ દસ હોઇ ન અપ્પણા, મંકડ, બહુઅ, બિડાલ."

પછી ત્યાંથી બન્ને પ્રતિષ્ઠાનમાં (સાવલિંગાના પિતાને ઘેર) આવી પહોંચ્યાં. થોડોક કાળ ત્યાં રહી, સદયવત્સે ત્યાં ત્રણ મિત્રો કર્યા. એક વણિક, એક ક્ષત્રિય અને એક બ્રાહ્મણ. એવામાં એક પરદેશી આવ્યો તેણે કુમારને એક કૌતુકની વાત કહી. એક તુંબવન નગરમાં, ધનપતિ શેઠના

બાપનું શબ ઘણી વખત બાળ્યા છતાં સજીવન થઈ ઘેર પાછું આવે છે. સાહસિક કુમાર તથા ત્રણ મિત્રો તે તરફ ચાલી નીકળ્યા. શબ લઈને સ્મશાનમાં ચારે જણ બેઠા રાતના ચારના ચાર પહોરની ચોકી ચાર જણે વહેંચી લીધી, અને સવારે તેને બાળવું એમ નિશ્ચય કર્યો

વણિકની ચોકી દરમ્યાન એક સ્ત્રીનો રુદનસ્વર સંભળાયો વણિક શબને પોતાની પીઠે બાંધી, તે સ્ત્રીની પાસે ગયો સ્ત્રીએ કહ્યું કે "આ મારા પતિને શૂળ ઉપર ચઢાવ્યો છે તેને ખાવાને માટે થાળ લાવી છું; પણ હું પહોંચાતી નથી" વણિકપુત્રે તેને ઉંચી કરી ત્યાં સ્ત્રી તો શૂલિ ઉપરના માણસનું માંસ ભક્ષણ કરવા લાગી, માંસનો ખંડ પડતાં વણિકે તે સ્ત્રીને પછાડી નાસતી નાસતી તે સ્ત્રીનો કંકણવાળો હાથ કાપી લીધો અને રેતીમાં દાટી દીધો.

બીજા બે પહોરે બીજા મિત્રોની ચોકી થઈ; તેમણે પણ અદ્ભુત પરાક્રમ કરી શબ સાચવ્યું. ચોથે પહોરે શબમાં રહેલા વૈતાલે હાથ લંબાવી રાજમહેલમાંથી સોગઠાં બાજી આણી જે હારે તે માથું આપે—એમ ઠર્યું. હરસિદ્ધિના વરદાનથી વૈતાલ હારતાં કુમારે તેનું મસ્તક છેદ્યું પછી શબને બાળ્યું. +

ત્યાંથી પેલા નિર્જન નગરમાં આવી સદયવત્સે ત્યાં નગર વસાવ્યું. અને ધન લીધું. ત્યાં સદયવત્સને વનવીર તથા વીરભાનુ એમ બે પુત્ર થયા. એવામાં ઉજ્જયિનીથી આવેલા એક ભાટે કહ્યું કે ત્યાં સીમાડાના રાજાઓએ છ માસથી ઘેરો ઘાલેલો છે સદયવત્સે અજય ખડગવડે શત્રુને હરાવ્યા પ્રભુવત્સે પછી તેને રાજ્ય આપ્યું અને સુખ ભોગવી-તે સ્વર્ગે ગયો આ કાવ્ય સારા સંશોધનની રાહ જુએ છે.

સામળભટ્ટ પછી, જૈનેતર કવિઓમાં તેમની વાર્તાશૈલીના અનુયાયીઓ નથી થયા એમ નહીં અર્વાચીન સાહિત્યકાલની સંયોગી કડી જેવા દલપત તથા નર્મદે આ લોકવાર્તાની જુની શૈલીનાં અનુકરણો કર્યાં છે દલપતરામનો તો આદર્શ કવિજ સામળભટ્ટ હતો :

" સાદી ભાષા, સાદી કડી, સાદી વાત વિવેક,
સાદામાં શિક્ષા કથે, તે જ કવિજન એક."

—એ 'કવિજન'નું લક્ષણ દલપતરામને સર્વથા માન્ય હતું તેમણે સામળના 'ઉદ્યમ કર્મ સંવાદ' માંથી પ્રેરણા પામી 'સંપલક્ષ્મી સંવાદ' રચ્યો છે.

+ નેમવિજયના 'શીલવતીના રાસ' (સં ૧૭૦૦-૯૫ ?, માં આ કૌતકભરેલી, કેમે કર્યું શબ ન બળવાની-વાર્તા સાંગોપાંગ ઉતારેલી છે જુવો એઓ ખંડ બીજો (પ્રા કા મા અંક ૩૫) ત્યાં વણિકને બદલે મંત્રી મતિસાગરનું શબ બળતું નહોતું અને રાજકુમાર ચંદ્રગુપ્તે પરાક્રમ દાખવીને બાળ્યું હતું.

જેમ સામળમાં 'ઉદ્યમ વડુ કે કર્મ' ?—એ વાદના સમર્થનમાં દૃષ્ટાન્ત અને સિદ્ધાન્તની પદ્ધતિ યોજાઇ છે તેમ દલપતરામે પણ પોતાના 'સંપલક્ષ્મી સંવાદ'ને અનેક દૃષ્ટાન્તોથી રસમય બનાવ્યો છે

પાશ્ચાત્ય કેળવણીના સંસ્કારથી રંગાયા છતા, અને સર્વથા નવા જમાનાના સુધારક કવિ હોવા છતાં, નર્મદાશંકરે પણ 'સાસ દેસાઇ' 'વજેસિંગ અને ચાંદબા' 'કુસુદ્યચંદ્રપ્રેમપત્રિકા' એ ત્રણ પ્રેમવાર્તાઓ સામળભટ્ટની વાર્તા સ્કુલના અનુકરણ રૂપે લખેલી છે. કોઇકે કહ્યુ છે તેમ "સાહસ દેસાઇ' જેવુ કાવ્ય કોઇએ સામળનુ જાણી વાચ્યુ હોય તો નવાઇ, કદાચ માત્ર નામનીજ લાગે"

આ શૈલી એટલે પદ્યાત્મક લોકવાર્તા રચવાની શૈલીના એક શિષ્ટ નમુના તરીકે કવિવિવેચક છોટાલાલનરભેરામ ભટ્ટની 'શાન્તિસુધા રઘુવીર સુકન્યા'ની વાર્તા પ્રાચીન પદ્યશૈલીને માનભેર જીવતી રાખે છે

## ૨૪ મિત્રધર્માખ્યાન

આ તો પદ્યાત્મક વાર્તાશૈલીના અનુગામીઓની વાત થઇ, સામળના સમકાલીન અને કેટલેક અંશે એક બીજાના સંઘર્ષણમા પણ આવેલા એવા પ્રેમાનન્દપુત્ર વલ્લભે સં ૧૭૬૦ મા 'મિત્રધર્માખ્યાન' (પ્રા કા મા. અંક ૨૯ ) નામની 'આખ્યાન' નામથી ઓળખાવેલી સ્વતંત્ર લોકવાર્તાજ રચી છે અહીં 'આખ્યાન' શબ્દ, કદાચ સંસ્કૃત 'આખ્યાયિકા' અથવા 'કથા'ના અર્થમા જ વપરાયો હશે †

સંન્મિત્ર અને દુષ્ટમિત્ર—એવા મિત્રોના 'ધર્મ'ને લોકકથા જેવી આખ્યાયિકાથી કવિએ પલવિત કરેલો છે ગુજરાતમાં રત્નપુરી નગરીમાં બે બ્રાહ્મણ મિત્રો રહેતા હતા બન્નેને છેક વૃદ્ધવસ્થામાં એકકેકો પુત્ર થયો. ઇન્દુ અને બિન્દુ—બન્નેને જનોઇ દેવાયા પછી ભૃગુકચ્છ ભણવા મુકયા. ઘણા વર્ષ પછી ઇન્દુ ભણીને સદાચારી પંડિત થયો, બિન્દુ મૂર્ખ અને દુર્ગુણી રહ્યો. પોતે અભણ રહ્યો તેથી ઇન્દુની વળી અદેખાઇ પણ કરતો થયો

ભણી રહ્યા પછી બન્ને ઘેર જવા નીકળ્યા રસ્તામા મહીકાંઠા આગળ એક કોળી લોકોના ગામ આગળ તે આવી પહોચ્યા કોતરમાંથી લુટારા બહાર આવ્યા અને તેમની સામે આવવા લાગ્યા બિન્દુ એટલામા નાસી ગયો. ઇન્દુને ચોરોએ લુટ્યો અને જતા રહ્યા, ભય ગયો છે એમ લાગ્યુ એટલે બિન્દુ ત્યાં આવ્યો

† માધવાનલકામકુડલાની સંસ્કૃત ગદ્ય વાર્તાને જેમ 'નાટક' નામ આપવામાં આવ્યુ છે તેમ જુઓ પૃષ્ઠ ૪૬૦

પણ ઇન્દુને જીવતો જોઇ, તે ઘર જઇને પોતાનું બધું ચરિત્ર કહી દેશે-એ બીકથી-તેને મરણતોલ માર્યો, અને પછી વહેલો ઘેર પહોંચી ગયો. ઘેર જઇ ખબર કરી કે ઇન્દુનો તો પત્તો નથી. બન્નેના પિતા તેને શોધવા નીકળ્યા.

અહીં મિન્દુએ મિથ્યા પાંડિત્ય અને દંભથી રાજાને યજ્ઞ કરાવવા માંડ્યો; પણ બીજા વિદ્વાન બ્રાહ્મણોએ તેના ખોટા વિધિ સામે વાંધો લેવાથી, રાજાની સમક્ષ વાદ થયો. તેમાં મિન્દુ નિરુત્તર થયો, છતાં પોતાનો ઉત્તર આપવાને બે માસની મહેતલ લઇ, બહાર ગામ ભટકવા લાગ્યો. દૈવયોગથી જે ગામમાં ઇન્દુને તેણે માર્યો હતો તેજ ગામમાં એ જઇ ચઢ્યો.

ઇન્દુ જીવતો રહ્યો હતો; તે ત્યાંના મુખીએ કરેલી સારવારથી સાજો થઇ આ ગામમાં આચાર્યપદ પામ્યો હતો. તેણે મિન્દુને આવેલો જોઇ તેનું સન્માન કર્યું. તેમ છતાં, દુષ્ટ મિન્દુએ તેની તો નિન્દાજ કરવા માંડી. વાતે વાતમાં એનું જુઠાણું પકડાઇ ગયું. ઇન્દુને મારીને નાસી ગયાની વાત બધાના જાણવામાં આવી. તેને મારવા લીધો. ઇન્દુએ તેને ત્રણવાર બચાવ્યો. અને આખરે જ્યારે એણે રાજ સભામાં ચાલેલા વાદની વાત જાણી ત્યારે તે તેને જય અપાવવા તેના શિષ્ય તરીકે પોતાના ગામમાં ગયો, સાથે આચાર્ય ઇન્દુ તેના ભાવિક શિષ્યો તથા મુખી પણ વાદવિવાદ સાંભળવા આવ્યા.

ઇંદુ રાજસભામાં ગયો, મિન્દુને જય અપાવ્યો. તે વખતે લોકો ઇન્દુની સાચી વિદ્વત્તા તથા સારા સંસ્કાર પરખી ગયા. મિન્દુનો દંભ ખુલ્લો થયો. રાજાએ મિન્દુને બોલાવી તેને મોંએજ દંભનો ભેદ જાણી લીધો. તે વખતે પણ મિન્દુએ તો ઇન્દુની નિંદાજ કરી; રાજાએ ઇન્દુને બોલાવ્યો. ખુલાસો માગ્યો. ઉદાર દીલના ઇન્દુએ મિત્રદ્રોહી મિન્દુનો બન્યો તેટલો બચાવ કર્યો. પણ સાથે આવેલા મુખીથી આ કૃતઘ્ની મિન્દુનો બચાવ થતો સંખાયો નહીં. તેણે બધી હકીકત જાહેર કરી દીધી.

રાજાએ પ્રસન્ન થઇ ઇન્દુને આચાર્યપદવી આપી. મિન્દુને સજા ફરમાવી. આ વખતે પણ ઇંદુએ મિત્રધર્મ સાચવ્યો; છતાં આખરે તો મિન્દુ દુષ્ટપણામાંજ મરી ગયો. કવિએ 'સારાનું સારું ફળ, દુષ્ટતાનું દુષ્ટ ફળ' એ તત્ત્વ ઠેઠ સુધી પ્રતિપાદન કર્યું છે. મિન્દુનું મૃત્યુ એજ એના દુર્ગુણનો નાશ છે-એમ માની વલ્લભે તેનું મરણ કર્યું છે. સામાન્ય વાર્તાઓમાં વાંચીએ છીએ તેમ જો પશ્ચાત્તાપાદિથી તેને સદ્‌ગુણી થયાનો પલટો આપ્યો હોત તો કવિના પાત્રાલેખનમાં તેમજ કલાવિધાનમાં ખામી જણાત. પરંતુ વલ્લભે એક કુશલ વાર્તાકારની જેમ આ 'મિત્ર ધર્મ'ની બોધ વાર્તા રચી છે. બહુધા, દેવકથાનાં પૌરાણિક આખ્યાનો રચનાર મહાકવિના

કવિપુત્રે આ લોકવાર્તા રચી છે. એ હકીકત 'આખ્યાન' સાહિત્યમાં અવનવી ભાત પાડે છે.

લોકવાર્તામાં આવતો અદ્દભુત દૈવી અંશ તથા માનવકથાનું વસ્તુ-એ બે વિશિષ્ટ અંગોવાળાં કાવ્યોને 'લોકવાર્તા' કહીએ તો મહાકવિ પ્રેમાનન્દે તથા તેમના પુરોગામીઓએ રચેલાં નરસિંહ મહેતાના પાંચ જીવનપ્રસંગોમાં કાવ્યોને લોકવાર્તા કહેવી પડે. પરંતુ, જો કે એ પ્રકારની ભક્ત ચરિત્રોની વાતોમાં માનવકથા ભેગું ચમત્કાર અદ્દભુત દૈવી તત્વ દેખા દે છે ખરું; છતાં એ કાવ્યોમાં વાંચકને જે ખાસ રસમુગ્ધ કરે છે તે એમાંનુ અદ્દભુત તત્વ નહીં, પરંતુ તે પ્રસંગોને સર્વકાલ માટે લોકપ્રિયતા અર્પનાર કવિએ દોરેલાં આબેહુબ જનસ્વભાવચિત્ર તથા માનવસ્વભાવનું સૂક્ષ્મ અને મર્માળું વિવરણ-એ છે. તેથી તેવાં ભક્તચરિત્રોમાં દેખા દેતા ચમત્કારથી ઓપતાં કાવ્યોને લોકવાર્તાના 'વાડા' માં દાખલ કરવાનો અતિવ્યાપ્તિદોષ વહોરવા જેવો નથી. કારણ કે આવાં સન્તચરિત્રોમાંથી ઘડીભર ચમત્કારનું તત્વ બાદ કરવામાં આવે તોપણ તે ચરિત્રોની મહત્તા અથવા લોકપ્રિયતા જરા પણ ઘટે તેમ નથી.

આ પ્રકારે આપણે, ગુજરાતી લોકવાર્તાઓમાંથી માત્ર મુખ્ય મુખ્યનો પરિચય કરી ગયા. લોકકથાના મહાસાગરમાંથી એક મુઠીમાં આવે તેટલાંજ રસમૌતિકો અંહી એક ઠેકાણે બતાવવામાં આવ્યાં છે. કારણ કે આખા વાર્તાવારિધિનું અગાધ તળીયું તપાસવાનું કદાચ કોઇ ધારે, તો પણ તેનાથી તેમ થવું અશક્ય છે. કંઠસ્થ સાહિત્ય તરીકે ઓળખાતી હલામણ જેઠવો અને સોન કંસારી, હોથલ પદમણી અને લાખો ફુલાણી, વીઝાનંદ અને શેણી, રા'મંડલીક અને નાગબાઇ, જસમા અને સિદ્ધરાજ, મે અને ઉજળી—વગેરે રસિક લોકકથાઓ રાસડામાં, દુહામાં, કે સોરઠામાં આજે જે કાઠીઆવાડમાં જીવન્ત રહી છે–( જેમાંની થોડીક પુસ્તકસ્થ કરવાના સારા પ્રયાસો હમણા હમણાં થઇ રહ્યા છે )–તે બધા સાહિત્યનો પરિચય, સ્થલસંકોચને લીધે મુલતવી રાખવો પડે છે.

વળી મહાકવિ સામળભટ્ટની વાર્તાઓનો પરિચય પણ એક સ્વતંત્ર પ્રકરણ માગી લે; પરંતુ તેએ અંહી આપવાનું બની શકયું નથી. કારણ કે તે વાર્તાઓની સંખ્યા એટલી મોટી છે, તેમજ તે વાર્તાઓ છપાઇ ગએલી હોવાથી આજે સમાજમાં પ્રચલિત પણ એટલી બધી છે કે તેનો પરિચય આપીને પ્રસ્તાવનાની કીંમતી જગાને વધારે રોકવી દુરસ્ત ધારી નથી. તેથીજ તેમની વાર્તાઓનો ઉલ્લેખ ઘણે સ્થળે માત્ર ગૌણપણે કરેલો છે.

કંઠસ્થ સાહિત્યને નામે આપણે કેટલીક લોકવાર્તાઓ કર્ણોપકર્ણ સાંભળીએ છીએ. તેવી વાતોનું મુળ પણ જુની લોકવાર્તાના સારસ્વત પ્રવાહ-

માથી નીકળ્યાનું કોઇ કોઇ વાર જડી આવે છે એકજ ઉદાહરણ આપુ છુ 'શારદા' માસિકના, ફેબ્રુઆરી ૧૯૨૬ ના અકમાં "સાત તરવારીયો," નામની સચિત્ર વાર્તા છપાઇ છે તે વાર્તા સામળભટ્ટની વૈતાલ પચ્ચીશી'માં સાતમી વાર્તા તરીકે દ્યાત્મક સ્વરૂપમા દૃષ્ટિએ પડે છે

એક કુલટાએ પોતાના ભરથારને વશ કર્યો હતો પરતુ તે ભરથાર કે જેવો તેવો નહતો એ જ્યારે બહાર જતો ત્યારે 'ત્રણ તરવારો બાંધીને, નીકળે તેનો તાત - એ પુરુષની એકની એક છોકરી વાણીઆને ત્યાં વાટકીમા ઘી લેવા ગઇ જરા વાર લાગી, એટલે બોલી ઉઠી

" તોળ ભાઇ ઉતાવળો તરત, સૌ પહેલુ મને આપને પ્રત,
જમવા બેઠી છે મ્હારી માત, દાઝે છે અમારો તાત "

દુકાન ઉપર લોકો બેઠા હતા તેમને કૌતુક થયુ કે 'આ છોકરી શુ બોલે છે ?--'ખાય છે માત ને દાઝે છે તાત'--એટલે શુ ?' વાણીઆએ કહ્યું કે " છોકરીની મા 'ભરથાર ઉપર ભાણુ' મૂકીને જમે છે. થાળી ઉન્હી હોય તેથી બાપને દઝાય તે માટે છાતી ઉપર ઘી ચોપડવા માટે તે ઉતાવળથી ઘી લેવા આવી હતી '

આ ખુલાસો ભરત નામના રાજપુત્રે સાંભળ્યો, એટલે તે છોકરીની માને દાખલો બેસાડવા માટે, તે છોકરીને પરણવા તૈઆર થયો છોકરીને અત્યાર સુધી માની ધાકને લીધે કાઇ લેતુ નહીં એટલે તેનુ માગુ થતા તે છોકરીને તેણે પરણાવી રાજપુત્ર છોકરીને બધી રીતે સુખ દેવા મડયો, પરતુ

" પ્રભાત પડતા પ્રીતમજી, જણાવે ઝાઝુ જોર,
શ્યામા થથરે અંગથી જોઈ પતિનો તોર
ઉભી રાખે આગળે, વેગળો પોતે વીર,
કસી, ભરી નાખે નીતે, તરુણી સામા તીર
કાનના વચ્ચે સોંસરે, ભેદે જઇને ભીંત
એમ તીર નીત મદિરીને, વીધે કાનનો વેહ "

–છોકરી તો ધાકથી સુકાઇ ગઈ, ને મરવા પડી. મા છોકરીની ખબર લેવા આવી ત્યારે જાણ્યુ કે શેરને માથે સવાશેર ધણી મળી આવ્યો ખરો તેણે મનમા ગાઠ વાળી—આ વાતને વળી શામળ ભટ્ટે ' ભલા ભલેરા જોરાવર એકએકથી ' ની વાત આપીને આગળ લબાવી છે

આ પ્રમાણે આપણે આપણી લોકવાર્તાઓનો દેશદેશનો પ્રવાસ, તેમા થતા અવનવા ફેરફાર તથા વિકૃતિઓ–એ બધું જેમ જેમ તપાસાતુ જશે તેમ તેમ આપણને લાગશે કે પૌરાણિક આખ્યાનોની લોકપ્રિયતા સાથે બરોબરી કરતુ આ લોકવાર્તાઓનુ સાહિત્ય પણ કૈં નાનું સુનુ અથવા ઉતરતી કોટિનું નથી

---

## પ્રકરણ ૬ ઠ્ઠું

### લોકવાર્તાઓનું વાતાવરણ

ગયાં પાંચ પ્રકરણોમાં, ગુજરાતી પદ્યાત્મક લોકવાર્તાઓની વિશિષ્ટ સાહિત્યસમૃદ્ધિનું વિહંગાવલોકન આપણે કરી ગયા. તે દ્વારા, લોકસમૂહની મનોદશા, લોકજીવનની રહેણીકરણી, લોકહૃદયના આશ અભિલાષ-વગેરે સામાન્ય રીતે હીંદુસ્થાનની અને ખાસ કરીને ગુજરાતની તત્કાલિન સંમાજ-સ્થિતિનું આછું * પ્રતિબિમ્બ આપણે નીહાળી શકયા છીએ. આ સમગ્ર તત્ત્વ દર્શનને ' લોક વાર્તાનું વાતાવરણ ' કહીએ તો ચાલે.

આપણી લોકવાર્તા અંગ્રેજી Romance તથા Novel એ બેન સંમિશ્રણ રૂપ જન્મી હોય એમ લાગે છે.

" રોમાન્સ ' એટલે કુલવાન, ચરિત્રવાન, ઉચ્ચાશયી વીર પુરુષ અને વીરાંગનાનાં ' સ્વયંવર ' લગ્ન; અનેક વિઘ્નો, વિલમ્બો, ખટપટો અને આવરણોને વટાવીને, સાધી આવતી અવનવા બનાવોથી ભરપુર કથા.

રોમાન્સના બનાવોમાં કેટલાક અસંભવની કરાડોમાં પડું પડું થત જોઇએ. નાયક નાયિકાની સામે કોઇ કપટી પ્રતિનાયક જોઇયે, નાયક કે નયિકાને વાટી નાખવાને એક પછી એક કાળાં કર્મો અને ઘોર પ્રપંચ કરનાર; કોઇ મિત્ર અથવા ( અને ) કોઇ સખી જોઇએ; નાયક નાયિકાનુ રક્ષણ કરવાને અને હિત સાધવાને માટે વફાદારી અને આત્મ બલિદાનન અવધિ કરનારાઃ—પેલો જે જે કાળી રેખાઓ પાડે તે દરેકને ઉજ્જવલ માં ફેરવી નાખનાર કોઇ ડહાપણ, દૂરઅંદેશી અને સત્તાના દિવ્ય ભંડાર રુપ વૃદ્ધ છતાં સશકત હિતેચ્છુ પણ જોઇએ; સત્ય અને નીતિ, શૌર્ય અને સૌન્દર્યને છેલ્લે સરવાળે વિજયી બનાવનાર-ખાધું પીધું ને રાજ્ય કર્યું—એ સુખી સ્થિતિમાં સ્થાપી કરનાર, વચ્ચે આવી ગએલાં વીતકો વાદળાં કેવળ કુન્દન શોધન માટેના અગ્નિ હતાં એમ સાબીત કરી આપનાર; અને વાર્તા અસંભવિત ચમત્કાર કે અકસ્માતની અતલ કરાડમાં કોઇ પણ ઠેકાણે પડી જાય--એ આ જાતિને લગતો મોટામાં મોટો દોષ એમાં નજ જાઇએ; કેમકે એવો દોષ આવી જાય તો તો આવી વાર્તાઓના

---

* આછું કહેવાનો ઉદ્દેશ એટલો છે કે ઘણે ભાગે કલ્પનાથી ઘડાઈને તૈયાર થએલી લોકવાર્તાઓમાં તે તે સમયનાં સંસાર ચિત્ર પડયાં છે કે કેમ ? તે કહેવું અઘરું છે. એટલું માત્ર કહી શકાય કે તે ચિત્રો કવિના હૃદયની ઇચ્છાથી ઉત્પન્ન થએલાં, કલ્પનાએ ઘડેલાં, અને લોકપ્રિય થાય એવી રીતે લોકરુચિને અનુસરીને દોરાએલાં છે.

ભોગી વર્ગમાંથી પણ ઘણાનો રસ એ બિન્દુ આગળથી ઓસરી જાય."‡ આવું કંઈક રોમાન્સનું ખોખું દોરી શકાય.

અથવા અંગ્રેજી સાહિત્યમાં Wonder Horror stories જેવું લોકવાર્તાનું સાહિત્ય નૉવેલની ઉત્પત્તિ થતાં પહેલાં અસ્તિત્વમાં હતું તેને મળતી આપણી લોકવાર્તા છે: છતાં આપણી પ્રેમ શૃંગાર મિશ્ર વાર્તાઓમાં માનુષી તત્વ છેક ગૌણ સ્થાન ભોગવતું નથી. તો પણ અલૌકિક ચમત્કારના અંશભેગી ભૂત પિશાચની અમાનુષ કથા આપણી લોકવાર્તાઓમાં ખુબ ઓતપ્રોત થએલી હોય છે ખરી.

જૈન 'રાસા' ઓનું સાહિત્ય પણ એવુંજ છે, રાસાઓ રસપ્રચુર અને મનોરંજક તેમજ બોધક પણ છે. એમાં અમાનુષી સત્વો દેખા દે છે; અદ્દભુત રસ ભારોભાર ભરેલો હોય છે; અને શ્રોતાના મનને ચમત્કાર ઉત્પન્ન કરવા માટે આ રાસાઓના કવિઓએ તે તે કાળની લોકશ્રદ્ધાને અનુસરી અદ્દભુત કથન દાખલ કરેલા મળી આવે છે, મંત્રસિદ્ધિ, સુવર્ણસિદ્ધિ, રત્નાદિકના ચમત્કારિક ગુણો, ભૂત પ્રેતાદિની અદ્દભુત ક્રિયાઓ આકાશ ગમન—ઇત્યાદિ આ રાસાઓના મુખ્ય અદ્દભુત અંગ છે.

વળી તેમાં જુના રીવાજ પ્રમાણે ઠગપાટણની વાતો, ભૂતાદિક તથા દેવાદિક સાથે માણસના મેળાપ અને તેમનાં અમાનુષી કાર્ય, વણઝારાના કાફલા, રાજા પસંદ કરવાની રીતો, વિષ કન્યાઓ, ભોંયરાં, કાલિકાનાં મંદિર, લુંટારાઓની ગુફાઓ–એ વગેરે રસપૂર્ણ અને પ્રાચીન રીત રીવાજનું ભાન કરાવનારા પ્રસંગો, પણ વર્ણવાએલા જણાય છે. તે સીવાય ગણિકાઓનાં કુકર્મ, ધન લોભીઓની નીચ મતિ, અને કામૂકોની દુષ્ટ વાસનાઓનો ચીતાર આબેહુબ આપેલો મળી આવે છે.

સાહસિક પુરુષનાં સાહસ, નિર્ભયતા, પરોપકાર બુદ્ધિ, ચાતુર્ય વગેરેનું પણ યથેચ્છ વર્ણન આ રાસાઓમાં હોય છે. પરંતુ આ રાસાઓનો કેવલ મનોરંજન સીવાય બીજો વધારે મહત્વનો ઉદ્દેશ ધર્મોપદેશનો છે. ઠામઠામ અહિંસા, અસ્તેય, સત્ય, અકામ, ચારિત્ર, શીલ વગેરેનો ઉપદેશ લોકભાષામાં લોકગમ્યકરી સરલ વાર્તાના જિજ્ઞાસારસ ભેગો પાઇ દેવાનો ચોખ્ખો ઉદ્દેશ એમાંથી તરી આવે છે.

લોકવાર્તાનું આખું કલેવર શસ્ત્ર વૈદ્યની ચિકિત્સક બુદ્ધિથી તપાસવા બેસીએ તો તેને અંગ પ્રત્યંગનું સાચું ભાન આપણને થાય છે. વાર્તા શરીરને ઘડનાર જે અનેક તત્વો એકઠાં થાય છે તેનું પૃથક્કરણ નીચે આપીએ

‡ રાયચંદકૃત 'રાજબા'માં પ્રો. બળવંતરાય ઠાકોરનો 'પ્રવેશક.'

છીએ. જો કોઇને, કદાચ આવી લોકવાર્તા લખવી હોય તો નીદાન આમાંનાં કેટલાંક તત્ત્વો તો તેમાં અવશ્ય દાખલ કરવાંજ પડે.

લોકવાર્તાનું પૃથક્કરણ કરતાં કેટલાક મુદ્દાઓ ખાસ ધ્યાન ખેંચે છે. તેનો ટુંકો નિર્દેશ અહીં કરીએ છીએઃ—

## ૧ પદ્યાત્મક વાર્તાઃ

વાર્તાઓની પદ્યાત્મક સ્વરૂપમાં વિશેષ પ્રસિદ્ધિ થાય છે; કારણ કે એ સાહિત્ય મુખ્યત્વે કરીને ગાઇને કહેવા માટેજ સરજાયું હોય છે કંથાકારો અને વાર્તાકારો રસિક શ્રોતા વર્ગ આગળ રાગ કાઢીને તે વાતો લલકારતા. શ્રોતાઓમાંના કેટલાક જરાતરા ભણેલા વળી પોતાના આપ્ત મંડળમાં તેમજ પડોસીઓમાં તેની કથા કરતા. આમ મુખ પરંપરાથી આ કાવ્યોની પ્રસિદ્ધિ થતી.

ચોમાસાના ચાર મહીનામાં-- જ્યારે ગામના લોકોથી ખેતરોમાં કામ કરી શકાય એવું ન હોય-તેવા દિવસોમાં ગામમાં એકાદ બે ભણેલા હોય તે આ લોકપ્રિય કાવ્યોના હસ્તલિખિત ચોપડા કાઢીને વાંચતા અને પડોસીઓ એકઠા બેસીને નિવૃત્તિથી તે સાંભળતા. આમ આ પ્રાચીન કાળના વાંચનનું અને જ્ઞાનપ્રચારનું લક્ષ્ય તેમજ ધોરણ જુદા પ્રકારનું હોવાથી તે પરિસ્થિતિને અનુકૂલ થઇ પડે તેવું પદ્યમય કથા સાહિત્ય ઉત્પન્ન થતું હતું. તે કાલનું વાંચન કેવલ આત્મતૃપ્તિનું નહોતું, પરંતુ પરપ્રમન્નતાનું-સમાજ રંજનનું હતું તેથીજ પદ્યાત્મક વાર્તાઓ અસ્તિત્વમાં આવી છે. + અપવાદરૂપે હીરવિજય-સૂરિના એક શિષ્યે સત્તરમાં શતકના પૂર્વાધમાં 'વૈતાલ પચીસી' ગદ્યમાં રચેલી જણાય છે.

## ૨. લોકવાર્તાનો રચનાબંધ

મુખ્યત્વે કરીને દૂહા, દોહરા ( દોગ્ધક ), સોરઠા, ચઉપાઇ (ચતુષ્પદી) અને છપ્પયમાં લોકવાર્તાઓ રચાઇ છે. જૈન રાસાઓમાં, આ ઉપરાંત બીજા પ્રાકૃત તથા અપભ્રંશ સાહિત્યમાંના ગાથા, વસ્તુ, વગેરે છન્દોનો ઉપયોગ થએલો હોય છે. વળી લોકોમાં પ્રચલિત સુંદર સુગેય

+ " કવિતા અને સાહિત્યના " લેખક વાર્તાઓની બહુધા વર્ણનાત્મક કવિતાને માટે એવા અર્થનું લખે છે કે: "જે વાર્તાને ગદ્યમાં કહેતાં હરકત નથી, અને જે કવિતા ગદ્યમાં ઉતારી શકાય એવી ઘણી સરલ અને ગદ્યની વાસીનેજ મળતી છે. તેવી વાર્તાઓને પદ્યમાં મુકી,-કવિતાની અલૈકિકતાને માત્ર કહાણીઓ કહેવામાં ગુમાવી દેવાની છે ?"આ વિધાનનો ઉત્તર ઉપર અપાયો છે. વાર્તાઓના કવિનું વાર્તાને કવિત્વ પૂર્ણ રીતે ખીલવવા તરફ લક્ષજ નહોતું; તેની તેને જરૂર નહોતી. તેને તો માત્ર વાર્તાઓનો રસ અખંડિત વહે, અને વાર્તા કહેવામાં સરલતા પડે—એટલુંજ જોવાનું હતું.

'ઢાળ' નો ઉપયોગ પણ તેમાં કરાતો અને દરેક 'કડવા' જેટલા લાંબા પદને, 'ઢાળ' નામથી 'ઓળખાવાતું'. 'આખ્યાન' માં પાડવામાં આવતાં 'કડવાં' જેવા વિભાગને બદલે કેટલીક લોકવાર્તાઓમાં 'ખંડ' નામ આપવામાં આવતું. 'હંસાવલી' ની વાર્તા ચાર ખંડમાં અને 'શીલવતીનો રાસ' છ ખંડમા વહેંચેલો છે. નરસાસુત ગણપતિના 'માધવાનલ કામ કુંડલા દોગ્ધક પ્રબંધ' માં, દસ વિભાગમાંના દરેકને 'અંગ' નામ આપવામાં આવ્યું છે.

દુહા'અને ચઉપાઈનો ઉપયોગ અપભ્રંશકાળ કરતાંએ પ્રાચીન હોય એમ લાગે છે. તેથી વ્રજભાષા ઉપરથી એ છન્દોનો ઉપયોગ ગુજરાતી કવિઓએ કરવા માંડ્યો.* એમ કેટલાક માને છે તે ખરું નથી. બધી દેશી ભાષાઓનું મૂલ ઉદ્દભવ સ્થાન એક હોવાથી મૂલતુંજ અનુકરણ થયું છે એમ માનવું સુસંગત છે.

આવા પદ્યાત્મક રચનાબંધને લીધેજ કેટલીક લોકવાર્તાઓ ભુલાઇ જતી અટકી ,છે. કેટલીક કંઠસ્થ લોકવાર્તાઓ સોરઠ અને દુહાઓ દ્વારા સચવાઇ રહી છે. આખી કથાના મુખ્ય મુખ્ય પ્રસંગો એકએક દુહાનો ટેકો લઇને ઉભા કરાએલા હોય છે. તે સીવાયના આંતરા વાર્તા કહેનાર ગદ્ય વડે પુરા કરે છે. આવા દુહાઓ અને સોરઠાઓના સમૂહ રૂપી મૌક્તિક ની વચ્ચે વાર્તાનો સળંગ દોરો પરોવાતો પરવાતો ચાલ્યો આવ્યો છે. કેટલીક વાર તો એક દુહો એટલેજ એક કાવ્યમૌક્તિક—એક શ્લોક પડે એકજ આખું કાવ્યઃ આ પ્રકારે આવું વાર્તાસાહિત્ય એક મોંએથી બીજે મોંએ પરંપરાથી ઉતરી આવેલું છે. તે તેના પદ્યાત્મક રચનાબંધને લીધેજ. આપણી પ્રાચીન બાલવાર્તાઓ તથા વ્રતની વાર્તાઓમાં પદ્યના એક ખંડથી આખી વાર્તા સંભારી રાખવામાં આવે છે.

### ૩. લોકવાર્તાના ઉદ્દેશ

ઘણી ખરી વાર્તાઓની ફલશ્રુતિ ઉપરથી વાર્તાનો ઉદ્દેશ આનંદ અને બોધ આપવાનો જણાય છે. તેની સાથે દુનીઆના અનેકવિધ વ્યવહારોનું, મનુષ્યસ્વભાવનું અને કંઇક અંશે ભૌગોલિક તેમજ ઐતિહાસિક દૃષ્ટિબિન્દુ વિકસાવવાનુ જ્ઞાન પણ આ વાર્તાઓદ્વારા મળે છે.

* "દોહરા, ચોપાઇ વગેરે છંદોમાં વ્રજદેશના તથા અયોધ્યા પ્રાંતના કવિઓની કવિતા પ્રસિધ થઇ છે; તેનો અભ્યાસ કરી ગુજરાતી ભાષાના દોહરા ચોપાઈ વગેરે છંદોમાં સૌથી પહેલી શામળભટે કવિતા રચી હોય એવું જણાય છે. તેથી વ્રજભાષાના શબ્દો ગુજરાતી કવિતામાં ત્યારથી ભળવા લાગ્યા "

—ક. દ. ડા. ની, સરકારી 'કાવ્યદોહન'ની પ્રસ્તાવના.

લોકવાર્તાઓમાં, કેટલીક પ્રેમકથાઓ તો કેટલીક ચાતુરીની કથાઓ; તો વળી કેટલીક નીતિ અને બુદ્ધિને કેળવનારી વાતો † હોય છે. તેથીજ વિવિધ ફલશ્રુતિઓમાં, સાંભળનારને-ચતુરપણું પ્રાપ્ત થાય, ચિત્તને વિનોદ તથા આનન્દ મળે, જિજ્ઞાસા તથા કુતૂહલ સંતોષાય, બુદ્ધિ ખીલે, પ્રેમીવિયોગીનો સંયોગ થાય, વિરહીને વિરહ ન પડે, સતીનું શીલપણું રક્ષાય, નીતિશાસ્ત્રનું જ્ઞાન થાય-વગેરે વગેરે ઉદાત્ત પ્રકારના ફળની લાલચ કવિઓએ આગળ ધરેલી હોય છે અને અલબત્ત, બોધાત્મક શૈલીમાં રચાએલી આ લોકવાર્તાઓનો એવો જ્ઞાનપ્રચારનો હેતુ સિદ્ધ નહોતો થયો એમ કોણ કહી શકશે ? ઠેક દલપતરામ સુધી 'પ્રીત ધરે પરબ્રહ્મ પદે, વળી નીતિ ધરે સુધરે નરનારી'—વગેરે જે કવિતાનો ઉદ્દેશ જણાવવામાં આવ્યો છે તેજ ઉદ્દેશ બહુધા લોકવાર્તાઓએ પુરો પાડયો છે. સામળના સંસારના અનુભવો અને વ્યવહારમાં ઉપયોગી રહે તેવા ઉપદેશો, તેના શ્રોતાઓમાંના ઘણાકનો જીવનમાર્ગ સરલ અને નીતિમય બનાવવામાં સહાયભૂત થયા હશે એમ માની શકાય આ દૃષ્ટિએ લોકવાર્તાના કવિઓનો મધ્યમ તથા હલકા વર્ગના પ્રાકૃત લોકો ઉપર ભારે ઉપકાર છે એમ કહેવું જોઇએ.

### ૪. જૈન કવિઓનો ફાળો

લોકવાર્તાના સાહિત્યમાં ખાસ આગળ પડતો ફાળો જૈનોનો છે. ધર્મપ્રધાન રાસાઓ ભેગા કેટલાક લોકવાર્તાના પ્રબંધ પણ જૈનસંઘના મનોરંજન માટે જૈન કવિઓએ રચ્યા છે. આ બધા કવિઓ ગૃહસ્થ જીવન ગાળનાર નહોતા; પરંતુ ગચ્છમાં રહેનાર યતિઓ અને સાધુઓજ હતા. સંસારથી અસંગ જીવન ગાળનાર આ જૈન સાધુ કવિઓએ પ્રેમશૃંગાર મિશ્ર લોકકથાઓ લોકરંજનાથે રચી છે; અને પોતે વીતરાગ હોવા છતાં 'સર્વ રસ ધુરિ સિણગાર રસ '§ ને વર્ણવવામાં પણ આ જૈન લોકકવિઓએ બાકી રાખી નથી. છતાં શૃંગાર કથાઓ કહેવામાં એમનો હેતુ બીજો હતો, તે 'લોકોની રસવૃત્તિ અને શૃંગારરસનું સાહિત્ય'-એ વિષયનો ઉલ્લેખ થશે ત્યાં બતાવાશે.

જૈનેતર કવિઓએ રચેલી લોકવર્તાઓનું સંખ્યા-પ્રમાણ બહુ ઓછું છે. 'માધવાનલ કામકુંડલા દોગ્ધક પ્રબંધ' રચનાર કાયસ્થકવિ ગણપતિ,

---

† લોકવાર્તાઓના ઉપયોગ સંબધી લોકો શું ધારતા તે ઇ સ. ૧૮૬૦ મા છપાએલી 'બત્રીસ પુતળીની વાર્તામાંની 'ગોટકાની વાર્તા'ના મુખપૃષ્ઠ ઉપરથી જણાય છે. "(આ વાર્તા) દોહરા તથા ચોપાઇથી શામળ કવિની કીધેલી છે. આ પ્રાંતના લોકોની બુધી તથા ચતુરાઇ વધે તેને વાસ્તે લલ્લુભાઇ અમીચંદે પોતાના છાપખાનામાં છાપી છે."—જુઓ 'શાહીનુ સાહિત્ય' પૃ. ૧૧૭.

§ કુશલલાભ વાચકકૃત 'મારૂઢોલા ચઉપાઈ'

' વિક્રમકથા ' તથા ' નંદબત્રીશી ' રચનાર નરપતિ, ' સદયવત્સ વીરચરિત્ર' ની પ્રેમકથા લખનાર કવિ ભીમ, સંસ્કૃત ગદ્ય ' કાદમ્બરી ' નો પદ્ય અનુવાદ કરનાર ભાલણ, ' વિક્રમચરિત્ર ચઉપઇ' રચનાર મધુસુદન વ્યાસ, ' કર્પૂરમંજરી ' ની પ્રેમવાર્તા લખનાર મતિસાર, ' રસમંજરી ' ની સ્ત્રીચરિત્ર સંબંધી વાર્તા રચનાર વચ્છરાજ, ' કામસેન કામાવતી ' તથા ' હંસાવલી ' ની વાર્તા રચનાર ખંભાતી કવિ શિવદાસ, ' કામાવતી ' ની અદ્ભુત વાર્તા રચનાર પ્રેમાનંદશિષ્ય વીરજી, ' મિત્રધર્માખ્યાન ' ની લોકવાર્તા રચનાર કવિપુત્ર વલ્લભ, તથા સોમા મેર જેવો અનેકાનેક વાર્તાઓની રેલછેલ કરનાર મહાકવિ સામળભટ્ટ—એટલા જૈનેતર કવિઓનું વાર્તા સાહિત્ય અત્યાર સુધીમાં જાણમાં આવ્યું છે ' પ્રેમાવતી ' જેવી કવિના નામ વગરની વાર્તાની શોધથી હજી બીજી ઘણી ભુલાઇ જવાથી વીસારે પડેલી પદ્યવાર્તાઓ કોઈ દિવસ હાથ લાગશે એમ આશા રહે છે.

## ૫. લોકવાર્તાનો મહાકવિ સામળભટ્ટ

કેટલાક જૈન કવિઓએ એકથી વધારે લોકવાર્તાઓ રચી છે. તેમાં કુશલલાભ વાચકે રચેલા ' માધવાનલ રાસ ' તથા 'મારુઢોલા ચઉપાઇ' એ બે શિષ્ટ શૈલીની લોકવાર્તાઓ કહી શકાય; છતાં વર્તાઓની સંખ્યા તથા શૈલી વિચારતાં લોકવાર્તાઓનો મહાકવિ તો સામળ ભટ્ટજ.

જેમ પ્રેમાનંદે પુરાણોક્ત આખ્યાયિકાઓ લઇને આખ્યાનો રચ્યાં છે તેમ સામળે પણ લોકોમાં પ્રચલિત કથાવાર્તાઓને નવેસર પ્રચારમાં આણી છે. પ્રચલિત લોકકથાઓનો અખુટ ઝરો તેને હાથ લાગતાં એ ચતુર અને બહુશ્રુત કવિએ માનવ કથાઓ જેવી લોકવાર્તાઓનું સાહિત્ય ' પોતાનું ' કરી લીધું; અને તે ઉપર પોતાની કલાની છાપ મારી દીધી. આ પ્રકારે મુખપરંપરાથી પ્રવાસ કરતી તૈયાર વાર્તાના અસ્તિત્વથી સામળને બહુ અનુકૂલતા મળી હતી. તેથીજ એ મહેનતુ તથા મધ્યમ સમાજનું મન સમજી જનાર મહાકવિએ પોતાની અદ્ભુત-શૃંગારમિશ્ર કથાઓથી પ્રાકૃત લોકોનાં મન મુગ્ધ કર્યાં હતાં. જેમ પ્રેમાનંદને, પુરોગામીઓનાં પ્રાકૃત ખોળીયાં ઉપરથી માનવજીવનની વાસ્તવિકતા ચીતરનારાં તથા હૃદયની લાગણીઓને અસર કરે તેવાં અવનવાં કાવ્યો ઉપજાવી કાઢવાનાં હતાં. અને તે માટે તેમને ચિત્રકલાનાં સાધનો—ફલક, પીંછી, અને રંગ—વગેરે સત્તરમા શતકના સાહિત્યમાંથી તૈયાર મળ્યાં હતાં,–તેમ સામળને જુની વાર્તાનાં પાત્રોના હૃદયમાં ઉતરી, પોતાના સમાજનું યથાસ્થિત વાતાવરણ ઉભું કરી, નવા ચાલુ જમાનાનાં વાર્તાચિત્રો દોરવાનાં હતાં. તે તેણે એક કુશલ ચિત્રકારની જેમ અહીંતહીં પોતાની પીંછીના એક બે આડા ઉભા લીટા કરીને જુના થઇ ગએલાં રંગનાં ચિત્રોમાં નવા જમાનાનાં રંગઢંગને

ખુબીથી સમજાવી દીધા છે; અને એક રીતે જુની લોકવાર્તાઓની નવી આવૃત્તિજ હોય તેમ તેનાં વાર્તાચિત્રોથી તેણે ગુજરાતી સાહિત્યનો વાર્તાવિભાગ શણગાર્યો છે. કેટલીક વાર તો સામળમાં ઉંચી સર્જનશક્તિનાં પણ દર્શન આપણને થાય છે. એકજ ઉદાહરણ બસ થશે. 'વૈતાલ પચીશી' ની શરુઆતમાં સિદ્ધગુરુ શિષ્યની સ્પર્ધાની સ્વતઃકલ્પિત ચમત્કારિક આખ્યાયિકા ગોઠવીને, કવિએ, પછી આવનારી પચીસ વાતોને માટે સુંદર પશ્ચાદ્ભૂમિ ઉભી કરી છે. તે પ્રસંગ મૂલ સંસ્કૃત ગ્રંથમાં અથવા તો બીજા જૈન કવિઓએ કરેલાં તે વાર્તાના સંસ્કરણોમાં નથી.

સામળની વાર્તાઓમાં સરલતા છે; એમાં એકસરખો અદ્‌ભુત રસ-પ્રવાહ છે; અને એ રસનો ધોધ આપણી કલ્પના, તથા જિજ્ઞાસાવૃત્તિને ઉત્તેજિત કરી આપણને સાથે ઘસડી જાય છે. પરંતુ એની વાર્તાઓ તેનાથી આગળ કંઈ કરી શકતી નથી. ઉત્તમ કાવ્યની પેઠે આપણા અંતરમાં રહેલ ગૂઢ રસવૃત્તિને તે ઉત્તેજતી નથી. એની વાર્તાનું નાવ કયે બંદરે લંગર કરશે, અને આપણને કયે કીનારે ઉતારશે તે કહી શકાતું નથી. વળી ત્યાંથી પાછું ક્યારે હંકારશે તે પણ જાણવું તેટલું અઘરું છે. આમ સામળની, વાત કહેવામાં ઘણી ઉતાવળ હોય છે. કોઈ વસ્તુને ઠરીને જોવાની કે તેને ભોગ-વવાની તેને નવરાશ નથી, ભ્રમરની પેઠે તેનું મન સુગંધી લેતું જાય છે, ઉડતું જાય છે; છતાં વર્ણનના વિષયને વશ કદી થતું નથી. તેનું મન સદા ગતિમાં હોય છે. વાર્તાની ક્રિયા—Action ઉપર એનું ખાસ ધ્યાન લાગેલું રહે છે કવિ પોતાનું કર્તાપણું કદી ભુલતો નથી; અને વિષયમગ્ન થઈ ચાલતા રસમાં તેનાથી તલ્લીન થઈ જવાતુ નથી. આ બાબતમાં તો આખ્યાન રચતાં વિષયવશ થઈ જનાર પ્રેમાનંદ બાજી ચઢે.

સામળની વાર્તાઓમાં સુંદર શબ્દચિત્રો, મનુષ્યસ્વભાવનું બાહ્ય નિરી-ક્ષણ, ઉપદેશમય વચનો અને વાણીની સરલતા તથા સચોટતા એટલાં પ્રતિભાવન્તાં તત્ત્વો અવશ્ય દેખા દે છે. કવિનો સંસારનો, જુદી જુદી વ્યક્તિઓનો અનુભવ ઘણો ઉંડો હતો. જુદા જુદા ધંધાદારીનાં જીવન કેવાં જુદાં જુદાં ઘડાઈ જાય છે અને સંયોગવશાત કેવાં પરિવર્તન પામે છે તે બધું જોવામાં અને તેને આબેહુબ ચીતરી બતાવવામાં સામળની ઉંડી નજર સારો વિજય પામી છે. તેના ચિત્તનું સર્વગ્રાહિત્વ પણ અજબ પ્રકારનું છે. એના મગજમાં અસંખ્ય વાર્તાખંડો તરવરતા હશે; તેને પ્રસંગ આવતાં પોતાની વાતોમાં સાંકળી લેવાનું એ ચુકયો નથી.

સામળ, આમ વર્ગનો—Masses નો કવિ છે. સાધારણ અજ્ઞાન લોકોને કેમ લાગે છે તે એ બરાબર જાણે છે; તે તેમના હૃદયમાં અને વિચારમાં

ઉંડો ઉતરી શકે છે; છતાં તેની ભાષામાં અગ્રામ્યતા કે અસંસ્કારિતા ખાસ જણાતાં નથી. એની વાતો બહુધા સંસારી જનની છેલ્લી પાયરીના સમાજને લક્ષમાં લઇને લખવામાં આવી છે. તેથી તત્કાલીન લોકોને તે ખુબ રસપૂર્ણ લાગેલી હોવા છતાં, સર્વકાલીન ગુણો તો તેની વાર્તાઓમાંથી ઘણી થોડીમાંઆવી શક્યા છે. નવલરામભાઇએ તો આખર-ભવિષ્ય ભાખ્યું છે કે "પ્રેમાનન્દ જેવાનાં કાવ્યોમાં Ageના (સામયિક) કાવ્ય કરતાં જનપ્રિયપણું ઓછું; પણ કુલજનપ્રિયપણું વધારે છે. ત્યારે સામળભટ્ટ પ્રેમાનંદ કરતા એના વખતમાં વધારે જનપ્રિય હતો, હાલના કાળમાં કેંક છે ને થશે; પણ થોડા વખતમાં હુબશે-પણ નામ તો નહીં ભુલાય."

સામળ કેટલીકવાર-જુના સીસામાં નવા અર્ક ભરવા જેવું કરે છે. જુના વિચારને નવા રીતરીવાજથી એ ચીતરે છે. જુના લોકના વહેમને એ વખત આવે ત્યારે હસી કાઢે છે, છતાં રસ જમાવવાની જરૂર જણાય ત્યારે. તેનો આશ્રય લેતાં પણ એ અચકાતો નથી. પ્રેમાનન્દ કરતાં એ વહેમને એ વધારે માન આપતો જણાય છે. સામળનો એકકે સિદ્ધાંત પાકો નથી. વ્યવહાર પુરતું, અનુકૂળતા-પુરતુ એનું બધું જણાય છે. નારીજીવન અને સ્ત્રીનું સમાજમાં સ્થાન-એ બાબતમાં એના પરસ્પરવિરોધી ઘણા વિચારો વાર્તાઓમાં વણી લીધેલા મળી આવે છે. સામળની સરખામણીમાં પ્રેમાનન્દ, જુનાં મન્તવ્યોને માન આપનાર છે, થોડો વહેમી પણ છે, છતાં એ સિદ્ધાંતી છે. એની માન્યતાઓ બુદ્ધિએ સ્વીકાર્ય ગણેલી અને તેથી દઢ છે. પ્રેમાનન્દમાં સ્ત્રીત્વની ભાવના એક શિષ્ટ અને અવિસંવાદી સ્વરૂપમા નજરે પડે છે. સામળની વાર્તાઓનું બીજું વિશિષ્ટ લક્ષણ એ જણાય છે કે પ્રચલિત રીતરીવાજોની વિરુદ્ધ એ બેધડક ઘટનાઓ ગોઠવ્યે જાય છે. ખાનપાન, લગ્ન, સ્નેહ વગેરેમાં એ સુધારક જેવો દેખાય છે. છતાં તેના શ્રોતાઓને એ સુધારાના વાતાવરણથી કંઈ આઘાત થયો હોય એમ જણાતું નથી, હીંદ બહારના દરીઆઇ વેપારનું પણ સુંદર દર્શન એ ઘણી વાતોમાં કરાવે છે.

સામળ ભટ્ટ જાતેજ અથવા તો ગુમાન બારોટદ્વારા રખીદાસના આશ્રિત મંડલમાં, પોતાની વાર્તાઓને જમાવતો. તેથી અભણ ગામડીઆઓની રસવૃત્તિ પારખીને તેને રચના કરવી પડતી. તેનું ધ્યાન, ખાસ કરીને, રસ જમાવવામાં અને જ્યાં વાર્તાનો રસ મોળો થવા આવે ત્યાં નવી આડકથા અથવા તો અદ્ભુત ચમત્કાર કે એવું કેંક મુકી વાર્તાના જિજ્ઞાસારસને વધારે દ્રવતો બનાવવા તરફ હમેશાં રોકાએલું રહેતું. તેથી તેની વસ્તુસંકલનામાં ખુબ શૈથિલ્ય અને દીર્ઘસૂત્રીપણું જણાય છે.

સીનેમાનાં ભેદી ચિત્રપટો ઉકેલાતા હોય તેવી લાગણી એની વાતો વાંચતા આપણને થાય છે.

ચમત્કાર અને કૌતુકમયત્વ પોષવાની ખાતર ટાંકી દીધેલી આડકથાઓ અને દૃષ્ટાન્તો–એકલાં વાંચીએ તો સારી વાર્તાઓ હોય છે એ ખરું; પરંતુ કેટલીકવાર તેની યોજનાથી વાર્તાની સંકલનામાંથી સપ્રમાણતા અને સંવાદીપણું જતાં રહે છે. આમ થવાથી પાત્રાલેખન ઉપર પણ કવિનું ધ્યાન રહેતું નથી, અને વાતમાં કકડા પડે છે, તે કારણથી સાંપ્રત કાળના વાચકને સામળની વાર્તાઓમાં રસની લહરીનું ખંડન વારે વારે જણાય છે. સામળનો શ્રોતાવર્ગ તે સાંખી રહેતો હશે અને ચલાવી લેતો હશે એ જુદી વાત છે. સામળની વાર્તાના આ દરેક કકડામાં રસની લહેર ખરી, પણ બીજા કકડા સાથે લહેરની સળંગતા બીલકુલ નહીં. તેથી આડકથા, સુભાષિત કે જુદાં જુદાં નીતિવચનોનું એક બીજા સાથે અનુસંધાન મેળવતા તેમની વાર્તાઓમાં કિલષ્ટતા આવી જાય છે. આવા લહરીખંડનને લીધે આપણા આદ્ય વિવેચક, તેની વાર્તાને 'ખંડ લહરી' કહીને ઓળખાવે છે. એકંદરે "પંડિતનો–બ્રાહ્મણનો કવિ પ્રેમાનન્દ; અને વાણીઆ એટલે સંસારબુદ્ધિવાળાનો કવિ સામળ"—એ કથન પુરેપુરું સાચું લાગે છે.

સામળનાં સ્રીપાત્રો, તેની વાર્તાના અભ્યાસી આગળ એક રસિક પ્રદેશ ખુલ્લો મુકે છે. તેની નાયિકાઓ ભણેલી, ધીટ સ્વભાવની, મુશ્કેલી વખતે મુંઝાઇને પડી રહે તેવી નહીં, પણ મનોબળ અને બુદ્ધિબળથી પોતાની મુશ્કેલી દૂર કરવામાં નીડરતા દાખવનારી અને પુરુષવર્ગના નાયકો કરતાં એ વિશેષ જાજવલ્યમાન છે. "સામળની વાર્તાઓની સ્રીઓ એટલે આજના સમયમાં જોવામાં આવતી આપણી ગહનગતિહીન અજાણ, પોચી, કે ઉંથી વળી ગએલી સ્રીઓ નહીં; પરંતુ સાહસિક, ભણેલી ગણેલી, શિષ્ટ, યુક્તિબાજ સૌંદર્યવાન, લાવણ્યમયી, જોખમ ખેડવામાં તત્પર, અને ગુણ વિશેષમાં મોટે ભાગે શીલવતી. તે સ્રીઓને ગાતા, વગાડતાં, નાચતા અને ઘોડેસ્વારી પણ આવડે છે."†

એકંદરે સામળની વાર્તાઓમાં પેટાવાર્તાની ગુંથણી, સમસ્યાપૂર્તિનો બુદ્ધિવિલાસભર્યો પ્રસંગ, સંસ્કૃત સુભાષિતોની રત્નખાણમાંથી ખોદી આણેલાં હોય તેવા ઉપદેશ–રત્નોની ગુંથેલી રત્નમાલ', તથા માનવ સ્વભાવનું ઉપરછલ્લું પૃથક્કરણ અને તેનું વાસ્તવિક ( realistic )

† ગુજરાતી સાહિત્યના 'માર્ગસૂચક સ્તમ્ભો' પૃ. ૯૪.

આલેખન-એટલાં એ રહાંકવિની કવિતાનાં ખાસ ગુણલક્ષણ છે; અથવા તો એ તેના ગુણોની ગુલ્સીમા છે એમ કહીએ તો પણ ચાલે.

### ૬. નાયિકાનાં નામથી વાર્તાની પ્રસિદ્ધિ.

લોકવાર્તાઓમાની ઘણી પ્રેમકથાઓજ હોય છે. તેમા નાયિકા વિશેષ તેજસ્વતી હોય છે તેથી આખી વાર્તાને તેના નામ ઉપરથીજ કવિઓ ઓળખાવે છે. નાયક ઘણે ભાગે વાર્તામાં ગૌણસ્થાનજ લે છે. તેથી જાણે નાયિકાના તેજોગુણનો પડછો પાડવા માટેજ તેમનું અસ્તિત્વ ન હોય એમ કેટલીકવાર લાગે છે. સરખામણીમાં લોકવાર્તાની નાયિકા વધારે તેજદાર, વધારે બુદ્ધિશાળી અને મન ઉપર સઘન તથા સચોટ અસર કરે તેવી કલ્પાઇ હોય છે.

આ કથન એકલી ગુજરાતી વાર્તાઓને લાગુ પડે છે તેમ નહીં. છેક સંસ્કૃત કથાઓથી માંડી, હીંદી જેવી બીજી પ્રાન્તિક ભાષાઓનું વાર્તા સાહિત્ય જોઇશુ તો ત્યાં પણ તેવી વસ્તુસ્થિતિ જણાય છે. સંસ્કૃતમાં કાદમ્બરી, તેમ પ્રાકૃતમા તરંગવતી, હીંદીમાં મૃગાવતી, ઇન્દ્રાવતી, પદ્માવતી, મધુમાલતી—વગેરે તેમ ગુજરાતી પદ્યવાર્તાઓમાં, રસમંજરી, હંસાવલી, પ્રેમાવતી, પદ્માવતી, કામાવતી, ભદ્રાભામિની, વિદ્યાવિલાસિની કર્પૂરમંજરી, શશિકલા, પ્રેમલા લચ્છી, તથા કંઠસ્થ સાહિત્યમાંની ઐતિહાસિક, નાયિકાઓનાં નામમાત્રથીજ શ્રોતાઓ કાન ફફડાવીને તેમની રસવાર્તાઓ સાંભળવા તૈયાર થઈ જાય છે. આ નાયિકાઓનાં નામ સમાજમા એકસરખાં લોકપ્રિય હશે એમ તે નામોને વાર્તામાં વારંવાર યોજાએલાં જોઇને કહી શકાય છે પુષ્પાવતી ચંપાવતી, લીલાવતી, કામાવતી, પદ્મિની, હંસાવલી, સુલોચના વગેરે જેવા, નામો તો ચલણી સીક્કા જેવાં પ્રચાર પામી ગયાં લાગે છે. કોઇ યુવાન નાયક રાજકન્યા પરણી લાવતો ત્યારે આમાનાંજ ઘણુંખરું નામમાંથી તેનું નામ નીકળી આવતું.

### ૭. લોકવાર્તાની ગુંથણી

લોકવાર્તાના કવિને જ્યારે જિજ્ઞાસારસ અને વસ્તુસંકલનામાં મદદ જોઇતી હોય ત્યારે ઠેકઠેકાણે દેવોને ઉભા કરવાની, મોટા અકસ્માતો ગોઠવવાની, ચમત્કાર લાવવાની, અથવા તો નાયક રંકનો રાજા થાય અને રાજાનો રંક થઇ જાય એવો માર્ગ કરવાની તેને સંપૂર્ણ છુટ રહેતી. તેને પાત્રોના સ્વાભાવિક વિકાસની જરૂર રહેતી નહીં; મનુષ્યસ્વભાવનો ખુલ્લો વિપર્યાસ જણાય તો તેમાં લોકવાર્તાના કવિને વાધો લાગતો નહીં. પરંતુ છેવટે બધાં પાત્રોનો સંમેળો ગમે તેમ ભેગો કરવો અને 'ધર્મનો જય--પાપનો ક્ષય'--એ નીતિસૂત્ર તાણું તુશીને પણ બહાર લઇ આવવામાં તેની વાર્તાની સાર્થકતા રહેલી જણાતી.

કૌતુકમયત્વના પોષણને અર્થે કવિઓ કેટલીકવાર અસંભાવ્ય પ્રસંગો ખડકયે જતા. પરંતુ વાર્તારચનામાં અઘટિત ઘટના સયુક્તિક ન હોય તો તે વાર્તા નીરસ લાગે છે; અને શ્રોતાના મનમાંથી અસંભવનો વિચાર દૂર ન થયો હોવાથી શ્રોતા વિષયવશ બનીને વાર્તામાં તલ્લીન થઇ શકતો નથી. જ્યારે અસંભવિત ઘટના સંભવિત જેવી લાગે ત્યારે વાર્તા લખનારને સફળતા મળી છે એમ કહેવાય—આ મુદ્દા ઉપર ઘણા વાર્તાલેખકો તથા રાસા રચનારાઓનું ધ્યાન રહ્યુ લાગતું નથી. જ્યાં અસંભવ જેવું વર્ણ્યું હોય ત્યાં મન્ત્રાદિ પ્રભાવને લીધે અથવા તો કોઇ પુનર્જન્મ અથવા ગત જન્મના સંસ્કારનો આશ્રય કરીને એ અઘટિત ઘટના સંભાવ્ય કરી દીધી હોય છે ત્યારે વાર્તાના જિજ્ઞાસારમના વહેણમા તણાતા શ્રોતાઓને તે સુઘટિત લાગે છે; અને તેથી તેમને ગત વાર્તારચનાનો દોષ સાલતો નથી.

અર્વાચીન કાળમાં, આવી પુનર્જન્મ અને પરજન્મની વાતોના અનુસંધાનવાળી રચના કદચ, કેળવાએલા વાચકને અસર ન કરે; પણ એ વાર્તાનો કવિ જે વખતમાં થયો છે તે વખતના લોકોની ધર્મશ્રદ્ધા, તથા પૂર્વજન્મની સ્મૃતિ હોવી સંભવી શકે છે—એવી તે વખતના અભણ શ્રોતાઓની માન્યતાને લીધે, તેમને તે વાર્તા રચવામાં કંઈ અસ્વાભાવિક લાગતું નહીં. અદ્‌ભુત રસથી ઉભરાતી પ્રાચીન વાતોમાં ઘણુ ખરું એમજ કલ્પી લેશમાં આવ્યું હોય છે કે એક કુલીન નાયક પ્રવાસ પર નીકળી પડે છે, ત્યાં અલૌકિક સૌન્દર્યવાન કુમારિકા મળે છે, અને તારામૈત્રક રચાય છે. દૃષ્ટિમિલાપથી બન્નેના અંતઃકરણમાં પ્રેમ સ્ફુરે છે. પછી તેમને તેમનો "પ્રેમ" સફળ થવામા અનેક વિઘ્નો અને વિટમ્બનાઓ નડે છે. બન્નેની દુ ખમાં કસોટી થાય છે પછી આખરે વીપત્તિનું વાદળ વિખેરાતાં નાયક નાયિકા ભેગાં થાય છે અને છેવટે સુખી થાય છે—આવાં અદ્‌ભુત અને તેથી અશકય તથા અસંભાવ્ય લાગતા, લગભગ એકસરખુ સામ્ય બતાવનારાં ચિત્રો જુના જમાનામા કદાચ વાસ્તવિક ગણાયાં હોય; અને અનનુભવી વાચક અથવા શ્રોતાને મનોરંજક પણ લાગ્યા હોય; પરતુ હાલ તેની તેટલી શક્યતા જોવાય તેમ લાગતુ નથી. એકંદરે અદ્‌ભુત કૌતુકમયત્વના હીમાયતી આ કવિઓ ઇશ્વરચ્છાને સર્વથા મનુષ્યવૃત્તિને અનુસરતી માની, મૃતસંજીવનીના પ્રભાવથી મરી જતા નાયક કે નાયિકાનો અંતમાં મેળાપ કરાવીને સંતોષ માને છે કેટલીક કાઠીઆવાડની સત્ય ઘટનાઓ ઉપરથી જન્મેલી લોકવાર્તાઓ સીવાય કરુણપર્યવસાયી બીજી એકકે લોકવાર્તા જોવામાં આવી નથી.

## ૮. મધ્યકાલીન લોકોની રસવૃત્તિ અને શૃંગારરસનું સાહિત્ય

જે સમાજમાં પ્રેમ શૃંગારમિશ્ર અદ્‌ભુત લોકકથાઓનો સારો ઉદ્દ્ભવ

'જોતા નવરસ પણ જગિ, સવિ હું ધુરિ સિણગાર;
રાગે સુરનર રંજિયે, અબલા તસુ આધાર.'

–'અબલા' જેનું આલંબન છે એવો શૃંગાર, 'સર્વ રસમાં ધુરિ' છે. એવા રસ શ્રેષ્ઠ શૃંગારમાં શું શું છે તે કહે છેઃ—

'વચન વિલાસ વિનોદ રસ, હાવભાવ રતિ હાસ,
પ્રેમ પ્રીતિ સંયોગ સુખ, એ સિણગાર અભ્યાસ.'

આ પ્રમાણે શૃંગારરસનું શ્રેષ્ઠત્વ સ્થપાએલું અને લોકોમાં તે સ્વીકાર પામેલું આપણે જોઈ શકીએ છીએ

થનો હતો, અને જે પ્રોત્સાહનને લીધે લગભગ સેકે સેકે લોકપ્રિય વાર્તાનાં નવાં નવાં સંસ્કરણો રસિક સમાજને કવિઓ ભેટ કરતા હતા-તે સમાજની રસવૃત્તિ કેવી હશે તેનો કંઈક ખ્યાલ આવી શકે છે. ધર્મકથાઓ પ્રજાના બધા ભાગને બધા કાળ માટે રુચે નહીં એ સ્વાભાવિક છે. એટલે કલ્પનાની પાંખે ઉડનાર યુવાન લોકસમાજના મનોરંજનનું સાહિત્ય તેમની રસવૃત્તિને પોષવા ઉત્પન્ન થતુંજ હતુ.

જે સમાજમાં 'વસન્તવિલાસ' જેવું "ચમક ચમક થતી આરસી જેવું" મધુર અને ભાવભરી બાનીમાં રચાએલું કાવ્ય મળી આવે છે તે કાળના લોકોની રસવૃત્તિ કેવા પ્રકારની હશે તેનું તેમાંથી કંઈક દર્શન થઇ શકે છે. આ સંસ્કારી કાવ્યમાં નવયૌવન સ્ત્રી પુરુષ આલંબન છે, તેમની સ્થાયી રતિ ઋતુરાજ વસંતના ઉદ્દીપનથી ભભુકી ઉઠે છે. ફાલ્ગુન માસનો વિહાર એમાં વર્ણવાયો છે." સં. ૧૫૦૮ મા રચેલા શૃંગારના વિહારવર્ણનના આ સુંદર સચિત્ર ગ્રંથમાં જે વિહાર અને વિહારની ભોગસામગ્રી વર્ણવ્યાં છે તે ઉપરથી, તે સમયે રસિક જનો કેવા વૈભવથી જીંદગીની મોજ લેતા તેનું દર્શન આપણને થાય છે. વસંતમાં વનશ્રીનું વર્ણન કરતાં કવિ, પલાશના ફુલને જોઇને ઉત્પેક્ષા કરે છે કેઃ

"કેસુ કલી અતિ વાંકુડી, આંકુડી મયણુચી જાણિ,
વિરહિણીનાં ઇણિ કાલિ જ, કાલિજ કાઢઇ તાણુઇ." †

ચૌદમા શતકના આરંભમાં માણિક્યચંદ્રસૂરિએ 'પૃથ્વીચંદ્ર ચરિત્ર' પ્રાસયુક્ત ગદ્યમાં રચ્યું છે. તેમા (બીજા ઉલ્લાસમાં) વસંતવર્ણન કર્યા પછી લોકનું વસંત વર્ણન કરેલું છે. "તિસિઉ આવિઉ વસંત, હુઉ શીતતણુઉ અંત, દક્ષિણ દિસિતણુઉ વાઉ વાઇ, વિહસઇ વણરાઇ......... લોકનું તણો વિહારનુ પણ હાથી વીણા, વસ્ત્રાડંબર ઝીણા, ધવલ શૃંગાર રાસ, મુકતા ફુલતણાહાર સર્વાંગ સુંદર વનમાંહી ભોગ રમઇ પુરંદર, એક ગીત ગવારઈ; દાન દવારઇ વિચિત્ર વાદિત્ર વાજઇ; રમણિતણા રંગ છાજઇ। એકિ વાહિઇ ફુલ ચુંટઇ, વૃક્ષતણા પલ્લવ ખુંટઇ હીંડોલઇ હીંચઇ, ઝીલના વાહિઇ જલિઇ જલિઇ સીચઇ; કેલિહરાં કઉતિગ જોઅઇ, પ્રીત અંત હોયઈ।"*

કેટલીક પ્રેમકથાઓમા તો મંગલાચરણ પણ મકરધ્વજ રતિપતિ કામદેવનુંજ કર્યું છે, અને તે પછી- સરસ્વતી તથા ગુરુની પ્રાર્થના કવિએ

† આ ટુંકનો પડઘો પ્રેમાનંદશિષ્ય રત્નેશ્વરના રચેલા 'રાધિકા વિરહના બાર માસ'મા ફાલ્ગુનના વર્ણનમાં પડેલો જોઇ શકાય છે.
'કેસુ કુસુમની પાખડી તે તો વાંકડી પેર,
જાણે મન્મથ આંકડી, વિરહીણ કેર.'

* 'પ્રાચીન ગુર્જર કાવ્ય સંગ્રહ'-ગાયકવાડ ઓરીઅન્ટલ સીરીઝ. અંક ૧૩.

કરી છે. કાયસ્થ કવિ ગણપતિએ 'માધવાનલ દોગ્ધક પ્રબંધ'§માં ગુરુમાં મંગલાચરણું કર્યું છે કે

'કુંઅર કમલા રતિરમણ, મયણુ મહાભડ નામ;
પંકજિ પુજી પયકમલ પ્રથમજી કરૂં પ્રણામ.'

'બિલ્હણ પંચાશિકા'નું મંગલાચરણ વળી વધારે ભાવપૂર્ણ અને રસિક છે. અહીં પણ કવિ સરસ્વતી કરતાં કંદર્પને મોટો મહારાજ કલ્પી પહેલો પ્રણામ કરે છે:

"મકરધ્વજ મહીપતિ વર્ણવું, જેહનુ રૂપ અત્યંતિ અભિનવું;
કુસુમબાણ કરિ; કુંજરિ ચઢઇ, જાસ પ્રયાણિ ધરા ધડહડઇ.
કોદંડ કામિની તણું ટંકાર; આગલિ અલિ ઝંઝા ઝંકારિ;
પાખલિ કોઇલિ કલરવ કરઇ, નિર્મલ છત્ર શ્વેત શિર ધરઇ,
'ત્રિભુવનમાહિ પડાવઇ સાદ' 'છઇ કો સુરનર માંડઇ વાદ?'
અબલા સૈનિ સબલ પરવરિઉ, હીંડઇ મનમથ મચ્છરિ ભરિઉ,
માધવ માસ સોહઇ સામંત જાસ તણઇ; જલનિધિ–સુત મિંત:
દૂતપણું મલયાનિલ કરઇ; સુરનર પન્નગ આણુ આચરઇ.
તાસતણા પય હું અણુસરી, સરસતિ સામિણી હઇડઇ ધરી,
પહિલું કંદર્પ કરી પ્રણામ, ગરૂઉ ગ્રંથ રચિસિ અભિરામ." ‡

આ પ્રકારે જે કવિઓ મંગલાચરણમાજ પ્રેમના અધિષ્ઠાતા દેવનું આહ્વાહન કરે છે અને ગ્રંથરચનામાં તેની સહાય માગે છે તે વાર્તાઓ કેવી રસપૂર્ણ હશે તે વાચકને કહેવાની જરુર નથી.

નરબુદાચાર્ય નામના એક જૈન કવિએ સં. ૧૬૫૬ માં બરહાનપુરમા 'કોકશાસ્ત્ર ચતુષ્પદી' રચી છે તે લેખક તો પોતાના શૃંગાર રસપૂર્ણ ગ્રંથ માટે એટલો બધો આશાવંત છે કે તે લખે છે:—

'જિમ કમલમાંહિ ભમર રમઇ, ગંધ કેતકી છાંડિ ક્રીમઇ,
જે નર સ્રીઆ લુબધા હસૈ, તેહ નામને ઘણી ગ્રંથે વસે.
જિહાં લગે રવિશશી ગગનૈ તપૈ, જિહાં લગે મેરૂ મહિ અધ્ય જમે;
તિહા લગે કથા રહિસ્યૈ પુગણ. કવિ નરબુદ કહે કથાવખાણ.'

આમ જૈન સાધુ કુશલલાભની 'મારુ ઢોલા ચુપઇ' (સં. ૧૬૧૭) માંના શબ્દોમા કહીએ તો

§ આ અપ્રસિદ્ધ ગ્રંથની એકપ્રત વડોદરાની સેંટ્રલ લાયબ્રેરીના સંગ્રહમાં છે, બીજી મારી પાસે છે.

‡ 'પ્રાચીન કાવ્ય સુધા' ભાગ ત્રીજાનાં છપાએલાં છુટાં ફાર્મમાંથી.

'જોતાં નવરસ પણ જગિ, સવિ હુ ધુરિ સિણગાર;
રાગે સુંનર રંજિયે, અબલા તસુ આધાર.'

—'અબલા' જેનું આલંબન છે એવો શૃંગાર, 'સર્વ રસમાં ધુરિ' છે. એવા રસ શ્રેષ્ઠ શૃંગારમાં શું શું છે તે કહે છે:—

'વચન વિલાસ વિનોદ રસ, હાવભાવ રતિ હાસ,
પ્રેમ પ્રીતિ સંયોગ સુખ, એ સિણગાર અભ્યાસ.'

આ પ્રમાણે શૃંગારરસનું શ્રેષ્ઠત્વ સ્થપાયેલું અને લોકોમાં તે સ્વીકાર પામેલું આપણે જોઇ શકીએ છીએ

માધવ અને કામકુંડલાનો પરસ્પર સ્નેહ જોઇને રાજા વિક્રમે તેમને પરણાવી આપ્યાં હતાં તેમણે બાર માસ સુધી જે 'રતિ રતિના રસ માણીઇ રતિરતિના ફ્લ આહાર; રતિરતિ વેષ વિશેષીઇ, રતિરતિનાં શિણગાર'—ઋતુઋતુનો જે સ્નેહોપભોગ કર્યો તેનું ગણપતિ કવિએ રસમય વર્ણન આપ્યું છે તે ઉપરથી લોકોની રસિકતા અને તેમના ભોગવિલાસમાં જણાતું, સૌંદર્યોપભોગનું તત્ત્વ સમાજની રસવૃત્તિનો વિકાસ થયેલો દાખવે છે. 'મયણપુરાણ'માં ચંચુ પ્રવેશ કરીને રચેલા એ પ્રબંધમાંથી નીચેનો કાવ્યખંડ લોકોની રસવૃત્તિના પ્રતિબિમ્બ રૂપે લાક્ષણિક ગણી ઉતારી લઇયે છીએ:

હેલિ બંધ વધ હીંચકા, સુરતરુ કેરી શાખ,
માધવ સાથઇ હિંચસિઉ, લીલા લટકઇ લાખ
કટિતટ કેરા કટકડા, મગ્રસિ માથા-વેણિ,
અંદોલિસિ આકાશિ શ્યુ ગ્રહિઉ રહિ નહી કેણિ
સિકલ લેઈ કિંચ ગિરિ, અસ્તાચલ આવેમિ,
રમતિ ગમનો રંગભરિ, હૃદયાભીતરિ લેસિ
ગાયન સુસર મુખિ ગાય કરિ વાયસિ પંચઇ વાદ્ય
તિહુણ તૃણવત લેખવઉ, આર્ણંદઇ ઉન્માદિ
પીત પટંબર પહિરણઇ, ઉઢણિ નીલા નેત્ર
ચોલી ચટકઇ ચોલની, મુગટ કુસુમસિરિ સેત્ર
કરિવર કણુયર કંબળડી, ચંદન ઘોલ કચોળ
કસ્તુરી કર્પૂરે સુકત, માનનિ મુખ તંબોલ
નિરખી નિર્મલ ચંદ્રમુ ઊગિઉ અંબરરેસિ,
મરુઉ ચારસિ મરઘલી, મમ આછુ ચાએસિ
ચંદનિ ચરચુ ચંદલા, સતોષુ શિર નામિ
જા જીવત તા જુ રહઇ, અમ્હ ઘરિ એણઇ ઠામિ — †

પાટણના એક નાગરયણદાસ નામના કવિએ 'નવરસ'નું કાવ્ય રચ્યું છે એમાં માન શ્રીકૃષ્ણ અને રાધિકાનું આલંબન લઇ, રાધાવિલાસ જેવું કેવલ શૃંગારનું વસ્તુ પસંદ કરી, કવિએ તેને જુદા જુદા રસમાં બદલાવીને ઉદાહરણો સર્જ્યાં છે એમાંથી વીરરસનું ઉદાહરણ સુરતસંગ્રામનેજ વર્ણવે છે

" પ્રથમ કંકણુ ઝણત્કાર કટિકિંકિણી,
ચરણમંજીર ધુનિ પગ્ધ વાગ્યાં,
સજ થયા શૂર રણતૂર સુણી દૂરથી,
પરસ્પર નયન નારાચ લાગ્યા
કામિની કુરલમતિ તજી કવચ કંચુકી,
કુભકુચ અગ્રણી કરિ જ ભેળે,
નિપુણ નવનાહ સન્નાહ તજી પીતપટ
બાહુબળ પ્રબળ દળ સકળ મેળે
ઉરજ નખઘાત સંજાતક્ષત સુભટ રણ,
અધરગતિ દશન રસ અશન આદે
સુન્દ પરિરંગ અંગ અંગ સુમન ચતુર,
ચાપ ગતિ ઉલચપટ વિવિધ વાદે "

† વડોદરા, સેંટ્રલ લાયબ્રેરીના સંગ્રહમાંના માધવાનલ કામકુંડલા દોગ્ધક પ્રબંધ નામના અપ્રસિદ્ધ કાવ્યમાંથી

નરસિંહ મહેતાએ "રાધા ઘનશ્યામના સુરતસંગ્રામ"મા એ અવનવી યુદ્ધ કલ્પનાનું§ રૂપક ૭૨ પદ માં વિસ્તાર્યું છે.

'કાદમ્બરી' જેવો શૃંગારપ્રધાન વાર્તા ગ્રંથ પદ્યમાં ઉતારી, જે 'મુગ્ધ-રસિક' સમાજને ભેટ કરવાની ભાલણને હોંસ થઇ હતી તે વખતનો સમાજ રસિકતાની કઇ સપાટી ઉપર હશે તે સહેજે કલ્પી શકાય એમ છે; અને એ રસિકતાને પોષનાર કવિઓની 'રસિક રંજવાની રીતિ' આ પ્રકારના સાહિત્યના અસ્તિત્વ ઉપરથી ખાસ જાણી શકાય છે.

લોકવાર્તાઓમાં ગણાવેલી પ્રેમકથાઓએ શૃંગારસનું જ વિશિષ્ટ સાહિત્ય છે. એ સાહિત્યને ઉત્પન્ન કરનાર જૈનેતરો તેમજ સાધુજીવન ગાળનાર જૈનયતિઓ પણ છે. આ સાધુકવિઓનો મુખ્ય ઉદ્દેશ રસિકતાને પોષવા ઉપરાંત શૃંગારરસની ભૂમિકા ઉભી કરી વાર્તાના છેવટમા સંસારના એ રસમાંથી ઉપરતિ પામ્યાનો ઉપદેશ આપવા માટેનો હતો; વળી શૃંગારરસનો અધિષ્ઠાતા જે કામદેવ તેને કેમ કરીને જીતવો–તેનો ઉપદેશ પણ આ વાર્તાઓમાંથી ધ્વનિત કરવાનો તેમનો હેતુ હતો. પ્રાકૃત તરંગવતીની લોકકથામા આપણે જોઇ ગયા કે યૌવનના ભોગવિલાસની વિપુલ સામગ્રીથી સંપન્ન છતાં તરંગવતી અને પદ્મદેવને સંસારના ક્ષણિક વિલાસોની અસારતા દેખાઇ; તેથી તેમણે આતુર સંન્યાસ જેવી તાત્કાલિક દીક્ષા લઇ લીધી, અહીં શૃગારની રમ્ય પશ્ચાદ્‌ભૂમિ એટલા માટે ઉભી કરવામાં આવી હતી કે તેથી બન્ને નવજુવાનોએ સ્વીકારેલી ધર્મદીક્ષામાં રહેલી મહત્તાનું ભાન વાંચકોને થાય.

જૈનોનું એવું બીજું સાહિત્ય 'ફાગુ'–એટલે ફાગવર્ણનનું છે. એ ફાગવર્ણનમાં નાયક નેમિનાથ અથવા સ્થૂલિભદ્ર હોય છે. બન્ને યુવાનોએ વીતરાગ થઇને કામ કેવી રીતે જીત્યો હતો અને વસંતઋતુની કામોદ્દીપક સામગ્રી તેમના ચિત્તની પાંખડી ઉપર જરા પણ વિકારની છાયા પાડી શકતી નહોતી–તે આ 'ફાગુ'માં વર્ણવવામાં આવે છે. ચૌદમા શતકમાં રચાયલા જિનપદ્મસૂરિના "સિરિ થૂલીભદ્દ ફાગુ'માં કોશ્યા વેશ્યાનું આલંકારિક વર્ણન એક નવયૌવનાનું હાવભાવ યુક્ત કાવ્ય ચિત્ર ખડું કરે છે. શૃંગારમાં વિલાસનીજ સમાઈ છે.

" અર્ધ સિંગારૂ કરેઇ વેસ મોટઇ મન ઊલટિ;
રઇય રંગિ બહુરંગિ અંગિ ચંદણરસ ઊગટિ.
ચંપક કેતકિ જાઇ કુસુમ સિરિ ખૂંપ્ર ભરેઇ;
અતિ આછઉ સુકમાલ ચીરૂ પહિરણિ પહિરેઇ "

§ 'પ્રાચીન કાવ્ય' ત્રિમાસિક, વર્ષ ૭, અંક ૨.

એનાં અંગાગનું વર્ણન તો ભલભલા યતિઓનાં વ્રત પણ ચળાવે તેવું છે:—

" કજ્જલજુગલ જસુ લહલહંત કિર મયણ હિંડોલા;
ચંચલ ચપલ તરંગ ચંગ, જસુ નયણકચોલા.
જસ નહપલ્લવ કામદેવ અંકુસ જિમ રાજઇ,
રિમિઝિમિ રિમિઝિમ એ પાયકમલિ ઘુઘરિય સુનાજઇ
અહરનિંબ પરવાલખંડ વરચંપાવન્ની;
નયણસલુણી ય હાવ ભાવ બહુ ગુણ સપુન્ની.
મયણ ખગ્ગ જિમ લહલહંત જસુ વેણી દંડો—" વગેરે †

આ 'ફાગુ' સીવાય 'બારમાસી'નું વર્ણન પણ, વિપ્રલંભ શૃંગારને વર્ણવવા માટે કવિઓને બહુ અનુકુલ પડયું છે જેમ હીંદુધર્મીઓએ રાધા કૃષ્ણ—વગેરેના "બારમાસ"નું વિશિષ્ટ સાહિત્ય ઉત્પન્ન કર્યું છે, જેમ જૈનોએ પણ રાજીમતી અને નેમિનાથ તથા સ્થૂલિભદ્ર અને કોશ્યાના પાત્રોને અનુલક્ષીને 'બારમાસ' ગાયા છે કવિ નેમિવિજય 'નેમિબારમાસ' મા લખે છે કે 'મયણનો વાસ એ માસ ફાગ' રાજીમતીના મુખમા શબ્દો છે કે:—

" ફાગુણના દિન ફુટરા, આકરા લાગે રે મુજઝ,
વિરહે તપે તન કોમલ, મન ભાવે નહિ તુઝ
કેઇ ખેલે લાલ ગુલાલસું, અબીલ અરજગજા પ્યાર.
હું રહી એક દોહાગિણી, આવ્યા ન નાહ મયાલ ! "*

જીવનની રસસામગ્રી તથા સસારજીવનનો રાજવૈભવ વર્ણવતું બીજું સાહિત્ય લોકગીતોનું છે. "ગેડીદડાની રમતો, ઠેર ઠેર વાગતી ઝુનણ મોરલીઓ, પીતળાવા પલાણવાળા હંસલા ઘોડા ઉપર કે રોઝડી ઘોડી ઉપરની સવારીઓ, ઘર પછવાડેની ફુલવાડીઓ, એના મેકતા અને વાશ્રમ વિના કરમાતા ફુલો, વનમાં બધાના હીંડોળા અને હીંડોળાની નીચે હીલોળા લેતા સરોવરો, આસોપાલવની અને કદમ્બની છાંયડીઓ, પારસપીપળાઓ" § એ જીવનની રસસામગ્રીના અવશેષરૂપ સંભારણા રાસડામા સચવાઇ રહેલા છે

આ પ્રમાણે પ્રાચીન ધર્મપ્રધાન યુગમાં પણ આવા વિશિષ્ટ સાહિત્યનુ અસ્તિત્વ વિલાસપ્રિય સમાજની રસવૃત્તિના સૂચક પુરાવા છે પ્રેમકથાઓની લોકપ્રિયતા પણ સમાજનું વલણ જાણવામા ઠીક સાધનભૂત થાય છે.

## ૯. સાંપ્રદાયિક તત્ત્વ

લોકવાર્તાના સાહિત્યમા કવિઓની એક પ્રકારની શિષ્ટાચાર ભરેલી વર્ણન શૈલી વાંચકનું ધ્યાન ખેંચે છે દેશીભાષાઓના ઉત્કર્ષકાળ દરમ્યાન

† 'પ્રાચીન' ગુર્જર કાવ્ય સંગ્રહ—ગાયકવાડ ઓરીયન્ટલ સીરીઝ

* 'જૈનયુગ' પુ ૧ અ ૫ (પોસ ૧૯૮૨)

§ 'રઢીયાળી રાત' ભાગ ૧, પ્રસ્તાવના (લોકસૃષ્ટિ), પૃષ્ટ ૧૧

સંસ્કૃત સાહિત્યના નવેસર શરુ થએલા અભ્યાસને લીધે, પ્રાન્તિક ભાષાસાહિત્યમાં કેટલુંક સાંપ્રદાયક-conventional પણ દાખલ થવા પામ્યું. તેથી કેટલીક નિત્ય પરિચિત અથવા અતિ પરિચિત heckneyed શબ્દાવલિઓ કવિઓ ઠેર ઠેર ગોઠવતા થઇ ગયા. એનાથી એવું થયું કે જે ઉપમાઓ સાહિત્યમાં મૂલ વપરાશમાં આવી તે વખતે કુદરતના પ્રત્યક્ષ-દર્શન કે અનુભવથીજ કવિહૃદયને તે કલ્પનાનો સાક્ષાત્કાર થયો હતો — તે વખતનું-તેનું Nature at first hand-કુદરતનું તાજું અને સાચું જ્ઞાન ભુલી જવાયું, અને કાળે કરીને સંસ્કૃત સાહિત્યમાંજ ઠીક શોભતી કેટલીક ઉપમાઓ ઔચિત્યબુદ્ધિના વિવેક વગર કવિઓ જ્યાં ત્યાં વાપરતા થઇ ગયા.

આખ્યાનો તથા વાર્તાઓમાં કોઈ મોટો પ્રસંગ નીપજે અને નાયકના પરાક્રમો વર્ણવાય ત્યારે દેવો પુષ્પવૃષ્ટિઓ કરેજ; અને અપ્સરાઓ અંતરીક્ષમાં ગાવાનીજ. કોઇ બાણ છોડે એટલે સાત પાતાળ અને ચૌદ લોક કંપી જવાના, શેષનાગ હાલી જવાનો, પર્વત ડગમગી જવાના, સાગર ખળભળી ઉછળવાના-અને એ રીતે દરેક અદ્‌ભુત પ્રસંગના વર્ણનમાં આવો એકસરખો ચમત્કાર બનવાનોજ.

આ શિષ્ટાચારે તો એટલે સુધી કવિસંપ્રદાયમાં અધિકાર મેળવ્યો કે કોઇ પ્રૌઢાની ગતિ વર્ણવવી હોય ત્યારે તેની ગતિને ગજનીજ ગતિ કહેવી પડતી; નાકની દાંડી માટે શુકનાસા અથવા ગરુડની ચાંચનેજ સંભારવી પડતી કોઇ નાજુક સ્ત્રીની ધીમી ધીમી પગલીઓ માટે હંસનેજ ખોળી કાઢવો પડતો પ્રાન્તિક ભાષાના કવિઓ, આ અને એવી બીજી અસંખ્ય સંસ્કૃત ઉપમાઓ (કદાચ ઉપમાનમાં મુકેલાં પશુ, પક્ષી, વનસ્પતિ, ફૂલ, અથવા ફૂલને માત્ર કાને સાંભળીનેજ.) પોતાના કાવ્યોને શણગારવા છુટ્ટે હાથે વાપર્યાથી પોતાને કૃતકૃત્ય માનતા હોય એમ લાગે છે.

કોઇ સ્ત્રીના અંગાગનું વર્ણન કરવાનું આવે ત્યારે શી શી ઉપમાઓ આવશે તે આપણે તે કવિના વાંચ્યા વગર પણ એકદમ કહી શકિયે -એવું શિષ્ટાચારભર્યું વર્ણન આ પ્રાચીન કવિઓમાં આવે છે. મુખ ચંદ્રમા જેવું, આંખો હરિણીના જેવી અથવા ખંજન જેવી, દાંત દાડમ-કળી જેવા, અધર પરવાળા જેવા; કટિ કેસરી જેવી, પેટ પોયણા જેવું, કેશકલાપ નાગફણા જેવો, ગતિ હંસ જેવી-વગેરે જુના કાળથી ચાલી આવતી ચોક્કસ ઉપમાઓની પરંપરા વાંચતા કવિતામાં ચમત્કાર અથવા ખુબી જણાતા નથી. એવા કૃત્રિમ, અર્થહીન, અને માત્ર શિષ્ટાચાર બતાવતા વર્ણનોથી કાવ્યત્વ કે રસનો ભાસ થતો નથી. ઉલટું એવું વર્ણન, કાવ્ય વાંચતા કયારે ખટાતી જાઇએ એવી અધીરાઇ

વાચનારને થાય છે લોકવાર્તાઓમા પણ નાયક અથવા નાયિકાનુ વર્ણન, નગરવર્ણન, વનવર્ણન, પ્રવાસવર્ણન વગેરે એકસરખી શૈલીમા કરાએલા મળી આવે છે કેટલીકવાર તો અમુક નાયિકાનુ છુટ્ટુ સ્વરૂપવર્ણન આપણને વાચવા માટે આપવામા આવે તો તે કઈ વાર્તામાનુ હશે તે કહેવુ ઘણુ અઘરુ પડે તેમ હોય છે

આ કવિસપ્રદાય અને શિષ્ટાચારની અસર આપણા લોકગીતોમા પણ જોઈ શકાય છે "દાતણ કરવા સોનાની ઝારી, નાવણ કરવા નાવા કુડી, ભોજનમા કસાર, ત્રાબાના ત્રાસમા હાથેનો તોરો, પોઢણમા સાગ સીસમના ઢોલીઆ, હીંડોળા ખાટ, રેશમી ગાદલા, ચોરસના ઓછાડ, અતલસના ઓશીકા, ગનગટ ગાલમસુરીયા, વીંઝણા, માગામાચી પાગરણ ચમ્મર છતરી સાખડી, રમાલ, ચોખા અને ડકાવળી, ધુપેલ તેલ, પાણી ભરવાના સોનના બેડા અને રૂપના ઉઢાણી, ઓસરીઆળા ઓરડા એ બધી જીવતરની રસસામગ્રી લેખાતી'×—તે બધાની ગુથણી ગીતોમા કરવામા આવતી

આનિશ્ચર માટેના લોકગીતોના ખોખામા પુરવામા આવતી વિલાસમય વિગતો—ઉનાળા માટે ઓરડા કે મેડીના મોલ, બેસણા માટે હીરભરી માગામાચી, દતધાવન માટે દાતણ દાડમી, નાવણ માટે નદીઓના નીર, અથવા ઝીલણીયા તલાવ, ભોજનમા સાકરીયો કસાર, મુખવાસમા પાનબીડા પચાસ, પોઢણ માટે હીંડોળાખાટ કે ઢોલીઆ,—વગેરે એ લોકગીતોના વણાટના તાણાવાણા છે છતા એમા કૃત્રિમતા છે કે કેમ ? અને છે તો કેટલે અંશે ?—તેનો નિર્ણય થવો અઘરો છે આમ કવિતામા દાખલ થએલુ સાપ્રદાયિક તત્ત્વ લોકવાર્તાના અભ્યાસીનુ ધ્યાન ખેચ્યા વગર રહેતુ નથી

## ૧૦ સુભાષિતનુ સાહિત્ય

વાર્તાઓમા બોધક હેતુ પ્રધાનપણે ઉપર તરી આવવો ન જોઈએ એમાનો ઉપદેશ પારશ્વ બને રહે, પરતુ તે પ્રત્યક્ષ તો નજ હોવો જોઈએ એમ વ્યગ્ય હોય તેજ ઉત્તમ બોધ—તથા 'વાર્તાનો સાર કાઢવો એટલે વાર્તાનુ વિષ કાઢવુ'—એવો સિદ્ધાત શિષ્ટ સમાજના વાચકોને માટે સમજવાનો છે પરતુ કનિષ્ઠ વર્ગના વાચકોને તો ફાડીફોડીને ખુલ્લો ઉપદેશ બતાવવામા ન આવે તો તેમને તે શોધ્યો જડતો નથી, કારણ કે તેમનામા સસ્કારી વાચકના જેવી પરીક્ષણશક્તિ તથા બોધ તારવવાની વિવેકબુદ્ધિ હોતા નથી તેથી તેવાઓને માટે સ્પષ્ટ ઉપદેશ આપવાની શૈલી કેટલાક લેખકો સ્વીકારે છે એકતો નર્યો બોધ તો વેદનાની પેઠે કડવોજ લાગે,

× રઢિયાળી રાત' ભાગ ૨ પ્રસ્તાવના (ત્રીજી આવૃત્તિ) પ ૧૧

અને તેને ગ્રહણ કરનાર શ્રોતા મળવા પણ મુશ્કેલ તેથી હિતકારક અને મનોહારી એવા ઉપદેશને વાર્તા રસદાર માર્ફ દેવાની યુક્તિ સાહિત્યકારોએ યોજી છે તેમાંજ વાર્તાકારો, વાર્તાની વચમા વચમા જ્યા તક મળે ત્યા સુભાષિત દ્વારા ઉપદેશ આપવાનુ ચુકયા નથી, કારણ કે સમય અને પાત્રના જોઈને કરેલો ઉપદેશ ભાવિક શ્રોતાના હૃદયમા તરત ખુપી જાય છે

સસ્કૃત સાહિત્યમા આ સુભાષિતોની શૈલી એવી સર્વવ્યાપક છે કે સ્મૃતિના ગ્રથો વીરચરિત કાવ્યો તથા નાટકોમા પરાક્રમી પુરુષો, સાધુ જનો ઋષિઓ અને દેવતાઓને મુખેથી ડહાપણભર્યા તથા પ્રૌઢ, આકર્ષક અને અપૂર્વ એવા સુદર વિચારો વારવાર સસ્કારી અને કવિત્વમય વાણીદ્વારા પ્રકટ કરાએલા જોવામા આવે છે. એટલુજ નહીં, પણ એવાં કવિત્વમય સુભાષિતોજ એકલા જેમા આપવામા આવ્યા હોય તેના ગ્રથોએ સાહિત્ય ભડારમા મોજુદ છે ભર્તૃહરિના "શતકત્રય જેવા, એકજ કવિના ઉપદેશ-પ્રચુર શ્લોકસગ્રહો ઉપરાત, ચારસેથી પાચશે કવિઓમાથી ચુટી કાઢેલા સુભાષિતોના સગ્રહો એ સાહિત્યમા તૈઆર થયા છે તેરમા શતકમાનો શ્રીધરદાસનો सदुक्तिकर्णामृत, ચૌદમા શતકની શાર્ઙ્ગધરની शार्ङ्गधरपद्धति વલ્લભ દેવની सुभाषितावली, તથા અમિતગતિનો सुभाषितसन्दोह એટલા સગ્રહો જાણમા આવ્યા છે પ્રાકૃતનો गाहासत्तसई નો ગ્રથ પણ પુરુષ તથા સ્ત્રી કવિઓના રચેના મુક્તકોનો સગ્રહ છે

બોધાત્મક ( didactic ) શૈલીમા કવિને કવિ મટી, વખત આવ્યે ઉપદેશક થઈ જવુ પડે છે ' રાસા કાર જૈન સાધુઓનો—અથવા તો જૈન ધર્મના મીશનરીઓનો ઉદ્દેશ કેવળ વ્યવહારુ હતો ખાસ સાહિત્ય ઉત્પન્ન કરવુ અથવા તો સાહિત્યને સમૃદ્ધ કરવુ એવો ઘણા જૈન કવિઓનો ઉદ્દેશ નહોતોજ તેમનો એકાતિક હેતુ સામ્પ્રદાયિક ધર્મસાહિત્ય વધારવાનો હતો જેમ હરિકીર્તનકારો અને કથા કરનારાઓ અમુક પ્રસિદ્ધ પ્રસગ પસદ કરી, તેને પોતાની સન્મુખ એકઠા મળેલા શ્રોતાઓ આગળ વિવિધ રસની જમાવટ કરી વિસ્તારે છે અથવા તો જેમ એક અગ્રેજ પાદરી બાઇબલમાથી અમુક ભાગ, અમુક પ્રસગ કે અમુક વાકયખડ પસદ કરી તેના ઉપર પોતાનો ઉપદેશ sermon નિજધર્મીઓ આગળ વાચી સભળાવે છે તેવીજ કોઈ પદ્ધતિને અનુસરીને આ સાધુઓ, જિનશાસનમાનો અથવા તો પ્રચલિત લોકવાર્તા કે આખ્યાયિકા અથવા તો સમકાલીન ઇતિહાસનો મહત્ત્વ (તેમની ધર્મ પ્રચારની દૃષ્ટિએ) નો પ્રસગ લઇ પોતપોતાની શૈલી તથા શક્તિ અનુસાર પ્રબધો અને રાસાઓ રચતા હતા, તેથી તેમા સુભાષિતો ઉભરાઈ જાય તેમા નવાઇ નથી

ઉપદેશાત્મક વાર્તાઓથી પ્રાચીન સમાજ કે નાખુશ નહોતો કારણ કે જેમના સંસ્કાર ખીલ્યા નથી એવા સમાજના નીચલા થરને એવી શૈલીથી કટાક્ષ આવતો નથી તેમને તો સુભાષિત અને ઉપદેશ—એ વાતાનુ એક અગત્યનુ અગ જ લાગે છે તેથીજ આપણુ પ્રાચીન લોક વાર્તાનુ સાહિત્ય ઉપદેશ કથનો સુભાષિતોથી ખીચોખચ ભરેલુ છે, એવા કવિઓના સુભાષિતોનો સંગ્રહ કોઇ ઉત્સાહી સજ્જન કરે તો તે ઇચ્છવા જેવુ છે કારણકે સાહિત્યના આપણા ચાલુ જમાનામા પણ સમાજના મધ્યમ તેમ હલકા વર્ગની—પ્રાચીનરુઢિ પ્રમાણે કવિતાદ્વારા મળતા પથ્ય ઉપદેશ માટેની ભુખ—ઉચા વિદ્વદ્‌ભોગ્ય સાહિત્યથી પુરાતી નથી અને કદી પુરાવાની નથી લોકભોગ્ય સાહિત્ય સર્જ્યુ સર્જાતુ નથી લોકભોગ્ય શૈલીમા ત્યાએક્ષી ક દ ડા ની નીતિબોધક કવિતાએ અર્વાચીન સમયમાએ ખુબ લોકપ્રિયતા મેળવી હતી એ ગઇકાલનીજ વાત છે સામળભટ્ટે કરેલો સામળરત્નમાળ" ના બોધક છપ્પાનો સગ્રહ, તથા દલપતરામે કરેલા સામળમાથી 'સામળ સતસઇ' તથા પોતાનામાથી 'દલપત સતસઇ' જેવા ૭૦૦ દોહરાના સગ્રહો ઉપયોગી છે પરતુ આ દિશામા હજી વધારે સગીન પ્રયાસ હિતાવહ થશે એમ અમને લાગે છે

## ૧૧. પ્રહેલિકા-સમસ્યા અને કૂટ પ્રશ્નો

લોક વાર્તાઓનુ એક વિશિષ્ટ અગ સમસ્યાઓ છે સમસ્યાનુ સસ્કૃત નામ 'પ્રહેલિકા' છે, તેના બીજા નામો 'હરિયાળી', 'ઘાવ' 'વ્રર' તથા 'ઉખાણુ' પણ છે બુદ્ધિચાતુર્યની ચોસઠ કલાની ગણત્રીમા પ્રહેલિકાની ગણના છે માણિકયચન્દ્રસૂરિના 'પૃથ્વીચન્દ્રચરિત્ર' મા રાજકુમારી રત્નમજરીની કલાનિપુણતા ગણાવતા કવિએ ચોસઠ કલાઓ સાથે ચોસઠ વિજ્ઞાન પણ ગણાવ્યા છે તેમા પ્રહેલિકાની વિજ્ઞાનમા ગણના કરી છે

*છેક વેદકાળમા આવુ પ્રહેલિકાનુ જુનામા જુનુ સાહિત્ય જોવામા આવે છે ઋગ્વેદમા સાદામા સાદી પ્રહેલિકા આઠમા મડલના ૨૯ મા સૂક્તમા મળી આવે છે તેમા જુદા જુદા દેવતાઓના ખાસ લક્ષણો આપવામા આવ્યા છે, પણ તે દેવતાઓ કયા તે જણાવવામા આવ્યુ નથી એ દેવતાઓના નામ શોધી કાઢવાનુ સાભળનારને માટે રહેવા દેવામા આવ્યુ છે ઉદાહરણ તરીકે 'વિષ્ણુ' સબધી સૂચના આવી રીતે કરવામાં આવી છે

' त्रिण्येक उरुगायो वि चक्रमे
यत्र देवासो मदन्ति ॥ '

---

*જુઓ 'સસ્કૃત સાહિત્યનો ઇતિહાસ' તુ પ્રો મોહનલાલ દવેનુ ભાષાન્તર પૃ. ૧૭૪

[ બીજો મોટી ફૂલગવાળો દેવ–તેણે પણ પગલાં ભર્યાં, અને જ્યાં દેવતાઓ આનન્દ કરે છે ત્યાં પહોંચી ગયો ]

બીજી એવી એક પ્રહેલિકામાં વર્ષનું ચક્ર અને તેના બાર મહીનાઓ અને ૩૬૦ દિવસો વીશે કહેવામાં આવ્યું છે –

'द्वादशार नहि तज्जराय
वर्वर्ति चक्र परि द्यामृतस्य ।
आ पुत्रा अग्ने मिथुनासो अत्र
सप्त शतानि विंशतिश्च तस्थुः ॥'

[ બાર આરાવાળું અને વિનાશ ન પામે એવું નિયમ–ऋत–નું ચક્ર આકાશની ઉપર ફરી વળે છે, એની અંદર બબ્બેની હારમાં ગોઠવાઈને ૭૨૦ છોકરાઓ ઉભા રહે છે ]

સમસ્યા જેવા કૂટ શ્લોકોનું સાહિત્ય મહાભારતમાં સ્થળેસ્થળે જોવામાં આવે છે એમાંના ફક્ત બે ઉદાહરણો અહીં આપીએ છીએ

'एकया द्वे विनिश्चित्य त्रींश्चतुर्भिर्वशेकुरु ।
पञ्च जित्वा विदित्वाषट् सप्त हित्वा सुखी भव ॥'
—ઉદ્યોગપર્વ

'चतुर्भिश्च चतुर्भिश्च द्वाभ्यां पञ्चभिरेवच ।
हूयते च पुनर्द्वाभ्यां स मे विष्णुः प्रसीदतु ॥'
—ભીષ્મપર્વ

સમસ્યાનો બુદ્ધિભોગ્ય પ્રસંગ ભોજપ્રબન્ધાદિ જેવા સંસ્કૃત સાહિત્યમાં અજાણ્યો નથી જેવો બુદ્ધિવિનાસ શબ્દાલંકારવાળા ચિત્રકાવ્યોથી થાય છે, અથવા તો જેવો માનસિક વ્યાયામ પાદપૂર્તિ જેવી શીઘ્ર કવિતાથી મળે છે તેવીજ કંઈક અંશે જિજ્ઞાસાને ઉત્તેજનાર સમસ્યાની પ્રશ્નોત્તરી છે, ગુજરાતી લોકવાર્તાઓમાં 'લીના વિનોદ' ના સાધન તરીકે દુહા અને ગાથામાં રચેલી સમસ્યાઓ ઘણે ઠેકાણે યોજાય છે કેટલીક વાતોમાં વરની પસંદગી કરતી વખતે, સમસ્યાના સંતોષકારક ઉત્તર આપનાર પુરુષનેજ ચતુર નાયિકા વરવા યોગ્ય ગણે છે, અને પછી તેને પરણે છે સમસ્યામાં રહેલી હાજરજવાબીની ચ્લાથી કેટલાક પંડિતોએ સભાઓ જીત્યાની વાત પણ વાર્તાઓમાં આવે છે

સામળભટ્ટના વખતમાં તો સમસ્યા એ કાવ્યનું ખાસ લક્ષણ મનાતું હોય એમ જણાય છે તેથી ઘણી વાર, તેમની વાતોમાં ઘટતે કે અણઘટતે સ્થાને ગોઠવેલી તેમની સમસ્યાઓ વાતાના રસમાં કકડા પાડે છે, અને શ્રોતાઓના વાર્તારસનું ખંડન પણ કરે છે એકંદરે સમસ્યાઓમાં બુદ્ધિ-

ચાતુર્ય દાખવેલું લાગે છે; પરંતુ કેટલેક ઠેકાણે તો પ્રશ્નો એવા સરલ અને નિર્માલ્ય અથવા તો ક્લિષ્ટ હોય છે કે તેનો ઉત્તર શોધતાં જરાપણ મહેનત પડે નહીં તેમ ચમત્કાર પણ લાગે નહીં. સામળભટ્ટનો એ સમસ્યાનો મોહ 'બત્રીસ પુતળી' માંની 'એકત્રીસમી' રૂપાવતીની વાર્તા' માં પરાકાષ્ઠાએ પહોંચ્યો જણાય છે.

એ આખી વાર્તા ફક્ત એક દુહા ઉપરજ અવલંબે છે. એક બ્રાહ્મણી પોતાના અભણ અને નિર્ધન પતિને વિત્તોપાર્જન કરવા માટે એક દુહો કાગળમાં લખી આપે છે. તે લઇ ચોરે ચૌટે ફર્યા પછી, એ બ્રાહ્મણ રાજસભામાં જાય છે. તે દુહો જુદા જુદા નવ માણસના હાથમાં આવતાં તેના તેટલાજ નવા અર્થ સૌએ ઘટાવ્યા છે. તે નિમિત્તે કવિને વાંચકોના કૌતુકપ્રિયત્વનું પોષણ કરવાની સારી તક મળી છે. એ દુહો આ રહ્યો.

* "પાગ વિના તે પરવરે, મુખ વિણ ઘણું ગાજન્ત;
શ્વેત છે ને વળી શ્યામ છે, અજાચીક જાચન્ત."

સમસ્યારચનાની આ અજબ મોહિનીએ પ્રાચીન કવિઓના મન ઉપર એટલું બધું પ્રભુત્વ મેળવ્યું લાગે છે કે પ્રેમાનન્દ શિષ્ય વીરજી જ્યારે 'કામાવતી' જેવી લોકવાર્તામાં સમસ્યાઓનો વિનોદપ્રસંગ ગોઠવે છે, ત્યારે ત્યાં સુધી તો તે બધું સુસંગત લાગે છે. પરંતુ જ્યારે 'બલિરાજાના આખ્યાનમાં બલિને મોંએ 'ન' કાર કહાવવા શુક્રાચાર્યના મુખમાં એ સમસ્યાઓ ગોઠવે છે ત્યારે તો આશ્ચર્ય થયા વગર રહેતું નથી !:—

\+ "એવું શું છે અવનવું જે કહેવાથી જાય—
સુખ સંપત ને સુખ ઘણું: કરેપી સમ નવ ખાય ?"—ઉત્તર 'હા

"અક્ષર એક સર્વોપરિ કહિયે ચતુરસુજાણ;
નિન્દા પામે લોકમાં, (પણ) સુખ પામે નિરવાણ;"— ઉત્તર 'ના

સમસ્યામાં શોધી કાઢવાના પ્રશ્નોના વિષયપરત્વે નજર કરતાં લાગે છે કે કેટલાક પદાર્થોનાં નામ બહુ જુના કાળથી પસંદ થતાં આવ્યાં છે પદાર્થોનાં નામમાં સામ્ય છતાં પ્રત્યેકની સમસ્યા-રચના જુદી પડે છે એમાંના કેટલાક બહુ લોકપ્રિય પદાર્થોનાં નામ ગણાવીએ તો—કાગળ, વાટી શ્રીફળ, કંચુકી, મોર, મંથન ( દંડ ), દીવો, રાખડી, પલંગ, કુંભારને ચાક, કમળ, ઘોડીયું, વીણા, અરીસો, જનમો, રેંટ, તીર, મોતી, ગેડીદડો વગેરે જીવનવ્યવહારમાં હમેશાં વપરાશમાં આવતી એ બધી વસ્તુઓ છે.

આ પ્રકારનુ સાહિત્ય બાલ-જિજ્ઞાસાને સંતોષવા બહુ કામ લાગે તેવું છે 'બાલ-ઉખાણા'ની પેરે, આવી પ્રાચીન કવિતાબદ્ધ સમસ્યાઓનો સંગ્રહ કરવામા આવે તો તેથી બાલ સાહિત્યની કંઈક માટે પુરી પડી શકે ખરી

## ૧૨. લોક જીવનના વહેમો

લોકવાર્તા જેટલે અંશે લોકજીવનનુ આભલુ ગણી શકાય તેટલે અંશે વાર્તાઓમાથી ડોકીયા કરતા વહેમોનુ અસ્તિત્વ તે વખતના સમાજમા આરોપી શકાય રાક્ષસો અને ભૂતપ્રેતની વાતો દરેક દેશના લોકસાહિત્યમા દેખા દે છે ગુજરાતનું માનસ પણ ભૂતપ્રેત વિનાનું નથી ભૂતપ્રેતની વાતો માટે લોકસાહિત્યે પૌરાણિક ધર્મશાસ્ત્રોનો ઉપકાર માનવો ઘટે છે દરેક ધર્મે પોતાનુ બળ સ્વર્ગ અને નર્કની ભાવના ઉપર રચવાનો પ્રયત્ન કરેલો છે એ પ્રયત્નમાથી આ ભયકર સાહિત્ય પ્રગટયુ છે વિક્રમે વશ કરેલા 'વીર આગીયા વૈતાલ'ની વાત વિક્રમના પરાક્રમ ગાતી 'સિંહાસન બત્રીશી' અને 'વૈતાલ પચીશી'મા વિસ્તારથી અપાએલી છે, બાબરા ભૂતને તો આપણા શિષ્ટ સાહિત્યે 'કરણ ઘેલા'મા તેમજ 'રાજાધિરાજ'મા અમર કર્યો છે આવા અમાનુષી સત્ત્વોની હાજરીનો ઉપયોગ ચમત્કાર અથવા અકસ્માત કે ભય વર્ણવવામા લોકવાર્તાના કવિઓ કરતા જણાય છે

ભૂતપ્રેત સીવાય બીજા અનેક જાતના વહેમોએ લોકહૃદયમા ઘર કરેલુ હોય છે. " નદીના નીરમા નહાતી વેળા કોઈ કમળફુલ તરતુ આવે અને તરણ કુમારિકા એને સુંઘતાજ ગર્ભ ધારણ કરે," એવી અજાયબ બીનાને લોકજીવનમા ને લોકકવિતામા સ્થાન હતુ સતતિને કારણે રાજાઓ દેવતાઓને પ્રસન્ન કરવા જનહિતકારી જળાશયો બંધાવતા અને જળાશયને પગથીયે પગથીયે દીપમાલા પ્રગટાવતા પાણી ખાતર જળાશયને જીવતા માનવીઓના બલીઆ ચડતા સંતાન ખાતર રાંદલ દેવીને અને જમીયલ પીરને નૈવેધ ધરાતા દયાળુ બીર ગાય જેવા પૂજનીય પ્રાણીનુ બલિદાન સ્વીકારવા ના પાડતો, અને તેની સાક્ષીરૂપે ગાયની ખરીઓ પથ્થરમા છપાઇ જતી દેવીઓ આવીને ત્રડલા વાળી વાળી ઉભેરતી. પાદડે પાદડે દેવીઓના દીવા બળતા, ને ડાળીએ ડાળીએ દેવીઓ નૃત્ય કરતી યુદ્ધે ચડનારા વીરને, શકર ભગવાન હોંકારો દઇ સાવધાન કરતા કે ભરી પીડીએ અને આધે ગીઢોળે જતો નહીં યુદ્ધમા મરવાજ સરજાયલો યોદ્ધો પોતાની વીદાયને સમયે, અમગલ ચિહ્નો જોતો, ઉબરમા એનો પગ લપસતો બારણામા એની પાઘડી ભરાતી, ખાટીએ એનું ભાલુ અટવાઇ જતુ, ઘોડી છોડતા છીંક થાતી, લાકડાની ભારી અને કાળે બેઢે કુભારણ સામે મળતી આડો સર્પ ઉતરતો, ગામચોકો

એને રોકવા મથતા. આવી રીતે માનવીના ભાગ્યવિધાનમા જગતની અદૃશ્ય શક્તિઓ આટલો ઉગાડો ભાગ લેતી. લોકકલ્પનાને આ ચમત્કારોમાંથી જબ્બર બળ પ્રાપ્ત થતુ. દેવ અને દેવીઓ જાણે કે માનવસૃષ્ટિની અંદર માનવીને દુઃખે દુઃખી અને માનવીને સુખે સુખી થતા આટા મારતા આવી માન્યતાઓએ લોકજીવનને રમ્યતા અને ભીષણતા એવા બન્ને રંગે રંગી દીધેલુ હતું."×

શકુનશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, જાદુ, મંત્રતંત્ર અદ્ભુત સિદ્ધિઓ, કામણટુમણ, મારણ, ઉચ્ચાટણ તથા વશીકરણ જેવી 'મેલી' વિદ્યાઓ, કરવત અથવા કમળપૂજાનો આત્મહત્યાનો છેલ્લો ઉપાય—વગેરે લોકજીવનમા ઉંડા મળ ઘાલી બેઠેલી માન્યતાઓ ઓછાવત્તા પ્રમાણમા દરેક લોકવાર્તામાં દેખા દે છેજ. એ લોકવહેમનો તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ કરવા જેવો છે.

## ૧૩ ભેદવાર્તાનો ઉદય

લોકવાર્તાઓમા યુદ્ધના ધમસાણો, લુટ ફાટો, અપહરણો અને લોહીની ધારાઓ—એ સામાન્ય વાર્તા છે, છતા વીર ભયાનક અદ્ભુત કે બિભત્સ—એ લોકવાર્તાના મૂલગત રસ નથી જ્યારથી તે રસને પ્રાધાન્ય આપી રચાએલી દીલ ઉશ્કેરનારી વાતો સાપ્રત સમાજમા પગભર થઇ ત્યારથી જુની લોકવાર્તાઓ ખાન્જરે પડવા લાગી છે,

"હીંદુસ્થાનમાથી જંગલો કપાઇ ગયા છે, પ્રાતો વચ્ચેના યુદ્ધ બંધ થઈ ગયા છે; પગ રસ્તાની લાબી મુસાફરીઓ અને વણઝારાની પોઠો નાબુદ થઇ ગયા છે, તેથી અદ્ભુત વાર્તાઓના પ્રસગ રહ્યા નથી. તેમજ સાહસ ખાતર અજાણ્યા સમુદ્રની સફર કરવાને પ્રજાને ટેવ બ ધાઇ નથી."§ આમ હોવાથી સાપ્રત કાળના જીવનવ્યવહારમા અદ્ભુતાના નવા અંશ આણી શકાય તેમ નથી પણ પ્રજાનું જીવન પ્રબલ ભાવનાઓથી ધબકી રહ્યું છે. રેલ્વે, ટપાલ અને વર્તમાન પત્રથી, આખુ હીન્દુસ્થાન એક નગરી હોય તેમ તે દ્વારા સહેલથી નવા સકલ્પોની આપ લે થઇ શકે છે આવી પરિસ્થિતિએજ આધુનિક સહિત્યમા નવલકથા અને ભેદવાર્તાના સાહિત્યને માટે જગા કરી આપી છે.

આખ્યાનો અને વાર્તાઓનું વસ્તુ તથા ગદ્ય નવલકથાઓ અને નાટકો સીનેમાના ચિત્રપટો જેવા મૂક નાટકોમા ગુથવાના પ્રયાસો હાથમા થઈ રહ્યા છે પરંતુ જાણવુ ઘટે કે લોકવાર્તાના ખ ડેરોમાથી ભેદવાર્તા જન્મી નથી

---

×"રઢિયાળી રાત" ભા. ૨ પ્રસ્તાવના પૃ ૧૨.

§ ૭મી સાહિત્ય પરિષદના સાહિત્ય વિભાગના પ્રમુખ તરીકે રા. બ. રમણભાઇનુ ભાષણ પૃ૪. ૭૧.

એ પરદેશી સાહિત્યનો રોપ તો પાશ્ચાત્ય સાહિત્યમાંથી ઉપાડી લાવવામાં આવ્યો છે; પરંતુ જુની લોકવાર્તાના પરિચયને અભાવે તથા સાપ્રત જીવનની બદલાઇ ગએલી પરિસ્થિતિને લીધે અભણ અને હલકા વર્ગના લોકોનુ તેને પોષણ મળતા, ભેદભરમની વાર્તાઓ ક્રાની પેઠે દેશભરમા પથરાતી લાગે છે.

આ ભેદવાર્તાઓ Detective Storiesના લખનારનો ઉદ્દેશ ઘણે ભાગે એટલોજ હોય છે કે વાચનારના મનને ઉશ્કેરવુ, ઉશ્કેરનારા પ્રસંગ જુના થતા જાય તેમતેમ નવા વધારે ને વધારે ભયાનક શોધી કાઢવાને તેને લગના બનાવોને એક એક પર સબધ વિના ખડકોજ. આમ કરવામા જેમ, જુની લોકવાર્તાઓમા પવનપાવડી, મત્ર શક્તિ વગેરે સાધનોનો ઉપયોગ કરવામા આવતો તેમ ભેદપારખુ (detective) મોટરબોટ, એરોપ્લેન, પીસ્તોલ, રીવોલ્વર અને રોમાચ કરાવે તેવા અસંખ્ય સાહસોનો ઉપયોગ કરે છે. પરંતુ આ ભેદવાર્તાઓમા, લોકવાર્તાના બે ઉદ્દેશોમાનો બીજો-વાર્તાનું બોધક તત્ત્વ બહુ નજીવું હોવાથી, એ વાર્તાઓનુ વાચન સમાજના મગજ ઉપર હિતાવહ અસર કરતું હોય એમ લાગતું નથી. કેટલીક વાર્તામા કલ્પના તથા બુદ્ધિનો વિકાસ કરવાની તથા છેલ્લામા છેલ્લી શોધખોળનુ જ્ઞાન આપવાની શક્તિ છે એમ કહી શકાય; પરતુ એ વાર્તામા નૈતિક તત્ત્વ નહીં જેવુ જ હોય છે. સમાજમા જાણે બધે ગુન્હેગારીજ ભરી હોય એવા સ્વીકૃત સિદ્ધાન્ત સાથે ભેદવાર્તાનો લેખક વાર્તાને શરુ કરે છે. અણવિશ્વાસ, કપટ, દ્રોહ, ચોરી, ખુન-વગેરે, ભેદવાર્તાના કલેવરના અસ્થિ છે; એમા ચેતનાનો અભાવ છે. લોકસાહિત્યના નવેસર આરભાએલા અભ્યાસથી, લોકોનુ મન આ કૃત્રિમતાથી ભરેલા સાહિત્ય તરફથી જલદી પાછુ વળશે તો તે ઇષ્ટ થશે, અને સાચાઇથી ઓતપ્રોત એવી સંસારકથાઓનો વિશેષ પ્રચાર લોકજીવનને વધારે રસાળા અને ઉજમાળા કરશે એમ આશા રાખવી વ્યર્થ નથી

## ૧૪. પ્રાચીન વ્યાપાર તથા પ્રવાસવર્ણન

લોકવાર્તાઓના લાગનુ પ્રવાસવર્ણન વાર્તાના રસમા ચમત્કાર તથા વૈવિધ્ય લાવતુ, કારણ કે તે કાળના પ્રવાસો વર્ષોના વર્ષો સુધી લબાતા ગુજરાતીઓની વ્યાપારકુશલતા, તેમની વેપાર માટેની કુનેહ-એ તેમના જન્મસિદ્ધ હક્કમાનો એક હતો જલમાર્ગે તેમ સ્થલમાર્ગે પણ વહેપાર ખેડવા નીકળેલા સાહસિક લોકોના રસમય વર્ણનો આ લોકવાર્તાઓમા આવે છે. આ વહેપારનુ તત્ત્વ ગુજરાતી લોકવાર્તાઓની એક લાક્ષણિક વિશિષ્ટતા છ, હીન્દી વાર્તાસાહિત્યમા તે બહુ અલ્પ છે, પરંતુ

બંગાળી વાર્તામાં તો ચંદસોદાગર તથા સુંદર સોદાગરની વાર્તાઓ જેવી પ્રવાસવર્ણનની વાતો છે ખરી. એનું કારણ એમ લાગે છે કે ગુજરાત (તે કાળની સીમા પ્રમાણે કચ્છ કાઠીઆવાડથી માંડી છેક દક્ષિણમાં બાગલાણ સુધી) ના દરીઆ કાંઠા ઉપર ઘણાં પ્રાચીન બંદરો આવી રહેલા છે; તેમજ બંગાળાના ઉપસાગરનો કાંઠો બંગાળી પ્રજાને, વહેપાર માટે અનુકૂળ હતો તેથી આવા કુદરતી રીતે વેપારને ઉત્તેજનાર સંયોગોમાં મુકાવાથી, મધ્ય હીંદુસ્થાનની પ્રજા કરતાં આ પ્રજાઓ વધારે સાહસિક અને વેપારકુશળ બની હતી.

કઇ કઈ જાતનો અને કઇ કઇ ચીજોનો છુટક તથા જથાબંધ વહેપાર થતો, તેના સોદા, કબાલા, વગેરે કેવી રીતે થતુ, વહાણુ કેવી રીતે ભરી જતા વગેરેનું વર્ણન સામળભટ્ટની 'ભદ્રાભામિની' ની વાર્તામાં આબેહુબ આપવામાં આવ્યુ છે. 'રસમંજરી' ની વાર્તામાં પણ ધનાઢ્ય શેઠનો પુત્ર, બાપનું રળેલું ન ખાતા વેપાર કરવા નીકળી પડે છે. એ અને એવી અનેક વાતોમાં ઉદ્યમ અને સાહસનાં ઉત્તમ વર્ણનો કરેલાં છે. જૈન સાધુઓના રાસાઓમાં પણ વહાણના વહેપારની પુષ્કળ વાતો આવે છે.

આવાં પ્રવાસવર્ણનથી લોકવાર્તાના કવિને નાયકનાયિકાનો વિરહ, તેમની વિરહપીડા, વગેરે રસિક પ્રસંગો વિસ્તારવાની તક મળતી હતી. તરંગવતીની પ્રાકૃત કથામાં, પદ્મદેવના પિતા ભારે સાહસિક વેપારી હતા; જળમાર્ગે વહાણો ભરી પરદેશ જઇ, એ ખુબ વેપાર ખેડતો એમ વર્ણવ્યું છે. તેથીજ પદ્મદેવના પિતાએ કરેલુ તરંગવતીનું માગું તરંગવતીના પિતા પાછું વાળે છે; ત્યારે એમ કહ્યું છે કે "પરદેશ ફરનાર પતિની પત્નીને હમેશાં પ્રોષિતભર્તૃકા જેવુ છુટે વાળે રહેવું પડે, અને શણગાર સજવાનો તેને કદી પ્રસંગજ ન આવે. વળી સ્વામીથી વીખુટી પડેલી એને, બીની અને રાતી આંખે માત્ર કાગળો લખવામા અને સ્નાન કરવામા વખત ગાળવો પડે; આમ વેપારીના ઘરમા પુષ્કળ ધન હોવા છતા મરતા સુધી વિધવાની દશા ભોગવવી પડે-તે કરતા તો ભીખારીને કન્યા આપવી સારી."

વેપારને અંગે લોકોની ધર્મસમૃદ્ધિના છક્કા કરી નાખે એવાં વર્ણનો પણ આ વાર્તાઓમા મળી આવે છે. ધનને લીધે વિલાસ વધેજ અને વિલાસમાથી અનીતિ તથા અધર્મનો ફેલાવો થાય-એ સત્ય પણ આ વાર્તાઓમા ઘટાવેલું જણાય છે. નગરશેઠના છોકરાઓને બીજુ કંઈ કરવાનું ન હોવાથી દ્યુત રમતા અને ધન ગુમાવતા, અથવા તો ગણિકાને હાથે લુંટાતા. આ પરિસ્થિતિનું પ્રતિબિમ્બ પણ આ લોકવાર્તાઓમા પડેલુ જોઇ શકાય છે. ગુજરાતના પરદેશાઓ સાથેના જળમાર્ગના વહેપારના ઇતિહાસ સાથે આ લોકવાર્તાઓમાંની વિગતો સરખાવી જોવા જેવી છે. જળમાર્ગ સીવાય

ગ્યન માર્ગે, વણઝાગ ક્પોઠા ભરી વેપાર ચલાવતા ત્યારે 'વણઝાગ પોઠે લઈ લઈને નીસરે છે ત્યારે માગે ઉપર આવે આવે ઝીણી ઝીણી ખેપ (ધૂળ) ઉડતી આવે છ દેશ પરદેશથી હાથી, ઘોડા, મળી, બ્હેલડી, સુખડી વગેરે મોહક સામગ્રીઓ લાવે છે' ગામને પાદરે પોઠ છૂટે છે, અને વહેપારીઓ ત્યા આવી સોદા કરે છે 'ભદ્રાભામિની' મા લાખા વણઝારાનુ આખુ વર્ણન આ મનમથી આવેલુ ચિત્ર ખડુ કરે છે આમ વેપારને અગે અથવા બીજા મોટ રાજદ્વારી કારણને અગે જે પ્રવાસ થતા તે વર્ષોના વર્ષો સુધી લબાતા એવુ કવચિત પણ આવશે તે વિધિનેજ સોપી દેવુ પડતુ આજે, એ સમયના જળપ્રવાસના અવશેષ પ્રવાસના પ્રેમભીના લોકગીતોમા સચવાઈ રહ્યા છે વિદેશ ગએલા રસિક સ્વામી સાભરતા, રમણીઓ નિશ્વાસ મુકે છે કે

" વા વાયા ને વાદળ ઊમટ્યા મધ્ય દરિયે ડોલ્યા વહાણ, મોરલી વાગે છે
છેલ ળગીનો હોય તો મૂલવે, ડોલરિયો દરિયાપાર, મોરલી વાગે છે"

## ૧૫ લોકવાર્તાની મીમાંસા

લોક વાર્તાની બનલુભામણીમા પ્રવાસ કરવા નીકળનાર વાચકોને નીચેના માર્ગસૂચક સ્થમ્ભોથી જરુર માર્ગદર્શન થશે એમ આશા રહે છે. લોકવાર્તાની સૂક્ષ્મ મીમાસા કરનાર કોઇ મીમાસક ક્યારે તો અહીં આપેલી દરેક ટુકી નોધ ઉપરથી એક એક સ્વતંત્ર પ્રકરણ ઉપજાવી શકે છે અહી તો માત્ર તે તમાથી થોડીક નોધ આપીને પ્રકરણ પુરુ કરવામા આવે છે —

[ક] ચક્ષુરાગ—( Love at first sight ) એટલે જીદગીમા પહેલીજ વાર એક બીજાને જોતા નાયકનાયિકામા પરસ્પર પ્રેમ ઉત્પન્ન થયાની વાત ઘણી વાર્તાઓમા આવે છે સસ્કૃત નાટકોમા તથા શેકસ્પીઅરના કેટલાક નાટકોમા પણ એવુજ વાચવામા આવે છે આ પ્રમાણે ચક્ષુરાગ થયા પછી બન્ને પ્રેમીઓ અનેક વિટબણાઓ વેઠીને પણ પરણે છે સમાજમા આવા સ્નેહલગ્નની પ્રથા હશે કે કેમ ? અથવા તો તે માત્ર લોકકવિનુ પ્રાચીન કાળથી ચાલ્યુ આવેલુ કાલ્પનિક ચિત્રજ હશે ?—એના પ્રશ્નોનુ વિવરણ થવા જેવુ છે

[ખ] લોકવાર્તાઓના કાળના સમાજમા, વર્ણાશ્રમની શિથિલતા હોય એમ લાગે છે તે સમયમા વર્ણાન્તર લગ્નની છૂટ હશે કારણ કે અનુલોમ તેમ પ્રતિલોમ લગ્નો ઠેકઠેકાણે થાય છે 'વિદ્યાવિલાસિની' જેવી વાર્તામાં બલાત્કારે થયેલ લગ્ન વર્ણવ્યુ છે ઘણુખરું, વૈશ્ય પ્રધાનપદે હોય છે,

---

[1] *સ વાણિજ્યકાર મા વણયઆદ ઉપરથી વણઝારો' બન્યુ છે પ્રેમાનન્દ કવિ, વણઝારા મા આ વેપારનુ જ આખુ રૂપક ઘટાવે છે

તેનો પુત્ર રાજકુવરી સાથે પ્રેમમા પડે છે, અથવા તો રાજકુંવરી તેનાથી મોહ પામે છે, આગુપાલવતે તેમના લગ્નમા સમતિ મળે છે-આ પ્રકારે ઘણી વાર્તાની શરુઆત કરવામા આવી હોય છે માબાપની સંમતિની રાહ પણ કેટલાક લગ્નોમા જોવાની નથી ગાંધર્વ વિવાહને મળતો સક્ષિપ્ત લગ્નવિધિ થયા પછી, પ્રણે વખતે સવિધિ લગ્ન થયાના પણ દાખલા મળી આવે છે. રદ્વિલગ્ન, બાળલગ્ન કે 'લાકડે માકડુ ' જોડયાની ફરીયાદ ક્યા એ સભળાતી નથી. લોકવાર્તામાની એકકે નાયિકા સોળ વર્ષથી નાની હતી એમ જણાયુ નથી.

[ગ] નારી જીવન, નારી જીવનના વ્યવસાય, સમાજમા સ્ત્રીનું સ્થાન, સ્ત્રીસ્વભાવનું પરસ્પર વિરુદ્ધ ચિત્ર-'નારી તુ નારાયણી' થી તે 'નારી નરકની ખાણ' સુધીની ઉત્તર દક્ષિણ ધ્રુવ જેવી એક એકથી દૂર. માન્યતા ગૃહસ્થાશ્રમની ભાવના એક તરફ શીલનુ રક્ષણ અને ચારિત્રનો મહિમા-બીજી તરફ ખુલ્લા વ્યભિચારની પણ ઉપેક્ષા-એ અને એવા બીજા વિકટ પ્રશ્નો ઉપર લોકવાર્તાઓનુ વાચન બહુ સારું અજવાળું જરુર પાડી શકે.

[ઘ] સરસ્વતી અથવા મીરાબાઇ જેવી 'બાલકુવારી' રહેવાની ઇચ્છા વાળી કેટલીક વાર્તાનાયિકાઓ પુરુષ જાતનો કટ્ટો દ્વેષ કરનારી હોય એમ કેટલીક વાર્તાઓમા આવે છે સ્વયંવર રચવાની એટલે સમજપૂર્વક લગ્ન કરવાની કન્યાઓને છુટ મળતી હશે એવો પ્રાચીન સમાજ સુધારામા પછાત હતો એમ કેમ માની શકાય ? સ્મૃતિઓ ભાખે છે તેમ વયમા આવેલી પુત્રી જાતેજ વર શોધી શકે છે અને તેને પરણી પણ શકે છે

[ડ] સ્ત્રી જાતની કેળવણી તથા તેમની સસ્કારિતાનુ પણ આ વાર્તા સાહિત્યમા ડોકીઉ કરતા ઉજ્જ્વલ દર્શન થાય છે. લગભગ દરેક નાયિકા 'કાવ્ય કોપ ને નૈષધ કથા' તથા ચોસટ કળામાની નૃત્ય, ગાન, વાદ્ય, ચિત્રાલેખન, પુષ્પગુમ્ફન વગેરે જેવી કલાઓથી સંપન્ન હતી. ચિત્રકલાનું જ્ઞાન સંપૂર્ણ રીતે પ્રમાણ હતું એમ તરંગવતી, મદનમોહના વગેરે જેવી વાર્તાઓના ચિત્રપટો જોતા લાગે છે બુદ્ધિચાતુર્યમા પણ તે પાછી પડે તેમ નહોતી સમસ્યાપૂર્તિના વિનોદપ્રસંગોમા એ રસભર્યો ભાગ લઇ શકતી. મોહના જેવી ઘણી નાયિકાઓને ઘોડે બેસતા પણ આવડતુ હતુ.

[ચ] "વારાંગના રાજસભા પ્રવેશઃ ।......ચાતુર્યસ્થાનાનિ" પંચાગ—એમ ચાતુર્ય કેળવવાના મુખ્ય સ્થાનમા મોખરે મુકેલી વારાંગના-ગણિકાનું માત્ર અને તેનું સમાજની નીતિમા અસ્તિત્વ આ લોકવાર્તાઓના કાળમા સાધારણ અને લગભગ સ્વાભાવિક જેવું ગણાતું લાગે છે પરંતુ એટલું ખરું, કે આ ગણિકા તે છેક હલકી નહીં રાજા તથા નગરશેઠ પણ તેમને ત્યાં

નૃત્યસંગીતને બજાને જઇ શકતા; અને તે વાત સમાજમાં નીચી લેખાતી નહીં. 'મૃચ્છ કટિક' માંની વસન્તસેના જેવીજ ઉદાત્તચરિતની કામકુંડલા ગણિકા છે. ગણિકા જેવું, છતાં તેનાથી ઓછું વ્યાપક એવું માલણનું પાત્ર છે. નાયક નાયિકાની દૂતી તરીકે એ વાર્તામાં કામ લાગે છે.

[છ] સ્રી પુરુષનો, અને પુરુષ સ્રીનો વેષ લઇને વર્ષોના વર્ષો સુધી સમાજમાં ખુલ્લાં ફરે છે; છતા ઓળખાતાં નથી. મદન મોહના તથા રસ મંજરી જેવી વાતોમાં વેષ બદલીને ફરવાની આવી વાત આપી છે. શેક્સપીયરના કેટલાંક Romantic નાટકોમાએ આવીજ વેષ બદલીને રહેવાની જરૂરીઆતનો ઉપયોગ કરવામા આવેલો છે.

[જ] લોકો માટે સામાજિક કેળવણીનું સ્વરૂપ શું હતું? તેનો રાજ્ય અથવા પ્રજાના મહાજનો તરફથી કેવો પ્રબંધ થતો હતો? દરેક બાળક માટે લેખન, વાંચન અને ગણિત જેવી પ્રારંભની કેળવણી ઉપરાંત બીજી સૌ સૌની જાતિને અનુસરતી વ્યાવહારિક કેળવણી કઇ અપાતી હતી?– તેનું સૂક્ષ્મ પ્રદર્શન આ વાર્તાઓ કરાવી શકે છે. અભ્યાસીએ આ પ્રશ્નોને લગતી વિગતો એકઠી કરી તેને વ્યવસ્થિત સ્વરૂપમા મુકવા જેવી છે.

[ઝ] લોકોમાં મંત્ર, તંત્ર, જાદુ, કામણ ટુમણ, અદ્ભુત મંત્રસિદ્ધિ, રત્નપરીક્ષા, મૃતસંજીવની વિદ્યા, જાદુઇ લાકડી જેવી 'પ્રેમલા લચ્છી'-રાસમાં આવતી કણેરની સોટી, માદળિયું, દોરા–વગેરે અદ્ભુત રસનો સંભાર ઠેરેઠેર સમાજના માનસમાં ઘર કરી બેઠેલો જોઈ શકાય છે. રામબાણું અને તેના અદ્ભુત ગુણુની વાત મદનમોહના જેવી વાતોમાં આવે છે. લોકો એ બધી સિદ્ધિઓ જેવું અદ્ભુત જ્ઞાન કૈંક ભય અને કૈંક કૌતુકથી માનતા જણાય છે. પરકાયાપ્રવેશનું જ્ઞાન પણ વિક્રમને લગતાં વાર્તાચક્રોમાંથી જોઇ શકાય છે. જેવી મંત્રસિદ્ધિ છે તેવીજ આકાશગમનની સિદ્ધિ પણ જાણીતી હતી; અને તે સિદ્ધિના પવનપાવડી, કાષ્ઠનો ઘોડો તથા ઘોડાનું ઉને–જેવાં સાધનો પણ આ લોકવાર્તામાં યથેચ્છ સ્થાન પામ્યાં છે.

[ઞ] પ્રાણી (જેમ કે 'શુક બહોતરી'માંનો શુક તથા 'નંદબત્રીશી'માનો પોપટ) ની વાતોમાં, સમાજને ધર્મ, નીતિ વગેરેની સમજણ આપવાની શક્તિ રહેલી છે. તે વાતોમાં પ્રાણીને આપણી પેઠે બોલતાં કલ્પવામાં આવે છે, અને પશુપક્ષીની બોલી મનુષ્યો સમજી શકે છે. વળી તે જ્ઞાન ભેગી મંત્રની શક્તિ ભેળવતાં મનુષ્યને પોપટ, મોર, કુકડો વગેરે બનાવી દીધાની વાત પણ આ લોકવાર્તાઓમાં આવે છે. આવી વાતોનાં મુળ, પુરાણુ કાળથીએ જુનાં હશે એમ લાગે છે. ભાગવતમા પરીક્ષિતને કરડવા આવનાર તક્ષક નાગ પ્રથમ બ્રાહ્મણનું રૂપ લઈ આવે છે; પછી તે નાગ ફુલમાં કીડો થઇને ફુલ ભેગો જઇ પરીક્ષિતને કરડે છે. એક યોનિમાંથી બીજી યોનિમા

જવાની વાર્તાકારને સગ્લ લાગતી વાત જાતકમાલા, હિતોપદેશ, પંચતંત્ર તથા અરેબીયન નાઇટ્સમા સારા પ્રમાણમા દેખા દે છે.

[૮] લોકવાર્તાઓમા પુનર્જન્મની માન્યતાનો આધાર લઈ, રમ્ય જન્માન્તર પ્રસંગની વાતો ગુંથવામા આવેલી છે એક વાતમા ત્રણ ત્રણ જન્મનું અનુસંધાન મેળવવામા આવે છે, અને મનુષ્ય યોનિમા જન્મ થયા છતા એ પૂર્વજન્મના સંસ્કારની સ્મૃતિ સમય આવે થાય છે કાદમ્બરી, તરંગવતી, માધવાનલ,-હંસાવતી, કામાવતી—વગેરે જેવી વાર્તાઓમા આવી જન્મજન્માન્તરની કથાનું અનુસંધાન મેળવેલુ જોઇ શકાય છે. વાર્તાઓમા આવતી આ વાત, કદાચ ઉપલક દૃષ્ટિએ જોતાં કૃત્રિમતાભરી લાગે તેવી છે; પરંતુ કવિઓએ અસંભવપણાનો દોષ એવી ચતુરાઈથી ઢાકી દીધો હોય છે કે વાચકને તેવી જન્માન્તરની વાત સાધારણ બનાવ જેવીજ લાગે છે.

( ૯ ) પુનર્જન્મના સિદ્ધાન્તની સાથે સંબંધ ધરાવતી એવી એક હકીકત એ હતી કે પ્રાપ્ત સ્થિતિથી અસંતુષ્ટ મનુષ્ય ધારે તેવો જન્મ લઇ શકે એવું એક અમોઘ શસ્ત્ર તેને સુલભ હતુ એમ સમાજ માનતો હતો તે માટે કાશીના કરવતની સગવડ હીન્દુસ્થાનના બધા લોકો માટે રાખવામા આવી હતી. એ ધર્મકાર્યને નામે કેટકેટલી આત્મહત્યા થતી હતી તે તો પ્રભુને ખબર હંસાવલીની વાર્તામા હંસાવલી તથા તેની ૩૦૦ સખીઓ, હંસ, વચ્છ અને બીજાં અસંખ્ય મનુષ્યો કરવતથી મરી ગયા; ત્યારેજ કાશીના રાજાને એ જીવહિંસા બહુ સાલી; એટલે એણે એ કરવત બંધ કરાવ્યું—એમ વાત આપી છે. આ કરવતને લગતી–'મેલ કરવત, મોચીના મોચી'—ની કહેવત આવીજ કોઇ માન્યતાને લીધે સમાજમા આજે પણ પ્રચલિત છે. આત્મહત્યાની બીજી પદ્ધતિ 'કમળપૂજા'ની હતી. મનુષ્ય, દેવ આગળ પોતાની કામનાની સિદ્ધિને અર્થે ત્રાગું કરતો ત્યારે પોતાનું માથું પોતાને હાથે કાપી, દેવને તે ચઢાવતો. એટલે તે દેવ, મહાદેવ અથવા મહાદેવી તેને સહાય થતા અને વાંચ્છિત આપતા. 'ભેરવ જપ ખાવા'ની વાત પણ આવી એક આત્મહત્યાનોજ પ્રકાર હતો.

( ૭ ) રાજાઓની રાજ્યપદ્ધતિ, તેમની રાજસભાઓ, તેમનું વિલાસીપણું, પ્રજાનો રામરાજ્યનો આદર્શ, વિક્રમ જેવા પરદુઃખભંજન રાજાઓની રાજનીતિ, રાતે વેષ પલટી નગરચર્ચા જોવા નીકળનાર પ્રજાને દુઃખે દુઃખી અને સુખે સુખી થનાર રાજાની પ્રજાવત્સલતા, લોકોની તેવીજ રાજનિષ્ઠા, ભોજ વિક્રમ જેવા પંડિતોના આશ્રયદાતા તથા એક સુભાષિત માટે એક લાખ સોના મહોર, અથવા તો દસ ગામ કે એવું કંઈ આપી દેવા જેવી દીલની દીલાવરી રાખવનારા દાનેશ્વરી તથા ઉદાર રાજાઓની

વાતો શ્રોતાઓ આખ આગળ એવુ વાતાવરણુ ઉભું કરી આપતી કે શ્રોતાઓની ઘડીભર પોતાની સાંપ્રત સ્થિતિ ભુલી જતા અને એ ધન્યકાળમા પોતે જીવતા હોય એમ માનતા, અને એ રામરાજ્યનો સુખ સંતોષ અનુભવતા હોય એમ સુખી જણાતા

( ઢ ) વાતોમા ઘણુ ખરુ, 'અમુક નગરીનો રાજા' એમ કહેવામા આવે છે તેથી city kingdom ની રાજ્યપ્રણાલિકા તે લોકવાર્તાઓના સમયમા અસ્તિત્વમા હશે એમ અનુમાની શકાય છે એક નગરમાથી થોડેક દૂર જાય એટલે બીજા રાજ્યનગરમા આવી પહોચાય છે—તે આવી સ્થિતિને લીધેજ હોવુ જોઇએ આવા રજવાડાને લીધે જનસમાજમા નાના નાના યુદ્ધો, અપહરણો, લુટફાટો, સરહદની તકરારો-વગેરે આજે મોટી લાગતી બાબતો એમા આવે છે

રાજા પસંદ કરવાની રીતો પણ વૈવિધ્ય ભરેલી હશે એમ લાગે છે નગરના દરવાજા ઉઘડતા જે પહેલુ પેસે તે રાજા થતો, અથવા હાથણી જેના ઉપર કળશ ઢોળતી તે રાજા થતો એવી એવી અનેક વાતોથી આ લોકવાર્તાઓ ભરપુર છે આ રાજાઓ જેના ઉપર અવકૃપા થઇ હોય તેવા અપરાધીને ભારેમા ભારે શૂળીની સજા કરતા હલકામા હલકી સજા દેશ-નીકાલની ફરમાવતા ઘણા ખરા વાર્તાનાયકો આ પ્રમાણે અપરાધી થઇને દેશનિકાલની સજા ભોગવવા પરદેશ ખેડવા નીકળી પડેલા છે અને તે દ્વારા વાર્તામા વિવિધતા આવી શકી છે કવિઓની આ પ્રસિદ્ધ યુક્તિ જણાય છે

( ણ ) લોકવાર્તામા ભયાનક તથા અદ્ભુત રસનું પોષણ કરનારાં તત્ત્વો, ગાઢ જંગલો, જળાશયો, નદીઓ, ઘટાસિદ્ધ વડલા-વગેરેની પશ્ચાદ્-ભૂમિથી વાર્તાઓની મોહકતા ખુબ વધેલી છે વળી લુટારાઓની થથરાવી નાખે તેવી ટોળીઓના આખા ગામને ગામ વસેલા, તેનું સૂચન પણ થએલુ હોય છે તે માટે ઠગપુરપાટણ ( સ પટ્ટન ) નગરે ધુતારાપુર, વગેરે નામો આપેલા હોય છે મહીકાંઠાના ગામો આજે પણ જેવી ખ્યાતિ ધરાવે છે તેવી ખ્યાતિ વલ્લભના 'મિત્રધર્માખ્યાન'ની વાર્તાના રચનાકાળ વખતે પણ હતી ભયાનક સાથે બીજો બિભત્સ રસ જમાવનારા કાલિકાના મંદિરો, ભોયરા, ગુફાઓ વગેરેના બીહામણા વર્ણન પણ વચ્ચે વચ્ચે વટાવવા પડે છે

આ પ્રમાણે ગુજરાતી સાહિત્યની પદ્યવાર્તાઓના અન્વેષણનો માત્ર દિશાનિર્દેશ અહી કરાવ્યો છે સામાજિક દૃષ્ટિએ, હજી આ વાર્તાઓનુ મૂલ્ય આંકવા માટે ઉંડા તલસ્પર્શી અભ્યાસની જરૂર છે તે અભ્યાસમા આ પ્રયત્ન ઉપકારક થશે એમ આશા રાખી આ લેખ બધ કરવામા આવે છે